આ અંકનો વધારો

# ગુજરાત

આશ્વિન ૧૯૭૯ થી ફાલ્ગુન ૧૯૮૦ સુધીના

## પુસ્તક ચોથાની અનુક્રમણિકા


તંત્રી

સાહિત્યસંસદ તરફથી

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

એડવોકેટ.



પ્રકાશકઃ

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

૫૩, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ

ઓફીસઃ

"ગુજરાત" કાર્યાલય,

૨૨ બેકહાઉસ લેન, મેરાઝ સ્ટ્રીટ,

કોટ, મુંબાઇ નં. ૧.

આ અંકનો વધારો



# ગુજરાત

આશ્વિન ૧૯૭૯ થી ફાલ્ગુન ૧૯૮૦ સુધીના

## પુસ્તક ચોથાની અનુક્રમણિકા




તંત્રી.

સાહિત્યસંસદ તરફથી

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

એડવોકેટ.



પ્રકાશકઃ

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

૫૩, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ

ઓફીસઃ

"ગુજરાત" કાર્યાલય,

૨૨ બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ,

કોટ, મુંબાઇ નં. ૧.

# વિષયોની અનુક્રમણિકા



## રા. હરિલાલ પ્રેમજી ત્રવેદી

| | |
|---|---|
| મંગળફેરાનું કામ આરંભ્યું | કાર્તિક |
| મારી પર્ણકુટિમાં નારીઓનો આ હલ્લો શો? | માઘ |
| રમાકાંતને ખભે માથું મુકી રડી પડી | ફાલ્ગુન |

## પ્રકીર્ણ ચિત્રો

| | |
|---|---|
| રુદ્રમહાલયના સ્તંભો | આશ્વિન |
| કાક નમી રહ્યો | ,, |
| વીસુવીઅસ સૃષ્ટાની અખંડ બળતી વેદી | કાર્તિક |
| કેનોવાની એક પરમ સુંદર શિલ્પકૃતિ | ,, |
| એપોલો બેલ્વેડીઅર | ,, |
| કાક નાગી તલવાર આડી રાખી ઉભો રહ્યો | ,, |
| તે પલવાર મુગી રહી | માર્ગશીર્ષ |
| લ્યુસર્ન | ,, |
| પેરીસનું ભવ્ય ઓપેરા હાઉસ | પૌષ |
| દેવાની આંખે અંધારાં આવ્યાં | ,, |
| મંજરીનું મુખ તેજસ્વી થતું જોયું | માઘ |
| વેસ્ટમીન્સ્ટર બ્રીજ | ,, |
| પ્રેમકુંવર ખંચાઇને ઉભી | ફાલ્ગુન |

આ "ગુજરાતનો વધારો" ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, બેકહાઉસ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

# ગુજરાત

પુસ્તક ૪    આશ્વિન ૧૯૭૭ની અનુક્રમણિકા    અંક ૧

## મુખ્ય ચિત્રો



## લેખો




આ "ગુજરાત" માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમિટેડ માટે લાભશંકર મથુરામ ભટ્ટે આદિત્ય પ્રેસમાં નં. ૨૨, ખોજાદાસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ મધ્યે છાપ્યું અને નં. ૫૨, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

લવાજમ રૂ. ૮; દેશાવર રૂ. ૧૦. છુટક નકલનો રૂપીઓ એક.

# દીવાળીનો ખાસ અંક: કાર્તિક ૧૯૮૦

દીવાળીને મંગળ અવસરે બહાર પડનાર આ અંકમાં આપણા સર્વોત્તમ કથાકારો તથા પ્રસિદ્ધ

**રસાત્મક સાહિત્ય**

**અતિ રમ્ય ચિત્રો**

લેખકોની કૃતિઓનાં અનેરાં આકર્ષણો આપવામાં આવશે. તમારો ઓર્ડર હમણાં જ મોકલો.

**'કાન્ત'ને:** સ્વ. કલાપી. ગુજરાતના માનીતા કવિવરના હૃદયના ઉદ્ગાર ઝીલતો સ્વ. 'કાન્ત' પર લખાયેલો એક પત્ર–રા. ગોરક્ષકરની સુશોભિત રંગીન બોર્ડર સાથે.

**ઇટલીથી એક પત્ર:** સૌ. બહેન લીલાવતી. યુરપની મુસાફરી દરમીઆન એક મિત્ર પર લખાયેલો પત્ર, જેમાં ઇટલીના કલા ને ઇતિહાસ વીશે સુંદર વર્ણન કર્યું છે. ભાવદર્શક ચાર ચિત્રો સહિત.

**પરશુરામ-વિજય:** રા. મનહરરામ હરિહરરામ મહેતા. વીર ભાર્ગવવીરનાં પરાક્રમ આલેખતું એક નાનું નાટક. ચિત્રકાર: રા. ગોરધનભાઇ પટેલ.

**અધઃપાત:** રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ. સુરસિક ટુંકી વાર્તા. ચિત્રકાર રા. જોશી.

**એ શું હતું?** રા. મસ્ત-ફકીર જેમાં જગતના અનેક વિચિત્ર સ્વરૂપોમાના એકનો ભેદ લેખક પોતીકી રમુજી રીતે ઉકેલે છે. ચિત્રકાર. રા સુશીલ.

**કન્યાની શોધ.** સૌ. સરોજિની મહેતા. શિક્ષિત કન્યા માટેનો એક વૃદ્ધજનનો વિરોધ કેમ ટળે છે તેનો મરમ શૈલીમાં ચીતાર આપતી વાર્તા. ચિત્રકાર રા. દત્તાત્રેય

**માલતી:** સૌ. બહેન લીલાવતી. આ મનોરમ્ય સામાજિક નાટિકામાં માલતી જે ઉચ્ચ જીવનનું દર્શન કરાવે છે તેને સહુ કોઇ અપૂર્વ તરીકે સ્વીકારશે—બે લલિત ચિત્રો.

પરિષ્વજનઃ રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરની પરિચિત ઢબનું અર્ધવાણી કાવ્ય.

ફોજદાર સાહેબઃ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. કાયદા ને વ્યવસ્થાના એક રક્ષણહારનું હાસ્યરસિક સબળ ચિત્ર. ચિત્રકારઃ રા. મનમોહન.

જાવું પેલે પારઃ રા. નાનાલાલ દલપતરામ કવિની લાક્ષણિક શૈલીનું સુમધુર ગીત. ચિત્રકારઃ રા. સજીવ.

મારું લગ્નઃ રા. 'દરના' લગ્ન વીશે ઘણીવાર ઘણું લખાયું છે પણ રા. ગોરક્ષકરને હાથે સચિત્ર બનેલો આ રમુજી સ્કેચ જુદુંજ દર્શન કરાવશે.

કુદરતનાં બાળુડાંઃ રા. લલિત. મૃદુ ભાવો ગુંજતું સુમધુર કાવ્ય.

આ શીવાય સ્મરણમુકુર, રાજાધિરાજ, નવું સાહિત્ય ને તંત્રીસ્થાનેથી એ રસભર ચાલુ વિષયો.




પુસ્તક ૪ ] આશ્વિન ૧૯૭૮ [ અંક ૧

**ગુજરાતને સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે**

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઠરી વ્યાવહારિકતા ને ઉંચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંસ્કાર જાગૃતિ છે, કાવ્યભાવના છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે, ધર્મા ધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે, એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખે ઉભા રહેવાનું ડહાપણ છે. નવાનતા ઉત્સાહો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જન્મે–કર્મે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંશ બને છે, અને જેમ અંગ્રેજી ગ્રંથાવલિની એકતાનતા પરથી આપમાં પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપથી આત્માની સાક્ષી દે છે કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજય ધ્વજ લઈ ઉભી છે, અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને જીવદયા, શબ્દબ્રહ્મની સર્વોપરિતા અને પ્રેમ–નિર્મલ ને નિરંકુશ–આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી ફરી દિશામાં પ્રસરશે

—'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી





પશ્ચિમ તરફના ચાર થાંભલા

—સિદ્ધપુરનું રુદ્રમહાલય



# સિદ્ધપુરનું રુદ્રમહાલય

લેખક

રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા.

રુદ્રમાળનો મનોહર પ્રતિબિંબ

[illegible]
[illegible]
શ્રીયુત [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# સિદ્ધપુરનું રુદ્રમહાલય

લેખક:

રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા

રુદ્રમાળનો મનોહર કીર્તિસ્તંભ

ઘણા જુના વખતમાં આપણા હાલના ગુજરાત કાઠીઆવાડના ત્રણ મુખ્ય ભાગ હતાઃ–(૧) મહીંદ્ર (મહી) નદી અને તાપી નદી વચ્ચે લાટદેશ; (૨) મહી નદીની ઉત્તરે આનર્ત દેશ; અને (૩) સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ) દેશ અસલી આરબ લોકો લાટ દેશને 'લાર' કહેતા, અને ખંભાતના અખાતને 'લારનો સમુદ્ર' કહેતા. એ દેશમાં તે વખતે 'લારી' ભાષા બોલાતી. લાટ દેશમાં ભૃગુકચ્છ (હાલનું ભરુચ) વેપારનું મોટું મથક ગણાતું, અને દરીઆમાર્ગે પરદેશની સાથે બહુ વેપાર ચાલતો.

ઇસ્વીસનના પાંચમા સૈકાના અરસામાં ગુર્જરજાતિ પંજાબમાંથી આવીને રાજસ્થાન (રાજપુતાના)ના દક્ષિણ ભાગમાં વસવાટ કરી રહી, તથા લોણી નદીની દક્ષિણે મોટું રાજ્ય સ્થાપીને રહી. જાણીતો ચીની મુસાફર હુએનતસંગ કહે છે કે, વલ્લભીપુરની ઉત્તરે 'કીયુ–ચે–લો' નામનું રાજ્ય હતું, અને તેનું પાટનગર 'પી–લો–મો–લો' હતું. એ બંને ચીની શબ્દોનો અર્થ અનુક્રમે 'ગુર્જર' અને 'ભીલ્લમાલ' થાય છે. આજે વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં આવેલા પાટણ શહેરની ઉત્તર દિશાએ આશરે ૪૧ ગાઉ, તથા અર્બુદ (આબુ) પર્વતના વાયવ્ય ખુણાએ ૨૦ ગાઉ દૂર આવેલું 'ભીનમાલ' સદરહુ 'ભીલમાલ'ના અવશેષરૂપે રહેલું છે.

સં. ૬૫૪ માં જ્યોતિષી બ્રહ્મગુપ્ત (જિષ્ણુનો પુત્ર) આ ભીલ્લમાલમાં જન્મ્યો હતો. પોતે લખેલા 'બ્રહ્મસ્ફુટસિદ્ધાંત'માં તે જણાવે છે તે પ્રમાણે "શકરાજાની પછી ૫૫૦ વર્ષે થએલા શ્રી ચાપવંશના શ્રી વ્યાઘ્રમુખના રાજકાલમાં" સદરહુ ગ્રંથ લખાયો હતો. આપણે ત્યાં નવમા સૈકામાં ચાપોત્કટ (ચાવડા) વંશ રાજ્ય કરતો હતો તે વંશના રાજાઓ આ ચાપવંશના હોય, અને આ ચાપવંશ પ્રાચીન ગુર્જરજાતિનો વંશજ હોય એ સંભવિત છે.

આપણે ત્યાં ગુર્જરજાતિ આવીને વસી, અને તેણે પોતાના દેશને 'ગુર્જરરાષ્ટ્ર' કહ્યો. ક્રમેક્રમે અપભ્રંશ થઇ આપણો દેશ હાલમાં 'ગુજરાત' કહેવાય છે. પ્રાકૃતના નિયમને અનુસરતાં 'ગૂજરાત' લખાવું જોઇએ, 'ગુજરાત' નહીં. હાલમાં આ ભુલ સર્વસાધારણ છે.

ગુર્જર લોકો ઇસ્વીસનના આઠમા સૈકાની શરુઆતમાં ભરુચમાં હતા એમ જણાય છે. તે વખતના લાટ દેશના રાજા ત્રીજા જયભટ્ટે સં. ૭૯૨ માં કરેલું છેલ્લું દાનપત્ર હાથ લાગ્યું છે તે આ વાતની સાક્ષી પુરે છે. એ અરસામાં આરબ લોકો ગુજરાતમાં દરોડા પાડતા હતા. સં. ૭૮૦ માં સિંધના હાકેમે ભરુચ અને માળવા તરફ ધસારો કર્યો, અને સં. ૭૯૫ માં "કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવોટક (ભીલ્લમાલનો ચાપોત્કટ), મૌર્ય અને ગુર્જર રાજાઓને" તેણે હરાવ્યા પછી આરબોએ લાટની દક્ષિણે નવસારિકા (નવસારી) ઉપર હલ્લો કર્યો. પણ ત્યાંના ચાલુક્ય સરદાર અવનિજનાશ્રય પુલકેશીએ તેમને પાછા હઠાવ્યા. પછીથી આ ચાલુક્યે ગુર્જર દેશને પોતાના રાજ્યની સાથે જોડી દીધો. જે ગુર્જર રાજાને હરાવ્યાનું ઉપર કહ્યું છે તે ત્રીજો જયભટ્ટ હશે એમ લાગે છે.

ગુર્જરની પછી ચાવડાવંશ ગુજરાતમાં અધિકાર ભોગવવા લાગ્યો. એ વંશના રાજાઓની વંશાવળીની બાબતમાં મતભેદ છે.

સ્થળસંકોચને લીધે આપણે તેના ઇતિહાસની વિગતમાં નહીં ઉતરીએ.

આશરે સં. ૮૦૨ થી ૯૯૭ સુધી ચાવડાવંશ ચાલુ રહ્યો. ત્યારબાદ મૂળરાજે સોલંકીવંશ સ્થાપ્યો. તેના ઇતિહાસની વિગતમા ઉતરવાની જરૂર નથી. તેણે હાલના સિદ્ધપુરમાં રુદ્રમહાલય બંધાવવાની શરુઆત કરી હતી

સિદ્ધપુર આજે વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં આવેલું છે. અમદાવાદથી તે ઉત્તરે [illegible] માઈલ દૂર છે. તેનુ પ્રાચીન નામ "સિદ્ધક્ષેત્ર" અથવા "શ્રીસ્થલ" છે મૂળરાજ જે બ્રાહ્મણોને ઉત્તર-હીંદુસ્તાનમાંથી ગુજરાતમાં લઇ આવ્યો હતો તેમણે પાછીથી આ શહેરને 'સિદ્ધપુર' (સિદ્ધ થએલા લોકોનુ નગર) કહ્યું એમ કહેવાય છે. વળી એમ પણ કહેવાય છે કે, બારમા સૈકામા જયસિંહ સિદ્ધરાજે આ મંદિર પુરેપુરું બંધાવી લીધું તેથી તેના માનમા આ શહેર "સિદ્ધપુર" કહેવાવા લાગ્યું. પણ ખરું જોતાં તો તેનું નામ પુરાણુંજુનું છે.

પ્રાચીન કાળથી આ ક્ષેત્ર બહુજ પવિત્ર મનાતું આવેલું છે. વાયુપુરાણના પ્રભાસખંડના એકવીસમા શ્લોકમા કહ્યું છે કે,

सिद्धक्षेत्रं तु वै पुण्यं यस्यान्ते न विद्यते ।

અર્થાત્ "સિદ્ધક્ષેત્ર જેવું હોય તો આ જન્મ ફરીથી ધારવાનું થતું નથી." તેમજ [illegible] ગીતમાં પણ કહ્યું છે કે,

ઉદય અભિમાન શ્રીસ્થલ, સિદ્ધક્ષેત્ર શુભ સાર,
નિર્મળ નીર વહે સરસ્વતી, [illegible]
વગેરે વગેરે

સિદ્ધપુર શહેર સરસ્વતી નદીના પશ્ચિમ [illegible]ા ઉપર વસેલું છે. આ પવિત્ર સરસ્વતી [illegible]ી કોટેશ્વર મહાદેવના મંદિરની કનેથી નીકળી આરાસુર પર્વતમાં થઇને પશ્ચિમે કચ્છના રણમાં અલોપ થઇ જાય છે. આ નદી મુળથી માંડીને મુખ સુધી પવિત્ર મનાય છે. જુઓ,

गयाया योजनं स्वर्गं प्रयागादर्धयोजनम् ।
श्रीस्थलाद्धस्तमात्रं स्यादत्र प्राची सरस्वती ॥

અર્થાત્ "સ્વર્ગ ગયાથી એક યોજન જેટલું દૂર છે, પ્રયાગથી અર્ધો યોજન જેટલું દૂર છે, અને જ્યાં પૂર્વદિશાએ સરસ્વતી નદી છે તે શ્રીસ્થલ (સિદ્ધપુર)થી માત્ર એક હાથ જેટલું છે"

સરસ્વતી નદી પાંચ ઠેકાણે છે, જુઓ,

रुद्रावर्ते कुरुक्षेत्रे श्रीस्थले पुष्करेऽपि वा ।
प्रभासे पंचमे तीर्थे यत्र प्राची सरस्वती ॥

(૧) રુદ્રાવર્ત હિમાલયમાં છે, એમ કહેવાય છે, અને ત્યાં સરસ્વતી નદી છે. (૨) કુરુક્ષેત્ર હાલના દીલ્લીની પેલી તરફ છે, અને ત્યાં પણ સરસ્વતી નદી વહે છે (૩) શ્રીસ્થલ સિદ્ધપુરની પાસે પણ સરસ્વતી નદી છે (૪) પુષ્કરતીર્થમાં પણ તે છે, એમ કહેવાય છે, અને (૫) પ્રભાસપાટણ અથવા સોમનાથ અથવા વેરાવળ આગળ પણ સરસ્વતી નદી છે. તેનાં પાણી બહુજ પવિત્ર છે, અને તેના કાંઠામા 'અંબરમાધવ' નામની મૂર્તિ છે. પ્રભાસમા હિરણ્યા નદીના કાંઠે આગળ યાદવોનો નાશ થયો હતો. જ્યાં શ્રીકૃષ્ણને બાણ વાગેલું તે ભાલકાક્ષેત્ર અહીંજ છે, અને તેમનો દેહ જ્યાં પડેલો તે દેહોત્સર્ગ ક્ષેત્ર પણ અહીંજ છે.

સિદ્ધક્ષેત્ર પવિત્ર મનાય છે તેનું કારણ એ છે કે, જેવી રીતે ગયા અથવા પ્રયાગ તીર્થમાં પિતૃપક્ષ અથવા પિતૃમેધ કર્મનું માહાત્મ્ય છે તેવી રીતે માતૃપક્ષ કે માતૃમેધ કરવાનું માહાત્મ્ય આ પવિત્ર ક્ષેત્રમાં છે. આ ક્ષેત્રથી પશ્ચિમે એક માઈલ દૂર આવેલા

કપિલાશ્રમમાં માતૃયજ્ઞ કરાવવામાં આવે છે. અહીંજ જ્ઞાનવાપિકા (જ્ઞાનવાવ), અલ્પસરોવર અને બિંદુસરોવર પણ છે. એ ત્રણેનાં પાણી અતિ પવિત્ર મનાય છે. યાત્રાળુઓ ભીનાં કપડાંથી આ ત્રણેમાં વારાફરતી સ્નાન કરીને કપિલાશ્રમમાં માતૃશ્રાદ્ધ કરે છે.

મૂલરાજે નાનપણમાં પોતાના મામા સામંતસિંહનું ખુન કરેલું, તેની ગાદી પચાવી પાડેલી, અને પોતાની માના સંબંધીઓને મારી નાંખેલા તેનો પશ્ચાત્તાપ તેને થતો હતો. આશરે સં. ૧૦૩૭ માં રુદ્રમહાલય બંધાવવાની શરુઆત કરીને તે પોતાના પાપથી મુક્ત થવા સારુ પોતાના પુત્ર ચામુંડને ગાદી સોંપી સાધુ થઇ ગયો હતો.

દરમીઆન સિદ્ધપુરની ઉપર ચઢાઇઓ થતી હતી તેથી આ મંદિરનું બાંધકામ અધુરું રહેલું. પછીથી બસો વર્ષ દરમીઆન તો તે થોડુંક પડી ભાગ્યું પણ હશે. પણ ત્યાર બાદ સિદ્ધરાજ જયસિંહે તેને નવેસર બંધાવવાની શરુઆત કરી, અને સં. ૧૨૦૨ માં તે પુરું કર્યું. આના સંબંધમાં બોલાતી કવિતામાં પણ કહ્યું છે કે,

સંવત બાર બીલોતરે, સોલંકી સુત જાણ,
રુદ્રમાલની સ્થાપના, માઘ માસ પરમાણ.
કૃષ્ણપક્ષ ચતુર્દશી, વાર સોમ નિર્ધાર.
શંકર સિધરે પુછ્યા, નામ રહ્યું જુગ ચાર.

હેમચંદ્રાચાર્યે 'દ્વયાશ્રય'માં કહ્યું છે કે, બર્બરક નામના રાક્ષસે સિદ્ધપુરમાંની સત્રશાલા તોડી નાંખી હતી, અને સિદ્ધરાજે તેની સાથે લડાઇ કરીને તેને હરાવ્યો હતો. આ સત્રશાળાજ મૂલરાજનું મુળ રુદ્રમહાલય હશે, એવું કેટલાક લોકોનું માનવું છે.

સં. ૧૯૪૨-૪૬ માં કઝેન્સ સાહેબે ઉત્તરગુજરાતનાં પ્રાચીન ખંડેરોની શોધખોળ કરેલી. તેના ઇતિહાસમાં લખ્યું છે તે પ્રમાણે તે વખતે આશરે ૩૦૦ પાદ લાંબા અને ૨૩૦ પાદ પહોળા લંબચોરસ ચકડાની વચમાં રુદ્રમહાલયનું મંદિર બંધાએલું હોવું જોઇએ. તે એ કે ત્રણ માળની ઉંચાઇનું હશે. તેની અંદરના ભાગમાં ૫૦ ચોરસ પાદનો મંડપ હતો. એ મંડપની ઉત્તરે, પૂર્વે અને દક્ષિણે કુલ ત્રણ મંડપ હતા, અને પશ્ચિમે દહેરું હતું. વચમાં રુદ્રનાં અગીઆર દહેરાં હતાં. મંદિરની આસપાસ બીજાં અનેક નાનાં નાનાં દહેરાં હતાં. મંદિરની પૂર્વબાજુએ મુખ્ય દરવાજો હતો, અને સરસ્વતી નદીમાં ઉતરવા માટે પગથીઆંનો ઘાટ હતો.

મુસલમાનોએ આ ભવ્ય દહેરાનો નાશ કરવાને બહુ મહેનત કરી હતી. પહેલાં સં. ૧૩૫૪ ના અરસામાં અલફખાને, પછી સં. ૧૩૬૫ માં અલાઉદ્દીને, અને પછી સં. ૧૪૭૧ (૧૪૧૫ ના જુલાઇ માસ) માં અહમદશાહે આ મંદિરને ઘણું નુકસાન પહોંચાડયું હતું. કાળના પંજામાં સપડાએલું આ પ્રાચીન દેવાલય હવે બહુજ જીર્ણ હાલતમાં આવી ગયું છે. અત્યારે તો પૂર્વ દિશાના મંડળના પાંચ થાંભલા, ઉત્તર દિશાના મંડપના ચાર થાંભલા, મંડપની પાછળ આવેલા ચાર થાંભલા, મનોહર તોરણ કે કીર્તિસ્તંભ, પાછલા ભાગમાં એક દહેરું, કેટલાક થાંભલા અને બીજાં ત્રણ દહેરાંનાં બારણાં: એટલું બચવા પામ્યું છે.

કઝેન્સ સાહેબે પાટણના કોઇએક સલાટની મદદથી રુદ્રમહાલયની મુળ યોજના ઘડી કાઢેલી છે તે આ સામેના જુદા નકશાથી બતાવવામાં આવી છે. એમાં ક, ખ, ગ, ચ, જ અને ઝ નામથી જે કાળા ભાગ બતાવવામાં આવ્યા છે તે આજે અખંડ જોવામાં આવે છે, જે

ભાગ આછા કાળા બનાવવામાં આવ્યા છે તે કર્ઝન્સ સાહેબે દેશી સલાટની મદદથી કલ્પેલા ભાગ છે, અને જે ભાગ રંગીન છે તે આજે ઘર બંધાએલો જોવામાં આવે છે. એના જે ચાર થાંભલા છે તેની ઉપરના બાંધકામની વિગત ગ્રગ થી બનાવવામાં આવી છે. ક થી નદી-પોળીઆનું દહેરું બતાવવામાં આવેલું છે ચિત્રની સામે જોતાં જમણી બાજુએ એટલે પૂર્વ દિશામાં ચ થી કીર્તિસ્તંભ બતાવવામાં આવેલો છે. પરંતુ આખા બાંધકામની રોનકદાર રચના ધ્યાનમાં લઈને એવું અનુમાન કરવામાં આવ્યું છે કે, ચિત્રની સામે જોતાં ડાબી બાજુએ એટલે ઉત્તર દિશાએ જે ઠેકાણે ચ લખેલું છે તે ઠેકાણે એવોજ બીજો કીર્તિસ્તંભ હોવો જોઈએ. સરસ્વતી નદીએ જવા માટેના ઘાટની પાસેજ આગળ બીજો કીર્તિસ્તંભ હોવો જોઈએ, અથવા તો ક ની અને ડ ની વચ્ચે તે હોવો જોઈએ. ફાર્બસ સાહેબે પોતાનું 'રાસમાળા'નું પુસ્તક લખ્યું તે વખતે તો ઉત્તર દિશાનો કીર્તિસ્તંભ મોજુદ હતો, અને તેમણે તેનું ચિત્ર પણ પ્રસિદ્ધ કરેલું છે.



રુદ્રમહાલયના તોરણનો એક ભાગ

પશ્ચિમ દિશાએ જે ચાર નાના દહેરાં બચવા પામેલા છે તે આપણા ચિત્રમાં જ થી અને ઝ થી બતાવવામાં આવેલાં છે. એ

પૈકી ત્રણને એકબીજાની સાથે જોડી દઇને મુસલમાનોએ જે મસજીદ બનાવી છે તે જ થી બતાવવામાં આવી છે. જેજે ઠેકાણે ૮ અને ૯ લખેલા છે તેને ઠેકાણે દહેરાં હોવાં જોઇએ, એવું કલ્પવામાં આવેલું છે. રુદ્રનાં અગીઆર દહેરાંનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે તે એ રીતે સંપૂર્ણ થાય છે. એટલે કે ઉત્તરે ૨, પૂર્વે ૨, દક્ષિણે ૨ અને પશ્ચિમે ૫ મળી કુલ ૧૧.

ગ આગળ જે ચાર થાંભલા છે તેમની ઉપર ૨૭ પાદની લંબાઇનો ઓતરંગ છે, અને જાણે કોઇ અષ્ટકોણની એક બાજુ હોય તેમ તે પશ્ચિમથી પૂર્વ તરફ તીરકસ ગોઠવાએલો છે. ૩ પાદ અને ૮ તસુ જેટલો તે જાડો છે. એવું અનુમાન કરવામાં આવેલું છે કે, મુખ્ય મંદિરમાં જવા માટેના અંતરાળની સમક્ષ આવેલા મોટા મંડપની તે અંદરની બાજુ હશે. આ ઓતરંગની ઉપર કોતરકામવાળા બે પથ્થરો છે, અને તેમની ઉપર બીજા બે થાંભલા છે. આ થાંભલાઓની ઉપર બીજો ઓતરંગ છે, અને તેની ઉપરની કોર જમીનથી ૪૨ પાદ ઉંચી છે. ( જુઓ પશ્ચિમના થાંભલાવાળું ચિત્ર.)

ઉત્તર દિશાનો ખ મંડપ એની પૂર્વ બાજુ છે. ક, ખ, અને ગ નામના ત્રણે મંડપોની ત્રણ બહારની બાજુએ, થાંભલાની વચ્ચોવચ્ચ મનોહર અને બારીક કોતરકામવાળાં તોરણો જોવામાં આવે છે. અંદરની બાજુએ શીકાર, લડાઇ વગેરેના દેખાવો કોતરવામાં આવેલા છે.

ચ થી બતાવેલો કીર્તિસ્તંભ પૂર્વે આવેલા સૌથી આગલા મંડપની ઉત્તર દિશાએ આવેલો છે. તેનું જે ચિત્ર ફોર્બ્સ સાહેબે તૈયાર કરેલું તે આ સાથે આપવામાં આવ્યું છે. આપણા જુના વખતના કડીઆઓનું કોતરકામ કેવું હતું તેનો આ ઉત્તમ નમુનો છે. એ કીર્તિસ્તંભ જમીનથી ૩૨ વાર જેટલો ઉંચો હતો. આજે તો તે બહુજ જીર્ણ અવસ્થામાં આવી પડેલો છે. ખાસ કરીને થાંભલાની કુંભીનું કોતરકામ ઘસાઇ ગયલું છે.

પશ્ચિમે જ અને ઝ નામનાં દહેરાં જોડી દઇને મસજીદ બનાવવામાં આવી છે, એ વાત અગાઉ આવી ગઇ છે. એ ચાર દહેરાંની હાર છે. તેમાંનાં ત્રણ દહેરાંમાંથી મુસલમાનોએ જામી મસજીદ બનાવી છે. દહેરાંની ટોચનો ભાગ છાપરાના કરતાં ઉંચો છે એટલે તેમની જગ્યા સમજાઈ આવે છે. આ ચાર દહેરાં અને દક્ષિણે આવેલું એવુંજ પાંચમું દહેરું એવી રીતે બાંધવામાં આવેલાં છે કે, મંદિરની પાછલી બાજુએ એથી કાટખુણો થઇ રહેલો છે. દરેક દહેરું સલામત છે. ઉત્તરે ઝ નામના દહેરાની બહારની દીવાલ તથા તેના મંડપનો થોડોક ભાગ તેમજ તેનું લગભગ પુરેપુરું શિખર કોતરકામથી લદબદ થએલાં છે. રુદ્રમહાલય કેવા પાયા ઉપર રચાવાનું હશે, એનો ખ્યાલ આ દહેરાંઓના અનુપમ કોતરકામથી આવી શકે છે.

મૂલ હીંદુઓના થાંભલાઓને પોતાની સવડ પ્રમાણે નવેસર ગોઠવીને મુસલમાનોએ આ મસજીદ બાંધેલી છે. થાંભલાઓની ઉપર જે મૂર્તિઓ કોતરવામાં આવેલી તે તેમણે ભુંસી નાખી છે તે છતાં પણ બારીક નજરે જોનારને મૂલ કોતરકામનો ખ્યાલ આવી શકે છે. એ મસજીદ આશરે ૨૮ પાદ જેટલી લાંબી છે. મસજીદની વચમાંનું છાપરું આજુબાજુનાં બે છાપરાંના કરતાં વધારે ઉંચું છે, અને તે ૨૧ પાદ જેટલું ઉંડું છે. બંને બાજુઓ પૈકી દરેક બાજુ ૧૫ ચોરસપાદની



ઉત્તર તરફના મંડપનું દ્વાર

છે. આ મસ્જીદમાં સં ૧૮૦૨ નો શિલાલેખ પડેલો છે. તેમાં ફારસી અને દેવનાગરી લિપિમાં એવું લખ્યું છે કે,

“સિદ્ધપુરમાં સાહેબ બધાં કામ સિદ્ધ કરશે, એમ સમજીને હીજરી ૧૦૫૫, સંવત્ ૧૭૦૨ માં બાદશાહ ઓરંગઝેબ સાહેબ

આલમી આદીલના રાજકાલમાં આલી અસ્કરી આદલી સાહેબે વેચાણ અને ખરીદી માટે 'આદીલગંજ' બંધાવ્યો છે."

સિદ્ધપુરનું જાણીતું રુદ્રમહાલય આવું છે.

કાશી ગયા ગોદાવરી, [illegible] તીરથકો સાર,
કર્દમ દેવહૂતિ વસે જહાં, ભયો કપિલ અવતાર.
બિંદુ સરોવર વિમલ જલ, માતૃગયા કર નાહાય,
કોટિ જન પામર પતિત, પળમાં પાપ પળાય.
× × × ×



મહાલયનો ઝરુખો

રુદ્રમહાલયની કવિતા રા. પરમાનંદ ભોળાભાઇ પારેખે છપાવેલી તેનો ઉતારો રા. જગજીવનદાસ-મોદીએ કરેલો તે મને એમણે કૃપા કરીને આપેલો તેમાંથી જરુરપુરતી કડીઓ અહીં ઉતારી છે :–

સંવત નવ નવાણુંએ, મૂળદેવ મહારાજ,
મૂળદેવ કુલ ચાવડો, પામ્યો પાટણરાજ.
સંવત દશ વર્ષ સાડત્રીસો, માઘ દ્વિતીયા ગુરુવાર,
રુદ્રમાળ આરંભિયો, ખરચત દ્રવ્ય અપાર.
× × × ×



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ્.



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ.
શાભ ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાજુદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર મોકલે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની આળ કાઢવાની પેરવીમાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા રેવાપાલને કાકની મૈત્રી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાઈ પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના ઉપનાયક અને કાકભક્ત દેવાને ભોંયરી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ બિહાગનું ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડૂબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને વથળી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છૂપી રીતે જુનાગઢ જાય છે અને રા'ના કહેવાથી રાજકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સાંધેલું તેડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ચાવખાટ તરફ વહેમ જાય છે, અને ખાબરાજુતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પુજારીને વેશે ગજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવા ફત્તેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઈ જાય છે. જગદેવને ગભરાએલી રાણી કાઢી મુકે છે. કાક સટકીને જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અંદર જતો રહે છે. પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે એટલામાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે. ઉદો, જયદેવ તથા કાકે વિષ્ટિ માટે જવું એમ ઠરે છે. દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી જોડે મસલત કરતો હોય છે તેટલામાં કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે. વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની પુત્રી સમર્થ તેના ઉપર દ્વેષે ભરાય છે. પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજમહેલનો કર્તાહર્તા પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે ધારેલી જગ્યામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં કાક સાથે તેને ચકમક ઝરે છે. પણ તુરત સમાધાન થાય છે. કેદ કરેલા નોકરને છોડી દેવાની આજ્ઞા મુંજાલ પરમારને કરે છે ને તે માથે ચઢાવવા જયસિંહદેવ પરમારને સલાહ આપે છે. સોમની વહુ પ્રેમકુંવર ને પહેલાં સતાવેલા કાકને અજાણ્યાં છોડાવનાર સમર્થ લીલાદેવીના ખંડ રાજમાર્ગમાં હોય છે ત્યાં કાક રાણીને મળવા આવે છે.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૨૨મું

## પુરુષને વશ કરવાનું શાસ્ત્ર

પેલી બે સ્ત્રીઓ ગઇ એટલે રાણી હીંચકા પર બેસી ગઇ ને કાક સામે ભોંય પર બેઠો.

"કાક! તને કૈં થયું ખરું કે?"

"કૈંજ નહીં. મહારાજના મારા પર ચારે હાથ છે."

"ત્યારે હવે સમજાયું."

"શું?"

"મુંજાલ મહેતા કહે કે, હું તને બરાબર ઓળખતી નથી. તને કૈં થવાનું નથી."

"મહેતાજીને મારામાં અજબ શ્રદ્ધા છે. તમે શું મારે માટે ગયાં હતાં?"

"હા. તને પેલા ખંડમાં ન દીઠો એટલે હું ગભરાઇ."

"બા! તમારે મારે માટે બહુ દરકાર નહીં કરવી."

રાણી શાંતિથી જોઇ રહી ને વિષય બદલ્યો. "કાક! રેવાપાલ કેમ છે?"

"છે તેવો ને તેવો. હજુ લાટને સ્વતંત્ર કરવાની આશા એણે ખોઇ નથી; અને આપણા અને તરફ એનો ગુસ્સો પણ શમ્યો નથી. જે થાય તે ખરું."

"કેમ?"

"મને પેલા ઉદાના છોકરા પર જરા વિશ્વાસ નથી."

"તને કોઇના પર વિશ્વાસ દેખાતોજ નથી."

"મને કેટલાક પર ઘણો વિશ્વાસ હોય છે."

"જેમ કે, મંજરી."

"જેવાં કે તમે."

રાણી હસી. "બોલ પછી અહીંઆંનું શું?

"અહીંઆં ધીમેધીમે બધું સરલ થઇ જશે. પહેલો ઘા તો ફળ્યો છે. મહારાજ ઠેકાણે આવ્યા છે."

"જોજે ભુલતો. એમનું ઠેકાણું શોધતાં ભવ જશે." શાંત તિરસ્કારથી રાણીએ કહ્યું.

"બા! જો તમે મદદ કરશો તો એમનુ તરત ઠેકાણું આવશે."

"મારે શા માટે મદદ કરવી?" કચવાટથી રાણીએ પુછ્યું.

"બા! શા માટે?" કાકે તીક્ષ્ણ નજરે રાણી સામે જોયું; "જુઓ. ઘણી વખતે 'સ્પષ્ટવક્તા સુખી ભવેત્' એ સૂત્ર ભુલવા જેવું નથી હોતું. મેં તમને અહીંઆં પરણાવ્યાં, ને પટરાણીપદની આશા આપી. અત્યારે તમારું તે પદ જવા બેઠું છે. તમને પણ એમ લાગ્યું માટે તો મને બોલાવ્યો. હવે આપણે સ્પષ્ટ વાત કરવી જોઇએ."

"કરની તો. મેં ક્યાં ના કહી છે?" કંટાળીને રાણીએ હીંચકાની પીઠ પર અઢેલ્યું

"ખોટું લગાડશો નહીં."

"તારું કહ્યું ખોટું લાગશે તોએ સાંભળી લઇશ."

"બા! અત્યારે બાપ, ભાઇ કે મા જે ગણો તે હું છું ને જેતે વાત કરું એવી કરવા દેશો."

"આ બધા પારાયણની જરૂર મને દેખાતી નથી."

"મને દેખાય છે. હું અત્યારે ઘણી મુશ્કેલ સ્થિતિમાં છું. મારા જેવા પરપુરુષે એમ વાત ન કરવી જોઈએ. પણ હું નહીં કહું તો કોણ કહેશે?"

"કહેવા માંડ."

"તમારે પટરાણીપદ પરથી ખસવું નહીં જોઈએ." કાકે એક તીક્ષ્ણ નજર રાણી પર નાંખી કહ્યું.

"તે મારા હાથમાં નથી." રાણી જરા તિરસ્કારપૂર્વક હસી.

"હું માગ્યું બનતું કરું છું પણ આખરે તો બધું તમારા જ હાથમાં રહેવાનું."

"કેવી રીતે?"

"તમારે જયસિંહદેવ મહારાજને રીઝવવા જોઈએ." કાકે ધીમેથી કહ્યું, ને રાણીના મુખ પરના ભાવો જોઈ રહ્યો.

"શું કરાવવા માગે છે?" જરા તિરસ્કારથી લીલાદેવીએ પૂછ્યું.

"જે કાર્ય સાધે તે બધું."

"એટલે?"

"બા! દરેક સ્ત્રીમાં પુરુષને રીઝવવાની અદ્ભુત શક્તિ હોય છે. તે તમારે કેળવવી જોઈએ. નહીં તો આ કામ થવાનું નથી."

રાણી ક્રૂર શાંતિથી કાક તરફ જોઈ રહી. કાક મૂંગો રહ્યો.

થોડી વારે રાણીએ નીસાસો મૂક્યો. "મને પુરુષ રીઝવતાં નથી આવડતું." તે થોડી વાર મૂંગી રહી ને પાછી તિરસ્કારથી હસી: "એવું જ્ઞાન તો મંજરી પાસેથી થોડું શીખી લેત."

કાકે જવાબ નહીં દીધો, પણ કહ્યું "બા! અત્યારે આપણે બે સેનાપતિ તરીકે મસલત કરીએ છીએ. આપણે શત્રુ જાણો છો. તમારાં શસ્ત્ર તમે વાપરો, મારાં હું વાપરું. બોલો! આવી રીતે વાત કરું તો ગમશે?"

"ચાલશે."

"ત્યારે જયદેવમહારાજને તમારે માટે મોહ ઉત્પન્ન થાય એવું તમારે કરવું ત્યારે જ ગઢ પડશે."

"શાકુંતલકીની માફક ફૂદડો ચોટલો કરું ચોળી ફરું."

"તેમ પણ જરૂર પડે કરવાનું."

"બીજું કંઈ?" તિરસ્કારથી રાણીએ કહ્યું.

"પ્રથમ તો એ મહત્ત્વાકાંક્ષી છે."

"તેથી શું?"

"બધા પૂજે એવી પટરાણી એને જોઈએ. બધા તમને પૂજે એવો રસ્તો લો."

રાણી એકાગ્રતાથી જોઈ રહી. કાક ઉત્સાહથી, હેતથી જાણે વીનવતો હોય એવું દેખાતું હતું. એક વિપલ તેણે કાકના તેજસ્વી મુખ તરફ જોયું.

"કેમ કરીને?"

"ગુરુદેવે તમને શસ્ત્રવિદ્યા શીખવી છે પ્રભુએ તમને પ્રજ્ઞા આપી છે. કંઈ એવું કરો કે તમારી કીર્તિ મહારાજને આંજે."

"શું યુદ્ધ કરું?"

"તે પણ કરવું પડે. વળી બીજું–મહારાજ ભાવાર્થી છે" કાકે કહ્યું.

"એમ?" ફરીથી તિરસ્કારપૂર્વક રાણીએ કહ્યું.

"તમે ક્યાર નથી જાણતાં ને તમે એના તરફ ઊર્મિએ દેખાડ્યાં નથી. તમે ઘણાં તટસ્થ, શાંત, ને ભાવહીન થઈ રહ્યાં છો."

"હું સ્ત્રી હોત તો નર્યું સારી વાત."

"મારી રાણીને ખાતર તે પણ થવા ખુશી છું" કાકે હસીને કહ્યું.

"બા! ગમે તેવા માણસથી સ્ત્રીના ભાવ વિના રહેવાતું નથી. થાકેલો માણસ જેમ રેવાના તરંગોમાં પડી નવું જીવન પામે છે તેમ પુરુષને સ્ત્રીના ભાવ, ઊર્મિ, ને નાના-મોટા વિલાસોમાં સ્નાન કરી સજીવન થવાની જરુર પડે છે. અને મહારાજનું અંતર એટલું ઉત્સાહી છે કે તેને ભાવના, ઊર્મિના ને વિલાસ-ના મોટા તરંગો જોઇએ છે."

"પુરુષનું હૃદય તું ઘણું પારખતો લાગે છે."

"હા. બાલવયથી તે પારખવાનો ધંધોજ લઇ બેઠો છું. બા! બધી વાત તરફ નેરસ્કાર કરશો તેમાં શો ફાયદો છે? જો પાટણની પટરાણી થવું હોય તો પાટણના ધણીના અંતરને પારખી તેને કેદ કરો. તમે પણ મનુષ્યહૃદયનાં પારખુ છો. તેને ધારો તો નચાવી શકો. નહીં તો આજે દેવડી જશે તો કાલે કોઇ બીજી આવશે."

"ચાલો! હવે મારે એ કરવાનું રહ્યું."

"હાસ્તો. તેની નિકટ આવો; દૂર સરી જાઓ; તેને આનંદ કરાવો; તેને વિરહાવસ્થાનો અનુભવ કરાવો; તેને ચીઢવો ને શાંતિ આપો, તેને માલીક બનાવો ને દાસત્વનો સ્વાદ ચખાડો; તમારા વૈવિધ્યના સુરે તેને નચવો, ને તમારા હૃદયની એકનિષ્ઠામાં તેને શાતા પામવા દો."

"એટલે લાટની કુંવરી લુંડી બનીને રહે એવું કરું?"

"બા! સર્વાંગસંપૂર્ણ સ્ત્રીના ભાવો દેખાડવામાં મને નાનમ દેખાતી નથી. પાર્વતીજી પોતે પણ શું ભાવ નથી ભજવતાં?"

"ચાલો! એક-મારી કીર્તિએ એને આંજ્યું. બીજું-મારા અંતરના ભાવોમાં એને ભીનો રાખું. પછી કૈં છે કે બસ આટલુંજ?"

"ના. હજુ છે."

"શું?"

"મહારાજનો સ્વભાવ ઘણો ચંચલ છે એને નિશ્ચલતાની જરુર છે. તમારી નિશ્ચલતા પર એના જીવનની રચના રચવા દો."

"તે કેવી રીતે?" રાણીને પણ રસ પડવા માંડ્યો.

"એ ગમે તે કરે તોપણ તેની કીર્તિ ને તેની સત્તા તમારા વડેજ છે એવી તેનામાં શ્રદ્ધા થવી જોઇએ."

"તે કેવી રીતે?"

"તેની કીર્તિ ને સત્તાનાં સંરક્ષક થઇને."

"ચાલો. આ ત્રીજું. હવે બીજો કૈં પાઠ છે?"

"હાલ આટલા ઘણા થયા." હસીને કાકે કહ્યું.

"હવે શું કરું?" રાણીએ તબીએત વાળીને કહ્યું.

"પહેલી તમારી કીર્તિ. તમે શસ્ત્રો તૈઆર રાખો. થોડા દહાડામાં આખું ગુજરાત ગાજે એવો ભડકો કરીશું. પણ અવારનવાર છાનાંમાનાં ઘોડે ચઢી લશ્કરમાં શું થાય છે તે જુઓ તો ખરાં. લાટમાં હતાં ત્યારે તો જોઇએ તેટલા કોશની દોડાદોડી કરતાં હતાં."

"કાક! એ દહાડા ગયા." રાણીએ નીસાસો મુક્યો.

"પછી બીજો પ્રયોગ તો તમારાજ હાથમાં," કાકે હસીને કહ્યું; "મને સ્ત્રીચરિત્રનો ઝાઝો અનુભવ નથી."

"એમકે?" રાણીએ હસીને પુછ્યું: "તારી વાત પરથી કૈં એવું દેખાતું નથી."

"અને ત્રીજા માટે તો એ કે રાજાને દેવ દેખાવાનો ઘણો શોખ છે ને તેથી જગદેવ જેવા પરદેશીઓને તે રાખે છે. તમે એને દેખાડી આપો કે એ તમારી પાસે આવે ત્યારે એ વગરમહેનતે દેવ બની જાય છે."

"મારી પાસે દેવ બનાવવાનું જંત્ર નથી."

"છે. તમે એટલો ભપકો વધારો, એટલા અનુચરો રાખો, એવો આચાર સ્થાપો કે તમારી પાસે આવતા માણસોને દેવમંદિરનો ખ્યાલ આવે. પછી એ મંદિરનો દેવ થવા રાજા પોતે દોડ્યા આવશે. અને એ વચ્ચે-વચ્ચે ધ્યાન ન આપે તો ગભરાવું નહીં, એની મેળે આપોઆપ ખેંચાઇ આવશે. હજુ સુધી દેવ મનાવા ખુશી ન હોય એવો માણસ મને મળ્યો નથી."

"મને એક મળ્યો છે."

"કે તમારો ભ્રમ હશે. એનું પણ એક નાનકડું મંદિર છે કે જ્યાં એ દેવ ગણાય છે." કાક હસ્યો, અને પલ વાર તેનું ચિત્ત મૃગશ્રૃંગના માથા બૃહસ્પતિના વાડામાં જઇ રહ્યું.

"પુરુષ સ્ત્રીને ઘર આપે છે, આહાર આપે છે, જુવાની ને છબ આપે છે, પૂજા ને અર્ચા ધરે છે—માત્ર દેવ ગણાવા. આ દુઃખાત્મક સંસારમાં એને માત્ર એટલામાંજ મુક્તિ દેખાય છે."

"કાક! તારી વિદ્વત્તા ઘણી થઇ," રાણીએ કહ્યું, ને શાંતિથી સુકાઇ ગયેલા હોઠ લુછ્યા; "તને પૂજવો કે ધિક્કારવો તે મને સુઝતું નથી."

"મારે તો આપની સેવાજ ઉઠાવવી છે" કાકે જવાબ વાળ્યો.

"એનું બોલશે તો છૂટ ખેંચી કાઢીશ. બોલ હવે મહારાજને દેવ કરી કેમ સ્થાપવા?"

"જ્યારે એ અહીંઆં આવે ત્યારે થોડાક સૈનિકો તમારી સેવામાં જોઇએ એમ માંગી લેજો."

"પછી?"

"ને મોટામોટા યોદ્ધાઓ અહીંઆ આવે એમ કરો."

"શું દોરડાં બાંધી ખેંચી લાવું?"

"તમે મહેનત તો કરો. બધા વગર-દોરડે ખેંચાઇ આવશે. પરશુરામને બોલાવો. તમે વીરાંગના છો. તમારી વીરતાથી એ પ્રસન્ન થશે. ને એ આવ્યા કે બીજા બધા આવ્યા."

"હું બધુ સમજું છુ. તું બહુ હરામ-ખોર છે"

"ત્યારવગર તમે મારા પર આટલો વિશ્વાસ મુકો?"

"બા! બા! મહારાજ આવ્યા." મંગી હાંફતીહાંફતી આવી. એની પાછળ ગભરાએલી પ્રેમકુંવર ને સમર્થનાં મોઢાં દેખાતાં હતાં. તરત-જ પાછળ જયસિંહદેવ મહારાજ આવ્યા.

રાણી ચમકી ને હીંચકા પરથી ઉતરી પડી; કાક ભોંય પરથી ઉભો થઇ નમી રહ્યો.

## પ્રકરણ ૨૩ મું

### જેમાં લીલાદેવી રમત શરૂ કરે છે.

રાજા તેની ઉમર કરતાએ નાના લાગતા હતા. તેનો રુપાળો ચહેરો અત્યારે આકર્ષક દેખાતો હતો, અને તેના પર સદા પડી રહેતી સત્તાની છાપે અત્યારે મોહક ગૌરવનું સ્વરૂપ પકડ્યું હતું.

તેનું મુખ હસુહસું થઇ રહ્યું હતું. તેમાં રાણીને અને કાકને આમ બેસીને વાત કરતાં જોઇ તેને એકદમ હસવાનો ઉમળકો આવ્યો. તેણે તેને રોક્યો અને કપાળ પર કરચલી આણી.

"રાણી! કેમ શું કરે છે?" જરા હસતો અવાજ સખત કરી તેણે કહ્યું, "કેમ કાક! તું અહીંઆં ક્યાંથી?"

"બાને મળવા." કાકે તીક્ષ્ણ નજરે રાજા-ની મુખમુદ્રા તપાસતાં કહ્યું.

"રાણી! આજે એક અજબ વાત મારે

કાને આવી છે" કહી રાજા હીંચકા પર બેઠા અને હાથ ખેંચી રાણીને બેસાડી. તેણે ચારે તરફ જોયું ને રાણીના ખંડને શણગારેલો જોઇ કહ્યું: "તમે ઘણાં શોખીન લાગો છો!"

"એમ?" શાંતિ ને અસ્પષ્ટ તિરસ્કારથી રાણીએ કહ્યું. પણ કહેતાં તેની નજર કાક પર પડી. કાકની આંખમાં ઠપકો હતો. આટલું કહ્યા છતાં પણ રાણી કૈં કરતી નથી એવો સ્પષ્ટ અર્થ તેમાં દેખાયો. લીલાદેવીના અંતરમાં કાકની પ્રેરણાની અસર થઇ. "હું તો શણગારું છું, પણ મહારાજને જોવાની સદ ક્યાં છે?"

રાજા હસ્યા. કાકે આંખો વતી ઉપકાર ન્યો.

"આજે તો હું એક તપાસ કરવા આવ્યો છું." રાજાએ પાછો ગાંભીર્યનો ડોળ કર્યો.

"શી?"

"સવારે એક બ્રાહ્મણ મહેલમાં પેસી ગયો ને તમારા ખંડમાં આવ્યો: ને હવે જડતો નથી."

રાણી જરાક ચમકી. કાક વગરબોલાવ્યે હસ્યો.

"પેલા જગદેવે કહ્યું હશે?" તેણે પુછ્યું.

"કેમ જાણ્યું?" રાજાએ જરા ભવાં ચઢાવી કહ્યું.

"કારણ કે એ બ્રાહ્મણ તે તો હું હતો." રાણી આ ધૃષ્ટતા જોઇ જરાક ફીક્કી પડી. કાકે આગળ ચલાવ્યુ: "મારે આપને પહેલાં મળવું હતું તે બ્રાહ્મણનો વેશ લઇ, પહેરેગીરને બાંધી હું પેઠો; પણ મારા મનમાં કે એવે વેશે આપને ન મળવું તેથી આ મંગી પાસે લુગડાં માંગવા આવ્યો; એટલામાં બાને ખબર પડી ને મને બોલાવ્યો: ને એટલામાં તો પરમાર દોડતા આવીજ લાગ્યા; મંગીએ મને પેલા ખંડમાં સંતાડ્યો ને પેલી દંડનાયકની પુત્રી ત્યાં આવી તેણે મને બીજે રસ્તે જતો કર્યો, ને હું આપને આવીને મળ્યો."

"એમ થયું?" રાજાએ કહ્યું; "મને શી ખબર? મારા મનમાં કે તેં ને રાણીએ કાવત્રું રચવા માંડયું કે શું."

"હા. બા હમણાંજ મારી પાસે કાવત્રું રચાવતાં હતાં," કાકે કહ્યું; "બા કહે તો કહું."

"શું?"

"છે રજા?" કાકે હસીને પુછ્યું.

રાણી સમજી નહીં પણ તેણે હસીને હા કહી.

"બા ખેંગાર રા' સામે કાવત્રું રચતાં હતાં ને બધા લશ્કરની ખબર પુછતાં હતાં."

રાણીએ કાકની સામે એક ગુસ્સાભરી નજર નાંખી. તે તેને પોતાની યુક્તિ અજમાવવાનું સાધન બનાવતે હતો. પણ તેનાથી સામે નહીં થવાયું.

"મહારાજ! હું આ ઘેરાથી થાકી ગઇ છું. મારે જેમ બને તેમ એનો અંત આણવો છે."

"તારે? અમે બધા પરવારી ગયા."

"ના. પણ કેટલાંએ વર્ષ મેં યુદ્ધમાં ભાગ લીધો છે, ને કેટલાંએ રણક્ષેત્રો વટાવ્યાં છે. કેટલી વાર તો આ કાકને તોબા પોકરાવી છે. એટલે મારો જીવ જરા આ આળસુપણાથી અકળાઇ ગયો છે."

"શું કરશો?"

"તમારી પટરાણીને શોભે એમ." જરાક અસ્પષ્ટ તિરસ્કારથી, કાક તેની પાસે શું બોલાવવા ધારે છે તેની કલ્પના કરી તેણે બોલવા માંડયું. રાજા જુસ્સાનું આ અણધારેલું પ્રદર્શન જોઇ રહ્યો.

"આ તે કૈં લાટનું નાનકડું યુદ્ધ છે?"

"બાપુ! નાનકડા લાટમાં શું થયું તે કોઇ કહેનાર નથી તેથી વીસરાઇ ગયું છે." કાકે કહ્યું.

"કાક જ્યાં ઘુમે તે મહાભારત." રાજાએ કહ્યું.

"ના મહારાજ! જ્યાં વીરે વીર આથડે ત્યાં મહાભારત." રાણીએ કહ્યું.

"રાણી! આજે હું અહીંજ જમવાનો છું."

"જેવી આજ્ઞા. મંગી!" રાણીએ કહ્યું; "મહારાજ આજે અહીંજ જમશે."

"બાપુ! હું રજા લઉં, મારે દંડનાયકને મળવું છે."

"જરા આનો જીવ ઠરીને બેસતો નથી."

કાક હસ્યો. "જુનાગઢ પડે ને આપ ભૃગુકચ્છના સોમનાથના મંદિરનો કળશ ચઢાવવા આવો ત્યારે."

"નોતરું દેવાની રીત જોઇ? જા. સવારે મળજે."

રાજાએ કહ્યું ને કાકે રજા લીધી.

કાક બહાર ગયો ને થોડું ચાલ્યો એટલે એક બારણામાંથી કોઇએ બુમ પાડી: "ભટરાજ!"

કાકે ફરીને જોયું. "કોણ સવારે મળ્યાં તે બહેન?"

"હા," સમર્થે ડોળા કાઢી કહ્યું; "તું આખા જગતમાં ખરાબમાં ખરાબ માણસ છે."

કાક હસ્યો. "કેમ કૈં એકદમ પારખ્યો?"

"તેં મારું બધું બગાડ્યું." આંગળી વતી કાકને ડરાવતાં સમર્થે કહ્યું.

"મેં શું બગાડ્યું?"

"તમે કેમ નહીં પકડાયા?"

"હું કેમ નહીં પકડાયો!" કાકને લાગ્યું કે આ છોકરી ગાંડી છે.

"હા. તમે પકડાત તો વાહડમહેતાને વરદાન મળત–ને તે મને પરણી જાત."

"ને હું નહીં પકડાયો તે—" જરાક કૈં સમજ પડવાથી કાકે કહ્યું.

"હવે મારા બાપા મને એની સાથે નહીં વરાવે."

"કેમ?"

"એનો દાદો મારવાડી હતો તેમાં." હોઠ પર હોઠ ચઢાવી સમર્થે કહ્યું.

"તેમાં હું શું કરું?"

"તમે હવે પકડાઇ જાઓ."

"અરે વાહરે ઉસ્તાદ, તમે પણ જબરાં છો."

"તું બહુજ ખરાબ છે," સમર્થે રીસ ચઢાવી કહ્યું; "તારું કોઇ દહાડો ભલું નથી થવાનું."

કાક હસીને ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૪ મું

---

### રાજદ્રોહી

બીજે દિવસે પરોઢીઉં થયા પહેલાં રાજા ને જગદેવ ગઢની નીચે ઉતર્યા. ગઢમાં બધું શાંત હતું. જગદેવે તે એને માટે જ્યાં ઘોડા તૈઆર રખાવ્યા હતા તે તરફ તેઓ ગયા; પણ તેઓ ઘોડા પર બેસે તે પહેલાં ઘોડાવાળાએ જગદેવના કાનમાં કૈંક કહ્યું, અને પેંગડામાં પગ મુકયો હતો છતાં જગદેવ ચમકીને ઉભો.

"હેં, ખરી વાત?"

"હા."

"શું છે જગદેવ?" રાજાએ પુછ્યું.

"કૈં નહીં બાપુ! પણ આપ થોભો તો હું જરા જઇ આવું."

"શું છે?" જરા સખ્તાઈથી મહારાજાએ પુછ્યું.

"અન્નદાતા! હમણાં આવ્યો."

"પરમાર! મારે સાંભળવું છે શું છે?"

"બાપુ! ગઢના બે પહેરેગીરો ઘવાઈને મરણતોલ પડ્યા છે. હું તેને જોઈ આવું."

"શું કહે છે! હું પણ આવું. ઘોડાવાળા! આ ઘોડા પકડ."

"જેવી આજ્ઞા" ઘોડાવાળાએ કહ્યું ને મહારાજ ઘોડા પરથી નીચે ઉતરી જગદેવ જોડે ગયા.

થોડેક દૂર એક ગઢના દરવાજા આગળ જગદેવે ચકમક ઝરાવી કાકડો સળગાવ્યો ને ભોંય પર જોયું. બે પહેરેગીરો એકબીજાથી દૂર બેભાન પડ્યા હતા. મહારાજાએ અને જગદેવે ધ્યાનથી જોયું તો એકનો હાથ ખભામાંથી અલગ થઈ ગયો હતો, અને બીજાને ખભા પર સખત જખમ થએલો હતો.

રાત્રિના અંધકારમાં કાકડાના અનિશ્ચિત પ્રકાશ વડે બે ઘાયલ પુરુષોને જોઈ પહેલાં તો બન્ને જણના હૃદયમાં કમારી છુરી જગદેવ ચીકો પડ્યો હતો. જગદેવે પહેલાં સ્વાસ્થ્ય મેળવ્યું.

"આ કોણે કર્યું હશે?"

"કોણ જાણે!" જરાક અસ્વસ્થ અવાજે પરમારે કહ્યું.

"શું સોરઠીઓ અહીં આવી ગયા"

"ના બાપુ! આ તો ગઢનોજ કોઈ માણસ છે." કહી જગદેવે બે જણ પડ્યા હતા તે ઉપરથી ચના દિશાના સ્થાન પર રાજાનું ધ્યાન ખેંચ્યું.

"ઉ" જેનો હાથ અલગ થયો હતો તે સૈનિકના મુખમાંથી અવાજ આવ્યો.

"એ કોણ હશે?" રાજાએ ગંભીર વદને પુછ્યું. તેના અંતરમાં ગુસ્સો પેદા થયો હતો. અત્યાર સુધી મહેલમાં આવો અત્યાચાર કરવાની કોઈની હીંમત નહોતી; અને આથી તો તેના ગૌરવનું ખુન થયું હોય એમ લાગ્યું. તેના નસકોરાં દબાવેલા ક્રોધથી ફુલી રહ્યાં.

જગદેવે પેલા સૈનિકને માથે હાથ ફેરવ્યો. થોડી વારે તે સૈનિકે આંખ ઉઘાડી.

"કોણ! શું થયું?"

"કોણ બાપુ! મ–મરી ગયો."

"કોણે માર્યો?"

"કાકભટ—" કહી પાછો પેલો સૈનિક બેભાન થઈ ગયો.

જગદેવે રાજાની સામે જોયું તેનું મુખ લાલચોળ થઈ ગયું હતું, તેની આંખમાં લોહી તરી આવ્યું હતું, તેના કપાળ પર રૌદ્રરસ દેખાતો જગદેવને નીરાંત વળી.

"અન્નદાતા! શું કરવું છે?"

ચાલ, ઘોડાઓ લઈએ"

જગદેવ એક અક્ષર બોલ્યો નહીં ગુસ્સામાં ફાળ ભરતા રાજા ને જગદેવ ઘોડાઓ પાસે ગયા, ને એક છલંગે પોતાના ઘોડા પર બેઠા ઘોડાવાળાને પેલા સૈનિકોની સારવાર કરવાનો હુકમ કરી, જગદેવ પણ પોતાના ઘોડા પર બેસી રાજાની પાછળ ચાલ્યો.

રાજા બીલકુલ બોલ્યા નહીં, પણ અંધારામાં જગદેવ તેનું સુંદર અંગ અને ઘોડાને દોડાવવાની ઉત્સુકતા જોઈ તેના મનમાં આવતા ભાવો કલ્પી શકયો.

જયસિંહદેવના ગુસ્સાનો પાર નહોતો. પોતાની સત્તા ને ગૌરવનું ખંડન ભલે ઈશ્વર કરે તોપણ તે સહી શકતા નહોતા; તો આ તો કોણ! એક જીનાપણા

પ્રાંતનો રખડતો સૈનિક આ પ્રમાણે કરે! વર્ષો પર તેણે તેનું અપમાન કર્યું હતું; તેણે પોતાની દેવડીને રા'ખેંગારને લઇ જવા દીધી હતી; લાટનું ગૌરવ સાચવવા, તેને રખડતી કુંવરી પરણાવી હતી; આજે સવારે છુપે વેશે, તેનું ફરમાન તોડી, રાણીને પહેલો મળ્યો: જગદેવની એટલે તેની સત્તાની સામે પડી નજરમાં આવે તેમ કરવા માંડ્યું, અને અત્યારે એક બહારવટીઆની માફક તેના ગઢના પહેરેગીરોને ઘાયલ કીધા!

રાજાના હૈયામાં હોળી પ્રગટી. તેની–પરમભટ્ટાર્ક જયસિંહદેવ સોલંકીની આવી અવગણના! ભલે ખેંગાર જીતે, ભલે પાટણ નાશ પામે પણ આ અપમાન સહન કેમ થાય. તેણે કાકને શિક્ષા કરવાના અનેક વિચારો કરવા માંડ્યા.

તેઓ પટ્ટણી સૈન્યની ચોકીઓ આગળ આવી પહોંચ્યા, ને ધીમેધીમે લશ્કરની સ્થિતિ નજરમાં ઘાલતા ગયા. એટલામાં એક ટેકરા પર તે ઘોડાઓને શ્વાસ ખવડાવવા ઉભા. થોડેક દૂર સુધી નજર કરતાં ત્યાંની બધી ચોકીઓ આઘીપાછી ખસેડવામાં આવતી હતી. રાજાએ ધ્યાનથી જોયું.

"આ છે શું?"

"દંડનાયકે કૈં નવા હુકમ કાઢ્યા લાગે છે." જગદેવે કહ્યું.

"જોઇએ શું છે." કહી રાજાએ ઘોડો ચલાવ્યો. થોડે દૂર જતાં બે ઘોડાઓનાં પગલાં સંભળાયાં અને ભળભાંખળું થયું હતું એટલે તરત બે ઘોડેસ્વારો નજરે પડ્યા.

"કોણ પરશુરામ અત્યારમાં નીકળ્યા છે?"

"ના બાપુ. દંડનાયક આટલા પાતળા ને ઉંચા નથી."

"ચાલ એને પકડી પાડીએ."

પણ તેમ કરવાની ઝાઝી જરુર નહોતી. પેલા આગળ જતા ઘોડેસ્વારોના આગેવાને આ બેને જોયા હતા, અને તરત ઘોડો ફેરવી તે રાજા ને જગદેવ તરફ આવવા લાગ્યો. સૂર્યોદય થવાની તૈયારી થઇ અને ચારે ઘોડેસ્વારો પાસે આવી લાગ્યા.

"જયસિંહદેવ મહારાજની જય." નવા આવનારે બુમ પાડી.

"કા—ક" કચકચાવેલા દાંતમાંથી રાજાનો શબ્દ નીકળ્યો. "જગદેવ! એને બોલાવી લાવ." કહી તેણે ઘોડો થંભાવ્યો. જગદેવ આગળ ગયો, પણ તે પહેલાં તો કાક આવી પહોંચ્યો.

"બાપુને ઘણી ખમ્મા!" કાકે હસીને કહ્યું, ને તે પરમાર તરફ ફર્યો. "પરમાર! મહારાજા આમ ફરે ત્યારે આ ઘોડો આણીએ? આખું જગત જાણે છે કે પાટણના ધણી શીવાય સોનાની ખરીવાળા ઘોડા પર બીજું કોઇ બેસતું નથી. દુશ્મનો દેખે તો—" કહી કાકે ઉગતા સૂર્યના કિરણોથી ચમકી રહેલી રાજાના ઘોડાની ખરીઓ તરફ હાથ કર્યો.

"હું અહીંઆં તારી સલાહ લેવા નથી ઉભો." ગુસ્સાથી ધ્રુજતા અવાજે રાજાએ કહ્યું.

"તું ક્યારનો નીકળ્યો છે?"

"મધરાત પછીના ચોઘડીઆમાં."

"શું કરે છે?"

"ચોકીઓ ગોઠવું છું."

"કોણે કહ્યું?"

"મેં દંડનાયકને વાત કરી હતી."

"દરેકમાં માથું મારવાનો તને અધિકાર નથી. કાક! તેં આજે મારી સામે માથું ઉંચકવાની હીંમત કરી છે." હોઠ પર હોઠ પીસી રાજાએ કહ્યું.

"આ માથું જ્યાં સુધી ધડ પર છે ત્યાં સુધી એ બને કેમ! શા ઉપરથી કહો છો?" શાંતિથી કાકે કહ્યું.

"મારા પહેરેગીરો તેં માર્યા."

"હા. તે મને બંદીવાન ગણવા જતા હતા. આપ જાણો છો કે સૈનિક ભટરાજનું અપમાન કરે તો શું શિક્ષા થાય."

"તેમણે શું કર્યું?"

"મને મહેલની બહાર જતો અટકાવ્યો."

"તેં તારું નામ નહીં કહ્યું હોય."

"મેં કહ્યું. પણ તે કહે કે હું રોકું તોપણ મને રોકવો એવો હુકમ છે."

રાજાએ જગદેવ તરફ નજર કરી તે ચિંતાગ્રસ્ત ચહેરે આ વાતચીત સાંભળી રહ્યો.

"પણ મારા મહેલમાં મારા સૈનિકો પર હથીઆર કેમ ચલાવ્યું! મને કહેવું હતું."

"બાપુ! મધરાતે આપને રાણીવાસમાં પૂછવા આવું?"

"પરમારને કહેવું હતું."

"માત્ર ગરવામાંહ્યા માણસની જ હું રજા માગું છું. તેમાં પરમાર નથી આવતા."

રાજા ઉકળી ઉઠયા. "એટલે?" મોટે અવાજે કહ્યું.

કાકે હીંમતથી ઉંચું જોયું. "કોઇએ મને રોકવાની હીંમત હજુ કરી નથી—ને કોઇ કરી શકવાનો નથી."

"એમ? પરમાર! એના હાથ બાંધ." રાજાએ હુકમ કર્યો.

કાક ગર્વમાં જોઇ રહ્યો. પરમારે ઘોડાને એક ડગલું પણ આગળ ન ચલાવ્યો. પાછળ ખેમો કાકના હુકમની વાટ જોતો ઉભો રહ્યો. કાક ખડખડ હસ્યો.

"પરમાર! આ રહ્યા હાથ, બાંધ. સોલંકીઓનું શાસન મેં સદાય માન્ય ગણ્યું છે" કહી તેણે હાથ લંબાવ્યા. પરમારે જીનમાંથી એક દોરી કાઢી કાકના હાથ બાંધ્યા.

"એના ઘોડાની લગામ હાથમાં લે." રાજાએ જગદેવને કહ્યું. જગદેવે તે પ્રમાણે કર્યું.

"અચ્યા તારું નામ શું?"

"ખેમો, અન્નદાતા!"

"તું પાછળ આવ."

"જેવી આજ્ઞા."

રાજાએ ઘોડાને એડી મારી ને ચારે ઘોડેસ્વારો ઝપાટાબંધ આગળ વધ્યા.

ખેમાએ કાકની નજર સાધી ને આંખ વતી ઇશારત કરી. જો કાક હુકમ કરે તો તેના બંધ તોડવાને તે તૈયાર હતો. કાકે ડોકું ધુણાવી ના કહી.

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]





# પ્યાર !*

અનુવાદક:
રા. દાધીચ.

પ્યારા પ્યાર ! જ્યારથી તેં હૃદયમાં વાસ કર્યો છે ત્યારથી આત્મા ગી ઉઠયો છે, મન મોજમાં રમી રહ્યું છે અને સંસાર સુંદર થઇ ગયો છે. જે નહોતું દેખાતું તે દેખાવા માંડયું છે. બસ, હવે તનેજ જોવાની લાલસા બાકી રહી છે.

મદ્ય અને માદક દ્રવ્યોની મને ઘૃણા છે. મને ભય છે કે તારામાં તેનો સંપુટ તો નહીં હોય ? મદમાં મત્ત પુરુષને મેં ઝુઝતો જોયો છે. તારી લહેર મનમાં આવતાંજ મારી તે દશા થઇ જાય છે. સપ્રયત્ન હોવા છતાં પણ હું અસંબદ્ધ થઇ જાઉં છું. હજાર સાવધાનીઓ રાખવા છતાં પણ હું મૂર્ખ બની જાઉં છું.

જગતમાં આંખોથી વહાલી કઇ ચીજ છે? સાંભળ્યું છે કે તું અંધ છે! ત્યારે તું સૌંદર્યની આવી અચુક પરીક્ષા કેવી રીતે કરી શકે છે? તું પોતે પણ કેવી રીતે અનિંદ્ય અને સુંદર બનેલો છે? જગતનું સૌંદર્ય તારામાં શું જોઇ રીઝે છે? આશ્ચર્ય! અને સાંભળ્યું છે કે તું અંધજનોને પણ દેખાય છે! આટલું તો હું પણ કહી શકું છું કે જ્યારેજ્યારે તારી લહેર આવે છે ત્યારેત્યારે મારી દૃષ્ટિ પર પણ ઝાંખ વળી જાય છે! અંધારું કે અજવાળું, ઉંચું કે નીચું, નરમ કે સખત, સારું કે નરસું: કૈં પણ દેખાતું નથી. સર્વ કૈં એકરસ બની જાય છે. મને ભય છે. સાચું કહે કે તારામાં મદનો સંપુટ તો નથીને? જો એવુંજ હોય તો તું ગમે તેટલો વહાલો કેમ નહીં હોય છતાં હું તને નહીં ચાહું. ખેદ છે કે મને મદની ઘૃણા છે.



* શ્રી. ચતુરસેન શાસ્ત્રીના હીંદી લેખ પરથી.




લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

બી. એ., એલએલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ.

## ખંડ બીજો

---

### સાગરને જલપારણે

૧

સાંજ હતી. એલેક્ઝાંડ્રા ડૉક્સ પર સ્નેહીઓ અને સંબંધીઓ ભેગા મળ્યાં હતાં. સ્ટીમર અમારે માટે વાટ જોઈ રહી હતી.

મારા મિત્રોની માયાળીની આંખો હજુ દેખાય છે. તેમણે આપેલાં પુષ્પોની સુવાસ હજુ મઘમઘે છે. એક મિત્ર મને મારી તબીયતની દરકાર લેવાનું સૂચવે છે. એક બીજો મિત્ર—કે જેના મનમાં તે મારો મોટો ભાઇ છે કે નાનો ભાઇ છે તેનો નિર્ણય થયો નથી, મને સલાહ આપવી કે મારી પાસે સલાહ લેવી તેનો નિશ્ચય જે કદી કરી શકતો નથી–તેણે જરા સજળ નયને મને હીંમત આપી કે અમારી કોઇની ફીકર કરશો નહીં—લક્ષ્મીએ આ વિદાય તેની હમેશની હીંમતથી સ્વીકારી; અને ત્રિશંકુની મનોદશા અનુભવતાં અમે સ્ટીમરના દાદર ઉપર ચઢ્યાં.

મેં કોઇને કહ્યું નહીં, કોઇને જાણવા દીધું નહીં; પણ કોણ જાણે કેમ મને લાગ્યાજ કર્યું કે હું જાઉં છું દૂર અને દૂર-ફરી પાછો આવવાનો નથી. આવી ભ્રમોદશાથી મને કૈં ભય પેદા થતો નહતો...ને છતાં પ્રિય વસ્તુ છોડી જતાં હોઇએ એવું કૈંક દર્દ થતું હતું. અમે શિષ્ટાચાર પ્રમાણે પોકાર કર્યો, રુમાલ ફરકાવ્યા, અને જાણે આળસ મરડતી હોય એમ સ્ટીમરે ચાલવું શરુ કર્યું. સફર આખરે શરુ થઇ. જાણે એ વાત ખરી હોય એમ લાગ્યુંજ નહીં. અને મુંબાઇ ધીમે ધીમે નજર આગળથી સરવા માંડયું.

માણસનો સ્વભાવ દરેક વસ્તુમાં રસ લે છે. વિયોગ, વિદાય, વિરહ એ બધાંને પણ-તે વીસરવા માગતો નથી. તે સંયોગોમાં થતી દુઃખદ લાગણીને પણ માણસ રસ લઇને ઘુંટે છે. એક પરભુ મુસાફરની સ્ત્રી—વિરહવેદનાની રસીઅણ—સવા કલાક સુધી સ્ટીમરની સાથેસાથે બંદર પર ચાલી: પોતાના રુમાલ વતી વારાફરતી આંખ ને નાક સાફ કર્યાં અને વિદાય કરફરાવી; અને પોતાના મોઢા પર ભૂત, વર્તમાન અને ભવિષ્યના પ્રેમીઓના હૃદયમાં થતી વેદનાનો નિષ્કર્ષ બતાવવા ભગીરથ પણ ભડકી જવાય એટલા પ્રયત્નો કર્યા.

બંદરના દરવાજા આગળ સ્ટીમર ઉભી રહી અને કામમાં રોકાઇ ગયા હોવાથી મોડા પડેલા —કાકા આવ્યા. વૃદ્ધાવસ્થા છતાં રસીલું હૃદય ધરનાર, વ્યવહારકુશલતામાં એક્કો છતાં અંગત સંબંધમાં ભાવમયતા જાળવી રાખનાર કાકાએ વ્યવહારુ જીવનમાં જે ઉત્સાહથી મને ઉત્તેજન આપ્યું હતું તેજ ઉત્સાહથી સફળ સફર ઇચ્છી. એમની સાથે રા.—ભાઇ આવ્યા હતા. બાલ્યકાલનો મિત્ર, મિત્રથી પણ વધારે, સ્વભાવજન્ય વિરોધ છતાં બંધુભાવને સતેજ રાખનારની આંખો અત્યારે નિસ્તેજ બની હતી. વખત છેને તેની દૃષ્ટિ આગળ કોલેજના 'લોન' પર પડી કરેલા વિચારો અને રચેલાં સ્વપ્નાં ઉભાં થયાં હશે; ગપ્પાંમાં ગાળેલી રાત્રિઓનાં સ્મરણો તાજાં થયાં હશે. જુના મિત્રને વિદાય આપવાની તેની હીંમત નહોતી એમ સ્પષ્ટ દેખાતું હતું. મેં અધુરા મુકેલા એક કેસમાં અમને મળેલા વિજયની તેણે ખબર કહી; અને જેવી સ્ટીમર બંદરના દરવાજામાંથી નીકળી તેવી મને કોર્ટ સાંભરી....

જાણે એ પૂજ્ય ઇષ્ટદેવતાનું મંદિર હોય તેમ વર્ષો ને વર્ષો સુધી મેં એને પગથીએ બેસી ભક્તિ કરી, ઉમર વીતાવી; અને જેમ મારા પહેલાંના ભક્તો ગયા તેમ હું જઇશ; બીજા કોઇ ભક્તો આવશે ને જશે; ને એ તો નિષ્ઠુર બની જેમ ઉભી છે તેમની તેમ ઉભી રહેશે. અરે હું તો ઠીક, પણ કેટલી કીર્તિનો, કેટલી મીલકતોનો આ મંદિરમાં અંત આવ્યો? કેટલી બુદ્ધિ, વિદ્ગત્તા, ને રસિકતા એની ભક્તિ કરીકરી સુકાઇ ગઇ; ને ભાવિની નિશ્ચલતા સમી કોર્ટ તેમને તેમ રહી છે...હું પાછો આવીશ ત્યાં સુધી એં એમને એમ રહેશે?...મને મારી મુર્ખાઇ પર હસવું આવે છે.

...મુંબાઇ ક્ષિતિજમાં સમાઇ ગયું, ને હિંદની પવિત્ર ભૂમિ માત્ર રેખારૂપે નજર આગળ રહી.

૨

મુંબાઇ દૂર જતું ગયું એટલે અમે નીચે જઇ અમારી કેબીનો શોધી, તેનો કાયદેસર કબજો લીધો. અમારો સામાન બરોબર ઠેકાણે હતો તે જોઇ અમારા આનંદનો પાર રહ્યો નહીં.

ત્યાર પછી એક હસમુખા સ્ટુઅર્ડને તેના ભાંગ્યાતુટયા અંગ્રેજી દ્વારા મેં અમારી

જરૂરીઆતો જાણવી અને તેની મદદથી ટુંકા વખતમાં 'અહિંસા પરમો ધર્મ'ના ચુસ્ત ભક્તોને યોગ્ય ખાવાપીવાની ગોઠવણ કરી. આ સ્ટુઅર્ડ અમારી મુસાફરીનું અગત્યનું અંગ બની રહ્યો; અને અમે તેને 'સખારામ'નું શોભીતું નામ આપ્યું. કેટલીક વખત હસનાહમના 'સખારામ' કહી તેને મોંગથી સંબોધાઈ જવાતું; અને તે પણ પ્રસંગની ખુબી સમજી જઈ 'યસ સર' કહી હાજર થઈ જતો

સ્ટીમર નાની, પણ રુપાળી ને સગવડ ભરેલી હતી, અને પોતાના રૂપના ગર્વમાં તે પાણી કાપતી, અને પાછળ—જેમ માણસ સ્મરણના લીસોટા મુકી જાય છે તેમ—ક્યાં સુધી પાછે ચાલી જતી હતી તેનું સ્મરણચિન્હ મુકયે જતી હતી.

અમે યુરોપીય જીવન શરૂ કર્યું લાગતું હતું; અને ધાર્મિક શ્રદ્ધાથી ત્રણ વખત કપડાં પહેરવાનું, અને પાંચ ટંક ખાવાનું મળતું હતું છતાં, ચાર વખત ખાવાનો અચુક કાર્યક્રમ આરંભ્યો. લક્ષ્મીના ક્રયવાદનો પાર નહોતો સુટમોજાં વગર કેબીન બહાર ન જવું પગ ઉપર લઈ કોઈ ઠેકાણે બેસવું નહીં એ શીરસ્તાઓ તેને મન જંગલીપણાની સ્પષ્ટ નીશાની દેખાતા અને બહેન અપવાસથી આવકની અડગતાથી પાંચ વખત જમવાના પ્રયોગ ને તિરસ્કારતાં,—અને મને સોમનો લહાવો આપી મારા પર ઉપકાર કરવાના સ્તુત્ય હેતુથી ચારમાંથી એક પણ ટંક ચુકતા નહીં પણ બધા ટંકથી 'બ્રેકફાસ્ટ' વધારે આકર્ષક હતો ભાવનગરની બદામની પુરી, સેવ, ગાંઠીઆ, પુરી, ને મગજ—એ બધું સ્વદેશભૂમિની મહત્તાનાં સ્મરણો આણીઆણી અમે આરોગતા

અમારો જીવનક્રમ ખાવા અને ચાલવા વચ્ચે વહેંચાતો. સ્ટીમર પર ચાલ્યાજ કરવું એ એક કર્મે લખાયું હોય એમ લાગતું. સવાર પડી કે નાહી, કપડાં ઠેકારી હું ફરવા માંડતો; પછી મારા સાથીઓ આવી એ ક્રમ આરંભતાં. અને થોડી વાર કસરતશાળામાં જઈ આવી પાછું અમે ચાલતા તે બપોરના એક સુધી. પછી ત્રણ વાગ્યા કે ચાલતાં સાંજ પડ્યે ચાલ્યા વિના છુટકોજ નહોતો. રાતના જમીને સમુદ્રનું સૌંદર્ય નીરખતા ફર્યા વિના ચાલે? સ્ટીમરના બીજા ઉતારુઓ આ ભયંકર પ્રકૃતિ જોઈ પહેલા હસ્યા, પછી વિસ્મય પામ્યા, પછી જોઈ રહ્યા અને જ્યારે ભૂમધ્ય સમુદ્રના તોફાની દરીઆએ બધા ઉતારુને લાંબા છુટ કરી મુક્યા ત્યારે અમે ત્રણેએ આખો વખત ચાલીચાલી ગુજરાતનો વિજયધ્વજ ફરકતો રાખ્યો ..

સ્ટીમર પર ફરવાની જગ્યામાં સરસમાં સરસ 'સુપરડેક' પર કેપ્ટનના કેબીન પાસેનો રસ્તો હતો ત્યાં વાયુ મદમસ્ત થઈ વાતો; ત્યાંથી ફીણના પ્રવાહમાં અકલ્પ્ય રંગો દેખાતા. ત્યાં સ્વર્ગનું પ્રોત્સાહક વાતાવરણ પ્રસરતું ઘણી વખત રાતે હું ત્યાં ઉભો રહેતો—અને અવર્ણનીય આલ્હાદ મારી નસેરગે પ્રસરતો. અને ત્યાં ફરતો કેપ્ટન સમુદ્રનું ગાંભીર્ય શ્રવણ કરતા એકાન્ત આત્માની તલ્લીનતા જોઈ વિસ્મય થતો—ને તેના નિઃશબ્દ આનંદને અભેદ રહેવા દઈ ચાલ્યો જતો જો હું ફરી જન્મ લેવા ઇચ્છા કરું તો એવા કોઈક સ્થળે આત્મસિદ્ધિ અનુભવવા માટેજ .. . . ..

× × × ×

તમને જાગતા, ઉઘાડી આંખે સ્વપ્ના આવે છે?

× × × ×

દારુન અય દરોદનો 'સુવર્ણયુગ' હતો. મેં સહેજ ઘોડાની પાળમાં હાથ નાંખ્યો

"નુરે ચશ્મ!" મેં મારી દાઢી પર હાથ નાંખી, જબાને ઇરાનના મીઠા લબ્જોમાં કહ્યું: "આ પંખાળા ઘોડા હણુહણે છે. સમરકંદનો સીધો માર્ગ આ સામે પડયો છે. ચાલ આવ."

અમે બેઠાં; ઘોડાઓ ઉપડયા–ઉડયા. આસમાને અડકતા બગદાદના મીનારાઓ દેખાતા બંધ થયા. ખેતરો છોડી, જંગલોમાં ગયાં;–જંગલો વીતાવી મધ્ય એશીઆનાં નિઃસીમ અરણ્યો કાપતાં ચાલ્યાં. કોઇ ખલીફ્-ની અહીંઆં સત્તા નહોતી; કોઇ દુનીઆની ત્યાં દરકાર નહોતી. દૂર ને દૂર—છુટેલા તીર સમાં—

મેં આંખ ચોળી. સામે 'ડંબેલ્સ' પડયાં હતાં. સામી ભીંતે મગદળીઆં લટકતાં હતાં. બાજુ પર એ વીજળીના યંત્ર પર ઘોડાનાં જીન હતાં. ને હું સ્ટીમરની કસરતશાળામાં ઉભો હતો. યાહ અલ્લાહ! બગદાદના મીનારા કયારનાએ જમીનદોસ્ત થઇ ગયા–ખલીફ હારુનનાં હાડ કબરમાં પડયાં ખાખ થઇ ગયાં ને હું ભરુચનો બ્રાહ્મણ ઝેર ખાઉં પણ સમરકંદ ન જાઉં એવો મક્કમ હતો. ને મારા ઘોડા–માત્ર કસરત કરતા વીજળીના બળથી કુદતા; પણ કુદીકુદીને ડગલું એક આગળ ચાલતા નહીં.

એ દીન ગયા તે ગયા–કે જ્યારે ડમાસ્કસ-થી સમરકંદ આવીને તમને હુરીઓ રાતે લઇ જતી; જ્યારે જીનો ને ઉડતાં પંખીઓ તમને હીરાની ખીણોમાં ને સોનાનાં ખેતરોમાં વગરતસ્દીએ મુકી જતાં; જ્યારે ઝુરતી રાજકુંવરીઓ ઉત્સાહી ને ભટકતા વટેમાર્ગુઓ શીવાય બીજા બધાને ભાઇબાપ ગણતી. જન્મવા માટે પણ આપણે કેવો જમાનો પસંદ કરીએ છીએ?...

પણ જેવો વીજળીનો ઘોડો નિશ્ચલ હતો તેવીજ એ કસરતશાળાની હોડી નિશ્ચલ હતી. પણ તેમાં બેસી હલેસાં મારવાની ઘણી મજાહ પડતી. દરરોજ હું તેમાં બેસી હલેસાં મારતો ને નીરસ કસરત રસમય થતી. કસરત-શાલા અદષ્ટ થઇ રેવાજીનો પટ પથરાઇ જતો. હું ભાગેકોટને ઓવારેથી હંકારતો ને બહારની ઉંડાઇ આગળ થઇ મહારુદ્રને ઓવારે પહોંચી જતો. મંદિરોથી શોભતી ગામની રેખા હું જોઇ રહેતો. બી. બી. એંડ સી. આઇ. નો પુલ વટાવવો રમત વાત થતી—

"ચાલો. આ મહારુદ્ર આવ્યું." મારાથી મોટે સાદે બોલાઇ જવાયું.

"એ શું બોલો છો?"

મને નદીમાં નીરાંતે ફરતી વખતે આવા સવાલો ગમતા નથી. મેં ઉંચું જોયું; હલેસાં હાથમાંથી છુટયાં; હોડી ઉથલી પડતી હતી....પણ ન પડી. હું શરમીંદો પડયો. ભરુચ તો કયાં ને કયાં પડયું હતું...ને ઓ પ્રભુ શું નિરાશા! મેં હોઠ પીસ્યા...ખલીફ હારુન–અલ–રશીદનો સુવર્ણ-રંગી જમાનો ચાલ્યો ગયો...ને ભરુચમાં 'બોટીંગ' કરવાનો જમાનો હજુ આવ્યો નથી;—અને હું આવે કઢંગે વચલે વખતે જન્મી પડયો....

કસરતશાળામાંથી હું ગુસ્સાના આવેશમાં દીવાનખાનામાં ગયો; અને કાગળ ને મારી સહચરી–મારી ફાઉંટનપેન–ની સોબત શોધી. હું તેની કાળી દેહની અનેરી ભભક નીરખી રહ્યો. મારા જીવનના આધાર! ભલે હારુનનો જમાનો ચાલ્યો ગયો અને ભલે બોટીંગનો નથી આવ્યો. ભલે મારાથી મધ્ય એશીઆમાં નથી જવાતું, અને ભલે તારાથી મોટી સ્ટીમર-માં પણ ઠરીઠામ નથી બેસાતું. પણ જ્યાં સુધી તારું ને મારું સાહચર્ય કાયમ છે ત્યાં સુધી તો



એડન મુખ્ય પહાડી માર્ગ

ગમે તે યુગમાં વિચરવાની, ગમે તે મોજને કરવાની ને ગમે તે લહાવા લેવાની કોની મગદૂર છે કે આપણને ના પાડે?

૩

મારે એક મિત્ર છે. તે નાનાલાલના શબ્દમાં કહું તો 'સજનજુનો' છે. બાલપણથી તેની સાથે હૈયું ખોલીને વાત કરવાની મને ટેવ પડી છે ને મને જોઈનું સ્વરૂપ ધરી આશ્વાસન દે છે, વઢે છે, શીખ આપે છે. ઘણી વખત તેજરવા લાગે છે,—ને ઘણી વખત અમે સાથે હસીએ છીએ.

એ કદી રીસાતો નથી; એ કદી મને તિરસ્કારતો નથી. હું બાલક હતો ત્યારથી એને હૈયું ખોલતો આવ્યો છું. હું ત્યારથી એને બધી વાત કહેતો; ને તે કંઈ કંઈ બતાવ્યો પ્રેરતો. પહેલેથી છેલ્લે સુધી સુખનો મેં એને સાથી ને સાક્ષી બનાવ્યો છે.

હું એને કુમસમાં મળ્યો. ત્યારથી એણે મારો વિશ્વાસ, પ્રેમ ને ભક્તિ લીધાં. મુંબાઈમાં એને મળ્યા વિના મને ચાલતું નથી. જુહૂના રમણીય એકાન્તમાં એ ને હું એકમેકને જોઈ શકીએ છીએ. એના વિના કોઈ મોટો સંકલ્પ મારાથી થતો નથી ..અને એનું આતિથ્ય મેં સ્વીકાર્યું .

મારો પ્રિય વયસ્ય ને પ્રેરક ચારે તરફ નજર જાય ત્યાં સુધી નાચી રહ્યો હતો...

જુના મિત્રનાં પણ ગૌરવ, મહત્તા ને પ્રતાપ મને નવે રૂપે જણાયાં. કુમસ, મુંબાઈ ને જુહૂના સંકુચિત સહવાસમાં મેં એને પુરેપુરો નહોતો પારખ્યો તે આજે પારખ્યો. એનો આત્મા પ્રૌઢ, શાંત ને પ્રતાપી હતો, અને એના બાહ્ય સ્વરૂપની અસ્થિરતા છતાં નિશ્ચલ રહેતો. એની કર્તવ્યપરાયણતા કૃષ્ણચંદ્રને પણ શરમમાં નાખે એવી હતી. એ પરમ યોગી—



એડન : કુવા પરથી પાછા આવવાનો રસ્તો

આ તેજમાર્ગે વિચરવું કોને નહીં ગમે? પણ હું વિચરવાનો સંકલ્પ કરું તે પહેલાં સૂર્યનારાયણ પર સાગર પથરાઇ જાય છે. તેજમાર્ગ સાંકડો થઇ વિલુપ્ત થાય છે.

પણ એ પલમાં સાગરમાં ને આકાશમાં રંગની રેલમછેલ ઉડે છે. એડનથી પોર્ટસૈયદ સુધીનો સૂર્યાસ્ત જેણે નથી જોયો તેને તેજની મોહકતા શું છે તેનો ખ્યાલ નથી. સોનાનાં શિખરો પર શિખરો ક્ષિતિજ પર થાય છે ને સોનાનાં વિવિધરંગી વહેણો સમુદ્રમાં વહે છે. અને એ સુવર્ણરંગી ભભક પર ભુરાશનો પટ પ્રસરતો જાય છે. અંધકાર વધે છે અને રાત–મુગ્ધા સમી મોહક–દશ દિશાને આલિંગે છે.

પૂર્વ માનવતાનો અધિકારી લાગતો...અને છતાં મારે મન તો મારો બાલવયસ્ય હતો.

માઇલો ને માઇલો સુધી તેનાં મોજાં સવારે સૂર્યના તેજમાં પીગળતા સોના સમાં ચમકતાં; પછી તે રુપેરી થતાં; અને એના જલની ભુરાશ એ તેજોમયતા કરતાં પણ મોહક લાગતી. સંધ્યાકાલે એના રંગમાં ગાંભીર્ય આવતું; ને જાણે પૃથ્વી પર પડ બંધાયું તે પહેલાંના ઉકળતા લાવાનો પટ પથરાઇ રહેતો.

પણ સૂર્યાસ્તે, સૂર્યબિંબમાં અમને લઇ જવા માટે હોય એમ અમારી સ્ટીમર આગળથી શરુ થઇ વિશાળ થતો તેજોમય રાજ્યમાર્ગ રચાઇ જતો. બ્રહ્મદર્શનના માર્ગ સરખો તે લાગતો,—ને તેને છેડે સહસ્રરશ્મિ સવિતા ક્ષણવાર અમને નિમંત્રવા ક્ષિતિજ પર ઉભો રહેતો. વૃદ્ધ વિશ્વામિત્રે "तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्" એ અમર મંત્ર ઉચ્ચાર્યો ત્યારે ધાર્યું પણ નહીં હોય કે સં. ૧૯૭૯માં ઇટાલીઅન સ્ટીમરની ડેક પર ઉભા રહી, હું એ ગાયત્રી છંદ બોલીશ–ને તે વખતે એ વાકયમાં રહેલો ભાવ, ને પ્રેરણા મને સમજાશે.

પણ જ્યારે અમૃતનાથ ઉગે છે–ને અમે પૂર્ણિમાએ પશ્ચિમમાં જવા નીકળ્યા હતા, એટલે એકએ રાત પૂર્ણિમા પહોંચી એમ અમને કહેવામાં આવ્યું હતું—ત્યારે—હૃદયની ઊર્મિઓ ઉચ્ચારવાને હું અશક્ત બનું છું. ચારે તરફ સમુદ્ર ને વ્યોમ એક થએલું દેખાય છે; ને તેના પર, સ્ટીમર પર, અમારા પર, પ્રેમના સ્થૂલ દેહ સમી કૌમુદીની અવર્ણનીય, અસ્પર્શ્ય ને મીઠી મોહકતા પ્રસરે છે. અને આ મોહકતામાં સૂર્યાસ્તે હતો તેવોજ પણ તેથી સરસ ને આકર્ષક માર્ગ સ્ટીમર આગળથી પહોળો થતો રુપેરી સરોવરમાંથી ઉગતા ચંદ્રમા આગળ પહોંચે છે. કીર્તિનો, સ્વર્ગનો, મોક્ષનો માર્ગ આ કૌમુદીમાર્ગ આગળ અકારો લાગે છે.... ...રસ્તો સરસ ને શોભીતો હતો, તે વિશાળ

થના પથે જતાં થાક નહોતો લાગતો. ત્રિવિધ તાપનાં નામ પણ ત્યાં સંભળાતાં નહીં. દૂર ને દૂર રહી નિશાનાથ પ્રેમની અદ્ભુત પ્રતિમા સરખો આકર્ષતો. અંતરમાં ઉત્સાહ ને આનંદ ઉછળતો. માર્ગ જેવો રસિક હતો તેવો લાંબો હતો, તે વારે જવું સહેલું ને સ્વાભાવિક લાગ્યું. હું ચાલ્યો—ચાલ્યો......

હું તો માત્ર ડેક પર ઉભો હતો ને જ્યોત્સ્નાપથ તરફ જોતો હતો. આ પથે ચાલવાનું કોના ભાગ્યમાં હોય? હું નીસાસો નાખી પાછો ફર્યો......

પણ જ્યારે અંધારી રાત આવે છે ત્યારે વ્યોમ ને સાગરની એકરૂપ થએલી ભવ્યતા ચાર તરફ વીંટાય છે. એ ભવ્યતાનો અંધારો દેહ સ્થિર તારા ને તેના અસ્થિર પ્રતિબિંબે ચમકે છે. એ અંધકાર જ્યાં પ્રસરે છે ત્યાં અપૂર્વ ભવ્યતાનું પ્રાબલ્ય ધગધગતું લાગે છે. એ ભવ્યતા સજીવ લાગે છે એને 'સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ સહસ્રપાદ' હોય એમ લાગે છે. તેનો પ્રૌઢ આત્મા મારું સ્વાસ્થ્ય લઇ જાય છે. હું નિર્બલ થાઉં છું. એ ભવ્યતા મને પ્રેરે છે. પણ વારે એ ભવ્યતાનો ભાગી રહું એમ મને લાગે છે. હું કંઈક ભાગ લઉં છું,—એ સર્વવ્યાપી ભવ્યતા મારી ક્ષુદ્રતા મને જણાવે છે. 'અહં બ્રહ્માસ્મિ' મંત્ર જ્ઞાનીઓ જે તાદાત્મ્ય અનુભવે છે તેની મને ઝાંખી થાય છે...હું મારી અપૂર્ણતાનું ભાન લાવી નીસાસો નાખું છું.

પણ કેબીનના ગોળ, નાના "પોર્ટ" દીવાલમાં-થી સાગરદર્શન કંઈક જુદીજ અસર કરતું હતું. નાનકડી કેબીનના સંકુચિત, અંધકારમય વાતાવરણમાં બેઠબેઠા એક બાકોરામાંથી તેજ, જલ ને વાયુનું નર્તન જોવું, સમીરની મીઠી ઠંડી એક લહરિકા અનુભવવી પ્રભો! સમગ્ર સંસાર અધમ ને અંધકારગ્રસ્ત હોય, આખું જીવન શુષ્ક ને પ્રેમવીહોણું હોય, અને કોઈ દૂર વસતા દુષ્પ્રાપ્ય પ્રણયીનું માત્ર દર્શન જોઈ જીવન વીતાવતા કોઈ હૃદયની નિરાશામય આર્દ્રતા જાણે મારે હૈયે વસી હોય એમ લાગ્યું. વાતાવરણ ગુંગળાવતું—ને હું તુતક પર જતો. તેજ જલ ને સમીરને ખોળે રમવાનો લોભ દૂર કરી શકાતો નથી ..

૪

સ્ટીમરના ઉતારુઓ યુરોપના જુદાજુદા દેશના અને અમેરીકાના હતા, અને બધા—માત્ર થોડાક અંગ્રેજ સીવાય—મોજ કરવા નીકળ્યા હોય એવી લહેરમાં હતા. એકમેકની સાથે મળતા, હસતા, બોલતા, અને વગરકારણે આનંદમાં રહેવાનો સતત પ્રયાસ કરતા. તેમાં કેટલીક વ્યક્તિઓ તો સ્મરણમાં નોંધવા જેવી હતી



સુએઝની નહેર

આ નિર્જન સમુદ્રતીરે છોકરાં રખડાવનારી તેમની મા પર મને ગુસ્સો આવ્યો. મારું દીલ દુખાયું. મને એ મોહક બાલિકાને લઇ છાતીસરસી ચાંપવાનું મન થયું...પણ આટલે દૂરથી તે કેમ થાય?

"બહેન! છાની રહે." મેં હેતભર્યે હૈયે આશ્વાસન આપ્યું. "તમારાં માબાપ કયાં ગયાં? તે કેમ તમને લઇ જતાં નથી?"

છોકરાએ આક્રંદ કરતાં જવાબ આપ્યોઃ "એમની વાટ જોતાં તો વર્ષો થયાં." તેણે ડુસ્કું ખાધું ને બહેનનુ રક્ષણ કરવા તેના ખભા પર હાથ મુકયો. મને સમજ ન પડી.

"તે કેમ તમને લઇ જતાં નથી?" મેં પુછ્યું.

"કોણ જાણે, અમે શું કરીએ?" છોકરાએ કહ્યું, "અમે વાટ જોતાં થાકી ગયાં. અમે કયારે આવીશું?" તેનો સ્વર ડુસ્કામાં ભળી ગયો.

અને છોકરીએ છાતીફાટ રુદન શરુ કર્યું. "ઓ બા! મને કયારે લઇ જશો......" રુદન દૂર ગયું; પવનના, તરંગોના નાદમાં ભળી ગયું. હતું તેનાથી વધારે અપાર્થિવ બન્યું.

મને આંખે અધારાં આવ્યાં. મને છાતીમાં ડુમો ભરાઇ આવ્યો. મારું ચાલત તો તેમને લઇ હું છાતીસરસાં દાબત, તેમનાં આંસુ લુછત, તેમને મારી પાંખમાં ધાલત. આ મોહક છોકરીના રુદને મારાં રોમેરોમ ઉભાં થઇ ગયાં......

હું આંખો ચોળતો બેઠો હતો...મને મારી ભ્રમણાનું ભાન થયું...ખરેખર આ સ્વપ્નમાં ગૂઢ અર્થ રહ્યો હતો...એન વેરોનીકા કરતાંએ વધારે પ્રતાપી ભાવિ બાલગુજરાત અનંતતાને પેલે તીરે વાટ જોતું હતું. આપણે ત્યાં વધારે સશક્ત ને પ્રભાવશાળી માતપિતા ન આવે ત્યાં સુધી તે બીચારું ત્યાં ઉભુંઉભું આક્રંદ કર્યાજ કરવાનું.

બોટ પર કેટલાક ઘણાજ સારા અમેરીકનો હતા. આખી મુસાફરીમાં ઘણા અમેરીકનોને અમે મળ્યા; અને બધા માયાળુ, મળતાવડા ને રંગદ્વેષ વિનાના હતા. એક પાદરી એક મોટા મીશનનો મંત્રી હતો. તેનો ને તેની બૈરીનો અમને ઘણો પરિચય થયો. ઘડપણમાં પણ એ બંનેનો પ્રેમ, એકતાનતા, ને ઉત્સાહ ઘણાં નવાં પરણેલાં જોડાંઓને દાખલારૂપ થાય એવાં હતાં. એ બંને જોડે ઘણી વાતચીત થઇ–ને આપણું રાષ્ટ્રીય બિંદુ તેમણે ઘણા રસથી સાંભળ્યું. ગાંધીજી રવીંદ્રનાથથી માનવતામાં ઘણા ચઢીઆતા છે; રડયાર્ડ કીપ્લીંગને કેળવાયલા હીંદીવાનો રાષ્ટ્રીય બદનક્ષી માટે ધિક્કારે છે; અંગ્રેજો આવ્યા પછીજ ઘણે ભાગે હીંદુઓ દારુ પીતાં શીખ્યા–એવા મારા અભિપ્રાયો ને હકીકત સાંભળી તેમના અચંબાનો પાર રહ્યો નહીં.

પણ આમ દરેકની વિગત કયાં આપતો ફરું? એક અમેરીકન પ્રોફેસર ને તેની સ્ત્રી ચોપડીમાં ચિત્રોજ ચોંટાડયા કરતાં. એક પુરુષ ને સ્ત્રી રોજ સાથે કૈં વાંચતાં, વારાફરતી કૈં ટાઇપ કરતાં, અને અવારનવાર મારામારી કરતાં. એક અનેક છોકરાંવાળી સ્ત્રી કાં તો કોઇને ખવડાવતી કે સુવાડતી, રમાડતી કે રડાવતીજ હંમેશાં દેખાતી; અને એક ગૃહસ્થ બધાને ઉભા રાખી, વળગીવળગી વાતજ કર્યાં કરતો; અને અમારી જોડે અંગ્રેજો જુલમી છે એ વાત પર બે મીનીટમાં આવી જતો. અને આ વાતચીત તે એવા પારદર્શક મુદ્દાથી



પોર્ટસૈયદનું બંદર

ફરતો મને લાગ્યો કે મને બધા દેશીઓને ચેતાવવાની જરૂર જણાઈ.

અમારી બોટ પરનાં કેટલાક યુરોપી સ્ત્રીપુરુષો વીશે ગુજરાતીઓના બે બોલ બોલ્યા વિના મને ચાલતું નથી. મને શરીર માટે માન છે, સંગાડાચોરાની પ્રશંસા કરી શકું છું; પણ કેટલાંકના શરીર પ્રત્યે શું કઈ કુદરતની વખતે પડે છે? તેમાં શરીરશાસ્ત્રનો કોઈપણ નિયમ નજરે નથી પડતો; તેમાં સૌંદર્યના કોઈ સિદ્ધાંત માટે માન નથી હોતું. જોનારની આંખને માટે પરવા નથી હોતી. માત્ર ચારે તરફ અનેક પ્રકારની નિસ્સીમ વિશાળતા વિસ્તરે છે, અને તે વિસ્તાર પણ આડો નહીં, ઊભો નહીં પણ ગુંચળાકાર. જેમ કળાને ખાતર કળા, પ્રેમને ખાતર જ પ્રેમ તેમ માત્ર જાડાઈને ખાતર જ જાડાઈ નજરે ચડે છે.

ક્યાં તો આવી વિશાળતા જોઈ મારી કલાદૃષ્ટિ મૂર્છા પામે છે તેમાં કે ક્યાં તો એ વિશાળતા મારે નસીબે નીમાઈ નથી તેથી અદેખાઈ આવે છે તેમાં—ગમે તે કારણ હોય—પણ હું આ નરનારીઓને જોતાં ભયંકર વ્યથા અનુભવતો. એમને જોતાં સમુદ્રમાંથી ગાંભીર્ય જતું રહેતું, વ્યોમમાંથી ભવ્યતા જતી રહેતી, એન વેરોનીકામાંથી આકર્ષકતા જતી રહેતી. આવી બે સ્ત્રીઓ સાથેસાથે ફરતી, અને સામે મળતાં મારે 'ગુડમોર્નીંગ' કરવું પડતું. આખા દિવસમાં તે પ્રસંગથી હું ગભરાતો. એ પ્રસંગ ન આવે માટે હું સંતાતો ફરતો, એ પ્રસંગ ન આવે માટે હું ફરવાનો વખત ચુકાવતો; પણ કોણ જાણે કેમ જરા ફરવા નીકળું કે થોડી વારમાં એ બરફના પહાડો દરીઆમાં તરતા આવતા હોય ને સ્ટીમરનો કેપ્ટન બચવાની આશા છોડે તેમ

મારી કલાદષ્ટિ આશા છોડી દેતી; અને એ વિશાલ દેહનો પ્રતાપ મારી કલાદષ્ટિ, ને રસવૃત્તિની પાછળ ભૂતની પેઠે ભમતો...અમે બ્રીંડીસી ઉતર્યા ત્યારે મને નીરાંત થઇ...પણ ચોથે દહાડે નેપલ્સના 'એકવેરીઅમ'માં એક માછલીના અદ્‌ભુત રંગો હું નીહાળી રહ્યો હતો ને મને ઓચીંતી કંપારી આવી, મારી આંખ બીકથી અસ્થિર બની.

"ગુડમોર્નીંગ મીસ્તર મુનશી." પાછળથી અવાજ આવ્યો. અસલના રાજાઓને પનોતીઓ પડતાં પહેલાં સંબોધતી તેવું આ સંબોધન લાગ્યું. મારાં ગાત્ર ગળ્યાં. હું પાછો ફર્યો... જુની ઓળખાણ તાજી કરવાના આનંદમાં બે નિઃસીમ વિશાલતાઓ હસી રહી હતી......

ત્રીજા કલાસના ઉતારુઓમાં એડન જતાં કેટલાંક ગુજરાતી કુટુંબો હતાં. તેઓ પથારી નાંખી નીરાંતે પડયાં રહેતાં, અને સગડી ચેતાવી પોતાનુ ખાવાનુ તૈયાર કરતા. ઘણી વખત ત્રીજા કલાસ તરફ અમે જતાં અને એ ગુજરાતી કુટુંબો સાથે કૈં વાતચીત કરતાં. એડન પણ બૃહદ્‌ગુજરાતનો એક ભાગ છે એનો મને સ્પષ્ટ ખ્યાલ ત્યારેજ આવ્યો.

૪

સવારે એડન આવ્યું અને આવેલી બોટોમાંથી લગભગ પહેલી બોટમાં કેબીનો નં. ૭૩-૭૪ એડન જોવા ઉતરી. કેટલાક અમેરીકનો જે અમારું નામ જાણતા નહતા તેઓ અમને અમારા કેબીનના નંબરથી આ પ્રમાણે પીછાનતા. અને અમારી બોટ આગળ ચાલી એટલે અમારી પ્રવૃત્તિમયતાની પ્રશંસામાં કે તિરસ્કારમાં પાછળથી એક ઉતારને અમે બોલતાં સાંભળ્યો. "Catch cabin no. 73-74 remaining behind" (કેબીન નં. ૭૩-૭૪ પાછળ રહી જાય કેમ?)

પાસપોર્ટ બતાવી, અંગ્રેજી સામ્રાજ્યના શહેરી તરીકે અમારી પદવી ચોક્કસ પુરવાર કરી, અમે મોટર લઇ એડનની પ્રદક્ષિણા શરુ કરી. મારા જેવા 'અરેબીઅન નાઇટસ'ના ભક્તને પહેલી વખત અરબસ્તાનના કીનારા પર ઉતરતાં વિચિત્ર લાગણીઓ થઇ આવી......

એડન અંગ્રેજોની દરીઆઇ સત્તાનું એક થાણું છે. આખી દુનીઆને પોતાની જે સત્તાની શૃંખલા અંગ્રેજોએ પહેરાવી છે તેનો આ એક મણકો છે. હીંદુસ્તાનમાં એ સાંકળની શક્તિ કે વ્યાપકતાનો ખ્યાલ બરોબર નથી આવતો, પણ એડન જેવે સ્થાને આવે છે......

આ સામ્રાજ્ય આજની દુનીઆમાં સૌથી મોટો ભાગ ભજવે છે. એ ભાગ સારાને માટે છે એમ કેટલાક માને છે; નરસાને માટે છે એમ ઘણે ઠેકાણે દેખાય છે. નિર્બલતા પર રચાયલી સત્તા કોઇ દિવસ સારી કહેવાય ખરી?......શેલીના સિદ્ધાંતનું મને સ્મરણ થાય છે:—"Power like a desolating pestilence pollutes whatever it touches." (વિનાશક મરકીની માફક, સત્તા જેને સ્પર્શે છે તેને બગાડે છે.)......

એક ખડકની તજેડીમાં આવેલા એડનનું સ્વરૂપ ઝાઝું આકર્ષક નથી; અને ત્યાં જવાનો પહાડી માર્ગ નિર્જન દેખાય છે.

છાપરાં વગરના ઘરનું બનેલું એ ગામ નાનું છે; અને અમે ફર્યા તે ભાગ ગંદો લાગ્યો નહીં. અહીંઆં ગુજરાતીઓ એક પરામાં વસે છે ને ધીગતો ધંધો કરે છે. ત્યાં જોવાલા જગ્યા તો માત્ર પર્વતમાં બાંધેલા

ના કુવાઓ છે. ગામમાં પાણીની તંગી હોવાથી જુના જમાનામાં કોઇએ આ રચના કરી લાગે છે; અને પર્વતનાં ઢોળાણ પર ઉપરાઉપરી વાવો કરી હોય એવું દેખાય છે. આ કરામતથી પણ ત્યાં પાણી વધારે વખત રહેતું નથી; અને એક નાની કુવાળીમાંથી થોડુંઘણું પાણી લેવાય છે.

મુંબાઇથી નીકળ્યા પછી પહેલીજ વખત અમે સ્ટીમરમાંથી ઉતર્યાં હતા. એટલે નવા સાહસનો ઉત્સાહ, અને આનંદ કૈં ઓરજ હતા.

ત્યાંથી પાછાં વખતસર સ્ટીમર પર અમે પહોંચ્યાં અને સ્ટીમરે એડન છોડયું.

રાતના બે વાગે બાબલમાંડબની સામુદ્રધુની આવી. અને તેણે પોતાની હાજરી અમને વિચિત્ર રીતે જણાવી. મારી પથારી દરીઆ તરફ પોર્ટહોલની તરત નીચે હતી.

વીલાયત જવાની તૈયારીમાં મે ઉંઘવાની ઉઘરાણી ઘણી ભેગી કરી હતી એટલે તેને વસુલ કરવા હું ધમધમાટ ઉંઘતો હતો. અને એકદમ સાગર ઉછળ્યો. મારા મોંઢા પર પાણી પડ્યું. હું ભાનમાં આવ્યો ન આવ્યો ને જાણે ફુદીને સમુદ્રમાં પડ્યો હોઉં એવું કૈં લાગ્યું. હું જાગ્યો. અંધારંઘોર હતું.



પોર્ટસૈયદની સ્ત્રી

માથાથી પગ સુધી હું પાણીમાં તરબોળ પડ્યો હતો ..પાસેની કેબીનોમાં ચીસો સંભળાઇ—

તે ભયંકર સ્વપ્નમાં મે કૈંનું કૈં જોઇ નાંખ્યું ગભરાયેલા ઉતારુઓ ચીસો પાડતા બધા તુતક પર દોડતા ત્યાં બ્યુગલોના અવાજમાં, લોકોના કોલાહલમાં, દરીઆના તોફાનમાં કૈં સંભળાતું કે સમજાતું નહીં બધા ઝપાઝપ 'લાઇફબેલ્ટ' બાંધતા સ્ટીમર ખરાબે ચઢી—કે તુટી તે કોઇએ જાણ્યું નહીં, પણ વિનાશનું ચોતરફ આવ્યું જણાયું

એક વિકરાળ કેપ્ટનને પીસ્તોલ લઇ ઉભેલો જોયો. ઝપાઝપ બોટો નીચે ઉતારવામાં આવી, ને તેટલીજ ત્વરાથી તેમાં સ્ત્રીઓને પહેલા બેસાડવામાં આવી. મારા સાથીઓ — જેના રક્ષણને માટે મારાથી કૈં પણ થાય એમ નહોતું—પહેલી બોટમાં ઉતર્યાં—નજરથી દૂર થયા. તે ભયંકર પલમાં મેં તેમને છેલ્લી વખત જોયા. મારા હૈયામાં નિરાશાની હાય ઉઠી ..મને કોઇએ ખેંચ્યો ને હોડીમાં બેસાડ્યો . ને સ્ટીમર ડોલતીડોલતી નીચે પાણીમાં ચાલી. હોડીમાંથી હું પડ્યો-પાણીમાં ચારે તરફ પાણી પ્રસર્યું. મેં જલસમાધિ શરુ કરી.........

એકદમ કુદી મે બટન દાબ્યું. કેબીનમાં અજવાળુ થયું. મારી પથારીમાં અડધો ફુટ

પાણી હતું.—લક્ષ્મીને પાસેની કેબીનમાં ચીસ પાડતાં —બહેનની મદદે જતાં જોઇ. બીજી તરફના ગ્રીક પાડોશીની બૈરી પણ બુમો મારી રહી હતી.

મને સમજ પડી. જે જે પોર્ટહોલ ઉઘાડી સુતા હતા તેની કેબીનમાં પાણી ધસી આવ્યું હતું. મને ખડખડ હસવું આવ્યું...'સખારામ' હસતો હસતો આવ્યો. "સાહેબ! તમે ભીંજાઇ ગયા છો?"

મેં મારાં કપડાં સામે જોઇ હસવા માંડ્યું. "તું શું ધારે છે?"

"સાહેબ! આ તો બાબલમાંડબ!"

"એટલે?"

"ઘણી વખત આમ થાય છે" કહી તે હસ્યો. હું પણ હસ્યો...

આખરે મહાંમહેનતે કપડાં બદલી અમે બીજી તરફની ખાલી કેબીનોમાં અડધી રાત ગાળી, અને મહામહેનતે સખારામે કેબીનોમાંથી પાણી ઉલેચ્યું...

બે રેતીનાં રણ વચ્ચે રઝળતા, તરસ્યા મુસાફરની મજાક કરવા પરમેશ્વરે પાણીનો પટ મુક્યો હોય એવો રાતો સમુદ્ર છે. તેમાં તાપ પણ હમેશાં ફરમાસુ પડે છે. તેમાંથી જતાં થાકયાં હાર્યાં અમે મહમદ પયગંબરનાં પવિત્ર ધામોના કીનારાનાં દૂરથી દર્શન કર્યાં; અને સીનાઇ પર્વત આગળથી જતાં હીબ્રુ પયગંબર મુસાનાં સ્મરણો તાજાં કર્યાં.

પછી સુએઝની નહેર આવી. વિશ્વકર્માએ ભૂગોલ રચ્યા પછી માણસે તેમાં ઉપયોગી સુધારો કર્યો હોય તો આ નહેરથી. એ નહેરે સમુદ્રો જોડયા; ખંડો એકત્ર કર્યા; એશીઆનો પૈસો લુંટાવ્યો; ને સંસ્કારની સંકરતા સહેલી કરી દીધી.

ભૌગોલિક સુધારો કરવાની દાનત પહેલી અસલી પ્રાચીન શાહ દારા (Darius) ને ૨૫૦૦ વર્ષ પહેલાં થએલી; અને ૨૪૦૦ વર્ષ પછી મીસર જીતવા આવેલા નેપોલીઅન બોનાપાર્ટની વિચક્ષણ દૃષ્ટિએ આ પ્રયોગની ઉપયોગિતા પારખી; અને આખરે ૧૮૬૩ માં ફ્રાંસના ઇજનેર લેસેપે સદીઓનાં સ્વપ્નાં સિદ્ધ કર્યાં.

આ લેસેપમાં વિશ્વકર્માને ટપી જવાની ધૃષ્ટતા હતી. તેણે સુએઝની નહેર કરી, એશીઆ, યુરોપ ને આફ્રીકાની સ્વાભાવિક ગોઠવણમાં ગરબડ કરી. પછી એને અમેરીકા ખંડ કાપવાનો શોખ થયો; અને પનામાની નહેર કરવી શરુ કરી. પૈસો, હીંમત, સાહસ, મહેનત બધાં વાપર્યા. આખરે વિશ્વકર્માએ વેર લીધું; ને પરિણામે કીર્તિ, ધન, ને જીવનો ભોગ આપ્યા છતાં પણ આ અદ્વિતીય ઇજનેરની મહત્ત્વાકાંક્ષા ન પુરાઇ.

સુએઝની નહેરમાં અટકતાં, ચાલતાં, સીગ્નલો કરતાં આખરે અમે પોર્ટસૈયદ પહોંચ્યાં; અને દૂરથી પોતે રચેલી નવી સૃષ્ટિ તરફ ગર્વથી જોઇ રહેલી લેસેપની પ્રચંડ મૂર્તિ જોઇ.

કેબીન નં. ૭૩–૭૪ અને એક અંગ્રેજ મિત્ર પોર્ટસૈયદ જોવા નીકળ્યાં. કેટલાક મુસાફરોને પોર્ટસૈયદ ઘણું આકર્ષક લાગે છે—કેમ: તે તેમની રસવૃત્તિ જાણે. નહીં તો ખરું જોતાં તો થેડોક ભાગ ગંદો ને કઢંગો થઇ ગયલો આપણો હોર્નબી રોડ હોય એવો

લાગે છે; અને બાકીનો ભાગ જાણે ભીંડીબજાર એકદમ વિશાળ થઈ ગયું હોય એવો લાગે છે. નવાઈમાં એટલુંજ કે માત્ર આંખ દેખાય એવો કાળો બુરખો પહેરી સ્ત્રીઓ જ્યાં આવતી નજરે પડે છે; અને ફ્રેન્ચ રીતિએ જાહેર રસ્તાની પગથી પર ખુરશીઓ નાખી ખાવાપીવામાં મજાહ માનવામાં આવે છે

અમે ગામમાં ફરી, લેસેપ્સની મૂર્તિ પાસે જઈ થોડી વાર તેની આસપાસ ફર્યા ત્યાં સમુદ્રનાં મોજાંઓ આવીને અથડાતાં અને છૂટ દરયાઈન કાઢી પાણીમાં ઝબકોળીઆં કરવાની ઇચ્છા મહામહેનતે મેં રોકી.


પ્રવાસની આગબોટ-સ્ટીમર 'પીલ્સના'

પોર્ટ-સૈયદ છોડયું ને ઠંડાં પાણી મળ્યાં. સુરખ આવ્યું, એમ લાગ્યું. વાતાવરણમાં શાંતિ પ્રસરી; શરીરમાં સ્ફૂર્તિ આવી. સૂર્યાસ્તની મોહકતા, ને ગગનની સુરખી અદૃષ્ટ થયા.

પણ ભૂમધ્યસમુદ્રે પોતાનો મીજાજ દેખાડવા માંડયો. સ્ટીમર ડોલવા લાગી ને ઉતારુઓ લાંબા થઈ પડવા લાગ્યા. પહેલાના જેવો આનંદ દેખાયો નહીં, અને અવારનવાર થતા નાચો બંધ પડી ગયા. આગળ સ્ટીમર પર પણ અનેક વખત નાચ (balls) થયા હતા.

નાચવું એ પશ્ચિમમાં જીવનનો મુખ્ય લહાવો મનાય છે. નાના બાળકથી માંડીને તે [illegible]થી અશક્ત વૃદ્ધ સુધી બધાંને નાચવાની હોંસ હોય છે; અને આપણી માફક નાચવાની છૂટ માત્ર ભીલ, કોળી, નાયકણ, અને વૈષ્ણવ મહારાજને માટેજ રાખવામાં આવતી નથી.

જેને જીવનમાં રસ છે ને જે જીવવામાં આનંદ માણે છે તેને એ રસ ને આનંદ શારીરિક ડોલનમાં વ્યક્ત કર્યા વિના છૂટકો નથી હોતો. વય થતાં પણ ધનગનેજ, ને ઉલ્લાસ આવતાં શરીર ડોલેજ. જ્યારે જીવનમાંથી રસ જાય ત્યારેજ પગ પર પગ ચઢાવીને બેસવામાં કે ગજગતિમાં સૌંદર્ય ને શોભા દેખાવા માંડે, અને કૂદવામાં, દોડવામાં, કે હસવામાં ગુનો જણાવા માંડે. પાશ્ચાત્ય પ્રજાના 'બૉલ' જીવનને કલાની, આનંદની કે નીતિની દૃષ્ટિએ નિંદ્ય ગણવામાં આપણે મોટાઈ માનીએ છીએ એ સ્વાભાવિક છે. જ્યાં સુધી રગોમાં લોહી મંદમંદ ફરે, જ્યાં સુધી નિઃસત્ત્વ ને નિર્બળ શરીર પ્રવૃત્તિમયતાથી અકળાયા કરે, અને જ્યાં સુધી નિર્દોષ આનંદ ને ઉલ્લાસને દબાવવામાંજ શોભા જણાય ત્યાં સુધી આવા અભિપ્રાયો અસ્વાભાવિક કેમ લેખાય ?

ક્રીટના પર્વતનો હિમમય મુકુટ દેખાતાં બધાં દોડી આવી, દૂરબીનો લઈ એકઠાં થઈ ગયાં; અને ક્યાં સુધી જાણે કોઈએ પર્વત કે હિમ કદી જોયાંજ નહીં હોય તેમ ઘેલાં થઈ

ગયાં. આ પ્રકારની જિજ્ઞાસા ને ઉત્સાહ કોઇક વખત તો ઘણાજ નજીવા કારણથી પેદા થતાં. એક વખત એક મોટી માછલી દેખાતાં સ્ટીમરને એક ખુણે બધાં ધસી આવ્યાં. એક વખત સહુ તરફ પચાસ સ્ત્રીપુરુષો ભેગાં મળી તાકીતાકીને જોઇ રહ્યાં ને પ્રશંસાનાં વાક્યો ચારે તરફ સંભળાયાં. બધાંને ઝપાટાબંધ જતાં જોઇ હું પણ દોડયો, ને ડોક મરડી ધારીધારીને જોવા બેઠો. પણ કંઈ અસાધારણ જણાયું નહીં. આખરે પાસે ઉભેલા એક ગૃહસ્થને મેં પુછ્યું કે આ ધાંધલ શા માટે? "What a lovely bird!" (કેવું સુંદર પંખી!) તેણે કહ્યું. સહુની ટોચ આગળ એક દોરી પર એક નાની, કાળી ચકલી બેઠી હતી. ચકલીઓની કીંમત કેમ આટલી વધી ગઇ તે સમજ્યા વિના મેં હીંમતથી જવાબ આપ્યોઃ "Oh! lovely!" (હા શું સુંદર?)...

૫

એક દિવસ રાતના નવ વાગે બ્રીંડીસીના દીવા દેખાયા.

આખરે યુરપ આવ્યું.

(ખંડ ત્રીજો હવે પછી)

---

# 'કાંત'ને

રચનાર:

રા. શંભુપ્રસાદ

(ભૈરવીની ગઝલ).

શું ગમ્યું આવું વિધિ! કાં ક્રૂર આજે તું થઇ!
 સાગર રહમ ભરપૂર તો કાં એક પણ બિંદુ નહીં?
તારો પ્રવાસી એ હતો સહવાસ તારો શોધતો,
લખતો તને, ગાતો તને, શબ્દો તને સંબોધતો.
સાહિત્ય, સંગીત ને કલા, સૌંદર્યનો ભોગી હતો,
માધુર્ય વાણીવિલાસ, દર્દે ઇશ્કનો રોગી હતો.
એ સચ્ચિદિલ એ મહાત્મન્ પ્રેમનો યોગી હતો,
પણ હાય! કીસ્મત આજ, રહ્યું ઉચ્ચારવું કે 'તે હતો'.
આશક પુજારી સરસ્વતીનો હાય! સ્વર્ગે સંચર્યો.
તારો ઉગ્યો પુરો પ્રકાશ્યો હાય! અણચીંત્યો ખર્યો.
એના હજારો ચાહકો પર ક્રૂર દૈવે ઘા કર્યો,
રોતી તજીને ગુર્જરી ઓ કાંત! વ્હાલા! તું ગયો!

આવનારા સ્વરનો શો ઉચ્ચાર થાયછે? બધાજ કહેશે લ્+ઋ. પણ તેમ છે જ નહિં; ઉચ્ચાર તો લ્...ઉ જેવો છે. એ દક્ષણીઓની જીભજ ખેંચી નાંખવી જોઈયે.”

શાસ્ત્રી વર્ગમાં એ સમયમાં (હાલમાં પણ જે સ્થિતિ છે તેમ) સંસ્કૃતનું જ્ઞાન ગમે તેટલું હોય, પણ પ્રાકૃત ભાષાઓનો પરિચયજ નહોતો. નાટકોમાં આવેલા પ્રાકૃત વાર્તાલાપની સમજૂત હેની સંસ્કૃત છાયા ઉપરથી જ સર્વ કરી લેતા. એ હાલતમાં વ્રજલાલ શાસ્ત્રીનું પ્રાકૃત વ્યાકરણ અને સાહિત્યનું જ્ઞાન અસાધારણ હતું તેથી હેમની ઉપયોગિતા ઘણી હતી. આરમ્ભકાર્ય કરનારામાં સ્વાભાવિક રીતે આવનારા, તેમ જ પાશ્ચાત્ય વિવેચક પદ્ધતિથી અસ્પૃષ્ટ જનને સુલભ, દોષોથી ભરપૂર છતાં વ્રજલાલ શાસ્ત્રીના એ લઘુ ગ્રન્થ, “ગુજરાતી ભાષાનો ઇતિહાસ” અને “ઉત્સર્ગમાલા”, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતીના અભ્યાસના સાગરમાં નાવ ખેડનારાઓને દીવાદાંડીઓનુ કાર્ય સારનારા છે. અને એ કારણથીજ ડૉક્ટર ભાંડારકરે પોતાના “વુઇલસન ફિલોલૉજિકલ લેક્ચર્સ” માં વ્રજલાલ શાસ્ત્રીનું આદ્ય માર્ગદર્શકોમાં નામ ગણાવ્યું છે. યદ્યપિ વ્રજલાલ શાસ્ત્રી મનસુખરામ સૂર્યરામના અંતરંગમંડળમાં સ્થાન ભોગવતા નહોતા, તથાપિ એ મંડળ આપણા શાસ્ત્રીજીના સંપર્કમાં આવેલું અને તેથી કરીને “ચરોતર”ની કૃત્રિમ વ્યુત્પત્તિ “ચારુતર”માંથી કાઢવાનું મૂળ સ્થાન શાસ્ત્રીજી સુધી લઈ જઈ સકાય એમ છે. એ મંડળમાં શાસ્ત્રીજીની વિલક્ષણતાઓ—સ્વભાવાદિકની—વિશે રમૂજભરેલી વાતો ચર્ચાઓ થતી તે અત્યારે બધી સ્પષ્ટરેખ પગટ થવી અશક્ય છે. એ મંડળમાં કે મ્હારા પિતા વગેરે મંડળની આગળ વ્રજલાલ શાસ્ત્રી પોતાની પત્નીનાં વખાણ કરતાં એક પ્રસંગ ઉલ્લાસથી, ભોળાભાવથી, કહેતા તે યાદ આવેછે: “હું હેને પિયર એક વાર ગયો, ત્હારે તરત એ બોયડી ઉપર ચઢી ગઈ! અને સુન્દર બોર ઊતારીને મ્હારે માટે લાવીને હેણે મૂક્યાં.” આ વાત કરતે બોરનો સ્વાદ હેમના મ્હોંમાં પસરતો કે પત્ની તરફનો ભાવ હૃદયમાં રેલાતો,—તે કલ્પના કરવી અશક્ય હતી.

વ્રજલાલ શાસ્ત્રીની વિલક્ષણ મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન કેટલેક ભાગે મ્હારા પિતાને. એ મળવા આવતા તે વખતે, અને કેટલેક ભાગે જાહેર મંડળમાં પ્રસંગવશાત્ એ હાજર થતા તે વખતે થયેલાં. એ પ્રસંગો સંખ્યામાં અલ્પ હતા.

શાસ્ત્રીજીની ઉપયોગિતા કોઈ દિશામાં હેમની પ્રવૃત્તિ રોકવાથી પૂર્ણ રૂપે કામમાં લેવાશે તે વિચારીને જ હેમની કને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ મ્હેં ઉપર નામ કહ્યાં. તે નિબન્ધો રચાવેલા, અને આગળ જતાં એ સોસાઇટીના આસિસ્ટંટ સેક્રેટરી તથા “બુદ્ધિપ્રકાશ”ના તન્ત્રીને સ્થાને નીમાયલા. એ સમયમાં એઓએ “સોસાઇટી” ની અને ગુજરાતી ભાષાની સેવા કરેલી હેની કીમત આંકવી અશક્ય છે. ભાલણકૃત “કાદમ્બરી”નો અમૂલ્ય હસ્તલેખ વ્રજલાલ શાસ્ત્રીની માલકીનો હતો તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ રૂ. ૭, (અંકે ૭ રૂપિઆ) ની કીમતે ખરીદી લીધો, તે ઉપરથી શાસ્ત્રીની નિતાન્ત નિષ્કામવૃત્તિ, ભલમનસાઈ, ઇત્યાદિ સાત્ત્વિક ગુણોની આંકણી થાયછે; એ ધોરણે હેમની ભાષા તથા સાહિત્યની સેવાની આંકણી આપણે તો નહિં કરિયે.

આજથી ૪૫-૫૦ વર્ષ ઉપર અમદાવાદના શાસ્ત્રી વર્ગનો નવીન પદ્ધતિયે ઉપયોગ કરવાની યોજના મ્હારા પિતા અને હેમના મિત્ર રણછોડભાઈ (રણછોડલાલ છોટાલાલ) વગેરેએ આરમ્ભી હતી, ત્હેમાં ભાષણ કરવાનો વારો વ્રજલાલ શાસ્ત્રીનો આવ્યો તે પ્રસંગ મ્હારા સ્મરણમાં દૃઢરેખ પ્રતિબિમ્બિત થયેલો છે: સ્થળ—ખાડિયામાં સાંડેશરાના મહાદેવની ધર્મશાળાની મેડી. સમય—સંધ્યાકાળનો. હાજર—ભોળાનાથ સારાભાઈ, રણછોડલાલ છોટાલાલ, વગેરે મિત્રમંડળ. બીજા શ્રોતાજન એકઠા થયેલા તે, માંહિ બાળકવયનો હું પણ બેઠો હતો. મ્હારા માશીના દીકરા રતનલાલ ત્ર્યંબકલાલ (ભોગીન્દ્રરાવ દીવટિયાના પિતા) પણ હતા. વ્રજલાલ શાસ્ત્રી ગાદી તકિયે બેઠા બેઠા બોલવા લાગ્યા. વિષય યાદ નથી, અને યાદ રહે એમ પણ નહોતું, કેમકે ઝાડને એક ડાળેથી બીજે ડાળે, ને બીજેથી ત્રીજે, અને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર, એમ ચપલતાથી પક્ષી ઉડે તેમ શાસ્ત્રીજીની કલ્પના ઉડતી હતી. એક મુદ્દો ચર્ચવા લાગ્યા અને વચમાં બીજી જ વાત — અસંબદ્ધ, અર્ધસંબદ્ધ—સાંભરતાં તે પકડી લીધી વળી ત્યહાંથી ત્રીજી, ચોથી એમ જતે મૂળ વાત કહિં ને કહિં જતી રહી,—આમ પ્રવાહ ચાલવા લાગ્યો, એટલે રતનલાલ ભટકબોલા હતા ત્હેમનાથી ના રહેવાયું, વચમાં બોલી ઉઠ્યા —"શાસ્ત્રી મહારાજ! એ તો બધું ઠીક, પણ ત્હમારે કહેવું છે શું? તે ઉપર આવો ને!" લગાર પણ માઠું લગાડ્યા વિના શાસ્ત્રી મૂળ વાત ઉપર આવ્યા પણ ક્ષણ બે ક્ષણમાં પાછા આડા ફાટ્યા, તે નાઠા તે નાઠા જ. આમ હેમનું ભાષણ! ત્હેમાં ષટ્ દર્શન એટલે જોગી, જંગમ, શેવડા, સન્યાસી, દરવેશ, ને બ્રાહ્મણ એ ગણના પણ કરાવી ગયા. ભોળા શાસ્ત્રી! ત્હમારો નિર્દોષ આત્મા અમર રહો!

અમદાવાદ છોડીને નિવૃત્ત થયા પછી શાસ્ત્રી પોતાના ગામ મવાનજમાં જઈને વસ્યા, કે આરસામાં તે યાદ નથી પરંતુ પાછળથી પોતે શિષ્યોને કરી બધાની પંથના સ્થાપક, વ્રજાચાર્ય તરીકે ઓળખાવા લાગ્યા: આગળ જતાં કેટલાક શિષ્યો કે બીજાઓ શાસ્ત્રી તરફ વૈમનસ્ય રાખીને હેમના ધોયેલા ધોતિયાને કૈવલ્ય જ્ઞાનેમાને લગાડીને શાસ્ત્રીને કનડતા હતા, ઇત્યાદિ કથા દંતકથાના વર્ગમાં જ મૂકીશું બાકી શાસ્ત્રીની નિતાન્ત સરલ મૂર્તિ, મદ્દભાવભરેલું હૃદય, અને એઓના જ્ઞાનના સ્થાયિ ફળ,—એ મ્હારા મુકુરમાં ચિરસ્થાપિત, ચિરપ્રતિબિમ્બિત રહ્યાછે, અને રહેશે






લેખક

રા. વિજયરાય કલ્યાણરાય.

બી. એ., ઉપમંત્રી, સાહિત્યસંસદ.

---

વધુમાં આટલું વારો - એક જણ કેટલાક સંભાષણો એકત્રિત કરે, જેમાં પાત્રોના સ્વભાવચિત્રો સફાઈથી દોર્યાં હોય અને ભાષા તથા ભાવો ઠીકઠીક ગોઠવાયા હોય પણ નાટકની અસર ઉપજાવવાને આટલું પણ નથી તે હેતુ સાધવાને તો કૃતિ જુદા પ્રકારની જોઈએ—તેમાં ઉપલી વસ્તુઓ (સ્વભાવચિત્ર, ભાષા, ભાવ) ની ખામી હોય તો ચાલે પણ કથા સુઘટિત જોઈએ અને પ્રસંગોનું સંગ્રથન થયેલું હોવું જોઈએ *

—એરીટે

નાટક જીવનનું પ્રતિબિંબ માત્ર છે એ ખરું. પણ તે, જેને આપણે વાસ્તવિકતા કહીએ છીએ એવા જીવનના આકસ્મિક સંબંધનું પ્રતિબિંબ નહીં, પરંતુ દૃષ્ટિક્ષેત્ર (perspective) પર જીવનઘટનાઓને એવી રીતે કેન્દ્રસ્થ કરવી કે તેની નાટ્યના વસ્તુરૂપે રચના શક્ય નીવડે—આવું પ્રતિબિંબ ... ... ... નાટકમાં વસ્તુસંકલનાની અવગણના કરવી તે ચિત્રમાંથી ચૈતન્ય ઉરાડી મૂકવા બરાબર છે. †

— આર. જી. મોલ્ટન

ઉગતી જુવાની. સામાજિક નાટક, ભજવાય એવું કર્તા ગ. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર પ્રકાશક. ગ. જીવનલાલ અમરથી મહેતા, અમદાવાદ મૂલ્ય રૂ. ૧-૧૨-૦

આ નાટકમાં "પ્રતિભા છે અને નથી." નરી નવીનતા જો પ્રતિભાનું લક્ષણ હોય તો આવી પ્રતિભાવતી કૃતિની જોડ જગતના સાહિત્યમાંય મળવી મુશ્કેલ છે. ભરતમુનિ ને એરીસ્ટોટલના પ્રિયતમ નિયમોની સાંગોપાંગ ઉપેક્ષા, નિસંકોચ આદરવી; વસ્તુ ને સંકલના, નાયક ને નાયિકા, પ્રતિનાયક ને વિદૂષક, સંગીત ને સરસતા, ત્રિવિધ 'યુનીટી' ને

---

* "પોએટીક્સ". ભાગ ૨, ખંડ ૩.

† 'ધ મોડર્ન સ્ટડી ઑફ લીટરેચર', પ્રકરણ ૧૮

'ક્લાઇમેક્સ' ને 'ડીનુમાં': બધાંનેજ નાટકમાંથી દેશવટો દેવો; પ્રેમ અને અમરતા વીશે સંવાદો રચનાર પ્લેટોને પગલે ચાલવાનો યત્ન કરી માંસાહાર વીશે 'અફ્લાતુની સંવાદ' સરજવો; ગોઆનીઝના મુખમાં ગઝલ મુકવી (તે પણ અનૂઢા મુગ્ધાની મુંઝવણ આલેખતી ગઝલ); પ્રકરણોની જેમ પ્રવેશોનાં મથાળાં બાંધવાં; ગદ્યાભાસી પદ્ય જેવો લખાણનો નવપ્રકાર નીરમવો—આવી આવી અસાધારણતાઓ, જેને 'નવનવોન્મેષશાલિની' કહી છે તે શક્તિ વિના અન્યત્ર કયાં સંભવે? પ્રતિભાનું આવું વિરલ દર્શન ગુર્જર સાક્ષરોની પ્રતિભાના છેલ્લામાં છેલ્લા પર્યેષક વિના કોણ કરાવી શકયું હોત? નાટક ન લખાયું હોત તો રા. ઠાકોર દેશી વિલક્ષણતા માટેની પોતાની નામના શી વિધે સાચવી શકયા હોત?

જે સાહિત્યકૃતિ આસપાસની સૃષ્ટિ ભુલાવીને વિશુદ્ધ રસસમાધિમાં આત્માને લય પમાડે અથવા જે સાહિત્યકૃતિ વાસ્તવિક સૃષ્ટિનું આલેખન પણ એવી સૂક્ષ્મ અને ભાવનાત્મક કલાથી કરે કે કર્તાના અંગત સિદ્ધાંતો ને અભિપ્રાયોની છાયા સરખી તેમાં પડે નહીં, તેમાં પ્રતિભાનો વિજય પુરેપુરો થયો છે એમ કહી શકાય. 'ઉગતી જુવાની' પ્રતિભાની આ કસોટીને પાર નહીં ઉતરી શકે કેમકે તે કવિની કૃતિ નથી એટલી વિદ્વાનની છે. નહીં રતિ, નહીં શૃંગાર; નહીં ઉત્સાહ, નહીં વીરત્વ; નહીં શોક, નહીં કરુણા. માત્ર જેનો સ્થાયી ભાવ શમ છે એવા–ખાસ કરીને નાટક માટે–હીનતમ શાંતરસનું અહીં વિધાન છે. લાટવાસી ગુજરાતીઓના સમકાલીન સંસારનું ચિત્ર હોવાનો તેનો દાવો છે, પણ ચિત્રકલા કરતાં ફિરણાલેખ્યકલાનાં* તત્ત્વો તેમાં બહુ મોટે અંશે છે. આ છેલ્લું કથન આગળ ચાલતાં વધારે વિસ્તારી વિવેચનથી સમજાશે; ત્યાર પહેલાં, નાટકમાં શુંશું છે તે ટુંકમાં રજુ કરીએ.

'ગદ્યપદ્યમ્'વાળા અર્પણપત્રની ચર્ચા, કાવ્યશાસ્ત્રના વિનોદોથી કાલનિર્ગમન કરનાર ધીમતો માટે રહેવા દઈને, આપણે પ્રસ્તાવનાથીજ શરુઆત કરીએ. તેમાં સૂત્રધારની (નટીને બદલે) નાની બહેનને મુખે કર્તા પોતાના નાટ્યવિષયનો અને તેનાં પ્રકારપદ્ધતિનો બચાવ કરે છે. તે બહેનને જુનાંનવાં સર્વ નાટકોની એક ખાસીઅત બહુ ખુંચે છે. તેમાંનાં "નાયકનાયિકા રડયાં અતિકાય" આ શબ્દોમાં તેનો અભિપ્રાય વ્યકત થયો છે. ત્યારે તો, 'વહેંતીઆં' એટલે સામાન્ય માણસોજ જેમાં પાત્રો હોય તેવા નાટકમાં વળી શો રસ? એમ સૂત્રધાર પુછે છે તેને 'છટ!' કહીને નાની બહેન પોતાની નાટકની ફીલસુફી સમજાવે છે:—

**નાની બહેન**

નાટક એટલે શું? સૃષ્ટિનું પ્રતિબિંબ, કુદરતનો ચીતાર, સારી મોટી આરસીમાં આપણું મોં દેખાઇ રહેછ તેવી તાદૃશ છબી. નાટકકારો આને બદલે ભુતાવળ જેવું કે ફરેસ્તા અપ્સરા જેવું ચીતરી મારેછ. વળી વાંચનાર અને પ્રેક્ષક કૈં ધડો લે એવી શુભ ધારણાથી કર્તા લખનો હોય, તોબી એણે માપસર ઉઠાવણીજ કરવી જોઇએ. મારાતમારા જેવાનાં વૃત્તિ, આશય, હારજીત, સુખદુઃખ દુનીઆમાં બની આવે છે [? છ] તેવાં ચીત્ર્યાં હોય તોજ તે ઉપરથી હું અને તમે બોધ ગ્રહણ કરી શકીએને?......

* આ શબ્દ સ્વ. મનઃસુખરામનો છે (જુઓ 'વિચારસાગર'ની પ્રસ્તાવના). સાધારણ લોકો આ કલાને 'ફોટોગ્રાફી' કે છબી પાડવાનો હુન્નર એવાં નામથી ઓળખે છે.

# હેર ઓઇલમાં ઘાસલેટ કેરોસીન વીશે
# આપણા લોકોની અજાયબ સમજ

## સર્ટીફીકેટો શું કહે છે?

અમારી બનાવટોના અક્સીર પણા માટે જે સમજુત અમો આપી રહ્યા છીએ, તે પુરવાર કરતું ફક્ત એકજ સર્ટીફીકેટ તમારી ખાત્રી અને સંતોષ માટે અહીંઆં આ રહ્યું:—

મુંબઈ, તા. ૧૦મી જુન ૧૯૨૩.

વ્હાલા સાહેબ,

આપની જાહેરખબરથી પ્લાન્ટા એગ્યુમીક્સ્ચરનો ઉપયોગ કરનારનો અભિપ્રાય પુછાવવાના બારામાં મને જણાવતાં ખુશાલી ઉપજે છે કે તાવથી સપડાએલાઓ માટે તો તે ખરેજ એક આશીર્વાદ સમાન છે. છેલ્લા અપ્રીલમાં લંડનથી અહીં આવતાંજ હું તાવથી સપડાયો. પાસ થએલા ડાકટરોની દવા ઉપરાંત પણ મેં ઘણીએ દવાઓની અજમાએશ કરેલી પણ તે તમામજ નીષ્ફળ નીવડેલી. આપની દવાનો પણ મેં ઉપયોગ કર્યો, અને હું આ પીડાએથી મુક્ત થઇ શકયો. મારે પોતાને માટે તો તે રામબાણ પુરવાર થઇજ, પણ જેઓને મેં તેની ભલામણ કરેલી તેઓને પણ તે તેટલીજ અસરકારક નીવડેલી જણાઇ છે. મને આશ્ચર્ય થાય છે કે લોકો શા માટે આ અકસીર ઇલાજ અજમાવતા નથી. બજારમાં મળતી દવાઓની હરીફાઇમાં પ્લાન્ટા એગ્યુમીક્સ્ચર ચઢીઆતુંજ છે. તેના રામબાણ હોવા શીવાય હું જે કહેવા ઇચ્છું છું તે એજ કે આ દવામાં તાવથી પેદા થતી નબળાઇનો પુરતો અટકાવ કરી તાકાત આપવાની જે શક્તિ છે તેવી જાતની બીજી દવાઓમાં નથી.

લી.

હું છું આપનો,

બી. આર. આમ્બેડકર,

એમ. એ , એમ. એસ.સી.,

પી.એચ. ડી. (Col)

ડી. એસ.સી. (London)

ભભકાદાર પહેરવેશથી જેમ માણસની પરીક્ષા થઇ નથી શકતી, તેમ હેર ઓઇલની પરીક્ષા કે સુગંધ કે રંગથી થઇ શકેજ નહીં. વીલાયતથી સારું થઇ આવતું વાસ વગરનું ઘાસલેટ એક પૈસાનું લઇ, જેસમીન કે રોઝની એક પૈસાનીજ સુગંધ તેમાં નાંખી બાટલી ભરી અંદર લાંબા વાળવાળી અબળાના પીકચરવાળું ખેંચાણકારક લેબલ કરી તેલના ગુણોની મોટી મોટી તદન ખોટી વાતો લખી વેચનારાઓ ના આજે સેંકડો છે. એ તો સીધી સાદી સમજ છે કે બાલપોષક વનસ્પતિઓનાં મુળીઆંઓમાંથી બનાવેલું અમારું હેર ઓઇલ ઘાસલેટના તેલમાં બનાવેલા હેર ઓઇલ જેટલું તો સફાઇદાર અને પારદર્શક નાજ લાગે. એક પૈસાનીજ સુગંધ નાંખતાં જે વાસ તેમાં આવે તેવી એક રુપીઆની સુગંધી નાંખતાંએ અમારા હેર ઓઇલમાં નાજ આવી શકે. હેર ઓઇલની પરીક્ષા કરવાની એક ઘરગતુ રીત છે. કોઇપણ હેર ઓઇલ થોડુંક નાના વાસણમાં લઇ ચુલા પર ધુમાડો નીકળતાં સુધી ગરમ કરતાં જો ઘાસલેટ જેવો ધુમાડો નીકળે તો સમજવું કે ઘાસલેટનું અંદર મીશ્રણ છે

ખરી પડતા [illegible] થતા બાલ—નબળું મગજ અને આંખનાં નુર ઘટાડનારાં કહેવાતાં હેર ઓઇલો વાપરી જુવાનીમાં બુઢાપો નોતરવા કરતાં અમારું શુદ્ધ વનસ્પતીય સુગંધીદાર પ્લાન્ટા હેર ઓઇલ વાપરી તેના ગુણોની ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

બનાવનારાઓ:—ધી પ્લાન્ટા ડ્રગ મેન્યુ. કું.

સુરતી મહોલ્લો—પારસી સ્ટેચ્યુ પાસે, ભાયખલા, મુંબઇ.

ટે. નં. ૪૦૬૮૭.

સોલ સેલીંગ એજન્ટસ:—

લક્ષ્મીદાસ તેરસીની કું.,

સુરતી મહોલ્લો—પારસી સ્ટેચ્યુ પાસે,

ભાયખલા, મુંબઇ.

ના સમકાલીન સાહિત્યમાં સ્થાપ છે અને અમુક સમય સુધી સારો પ્રચાર પામી છે. રશીઅન વાર્તાકાર એન્ટોન ચેહોફની અને ઇંગ્લંડમાં કેથેરીન મેન્સફીલ્ડની ટુંકી વાર્તાઓનું વસ્તુ સૌથી સામાન્ય પ્રસંગો અને સૌથી સામાન્ય પાત્રોને આધારે લેવાય છે; પણ એ કૃતિઓ,–સઘળી નહીં, ફક્ત તેમાંની સર્વોત્તમ, પહેલાની 'ધસ્ટર ડવ' કે બીજીની 'બ્લીસ' જેવી,—એવા રૂપમાં પણ, મનોદશાનાં વિવિધ અને મનોરમ ચિત્રણવાળી તથા સૂક્ષ્મ કાવ્યરસથી રસાયલી હોઇને, વાંચનારને સાદ્યંત રસમગ્ન રાખી શકે છે. આ નાટક પરત્વે તેટલું પણ કહી શકાય તેમ નથી. તેમાં 'માણસ જેવા માણસ'ના નિત્યજીવનનાં શબ્દચિત્રો આપવાનો જે પ્રયાસ થયો છે તેની શુષ્ક રસિકતા વાચકને પ્રતિપલ આશાભંગ કરી રહે છે. અમે 'શુષ્ક રસિકતા' પદ હેતુપૂર્વક વાપર્યું છે. વાંચનાર વાંચવા માંડે છે એટલે, હમણાં કંઇક નવતર આવશે, હમણાં કંઇક ચમત્કારી જણાશે, હમણાં કોઇક મનોહર કલ્પના કે સુંદર અલંકાર મને રસલીન કરશે—આવીઆવી અસ્ફુટ છતાં ઉત્કટ આશાઓના પ્રવાહે તે તણાવા માંડે છે. રા. ઠાકોર પળેપળે તે આશા પુરવા ઉદ્યુક્ત હોય તેમ લાગે છે ને દરેક વખતે નિષ્ફલ નીવડે છે. આથી, અમુક જાતનો નિર્જીવ ને નિર્ધન રસજ જામી શકે છે. જીવનનું પ્રતિબિંબ પાડવાના અભિલાષી આ નાટક કરતાં તો જીવનમાં વધુ અદ્‌ભુતતા છે એમ વારંવાર લાગ્યા વિના રહેતું નથી. દોલતરામ નામના જુવાન પાસે કોલેજની કેળવણી લેવાના પૈસા નથી, એ વાત છેડીનેજ કર્તા વિરમે છે; પણ સાચા દોલતરામો તેવા

પૈસા પ્રાપ્ત કરતાં જે વિટંબના, નવીન અનુભવો ને અગણિત લાભો મેળવી શક્યા છે તેનું ચિત્ર અહીં કેમ નથી ? સુવર્ણા નામની હીંદુ વહુને પતિનું સુખ પહેલાં નહોતું અને વડીલોએ ચાર શબ્દ તેના વર કંચનને કહ્યા એટલામાં સૌ સુધરી જાય—આટલાથીજ વાત પતાવવામાં શો સાર ? જીંદગીમાં અનેક સુવર્ણાઓને પતિસુખ મેળવતાં પડતી યાતનાઓમાં કર્તાને શી કંગાલીઅત દેખાઇ કે આવા નિર્માલ્ય વ્યતિકરોનું શરણુ એમણે શોધ્યું ? કલ્પિત કથાઓ કરતાં સત્ય ઘટનાઓ વધુ વિચિત્ર હોવાનું કહેવાય છે. આ નાટકમાંની કથાનું વૈચિત્ર્ય વાસ્તવિક સૃષ્ટિના વૈચિત્ર્ય કરતાં પણ અનેકગણું ઓછું ઉતરે છે અને આ અવનવું પરિણામ કર્તાના એક માનીતા સિદ્ધાંતને આભારી છે. આ અનુવાદકની શરૂઆતમાં ટાંકેલા ફકરા પરથી જણાશે તેમ, પ્રસ્તાવનામાં તેઓ નાનીબહેનને મુખે સામાન્ય વસ્તુ ને પાત્રની જે વકીલાત કરાવે છે તેમાં એક ભયાનક હેત્વાભાસ ભરી રહ્યો છે. શેક્સપીઅર, ઇબ્સન, બર્નાર્ડ શૉ ને ટોલ્સ્ટોય નો ઉપહાસ કરવાની હામ ભીડનાર એ દલીલોનો પાયોજ વાસ્તવિકતાનું ચુનાની મદદથી ચણાયો જણાય છે. એ ધુરંધર નાટ્યકારોના પાત્રો કદી પણ 'અતિકાય' હોતાં નથી બલ્કે છે તે એટલુંજ કે સાધારણ માણસના જીવનમાંની અસાધારણ પળોને તેઓ નાટ્યવસ્તુ તરીકે સ્વીકારે છે. 'હેમ્લેટ' કે 'કીંગ લીઅર'નાં પાત્રો ક્યાં વાપોલા ને માસ્કોલિઓ તેમ કોર્ડીલીઆ ને લીઅર પણ સાધારણ સૃષ્ટિનાજ જીવો છે. પણ તે જ્યાએ પાડ્યોડીધું શું, ને જખાટ કેમ હાંકવા ને વર્ણવવા શેક્સપીઅર યોજતો નથી લાગણીઓના સંઘાતાત કે તુમુલ ભાવોના સંવેદન વખતે માણસ કેમ બોલે-વરતે એ તેણે સમજી લીધું, એ ચીતરવામાંજ પોતાની પ્રતિભાનો સાક્ષાત્કાર આપ્યો, અને, ઉપરનું કરતું એવું કે એવા ચીતાર સમક્ષજ શિર ઝુકાવવાનું જગતે, સ્વીકાર્યું. શેક્સપીઅરનો સીઝર અતિકાય ખરો; પણ એ તો સાચો સીઝર પણ એવોજ હતો માટે. આધુનિક નાટકકારોમાં ટોલ્સ્ટોયના 'ધ ફર્સ્ટ ડીસ્ટીલર'-નું મુખ્ય પાત્ર એક ખેડુતજ છે તે ઘણો સાધારણ માણસ છે. તેની અસાધારણ પળ ક્યારે આવે છે કે એ જીંદગીમાં પહેલીજ વાર દારૂ ચાખે છે અને આખી દુનીઆનો પ્રથમ નીશાબાજ બને છે. બર્નાર્ડ શૉની મીસીસ વૉરનને અતિકાય કયે ન્યાયે કહીશું ? તેની તે કરો ધંધાદારણોમાનીજ એ એક છે. ઇબ્સનનો ઓસ્વાલ્ડ એલ્વીંગ ચાલુ જમાનાના કપાળેઓખી યુરોપીઅન જુવાનનો નમુનો છે. તે પોતાની સાવકી બહેન રેજીના પર અજ્ઞાનમાં આશક પડે છે એ તેના જીવનનો અસામાન્ય બનાવ છે, અને ઇબ્સને ઓસ્વાલ્ડના ધૂમ્રપાન કે સુરાપાનમાં નહીં પણ એ બનાવમાંજ ઉંચી નાટ્યકળાની શક્યતા દીઠી એ વિચારવા જેવું નથી ? આ સર્વ પાત્રપ્રસંગો તે તે નાટ્યકારે પસંદ કર્યા કારણ કે મર્મશક્તિના આવિર્ભાવને તેવા વસ્તુમાંજ માર્ગો ને સંપૂર્ણ અવકાશ હોય છે. નાની બેનની નાટ્ય-શીરસ્તી જો વધારે વિશાળ અને ગહન અન્તર્દૃષ્ટિ (vision)નું ફળ હોત તો આ સત્ય તેને સમજાત, અને, શેક્સપીઅરાદિની કૃતિઓમાંથી, જો તેને જોઇતો હોત તો, સામાન્ય જનોને અતિ પ્રિય એવો સદ્બોધ પણ ઘણો મળે તેમ છે એ પણ સમજાત. એ કૃતિઓમાં 'સામસામા આવેશોનો અખાડો જામે છે' તે એટલાજ માટે કે દુનીઆમાં

પણું જ્યારે માણસમાણસના સ્નેહ એકેક સાથે તાદાત્મ્ય સાધે કે સ્વાર્થ એકેક સાથે અથડાય ત્યારે વ્યક્તિ, વર્ગો, જાતિઓ અને સમાજોના આંતર જીવનમાં તનમનાટ કે તુમુલ યુદ્ધો થાય છે. પરિણામે, સંયોગાનુસાર, સઘળો ભેદભાવ ગળી જાય છે અથવા એકાદ પક્ષની ખરી કે દેખાતી જીત થાય છે એવા પ્રસંગોને સર્જનાત્મક સાહિત્યનો કર્તા પસંદ કરે નહીં, ને માત્ર એટલુંજ નોંધે કે, ખોરદાદ-માવની રળીઆમણી રાતે થોડાક હીંદુ પારસી 'જુવાનડાં' ( નર્મદનો સચોટ શબ્દ ) ભેગા મળીને જમ્યાં, રમ્યાં ને નાચ્યાં—તો જગતના સાહિત્યની શી દશા થાય તેનો ખ્યાલ કરતાં કાળજું થરથર કંપે છે.

નાટ્યોચિત વસ્તુસંકલના 'ઉગતી જુવાની' માં કરી નથી. આ વિષય પરત્વે, જાણે પ્રસ્તુત નાટક માટેજ દર્શાવ્યા હોય તેવા, એરીસ્ટોટલ અને પ્રો. મોલ્ટનના મથાળે મુકેલા વિચારો તરફજ ધ્યાન ખેંચવું સૌથી યોગ્ય માનીએ છીએ એ આરૂઢ સાહિત્યાચાર્યોએ જેની રચના કરવાની મના કરી તેવીજ રચના કરવામાં આપણા નાટ્યકારે કૃતાર્થતા માની છે અપૂર્વ આત્માઓને, જીવનમાં તેમ સાહિત્યમાં, આચાર્યોની આજ્ઞાનું અવિવેક ઉલ્લંઘન કરવાની છુટ હોય છે અને તેનો લાભ આ અપૂર્વ નાટકકારને આપવા આપણે તત્પર થઈએ, પરન્તુ તે ઉલ્લંઘન સુંદરતર પરિણામ લાવે નહીં તો નિરર્થક નીવડે છે. રા. હોમર મકવનાંના રૂઢ નિયમો-ની અવગણનાના બચાવમાં આપણને કંઈ પણ વધારે રૂડું કે ઉચું આપી શકતા છે એમ શી રીતે કહેવાય? ઉપર આપણે જોયું તેમ તેઓએ એવી તો અણગમતી વસ્તુની પસંદગી કરી છે કે કદાચિત્ પણ તેની ગુંથણી સુઘટ કે મનોહર બને તેવો સંભવ નથી. પ્રત્યેક પ્રવેશની ખીલવટમાં કલા છે એમ એક સમાલોચકે કહ્યું છે. એ તદ્દન ખરું છે. પણ આખા નાટકમાં તો અમુક જાતની આછીપાતળી એકરૂપતા છે એટલુંજ; કાર્યની સુયોજિત એકતા, જે નાટકોમાં રસનિષ્પત્તિનું ઉત્તમ અને અગ્રણી સાધન બને, તે તો અહીં શોધી જડતી નથી. જેના તાંતણા એકેક સાથે અસહકાર કરી રહ્યા હોય તેવા હલકી ખાદીના પોત અને નવાબકોર લોંગક્લોથના પોત વચ્ચેનો તફાવત તે 'ઉગતી જુવાની' ને બીજા શિષ્ટ નાટકો વચ્ચેનો તફાવત સમજવો. નાટકના આવા પ્રકારની શોખીન નાની બહેને અભિનવ વીશે આપેલો મત આમ પણ આપી શકાત ' ખાસ સંકલના કશીજ નહીં તેજ આ નાટકમાં ઉત્તમોત્તમ સંકલના."

પાત્રોની વિશિષ્ટતા થોડી, ને વિકાસ એથી પણ થોડો, તો તેમના વિવેચનમાં બહુ કાલક્ષેપ કરવો પડે તેમ નથી. અમુક સ્વભાવ અને અમુક વર્ગોના પ્રતિનિધિરૂપ પાત્રો કર્તાએ પસંદ કર્યાં છે તેમને ન્યાય કરવાને એટલું તો કહેવું જોઈએ કે, પ્રભાવશાળી અથવા આપણું પ્રેમાસ્પદ બને તેવું એક પણ પાત્ર નથી છતાં, બંને જાતિ અને સર્વ વયના કેટલાક મનુષ્યોનાં ઢબછબ અને એકંદરે સુરેખ ચીતાર આપવા તેમણે સરસ યત્ન કર્યો છે આ દૃષ્ટિએ જોતાં ઉપર કહેલી કિરણલેખ્યકલાનો આ નાટક અચ્છો નમુનો છે. ખાસ કરીને કેટલાંક સ્ત્રીપાત્રોનું અને તેમાં પણ સુવર્ણા ને શ્રીમતી-નું આલેખન સવિશેષ કાળજી અને ચતુરાઈ-થી થયું છે, અને સુકુમાર જાતિના ઘણાં વાચનારામાં એ પાત્રો વધુઓછાં માનીતાં થાય એ પણ સંભવિત છે. દુઃખરાનું એટલુંજ રહે છે કે આ ચિત્રાલેખનોમાં અનુભવના

ભાર કરતાં કલાસૌંદર્ય વધુ હોત તો કેવું સારું!

જીવન સાથે ઘટતું સાદૃશ્ય જાળવવા માટે પાત્રોની ભાષા જેવી વાતચીતમાં વપરાય તેવીજ રાખવી એ ઇષ્ટ છે. આ સિદ્ધાંત પાળવાનો રા. ઠાકોરે પ્રયાસ કર્યો છે—અને તેમ કરવા જતાં એક અવનવીનતા સાધી છે. બહાર આવવા મથી રહેલા કવિહૃદયની ઊર્મિને સાક્ષરસ્વભાવે ફાવવા દીધી નથી. 'પાત્ર સાથે તદાકાર બની લખવાની ગ્રોક' વીશે તેમણે ટીપ્પણમાં ઉલ્લેખ કર્યો છે તે દશા પુરતે અંશે કે પુરતી વાર તેઓ અનુભવી શકયા છે એમ કહી શકાશે? આ પ્રશ્નનો ઉત્તર ઉદાહરણોને આપવા દઇએ.

(૧) નાની બેન કેળવણીની દૃષ્ટિએ અર્ધદગ્ધ પાત્ર લાગે છે. તેનું મુખમ રડ્યાં અતિકાય' એ પદ મુક્યું છે. સુશિક્ષિત ને સંસ્કારી ગુજરાતણના મોમાંથી 'રડયાં' શબ્દ નહીં નીકળે એ એક વાતની સામે આ બીજી વાત મુકો કે 'અતિકાય' શબ્દ તેવીજ કેળવાયલી સન્નારી પોતાની વાતચીતમાં વાપરી શકે તેવો છે—અને તે પણ, સાક્ષરોના પ્રત્યક્ષ કે પરોક્ષ સમાગમમાં એ ખુબ આવી હોય ત્યારેજ. આ પરથી પુરવાર એ થયું કે વાસ્તવિકતા આરોપવા જતાં નાટકકારે અશક્ય ને અકલ્પ્ય પાત્ર સરજીને તેવીજ વાણી તેને મુખે ઉચરાવી છે.

(૨) પ્રસ્તાવનામાંનાં આ વાક્ય વિચારો: "નાટક એટલે શું? સૃષ્ટિનું પ્રતિબિંબ, કુદરતનો ચીતાર, સારી મોટી આરસીમાં આપણું મોં સામે દેખાઈ રહેછ એવી તાદૃશ છબી. નાટકકારો આને બદલે ભુતાવળ જેવું કે ફેરેસ્તા અપ્સરા જેવું ચીતરી મારેછ. વળી વાંચનાર અને પ્રેક્ષક કૈં ધડો લે એવી શુભ ધારણાથી કર્તા લખતો હોય તોબી એણે માપસર ઉઠાવણીજ કરવી જોઇએ' ચલણી બોલીના શબ્દો સાક્ષરી ગદ્યના શકલો સાથે અથડાઇ પડવાના જે અગણિત અકસ્માતો નાટકમાં ઠેરઠેર થયા છે તેમાંનો આ એકજ નમુનો છે. પરિણામ—નિર્દોષ વાચકની રસવૃત્તિનું મૂર્છિત થવું.

(૩) સંભાષણોમાંના ઉક્તિપ્રકારો અને સાદા અર્થગર્ભ અલંકાર સંવાદોને સ્વાભાવિક બનાવવા મથી રહે છે ત્યારે તેમાંની બેહદ ચોકસાઇ, શબ્દેશબ્દ ને પદેપદ જાણે પાંડિત્યની તુલામાં તોળાઇનેજ બહાર પડ્યાં હોય તેવી સ્થિતિ, તેને સ્વાભાવિક બનતાં બચાવી લે છે ને કૃત્રિમ બનવાની પુષ્કલ સગવડ કરી આપે છે. આ કથનના પુરાવા પણ ઉપલા ફકરા-માં તેમ છઠ્ઠા પ્રવેશમાંના શ્રીમતીના આવા ઉદ્‌ગારોમાં પણ મળે છે: "લગ્ન એટલે પચીસપચાસ વર્ષના અવસરમાંની અનંતાનંત પલવિપલોની અખુટ દરીઆના દરીઆ ભરાય એટલી મધુરતા. હાશ, બા, તારાં ઉનાં પણ શાંત આંસુથી મારા ધીકેલા તાળવાને જાણે ઠંડક વળે છે........વળી એ દુઃખ પણ કેવું કેટલું–કરાલ–ધગધગતું! લગ્ન એટલે છેક આવું?......"

કૃત્રિમતાનો અને અજુગતા વાતાવરણનો આ દોષ નાટકમાંની કવિતાઓને પણ પોતાનો પાસ લગાડયા વિના રહી શકયો નથી. એ કવિતાઓમાં કહીંક આધું ઉંડું અગોચર કવિત્વ વિલસી રહ્યું હશે એવો વહેમ વાચકને હમેશાં જાય છે; પણ નથી એ વહેમ કદી સાચો પડતો કે નથી એ કવિત્વ પ્રકાશ પામીને તેને આલ્હાદ આપતું. અમર આશામાં-થી નિરંત નિરાશાનોજ પ્રભવ થવાનો ચમત્કાર અહીં વારંવાર અનુભવાય છે.

જે યુગના સાહિત્યનું 'સરસ્વતીચંદ્ર' બાઇબલ બન્યું, તે યુગની આ કૃતિ ઉપજ છે. ત્યારનાં સકલ આંદોલન ઝીલનાર યુવક, લાટદેશનો સુપુત્ર, સૌરાષ્ટ્રમાં ઉછરેલો ને પોષાયલો, સારા ગુજરાતમાં હરેલોફરેલો, ગુજરાતીઓનાં હર્ષશોક, રીત-રીવાજ ને રહેણીકહેણીનો રસિક નિરીક્ષક

તેમના સામાન્ય નારીવર્ગનો ખાસ અભ્યાસક, પોતાની સમસ્ત સંસ્કૃતિનો ખાસ અભિમાની—આવો પુરુષ, જ્યાં બૃહદ્‌-ગુજરાત વિસ્તરે છે એવા કોઇક અગુજરાતી કે અર્ધગુજરાતી નગરમાં ઉત્તરાવસ્થા ગાળતો હોય, દૂર પડેલા પોતાના પ્રાંતને પ્રતિદિન ઝંખ્યા કરતો હોય, તેના સંસારને જે પાત્રીના પાત્રવૃંદ દ્વારા ગોવર્ધનરામે સાહિત્યમાં ઉતાર્યો તેજ પાત્રીના કર્તા જુદા, છતાં નવીન પાત્રવૃંદ દ્વારા એ સંસારનું 'તાદૃશ' ચિત્ર દોરવા ઉત્સુક થાય ને કેવળ વાસ્તવિક આલેખનવાળા—કથા, વસ્તુ ને સંકલના સર્વથી વિમુક્ત—નાટકરૂપે તે ઉત્સુકતાને મૂર્ત કરવા પ્રેરાય:-તેવા પુરુષને-જ હાથે સરજાય તે પ્રકારનું આ નાટક છે. તેમાં અપૂર્વતા છે, તેને પોતાનું નીરાળું અસ્તિત્વ છે, અને તેને પ્રતાપે તેણે મગરથના વારજ સાહિત્યપ્રેમીઓનું સારું ધ્યાન ખેંચ્યું છે, પણ, કલાના શ્રેષ્ઠ આદર્શોની અધુરી પીછાન, ઝીણવટ ખુબી મરીને ખાંપી અને એટલી હદ સુધીની તે ગુણ પ્રત્યેની વફાદારી, ચોકસાઇનાજ સિદ્ધાંતમાં ચારુતામાત્ર સમાતી હોય તેવી માન્યતા ને કૃતિ, તથા રસિકતાને જાણે આસાનીકેદ રાખવી એ ધર્મ હોય તેવો રસકલા તરફનો વર્તાવ ગત યુગનાં આ સર્વ પ્રધાન લક્ષણો 'ઉગતી જુવાની'માં પ્રતિબિમ્બિત છે અને તેથીજ, એ શાસ્ત્રીય યુગના સંતાનને છાજે તેમ, એ નાટકકવાની ચિરંજીવ કૃતિ નહીં પણ આપણા સમકાલીન સમાજનાં કેટલાક સૌથી વિલક્ષણ તત્ત્વોનું સંગ્રહસ્થાન બન્યું છે. તેટલા પુરતું તો તેનું આકર્ષણ છેજ, અને તેને આવકાર પણ એ પ્રમાણમાં ઘટે છે

# સ્વીકાર

સાકી: (સચિત્ર પ્રેમકથા) લેખક તથા પ્રકાશક: રા. મણિલાલ મોહનલાલ પાદરાકર પાદરા. મૂલ્ય: રુ. ૧–૦–૦.

હીંદુ સંસારચિત્ર: કર્તા: રા. વલ્લભજી ભાણજી મહેતા, મોરબી. (કાઠીઆવાડ) મૂલ્ય: રુ. ૦–૨–૦.

અદ્વૈતવીણા અથવા સુધાકરની પાપકથા: લેખક અને પ્રકાશક: રા. ચાતકચંદ્ર નાગર દ્વિવેદી; (નારદીપુર ઉ. ગુજરાત.) અમદાવાદ, મૂલ્ય: રુ. ૦–૧૨–૦.

સમુદ્રકાંઠે સ્મશાનવૈરાગ્ય: લેખક અને પ્રકાશક: રા. નાનુરામ પ્રેમજી પંડ્યા બી. એ.; ૨૨૦–૨૧, ગાયવાડી, મુંબાઇ નં. ૨. મૂલ્ય: રુ. ૦–૪–૦.

ચાલણગાડી નાની: (ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક-૪ થું) લેખક: રા. ગિજુભાઇ ને જુગતરામ પ્રકાશક: રા. કિશોરીલાલ ઘ. મશરુવાલા, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય: રુ. ૦–૪–૦.

હાથવણાટ: (ખંડ ૨ જો–સુતરમાંથી કાપડ) લેખક અને પ્રકાશક: રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા એલ. ટી. એમ., વડોદરા. મૂલ્ય: રુ. ૩–૮–૦.

અખુટ જીવનદોરી: લેખક: રા. ચંદુલાલ લલ્લુભાઇ ગોવર્ધનદાસ. પ્રકાશક: યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત. મૂલ્ય: રુ. ૧–૦–૦.

સંયુક્તા: (ચાર અંકી નાટક) લેખક તથા પ્રકાશક: રા. રમણલાલ વસંતલાલ દેશાઇ, એમ. એ.

વિદ્યાર્થી ગણિત: ભાગ ૧ લો. (પાઠ્ય-પુસ્તકમાળા:–૧) રચનાર: રા. ચુનીલાલ બહેચરલાલ ભટ્ટ. પ્રકાશક: ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. મૂલ્ય: રુ. ૦–૯–૦.

સ્વરાજ્યલહરી: લેખક: રા. સુભદ્ર, પ્રકાશક: અધ્યાપક રા. મોતીલાલ વિશ્વનાથ જોશી, સુદર્શન મંદિર, સુરત. મૂલ્ય: રુ. ૦–૧–૦.

વિનયમંદિરો માટે અભ્યાસક્રમ: પ્રકાશક: રા. કિશોરીલાલ ઘ. મશરુવાલા, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય: રુ. ૦–૪–૦.

શ્રી કચ્છી દશાઓશવાળ–હસ્તપત્રિકા: (નં. ૪ થી નં. ૮ સુધી). લેખક: રા. કૃપાલ શ્યામજી જીવાણી વગેરે. પ્રકાશક: રા. કૃપાલ શ્યામજી જીવાણી શ્રી કચ્છી દશા ઓશવાળ જૈન યુવક મંડળના માનદમંત્રી. મુંબઈ. આ મંડળના યુવાનોની પ્રવૃત્તિ ઉત્તેજનપાત્ર જણાય છે.

કર્મયોગ: પ્રયોજક અને પ્રકાશક: રા. કેશવવિજય ધોળકીઆ, અંજાર, કચ્છ. મૂલ્ય: રુ. ૦–૧–૬.

શ્રી પુરુષોત્તમયોગ: પ્રયોજક અને પ્રકાશક: રા. કેશવવિજય ધોળકીઆ, અંજાર, કચ્છ. મૂલ્ય: રુ. ૦–૧–૩.

ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળના બંધારણના નિયમો વગેરે: પ્રકાશક: ગુજરાતી સ્ત્રીકેળવણી મંડળના મંત્રીઓ, અમદાવાદ.

જીવકોર વનિતા વિશ્રામ,–અમદાવાદ–ના સ્ત્રીશિક્ષણના સિદ્ધાંતો.

શ્રી ગુજરાતી મહામંડલ—ઔરંગાબાદનો પ્રથમ અને દ્વિતીય વાર્ષિક વૃત્તાંત: પ્રકાશક: શા. રા. દેવીદાસ મગનલાલ કાપડીઆ. શ્રી. ગુ. મ. મંડલના મંત્રી, ઔરંગાબાદ.

શ્રી મહાવીર જૈનવિદ્યાલયનો આઠમો વાર્ષિક રીપોર્ટ (જુન ૧૯૨૨ થી મે ૧૯૨૩). પ્રગટ કરનાર: રા. મોતીચંદ ગિરધરદાસ કાપડીઆ, ઓ. સેક્રેટરી. વિદ્યાભુવન, ગોવાળીઆ ટેંક રોડ, મુંબાઇ.




## હીંદુ સંગઠન

હીંદુ મહાસભા દર વર્ષે ભરાય છે ને વીખરાય છે. વર્ષોવર્ષ ભરાતી બીજી પરિષદો ને સભાઓની જેમ, તેને પણ પાછળ સ્મરણચિન્હ મુકવાનું આજ સુધીમાં સુઝયું નહોતું. પરંતુ આગલે મહીને કાશીમાં તેનું અધિવેશન થયું તે એના નીરસ ઇતિહાસમાં કૈંક યાદગાર નીવડે તો નવાઇ નહીં. એ પ્રસંગે બીજાં કાર્યો તો હમેશની પ્રણાલિકા પ્રમાણે આટોપાયાં પણ પંડિત મદનમોહન માલવીયાના નેતાપદ નીચે તેણે ઉપાડેલો હીંદુ સંગઠનનો પ્રશ્ન ખાસ ધ્યાન ખેંચે તેવો છે. સંગઠનની આ હીલચાલનો જન્મ સચાલકોની કે હીંદુ પ્રજાની સ્વયંભૂ ઊર્મિ કરતાં અમુક સંજોગોને વધુ આભારી છે. તેની ચર્ચામાં અહીં ઉતરવાની જરુર નથી. હીંદુ પ્રજા એક થાય, તેમનું સમગ્ર જીવન વધારે જીવંત બને, તેમની પ્રવૃત્તિ વધારે એકાગ્ર થાય એ અત્યંત જરુરનું છે; છતાં સંગઠનની ભાવના હીંદુઓને મન નવી નથી. હીંદુ સંસ્કૃતિને જ્યારેજ્યારે ખરા કે કાલ્પનિક ભયથી સાવધાન રહેવાની જરુર જણાઇ ત્યારેત્યારે તેના સૂત્રધારોએ અનાદિ કાલથી પ્રભુપ્રેરિત હોય તેવાં શાસ્ત્રો રચીને, દુર્જય ચલાવીને કે સતી જેવા જાતિરક્ષક રીવાજો પાડીને, પ્રજાને વજ્રલેપ સમાં બંધનથી બાંધવાના ને એકતા જાળવવાના મહાપ્રયાસો કરેલા જાણીતા છે. એ પ્રયાસોનાં નરસાં પરિણામને આગળ ધરવાં એ સહેલું છે, કોઇ વાર તેમ કર્યા વિના ચાલતું પણ નથી, છતાં એવી પ્રવૃત્તિઓ જાતીય અસ્મિતા જાળવતી અને પોષતી એ સ્વીકાર્યા વિના પણ ચાલે તેમ નથી. અને આજે એવી પ્રવૃત્તિને આપણે આવકાર આપીએ તો એટલીજ આશાથી કે દેશના અમુક ભાગોમાં –વિશેષે કરીને ઉત્તર - હીંદમાં–અસ્મિતા ને એકતાની ભાવના અત્યારે પ્રસરે તેમાંજ તેનું હિત સમાયું છે. પણ ગુજરાતની સ્થિતિ જોતાં આ ચળવળની અગત્ય અહીંઆં ઝાઝી નથી. અહીંઆં હીંદુ ને મુસલમાન જમાનાઓ થયાં એકજ સંસ્કારના અમોઘ બળથી ભ્રાતૃભાવ અને સહિષ્ણુતા સાધી રહ્યા છે. નામઠામથી માંડીને સાંસારિક રીવાજો ને ધર્મનાં કેટલાંક અંગ સુધી બને પ્રજાઓએ ભાવના અને વિચારોની સતત આપલે કરી છે. એ ક્રિયા દરમીઆન હીંદુઓએ વ્યક્તિત્વ ખોયું નથી કે ભ્રષ્ટતા સેવી નથી. રાજકીય ક્ષેત્રમાં પણ હીંદુ ને મુસલમાન જુદા જીવનનાં અંગ છે એમ મનાયું નથી. આ સઘળું

જોતાં, ગુજરાતમાં હીંદુ સંગઠનના પ્રશ્ન પર એવો ભાર મુકવાની જરૂર નથી કે જેથી હીંદુ ને મુસલમાન કોમો વચ્ચે કૈં પણ અસંતોષ થાય કે હાલની એકતાનતા તુટે.

## લોર્ડ મોર્લી

પંચાશી વર્ષની પાકટ વયે અમર સાહિત્યક જોન મોર્લીનું અવસાન ગયે મહીને થયું.

રાણી વીકટોરીઆનો રાજ્યકાલ ઇંગ્લંડનાજ નહીં, પણ અર્વાનભરના ઇતિહાસમાં એક યશસ્વી સમય હતો. વિધાતાએ જાણે બીજાં બધાં કામ વીસારે નાંખીને એકેકથી વધારે ભવ્ય ને પ્રતિભાશાળી માનવમૂર્તિઓ ઘડવાનો ઉદ્યમ આદર્યો હોય અને એ સર્વને એ દેશકાળમાંજ જન્માવવામાં કૃતાર્થતા માની હોય એવો વિચાર એ યુગના અભ્યાસીને આવ્યા વિના રહેતો નથી. ગ્લેડસ્ટન ડીઝરાયલી ને સોલ્સબરી સમા મહારથી મુત્સદ્દીઓ; કોબ્ડન, બ્રાઇટ ને મોરીસ જેવા સમાજસુધારકો; મીલ ને સ્પેન્સર જેવા પ્રૌઢ ફીલ્સુફ; ડાર્વીન જેવો વિજ્ઞાનવીર; કલામીમાંસક રસ્કીન ને સર્વદેશી ચિંતક કાર્લાઇલ; ડીકન્સ, 'જ્યોર્જ ઇલીઅટ' ને મેરીડીથ; ટેનીસન, બ્રાઉનીંગ ને સ્વીન્બર્ન એ અતુલ કવિઓ—આ પ્રતાપી સુર્યમાલામાં શોભવાનો અધિકાર જોન મોર્લીએ પણ પ્રાપ્ત કર્યો હતો. અને તેના જવા સાથે તે યુગનો છેલ્લો ધુરંધર અદૃષ્ટ થયો છે. વીકટોરીઅન ગજ્જપુરુષોનું એક ખાસ લક્ષણ તેનામાં પણ વિશેષ પ્રમાણમાં હતું. ગ્લેડસ્ટન ને ડીઝરાયલીએ સાહિત્યક્ષેત્રમાં ક્ષણભંગુર ચમકારા કર્યા છે, બાલ્ફરે ફીલસુફી ને કલા વીશે કૈંક લખ્યું છે, એસ્કવીથે પણ કલમ કસવાનો હુન્નર અજમાવી જોયો છે. એ સમકાલીનો કરતાં મોર્લીએ સાહિત્યમાં વધારે સફળ પ્રયાસો કર્યા છે અને છતાં રાજ્યકૌશલ્યમાં પણ તેમાંના કોઇથી ઓછો ઉતરે તેવો એ નહોતો. સાક્ષરો સ્વપ્નદર્શીજ હોય છે એ ભ્રમ તેણે ખોટો પાડયો અને ગ્રંથોમાંથી મેળવેલા જ્ઞાનને પોતાની કૃતિઓમાં તેમ રાજ્યમંત્રણાઓમાં પણ વાપર્યું. તેના અગાધ પાંડિત્યે તેને અભ્યાસજડ કર્યો નહીં તેમ વ્યવહારના આકરા અનુભવોએ તેનાં રસઝરણાં સુકવ્યાં નહીં. એથી ઉલટું, એ બને પ્રવૃત્તિઓથી મળેલા લાભો તેની સમતોલ અને સૂક્ષ્મ કલાવાળી લેખનશૈલીમાં પ્રત્યક્ષ થયા. તેના સર્વ વાચકો એકે અવાજે સાક્ષી પુરશે કે સુરેખ અને સામર્થ્યવતી શૈલીના સ્વામી તરીકે મોર્લી સાહિત્યકારોની પ્રથમ પંક્તિમાં વિરાજે છે.



સ્વ. લોર્ડ મોર્લી

હીંદી વઝીર તરીકેની તેની કારકીર્દી વીશે ઘણું લખાયું છે ને ઘણા અભિપ્રાયો દર્શાવાયા છે. એ ચર્ચાસ્પદ વિષયમાં અહીં ઉતરવાની જરૂર નથી. હીંદીઓના હિત માટે તેણે કદાચ ઘટે તેથી ઓછું કર્યું હશે, હીંદના પ્રત્યક્ષ અનુભવોની ઉણપ ઘણી વાર તેની સદિચ્છાને પણ પાર પાડવામાં આડે આવી હશે. પણ આટલું તો નિર્વિવાદ છે કે તેણે જે કૈં કર્યું તે, ઇતિહાસનો પોતાનો અભ્યાસ પુરેપુરો વાપરીને તથા નિરંતર પોતાના રાજકીય આદર્શોને વફાદાર રહીને કર્યું હતું. અને

હવે, તેણે એ વખતે આપેલા સુધારાની મારામારના ચર્ચવાનું ઇતિહાસકાર માટે રહેવા દઇને આજના હીંદીઓ જો તેના સમગ્ર જીવન ને ઓળખવા માંડે તો દેશની પ્રગતિ માટે એ વધુ જરૂરનું છે.

તત્વજ્ઞાનમાં જ્હોન મીલનો શિષ્ય, રાજકીય જીવનમાં ગ્લેડસ્ટનનો જમણો હાથ, ગ્રેડનો સહયોગી ને બર્કનું રહસ્ય શીખનાર આ નરનું સ્થાન તત્વજ્ઞાન, સાહિત્ય, ને રાજ્યતંત્રના ત્રણે ભુવનમાં અદ્વિતીય છે. જ્ઞાનના શોખને વ્યવહારમાં ઉતારનાર, સ્વાતંત્ર્યના સિદ્ધાંતને રાજકીય પ્રશ્નોમાં ઉતારનાર ને સાહિત્યસેવાનો મંત્ર આખા જીવનમાં ઉચ્ચારનાર આ મહાપુરુષનું સ્થાન અણુપૂર્વું જ રહેવાનું

## ગાંધીજીની ૫૫ મી જન્મતિથિ

સાહિત્યસંસદ • ઉજવવાના ગુજરાતના રાષ્ટ્રીય ઉત્સવોમાના બીજા ઉત્સવ–મહાત્મા ગાંધીના પંચાવનમા જન્મદિન–નિમિત્તે સંસદ તરફથી એક સમેલન ભાદ્રપદ વદી ૧૨ ને શનિવારે, 'ગુજરાત' કાર્યાલયમાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપદ નીચે થયું હતું. તે પ્રસંગે ધરાસણાના એ મહાતપસ્વી વીશે પ્રમુખે તથા બીજા વક્તાઓએ ટુંકા વિવેચન કર્યા બાદ ચાપાણી લઇ સૌ વીખરાયા હતા.

## ડૉક્ટર કાંતિલાલ પંડ્યા

લંડન યુનીવર્સીટીની વિજ્ઞાનની પી.એચ. ડી. ની પદવી પ્રાપ્ત કરીને ડૉ. કાંતિલાલ છગનલાલ પંડ્યા થોડા દિવસ પર સ્વદેશ પાછા ફર્યા છે.

જુના જમાનામાં વિજ્ઞાનનું સેવન બહુ ભાગે કુદરતના ભેદો ઉકેલવાની જિજ્ઞાસાથી કે કેવળ વિદ્યાવ્યાસંગના શોખને ખાતર થતું. એ વૃત્તિ ઓછી થઇને, વ્યવહારમાં તેનો બને તેટલો ઉપયોગ કરવાની વૃત્તિ આ જમાનામાં સ્વાભાવિક રીતેજ વધી છે. આ હકીકત વિચારતાં, વ્યવહારપ્રેમી ગુજરાતીઓએ અત્યાર પહેલાં મોટી સંખ્યામાં ઉચ્ચતર વિજ્ઞાનનો અભ્યાસ કરી પ્રાંતને તેનો લાભ ઉદ્યોગહુન્નર ખીલવવામાં આપ્યો હોય એ વધારે સંભવિત લાગે. પણ ખરી રીતે, પ્રો. વસનજી દલાલ, વડોદરા કોલેજવાળા ડૉ. કુંવરજી નાયક અને હવે ડૉ. કાંતિલાલ પંડ્યા શીવાય બીજા ગુજરાતીએ એ દિશામાં પ્રયાસ કર્યો નથી એ આશ્ચર્ય અને ખેદ કરાવનારું છે. આ સ્થિતિ હવે ટળવી જોઇએ: અને તે ટાળવામાં ડૉ. પંડ્યાએ સહાય કરી છે એ જોઇને દરેક ગુજરાતીને આનંદ થશે. અમે 'ગુજરાત' તરફથી તેમને અભિનંદન આપતાં એ આનંદમાં ભાગ લઇએ છીએ.



આ "ગુજરાત" પત્ર શ્રી સાહિત્યપ્રકાશક કંપની લીમિટેડ માટે લાભશંકર મથુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, એસ્ટાકેડ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી શ્રી સાહિત્યપ્રકાશક કંપની લીમિટેડ તરફથી વિજયરાય કલ્યાણરાય પ્રગટ કર્યું.

# ગુજરાત

પુસ્તક ૪    કાર્તિક ૧૯૮૦ની અનુક્રમણિકા    અંક ૨

આ "ગુજરાત" માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે સાહિત્ય પ્રેસમાં નં. ૨૨, એસ્કાક્વિમ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૪૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.
લવાજમ: રૂ. ૮; દેશાવર રૂ. ૧૦. છુટક નકલનો રૂપીઓ એક.

## અમારો માર્ગશીર્ષ ૧૯૮૦ નો અંક

મોના વાના: રા. ભાઇશંકર કાશીભાઇ દ્વિવેદી વિખ્યાત નાટકકાર મોરીસ મેટરલીંકની એક અતિ સુંદર કૃતિનો અનુવાદ-કેટલાંક સુરમ્ય ચિત્રો સહે.
સોમનાથ: રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ભવ્ય હાફ્ટોન ચિત્રોથી વધુ આકર્ષક બનતા આ લેખમાં ધર્મ ને ઇતિહાસનાં કૈં કૈં સ્મરણો જગાડતા ગુજરાતના એ પુણ્ય ધામનો પરિચય કરાવવામાં આવ્યો છે.

**શો ન્યાય મળશે? રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ** આ રસીલી વાર્તામાં તેના લોકપ્રિય લેખક એક મુશ્કેલ સામાજિક પ્રશ્નનું અચ્છું નિરૂપણ કરે છે. ચિત્રકાર: રા. દત્તાત્રેય.

**એક ઐતિહાસિક મૃત્યુ: રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ.** જગતનાં જાણીતાં મૃત્યુઓમાં અગ્રપદે શોભે તેવા એકનો ચીતાર આ રમુજી સ્કેચમાં જરૂર જોજો. ચિત્રકાર: રા. ગોરક્ષકર.

**એક પ્રવાસ—યુરપની ભૂમિ પર: રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.** ઇટલીના અનુભવો, તેની પ્રાચીન કલા ને જ્વલંત ઇતિહાસનાં મનોહર શબ્દ-ચિત્રો તેમજ ફોટો-ચિત્રો.

**એ શું હતું? રા. મસ્ત ફકીર.** આવતા અંકમાં ભેદ ખુલવાનો છે. તમે તર્ક કરી શકો છો કે એ શું હશે?

આ શીવાય **સ્મરણમુકુર, રાજાધિરાજ, નવું સાહિત્ય ને તંત્રીસ્થાનેથી** એ રસભર ચાલુ વિષયો.

---

શુદ્ધિપત્રક

આ અંકના ત્રિરંગી મુખપૃષ્ઠ પર "નવવર્ષ" અને "પૃષ્ઠ ૬૭" એ શબ્દો ભુલથી છપાયા છે. તે ત્યાં બીલકુલ ન જોઈએ.




પુસ્તક ૪ ] કાર્તિક ૧૯૯૦ [ અંક ૨

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે. ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે એમાં અજય્ય આત્મશક્તિ છે ને સ્વાર્પણ છે; શૂરવીરપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે, અને આર્યત્વ વધારી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે, એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખે જ ઊભા રહેવાનું ડહાપણ છે, નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

અપરાન્ત-આનર્ત* બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે, અને જેમ અંગેઅંગની એકતાના પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રભાવી આત્માની સાક્ષી દે છે કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજય ધ્વજ લઇ ઊભી છે; અને આર્યત્વના સનાતન તત્ત્વો: મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, બુદ્ધિ સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિ ને સમગ્ર પિતૃભક્તિ ને જીવદયા શબ્દબ્રહ્મની સર્વાંગસેવા અને પ્રેમ–નિર્મળ ને નિરંકુશ–આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે

—'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિમાંથી'



ચિત્રકાર ] [ રા. ગોરધનભાઇ પટેલ

અભિનંદન !

આનંદથી નૂતન વર્ષ ગાળજો,<br>
સંપત્તિ ને શાંતિની લ્હાણ લેજો;<br>
સંસ્કાર આ ગુર્જર ભૂમિ કેરા<br>
સર્વત્ર નિત્યે વહજો અનેરા.







**માલતી**

રમેશ ! શાથી ધાર્યું કે હું સુખી નથી ?

— માલતી



ડીત્રાઇનર ] [ રા. ગોરક્ષકર

લાઠી, તા. ૧૪–૨–૯૭.

પ્રિય ભાઈ કાંત,

પત્ર મળ્યું. હું તો આપને ગુજરાતીમાંજ લખીશ. આપ ઇંગ્રેજીમાંજ લખશો.

Lessing's Prose Works (લેસીંગનો ગદ્યસંગ્રહ) એ એકજ પુસ્તક મને મળ્યુ છે. બીજું વીલાયતથી મંગાવવું પડશે. હું તેમ કરવા લખીશ.

એક બીજા લેખકનું આપે કહ્યું હતું તે માણસે બહુ થોડું લખ્યું. તેનું લક્ષ એટલું ઉચું હતું કે પોતાનું કૈં તેને પસંદ આવતું નહીં. પણ તેણે લખ્યું છે તે બહુ સારું લખ્યું છે એમ આપે જેના સંબંધે કહ્યું હતું તે પણ કૃપા કરી મંગાવશો.

આપને આજે નવાં લખાયલાં કાવ્યોમાંથી બે મોકલું છું. મારા પહેલા પુસ્તકમાં બધીજ કવિતાઓ આવી જશે; પણ આપનાં કાવ્યો હું કેવી રીતે વાંચું ? એ ક્યારે છપાશે ?

અહો! આપનું હૃદય હજુ બહુ સ્થિતિસ્થાપક રહી શક્યું છે. આપ હજી ખાત્રી કરી જુઓ તેમ છો. મને આપના હૃદયને આ હૃદય સાથે જોડતાં પણ ડર લાગે છે. આ હૃદય માટે ફરીથી નહીં પણ આપના હૃદય માટેજ. અરેરે મારા સંબંધમાં આવનારા દુઃખી થયા છે શું આપનું પણ એમજ થશે? એ શંકા આપ આટલી આશા આપો છો છતાં પણ દૂર થઈ શકતી નથી. મને કોણ જાણે શું થયું છે કોઈ પણ કોમળ હૃદય મારી પાસે આવે છે તો એવાજ કંઈ વિચારોથી મને ખેદ થાય છે. મેં બહુ લાંબા કાળથી એવાં નરમ હૃદયોને દૂરજ રાખવા નિશ્ચય કર્યો હતો પણ અરે! એ હવે તુટી જાય છે

આપણા સંબંધમાં કદાચ જુનો ક્રમ બદલી જવાનો હશે "બહુ સમયથી મારે માટે નથી રસ કંઈ રહ્યો" એ હવે જુઠું પડવાનું હશે શું પ્રભુ જાણે. આપને હું આવાજ સુખી જોઈ શકું તો હું બહુ ભાગ્યશાળી છું એમ માની શકીશ

સ્નેહાધીન,
ગુરસિંહ.





પમની સ્વ. પતિવ્રતા સ્મરણાર્થે
ધી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible] આણંદજી ચાવડા
તરફથી [illegible] સપ્રેમ ભેટ.



કેનોવાની એક પરમ સુંદર શિલ્પકૃતિ

સુવિખ્યાત શિલ્પકારે કેનોવાએ ઘડેલી નેપોલીયન બોનાપાર્ટની બહેનની આ પ્રતિમા સૌંદર્યનો એક અદ્ભુત નમુનો છે.



વેનીસની ગ્રાંડ કેનાલ

# ઇટલીથી એક પત્ર

લેખિકા
સૌ. બહેન લીલાવતી

મીલાન... ..... ... .

તા. ભાઈ શંકરલાલ,

અમે બ્રીંડીસી ઉતર્યાં અને નેપલ્સ શરૂ થયું ત્યારથી તમને પત્ર લખવાનો વિચાર કરૂં છું. તે પછી તો રોમ. ફ્લોરેન્સ ને વેનીસ પુરા થયાં અને મીલાન આવ્યું. પણ હજી મારા વિચારને આચારમાં મુકવા જેટલો સમય નથી મળ્યો.

આ વખતની મુસાફરી શરૂ કરતા કેટલાંક જણને કાગળો લખવાના વિચાર કરી મુકેલા? નીરખેલી સુંદરતાને શાહીના થોડાક છેકામાં પકડી લેવા ધારી હતી. પણ અહીંના સુંદરતા, શ્રમ અને અનુભવોના વૈવિધ્યે એ સર્વ મનોરથો અફળ કર્યાં આ બધાને અંતરમાં ઉતારવા જેટલો સમય નથી રહેતો માજના થાકીપાકીને આવીએ ત્યારે આરામ સાથે પણ અંતર પડી જાય તે ખમાતું નથી.

અને તેમાંએ ઘણુંખરું રાતનાં નાટક જોવાનું હોયજ. સન્મુખભાઇ અને કાંતિલાલની માફક હું એ પત્રો લખી અમર થઇ શકત, પણ 'વો દીન કહાં સે?' હશે. એક વાતનો તોષ થાય છે કે પત્રાલેખનથી મળતું એ ...: ઘણું સામાન્ય નહીં થઇ ગયું. પત્રોના લેખક તરીકે હમણાં તો ગુજરાતી સાહિત્યમાં એ બેજ તારાઓ ઝળકવાના. હું નીસાસો મુકું છું. શાને માટે ? એમની આવી એકલતા જોઇને કે એ પદ મને મળતું રહી ગયું તેની નિરાશામાં ? કોણ જાણે.

પણ જો આવી પ્રસ્તાવના સહિત શોભીતો કાગળ લખવા હું જઇશ તો મને ખાત્રી છે કે આ કાગળ અધુરોજ રહેવાનો. આશાજનક છતાં અધવચ અટકેલા જનોના જેવા એના હાલ થવાના. મારાં બગાસાના ભાર નીચે એનું આયુષ્ય કચરાઇ નહીં જાય તેની હું ખાત્રી નથી આપી શકતી. હું પત્ર લખવા બેસતી હતી ત્યારે ન જન્મેલા બાલક જેવા આ પત્રને મારી સાથેના દ્વિજવર્યે 'દીર્ઘાયુ ભવ'નો આશીર્વાદ આપ્યો હતો તેના પુણ્યે એ કદાચ જીવે.

હવે ગંભીર થઇ જાઓ. અતિશય વિચાર વિના હું ઇટલી વીશે અભિપ્રાય આપવા બેઠી છું. અભિપ્રાય ઘણો ભારે શબ્દ લાગતો હોય તો નમ્ર મત એને બદલે વાંચશો તો ચાલશે.

અમારી સ્ટીમરની જીંદગી વીશે તો તમને અધુરુંઅધુરું કૈંક લખ્યું છે. આળસુઓને હાલરડાં ગાતા અને કવિઓને પ્રેરણા અર્પતા સમુદ્રદેવને પાછળ મુકી હવે અમે કલાકારો, પોપો, મેડીસીઓ અને સત્તાધારીઓનાં સ્મરણો જગાવતી ભૂમિમાં વિચરીએ છીએ. કોન્સ્ટન્ટાઇનનાં મેઝીની ને ગેરીબોલ્ડી, અને વીકટર ઇમેન્યુઅલનાં સ્મરણોને આ ભૂમિ ઘડીભર ભુલવા દેતી નથી. સેવનેરોલાનો પ્રાણોત્સર્ગ અહીંઆંજ સ્વધર્માર્થ થયો હતો. ચિત્રકારો અને શિલ્પીઓએ અહીંઆંજ કલામાં પ્રાણ પુર્યા હતા. પોપોની સત્તાનો વિકાસ અને વિલાસ આજ સ્થલોએ જોયા છે. મેડીસીઓનાં સત્તા અને તોર આજ ભૂમિએ સહ્યા હતા. વર્જીલ અને ડેન્ટે જેવાને સરજનાર વસુંધરાનો ભાગ્યશાળી ખુણો આજ છે. મગરુર રોમનોએ જગત ઉપર રાજ્ય કર્યું તે અહીંઆંથીજ. એમના સ્મરણાવશેષો રજમાં રગદોળાય છે તોએ એમની મગરુરી હજી એટલાજ તોરથી એ સાચવી રહ્યા છે. શાં કલા, વૈભવ, દમામ, ધર્માંધતા અને શૌર્ય આ ભૂમિમાં એક વાર દેખાતાં હતાં! આજે અત્રે એના અવશેષો છે પણ એમાંનો પેલો જીવતો અગ્નિ નથી. મુડદું છે પણ આત્મા નથી. સાપ ગયા અને લીસોટા રહ્યા!

જગતભરના યાત્રાળુઓ ઇટલીની સુંદરતાની યાત્રાએ આવે છે. એનાં થંડાં પુતળાં, ઝાંખા થતા ન થતા ચિત્રસમૂહો અને સુંદર આકાશ (આપણે માટે તો નવાઇ વગરનું) જોઇજોઇને વખાણે છે અને ચાલ્યા જાય છે. આ બધાની પાછળનો જીવંત ઇટલીનો ખ્યાલ કોઇથીએ લેવાતો નથી. ધબકતું હોય તોએ એનું હૈયું એટલું ધીમું છે કે આવનારના કાન સુધીં તે પહોંચી શકતું નથી.

પણ આ બધાનું તત્ત્વાલોચન હું શા માટે કરું છું? જે નથી જોઇ શકાતું તેનો શોક મુકી દઈ, જે ભૂતકાલને અત્રે જીવતોલમણે હાથ મુકીને બેઠેલો, શોકાતુર અને ગંભીર છતાં ભવ્ય તેમ આશાજનક—જોયો છે તેનેજ હું તો વર્ણવીશ.

ઇટલીમાં આવનાર પ્રવાસી સૌથી પહેલાં તો એના કલાભંડારો નીરખીનેજ અંજાઈ જાય. આપણા દેશની માફક અહીંની કલા સત્તા અને ધર્મે પોષી છે. એ કલાના પ્રતાપે એ બન્નેની અસર પણ સામાન્ય જનસમૂહ ઉપર ઘણી વધી જતી. માઇકલ એન્જેલો, બરનીની ને રાફેલ; ટીશીઅન અને ટીન્ટોરેટો; ફીલીપ્પો અને ફીલીપીનો, લીઓનાર્દો ડી'વીંસી ને કેનોવા આ અને એવાએવા બીજા ઘણાએક સમર્થ ચિત્રકારો અને શિલ્પીઓ છે. અહીં આ બધા જુના ઉસ્તાદો (Old masters) ગણાય છે એક એક કલાસ્વામીએ પોતાની પાછળ એટલું બધું કામ મુક્યું છે કે દરેકનો સર્વાંગ અભ્યાસ કરતાં તો વર્ષો લાગે. ઇટલીની હવેની કલા તો આ બધાનું અનુકરણ છે. દરેક વસ્તુને પ્રકૃતિના એક જાતના ચક્રનો નિયમ લાગુ પડે છે ટોચ ઉપર પહોંચ્યા પછી પાછું તો ફરવુંજ પડે અને 'સર્ચલાઇટ'ના પ્રકાશ પછી તો સામાન્ય દીવાળીના દીવાઓ ઝાંખાઝાંખા લાગે આવું થયું હોય તો ના ન કહેવાય.

અહીંની કલા ધનવાનોની કલા છે અહીંના કલાવિધાયકોએ કામ કર્યું છે તે ધનવાનો અને ધર્મના આશ્રય નીચે. પરિણામ એ થયું કે સામાન્ય જનસમૂહના જીવનની સુંદરતાઓને એ કલામાં સ્થાન નથી મળ્યું. કાં તો બાઇબલના જુદાજુદા પ્રસંગો ચીતરવામાં કલાની સફળતા મનાઇ છે કે કાં તો ધનવાનોની ધુન પોષવામાં–એમને દેવો કે અમરની દંતકથાઓનાં પાત્રો તરીકે ચીતરવામાં અથવા એ જેવા હતા એવાજે અમર કરવામાં એમની સર્વ શક્તિઓ ખર્ચાઇ ગઇ છે. 'મેડોના ને ચાઇલ્ડ' કે ક્રાઇસ્ટનું 'ક્રુસીફીક્શન' ન ચીતર્યું હોય એવો તો કોઇ ચિત્રકાર ભાગ્યેજ હશે. ઉફ્ફીઝીમાં તો અમને એકનો એક વિષય જોતાંજોતાંય કંટાળો આવતો. 'Good things' ની પણ હૈ હદ હોય છે.

*

અહીંની ચિત્રકળામાં સૃષ્ટિસૌંદર્યને કેવળ સ્થાન નથી. પશ્ચાદ્ભૂમિ (back ground) તરીકે પણ એનો ઉપયોગ ભાગ્યેજ થાય છે કુદરત એમને જોઇએ તે કરતાં ઘણી માયાવિની લાગી હશે, કે એમની કલાને ન્યાય આપવાને કે શોભાવવાને ઘણી ઉતરતી લાગી હશે? ગમે તેમ પણ સૃષ્ટિની ભવ્યતામાં દિવ્યતા અને દેવત્વ કલ્પનારા આપણા આર્યહૃદયને તો આ ખામી તરતજ નજરે ચડે છે

અહીંનું 'કલરીંગ' (રંગપુરણી) ઘેરૂં અને ઉંડું વધારે હોય છે. પહેલી નજરે ધ્યાન ન ખેંચે એવા કોઇ ચિત્રને જ્યારે ને વધારે જોતા જઇએ તેમતેમ એની વિગતો દૃષ્ટિ આગળ એક પછી એક ઉઘડે છે અને એને વખાણ્યા વગર રહેવાતું નથી. અહીંના જુના કલાકારોની કલા આપણી બંગાળી સ્કુલને કંઇક મળતી આવે છે. ઇટલીમાં કલાના વિકાસ ને પ્રગતિ ઉત્તરોત્તર એવી રીતે થતા ગયા છે કે બધું સામટું જોયા પછી એન્જેલો કે રાફેલની કલા માટેનું આશ્ચર્ય ઉડી જાય છે. આ સ્વતંત્રતાના યુગમાં 'ઓલ્ડ માસ્ટર્સ'(પુરાતન કલાસ્વામીઓ)ની સત્તા અને ધર્મની ગુલામી માટે ગમે તે મત આપીએ, તોપણ એમણે જે કર્યું છે તેને માટે 'ઓહો!' થયા વિના રહેવું નથી. રંગોની સમૃદ્ધિ, ભાવોનું આલેખન, વિભિન્નતા અને ઝીણવટ, સફાઇ અને અકર્કશતા (smoothness)' એ અહીંની કલાનાં પ્રધાન લક્ષણો છે. શિલ્પકલામાં પણ આ



રાફેલ

દેશે અદ્ભુત કામ કર્યું છે. આકૃતિઓની રેખાએ રેખામાંથી જાણે સંપૂર્ણતા ઝરે છે! કેટલીક આકૃતિઓના એકેએક નમુનામાંથી એકએક મહાકાવ્ય નીતરે છે. કઠણ આરસના ટુકડાઓમાંથી આ લોકોએ એવી ભવ્ય સૃષ્ટિ સરજી છે કે ઘણી વાર તો એ મનુષ્યકૃત હોય એમ નથી લાગતું. આકારદ્વારા માણસ શું શું બનાવી શકે એની કલ્પના તો આ આકારો જોયા પછીજ આવે; પણ શિલ્પમાં તો આજથી બે હજાર વર્ષ પૂર્વેનાં ગ્રીક અને રોમન પુતળાં જરાએ ઉતરતાં નથી. ગ્રીક અને રોમનોમાં તો શારીરિક આકારોની સંપૂર્ણતા એ જીવનનું લક્ષ્ય ગણાતું હતું. એમના આકારો બધા શારીરિક સંપૂર્ણતાની દૃષ્ટિએ રચાતા; પણ કાવ્યમયતા (poetic conception) તો પાછળથીજ વધી લાગે છે.

કાંસામાં અને કાચમાં પણ આની આ કળા જુદે રૂપે દર્શન દે છે, અને 'મોઝેઇક'માંએ ઝીણા પથ્થર કે કાચમાંથી અદ્ભુત ચિત્રો ઉપજાવે છે. 'ફ્રેસ્કો'ને ક્વેતઝેનાએ આપ્યો થાકે છે. અને 'ટેપેસ્ટ્રી વર્ક' પણ એમાંની કલા કરતાંએ એની પાછળ રહેલી મહેનતનો ખ્યાલ આપી પ્રશંસા કરાવે છે. હવે તો અમારી પાસે વિશેષણોએ ખુટી ગયા છે માત્ર "ઘણું સરસ છે" એ શીવાય બીજુ કંઇ સુઝતું નથી. ભાઇ મુનશીને બીજા સરસ વિશેષણો શોધી કાઢવા બેચાર વાર વીનવ્યા પણ ખરા, પણ એમને કહેવામાં પણ 'બીજા કૈં સરસ વિશેષણો હવે શોધી કાઢોને' એમ 'સરસ'નો બહિષ્કાર થતો નથી. અને ભાઇ મુનશી તો હમણાં એટલી શક્તિ સાચવી રાખવાનું કહે છે કે બીજાં વિશેષણો શોધવાની તસ્દી લેવાની હવે નાજ પાડે છે. આતો શું કરીએ? મોટા માણસ છે

સ્થાપત્યમાં ગોથીક સ્ટાઇલનું પ્રાબલ્ય વધારે દેખાય છે. ગ્રીક અને રોમન સ્તંભો, આરકો વગેરેનો ઉપયોગ પણ ઘણો થાય છે. આરચ વગર તો વાત નહીં, અને તે પણ એકમે જાતના નહીં પણ જેટલા મળે તેટલી જાતના.

અહીંના દેવળોમાં ઓર્ગન (મહાવાદ્ય)ની ગોઠવણ ઘણી સરસ હોય છે એની નળીઓ ઝરૂખાઓમાં થઇ લગભગ આખા દેવળમા પથરાય છે, અને તેને લીધે આખા દેવળમાં સંગીતની ભવ્યતાની અસર છવાઇ જાય છે રંગીન કાચની બારીઓમાંથી આવતો ધીમો પ્રકાશ એક પ્રકારની ખાસ આધ્યાત્મિકતા ભર્યું વાતાવરણ પ્રસારે છે. દેવળમાં પ્રાર્થના કરતા પાદરીઓના અવાજ વેદોચ્ચારને મળતા હોય એવા લાગે છે અને મંદિરની બાંધણી એવી હોય છે કે એનો અવાજ હવામાં તરતોતરતો મોજાંરૂપે આવતો સ્પષ્ટ લાગે છે. પણ કોણ જાણે કેમ આ કળાના વારસો—ઇટાલીઅનો—મને કંઇ ઘણાજ શુષ્ક દેખાય છે.

એમના મુખ પર ગુલાબી છે, છતા ગુલાબ સ્વાભાવિક તાજાં નથી હોતા બીજા યુરોપીઅનોને જોવા ટેવાએલી આપણી આંખમા એમનુ નાનું કદ કૈં ધ્યાનમાંજ નથી ઉતરતુ કલામાં આટલું સૌંદર્ય ઉતારનાર લોકોમા કૈં સૌંદર્ય બહુ ઉભરાઇ જતુ હોય એવુ પણ નથી લાગતુ. એમનું સુવરેલુ ગંદાપણુ આપણને મહાત કરે છે આપણી માફક આ લોકોએ વાતોડીઆ હોય એવા દેખાય છે ગરીબ પણ દેખાય છે ધર્મ અને સત્તાના જોતરાને લીધે એમનો વિકાસ વધતો અટકી ગયો છે, અને, યુરોપના બીજા દેશોના પ્રમાણમા અજ્ઞાન પણ વધારે લાગે છે ભાષાની મુશ્કેલીને લીધે એમના વીશે બીજું તો શુ જોવાય?

ઇટાલીઅન સગીત આખા યુરોપમા ખાસ વખણાય છે. અમે 'ઓપેરા' જોવાની જેટલી તક મળે તેટલી ચુકતાં નથી. કૃત્રિમ ગણો કે ખરો ગણો પણ આ લોકો અવાજને શુ ફેલાવે છે! આપણા તાન ને મીંડ છે તેવા પણ એમનામા હોય છે સંગીતમા ભાવદર્શનની ખુબી તો આ લોકોએજ સિદ્ધ કરી છે, અને 'ઓરકેસ્ટ્રા'ની ગોઠવણ પણ આપણા સંગીતશાસ્ત્રીઓને મુંઝવણમાં નાખે એવી હોય છે પચાસો કે સો વાદ્યોનુ સંમેલન જરાએ વિસવાદ ન આવે એવી રીતે કરવુ એ કૈં નાનીસુની વાત નથી. આપણી માફક વાદ્ય સગીતને અનુસરતુ નથી પણ ભાવને અનુસરે છે, અને તેથી એની અસર કૈં જુદીજ થાય છે આ સગીતથી ન ટેવાએલાર

આપણા કાનને પણ જરાક ટેવ પડે પછી તો એ છેક અંતરમાં ઉંડે જાય છે. અલબત, આપણે 'સીમ્ફનીઓ'નો કે 'વોલ્ટ્ઝ' કે 'માર્ચ' વચ્ચેનો ભેદ ન પારખી શકીએ એ જુદી વાત છે, પણ એ આપણને ડોલાવે છે તો ખરુંજ.

હવે આ કાગળ કયારે પુરો થશે? મને ઉંઘ આવે છે અને હજુ તો મારે કેટલું બધું કહેવાનું છે?

રોમન કેથોલીક અહીંનો ખાસ સંપ્રદાય હોય એમ લાગે છે. અહીંના લોકો શ્રદ્ધાળુ પણ વધારે દેખાય છે. પણ મને એક પ્રશ્ન થાય છે. અજ્ઞાન લોકોનેજ ધાર્મિક થવાનો પરવાનો ખાસ મળતો હોય એવું કેમ દેખાય છે? ધર્મની સ્થાપના જ્ઞાનના પાયા પર રચાય છે. એને ટકાવવા માટે અજ્ઞાનની જરુર કેમ પડતી હશે? અજ્ઞાનજન્ય શ્રદ્ધા ટકાવી રાખતી હશે પણ ઉદ્ધાર કરતી હશે કે નહીં?

પણ આવાઆવા પ્રશ્નો નકામા ઉભા કરવા એ મારું કામ નથી.

અમે પોપને મળવા ગએલાં. અમારા અનુભવ કરતાં ત્યાં આવી વર્ણવતાં એ વાતમાં વધારે રસ પુરાશે. કેટલાક અનુભવોજ એવા હોય છે કે એમને દૂરથી જોતાંજ વધારે રસિક બને છે.

પણ પોપની સંસ્થા વીશે એક વાત કહેવા જેવી છે. મધ્યકાલીન ભપકો અને રીતભાત અમને બીજે કયાંય આવી રીતે જોવા ન મળત. પોપ બીચારો ભલો માણસ લાગતો હતો. કૈં નહીં તો દેખાતો તો હતોજ. એને મળવા જતાં બધાએ આખું શરીર ઢંકાય એવો કાળો પોશાક પહેરવો પડે છે. અમારી રંગીન સાડીઓથી અમે પતંગીઆં જેવાં લાગતાં હઇશું કે કેમ એ સવાલ પર ચાર કલાક નીરાંતે વિચાર કરવાનો વખતજ મળતો નથી એટલીજ મુશ્કેલી છે. અમારું પ્રદર્શન તો શરુ થઇ ગયું હતું, પણ તે તો બધેજ થાય છે.

આ બધું જોયા પછી એક વિચાર સ્ફુર્યા વિના રહેતો નથી. ખ્રીસ્તી ધર્મની અસર અહીંના લોકો પર એ ધર્મમાં રહેલા સિદ્ધાંતોને આધારે છે કે આ કળા, દમામ અને સત્તાના પરિણામ રૂપે છે? અસલ પુટલીના દેવ-દેવીઓને પુજનારાને આ લોકો જંગલી અને નિર્દય કહી ધિક્કારે છે. આ લોકોએ નિર્દયતા અને જુલ્મ દેખાડેલાં તે તો જાણે લોકોના આત્માના ઉદ્ધારાર્થે ન હોય! ત્રાસનાં સાધનો હજુએ ખાસ રસપૂર્વક બતાવાય છે. આત્માનો ઉદ્ધાર કરતાં દેહને ત્રાસ દેવો એ તો પુણ્યનું કામ મનાય છે. એ રીતે પણ ક્રાઇસ્ટ-નો ધર્મ તો પ્રસર્યો!

ખ્રીસ્તી ધર્મને પ્રસારવામાં જુલ્મ અને સત્તાએ થોડો ભાગ નથી ભજવ્યો. કળાની મદદથી એનો દેહ શણગારાયો. લોકોને એણે નમ્રતા શીખવી. નમ્રતા શીખવનારાની નિર્દયતા પર અંકુશ મુકાવાનો ભય પણ ઓછો થતો ગયો.

પંથ કે સંપ્રદાયના બહારના ખોખાંએ કેટલા આત્માઓને કચડી નાંખ્યા છે? ધર્મ ઓળખ્યા વિના લોકો ધર્મ પાળે છે. અંતરને શોધવાને બદલે અર્થવાળી કે અર્થ વિનાની ક્રિયાઓ એ જીવનનું મુખ્ય કર્મ મનાય છે. જેણે એને શોધી હશે. તેને ભલે તેમાં અર્થ લાગતો હોય પણ એ અર્થનું ચોકઠું બધાનાં અંતરને બંધબેસતું થતું નથી. ધર્મ કોઇનો આપેલો આવતો નથી. માણસ પોતે શે નહીં ત્યાં સુધી તે તેને જડતો નથી. પણ જન્મના દ્વાર પર તો પાટીઉ ચોડેલું છેઃ



માઇકલ એન્જેલો

ભયપૂર્વક નીહાળે છે. જનસમૂહ તો માત્ર પૂજા કરવાનેજ સર્જાયલો છે. જે હાથ એમને ડામે એનેજ પ્રણામ કરવામાં એમનો જન્મારો જાય છે. મેડીસીઓએ અહીંઆં ત્રણસો વર્ષ રાજ્ય કર્યું. યુરોપના સત્તાધારીઓ, મહારાણીઓ અને પોપોનાં પદ એમનામાંથી પુરાયાં. જોહુકમી કરી અને દુર્ગુણોને પોષ્યા. વૈભવ માણ્યો અને ગરીબોને કચર્યા. પણ એમનાં મંદિરોને મહેલો, એમનાં કલાભુવનો અને વિહારસ્થાનો તો લોકોની પ્રશંસા અને પૂજાની નજરેજ જોવાશે. એ ભપકો ને દોર–એ મોજશોખ અને સુંદરતા એટલાં આંજી નાખનારાં હોય છે કે એની પાછળ રહેલા ભયંકર સત્યને તે સહેલાઇથી ઢાંકી દે છે.

'ધર્મ શોધવાની સખત મનાઇ છે;' ભુલે ચુકે કોઇ તેને પોતાની મેળે શોધે તો તેને મૂર્ખ માનવામાં આવે છે.

ધર્મની માફક સત્તાની તોક પણ કેટલાક જન્મે ત્યારથી તેમને ગળે ભેરવાયલીજ હોય છે. ગુલામ સ્વતંત્રતાને સભય નીહાળતાં શીખે છે તેમ લોકોનો મોટો ભાગ પણ નાની મોટી એમને વીંટતી સર્વ સાંકળોમાંથી બહાર નીકળવાના કોઇ રડ્યાખડ્યા પ્રયત્નનેએ

ઇટલીનું સૃષ્ટિસૌંદર્ય આપણા હીંદના કેટલાક પ્રદેશોને મળતું છે. પહાડોની વચ્ચે ટ્રેન પસાર થાય છે ત્યારે દક્ષિણના ડુંગરાઓની હાર યાદ આવે છે. આપણાં ઝરણાં જેવી નદીઓ સફેદ કાંકરાઓ પરથી મૃદુતાથી સરતી જાય છે. કોઇકોઇ ખીણો તો ઘણી સરસ લાગે છે.



એપોલો બેલ્વેડીઅર :

સૂર્યદેવની આ મૂર્તિ યુરોપી શિલ્પકળાની સર્વશ્રેષ્ઠ કૃતિઓમાંની એક છે.

પણ આ સૃષ્ટિસૌંદર્ય જોયા પછી ત્યાંનું સૌંદર્ય આપણે વધારે પીછાની શકીએ છીએ. આપણે ત્યાંએ સૌંદર્ય તો આથીએ વધારે અને વિવિધતાભર્યું વેરાયલું પડ્યું છે, પણ એને સાહિત્યમાં અમર કરવાને કે વર્ણવવાને—ખરો શબ્દ વાપરીએ તો જાહેરાત આપવાને—કોઈએ દરકાર નથી લીધી. આપણી ખીણો અને પર્વતોએ અહીંના લોકો આવીને આપણને બતાવે ત્યારે આપણે જોઈએ. હીંદુસ્તાનની એક સારી ગાઈડબુક–માર્ગદર્શિકા પણ કોઈ હીંદીએ લખી નથી. આપણા કવિઓ અને લેખકોએ કાં તો સંસ્કૃત કવિઓનું ગાએલું ગાય છે કે અંગ્રેજી ભાવોના પડઘા પાડે છે.

પોતાની આંખે જોનાર અને પોતાની ભાષામાં કહેનાર કવિઓ આપણે ત્યાં ક્યારે પાકશે?

અમે રોમમાં કીટ્સ અને શેલીની કબર જોઈ. નેપલ્સમાં વર્જીલની જોઈ હતી અને ડેન્ટેનાં સ્મરણોથી તો ફ્લોરેન્સ ભરપૂર છે. શેલીને માટે તો કોઈ દહાડો નીરાંતે લખીશ. ડેન્ટે તો મેં વાંચ્યો નથી. ડેન્ટે વીશે મેં એક બે નવલીઓ વાંચી છે. એની જીવનકથા મેં કૈંક વાંચી છે. એ તો હું ઘણી નાની હતી ત્યારની વાત. પણ ત્યારથી ડેન્ટે મારા પ્રિયજનોની યાદીમાં આવી ગયો છે. એના જેવા માણસની દયા ખાવાનો મને અધિકાર નથી, પણ સહાનુભૂતિ રાખવાનો તો છેજ He moved me so deeply when I read his life's story that I almost loved him: and thought I would have tried to soothe him in a childish way had he been still alive. (તેનું જીવનવૃત્તાંત મેં વાંચ્યું ત્યારે મને એટલી લાગણી થઈ કે મેં તેને લગભગ ચહાવા માંડ્યું, અને મને લાગ્યું કે તે હજુ જીવતો



સેવનેરોલા

વાર્તાના રસનો પ્રવાહ નિરંતર જામતો હશે. ચોકમાં બેસી સંગીત ગાતી સુંદરીઓના કંઠના નાદ ઝીલવા......પણ જવા દો. આ કંઈ વાર્તા નથી.

અમે વેનીસ જોયું. પણ જરાક નિરાશ થયાં. ઘણી વસ્તુઓ ચિત્રમાં જેટલી સરસ લાગે છે તેટલી ખરી રીતે હોતી નથી. જલમાર્ગની ગલીઓમાં ઘરોની વચ્ચે પસાર થતાં હોઇએ ત્યારે પાણીમાં દેખાતી લીલ, કચરો ને દુર્ગંધ ચિત્રમાં ન આવી શકે. પાણીના ભારથી કાળી થએલી કોરવાળી ભીંતો પણ ચિત્રમાં તો એક જાતનો સુંદર છાયાભાસ(shade)



ગેરીબાલ્ડી

જ આપે. દીવા અને ફુલોની શણગારેલી નાવોનાં દર્શન અમને ક્યાંએ ન થયાં. માત્ર એક વખત દીવાવાળી બોટમાં ભીખ માટે ફરતા ઇટાલીઅનોનું સંગીત અમે મોટરબોટમાં રાત્રે ફરવા ગયાં હતાં ત્યારે સાંભળ્યું. ગ્રાંડ કેનાલ શીવાય ગલીઓમાં તો બોટમાં જવું ગમતું પણ નથી.

પણ વેનીસ રાત્રે સરસ લાગે છે. દિવસ એની ઘણી ખામીઓને દયાહીન રીતે ઉઘાડી કરે છે. રાત્રિ એના રુપેરી પાતળા પડદાથી એની ઘણી ખુબીઓમાં નવો જાદુ ઉમેરે છે. અમે ગયાં ત્યારે શુક્લપક્ષ હતો અને ચંદ્ર તાજું સ્નાન કરી પ્રફુલ્લ થએલી કુમારિકા સમી એનાં કિરણોરૂપી કેશને સુકવવા આવતી હતી. જળના ઉંડાણમાં સર્પાકારે વાંકાચુંકા લહેરાઇ સ્નાન કરતા દીપકો અને સ્થિર અને થંડા છતાં ભવ્ય લાગતા ગ્રાન્ડ કેનાલ પરના આરસથી શણગારેલા મહેલોમાં રાત્રે નવી રમ્યતા ઉઘડે છે. અમારી રાતની ચંદ્રિકામાંની કરેલી મોટરબોટની દીપા જીંદગી કોઇવાર જીવવા જેવી છે. સૈકાંઓ સુધી અહીંઆં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય રહ્યું. આખી દુનીઆમાં એક વાર આની કીર્તિ ગવાતી. કાવાદાવા અને ખપંકરતા એ અહીંના લોકોનાં સદાનાં સાથી રહેતાં. કોઇનું જીવન સલામત નહતું. કોઇના જીવને નીરાંત નહતી. કારણ હૃદયનાં ઠોકસની આના એમને કોઇ ઓળખનું નહીં તેપણ સામા બોલ વગર પળાતી. કોઇને કોઇનું મુખ દેખાડવામાં કે ઓળખાણ જવામાં સલામતી ન હતી. કે આત્માવાળા સુંદર દેહની માફક વેનીસ

ઝબ્યુ ને તેણે રાજ્ય કર્યું. એની વેદી આગળ નિઃશ્વાસોના ધૂપ ચડ્યા. આંસુઓએ તેને પ્રજ્વલિત કરી. હવે તો એનાં સ્મરણો નથી ભૂલવતાં કે નથી સહાનુભૂતિ આકર્ષતા Thank God that I did not live in those days to witness all those things (પ્રભુનો પાડ માનું છું કે એવું બધું જોવા હું એ સમયમાં પૃથ્વી પર નહોતી) વેનીસમાં ડાયેનું કામ અને સેન સરસ થાય છે. હવે તો મને ખરેખર ઉંઘ આવે છે. પાંપણો મારા હુકમનો અનાદર વારવાર કરે છે અને કાગળ પર છેકા પડે છે. મીલાન અમે જોઇ તો નાખ્યું છે પણ હવે બીજીવાર શા અનિલક્ષ્મી બહેનની તબીયત સારી ન હોવાથી અમે મોટે કાર્મો જવાનો વિચાર હમણાં માંડી વાળ્યો છે, અને સીધા કોમોલ્યુગાનો થઇ સ્વીટ્ઝરલૅંડ જઇશું.

કુશળ હશો

લી

લીલાવતી-ના

વંદેમાતરમ



કીટ્સ ન શેલીની કબરો

વાર્તાના રસનો પ્રવાહ નિરંતર જામતો હશે. ચોકમાં બેસી સંગીત ગાતી સુંદરીઓના કંઠના નાદ ઝીલવા......પણ જવા દો. આ કંઈ વાર્તા નથી.

અમે વેનીસ જોયું, પણ જરાક નિરાશ થયાં. ઘણી વસ્તુઓ ચિત્રમાં જેટલી સરસ લાગે છે તેટલી ખરી રીતે હોતી નથી. જલમાર્ગની ગલીઓમાં ઘરોની વચ્ચે પસાર થતાં હોઇએ ત્યારે પાણીમાં દેખાતી લીલ, કચરો ને દુર્ગંધ ચિત્રમાં ન આવી શકે. પાણીના મારથી કાળી થએલી કોરવાળી ભીંતો પણ ચિત્રમાં તો એક જાતનો સુંદર છાયાભાસ (shade) જ આપે. દીવા અને ફુલોની શણગારેલી નાવોનાં દર્શન અમને ક્યાંએ ન થયાં. માત્ર એક વખત દીવાવાળી બોટમાં ભીખ માટે ફરતા ઇટાલીઅનોનું સંગીત અમે મોટરબોટમાં રાત્રે ફરવા ગયાં હતાં, ત્યારે સાંભળ્યું. ગ્રાંડ કેનાલ શીવાય ગલીઓમાં તો બોટમાં જવું ગમતું પણ નથી.

પણ વેનીસ રાત્રે સરસ લાગે છે. દિવસ એની ઘણી ખામીઓને દયાહીન રીતે ઉઘાડી કરે છે. રાત્રિ એના રુપેરી પાતળા પડદાથી એની ઘણી ખુબીઓમાં નવો જાદુ ઉમેરે છે. અમે ગયાં ત્યારે શુક્લપક્ષ હતો અને ચંદ્રા તાજું સ્નાન કરી પ્રફુલ્લ થએલી કુમારિકા સમી એનાં કિરણોરૂપી કેશને સુકવવા આવતી હતી. જળના ઉંડાણમાં સર્પાકારે વાંકાચુંકા લહેરાઇ સ્નાન કરતા દીપકો અને સ્થિર અને ઠંડા છતાં ભવ્ય લાગતા ગ્રાન્ડ કેનાલ પરના આરસથી શણગારેલા મહેલોમાં રાત્રે નવી રમ્યતા ઉઘડે છે. અમારી રાતની ચંદ્રિકામાંની કરેલી મોટરબોટની ટ્રીપ! જીંદગી કોઇવાર જીવવા જેવી છે.



ગેરીબાલ્ડી

સૈકાંઓ સુધી અહીંઆં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય રહ્યું. આખી દુનીઆમાં એક વાર આની કીર્તિ ગવાતી. કાવાદાવા અને ભયંકરતા એ અહીંના લોકોનાં 'સદાનાં સાથી' રહેતાં. કોઇનું જીવન સલામત નહતું. કોઇના જીવને નીરાંત નહતી. કારણ હૃદય-ની ડોજીસની આના એમને કોઇ ઓળખતું નહી તોપણ સામા બોલ વગર પળાતી. કોઇને કોઇનું મુખ દેખાડવામાં કે ઓળખાઇ જવામાં સલામતી ન હતી. ક્રૂર આત્માવાળા સુંદર દેહની માફક વેનીસ

કારણે તેના મોઢા ઉપર અશ્રુબિંદુઓ હતાં. હું તેની પાસેની શિલા ઉપર બેઠો. તેનું ધ્યાન માત્ર ઉછળતા સાગર તરફજ હતું. આ જગત તેના મનથી અસ્તિત્વ ધરાવતું નહોતું. આ જોઈ હું દિગ્મૂઢ બની ગયો. મને જણાયું કે તે બેભાન અવસ્થામાંજ છે. આવી અવસ્થામાં પણ તેનું ભાન ચાલતુંજ હતું.

પરવિવશ થઈ ને તે કૂદી. તેની આ જીવનયાત્રા ઉકલી હોય તેમ તે ઘોર ગર્જના કરતા સાગર તરફ ચાલી. મને આશ્ચર્ય થયું મારી નસોમાં લોહી વેગથી ફરવા માડ્યું એક સુંદર પણ અજાણી સ્ત્રીને મારે શાને વાળવી! જોઉં ન જોઉં ત્યાં તો તે પાણી ભણી ચાલી ગઈ. મને જરા પણ ભાન ન રહ્યું કે તેની પાછળ દોડ્યો. બાથ ભરીને મેં તેને પાછી ખેંચી. બેભાન અવસ્થામાં શિથિલ થએલા ગાત્રવાળી તે નમી પડી. તેનું કોમળ ભર્યું શરીર મેં મારા હાથ ઉપર ઝીલી લીધું મારા ખોળામાં તેનું માથું નમી પડ્યું.

ગગનનો અધિરાજ ખીલ્યો હતો. પવન મંદમંદ વાતો હતો. માથા ઉપરના વાળની લટો કંપાયમાન થતી હતી. પવન વગેરે નિર્બંધ રીતે તે સુંદરીના વક્ષઃસ્થળ ઉપરનું વસ્ત્ર ખસેડવા લાગ્યો. મેં નજર ખસેડવા ભગીરથ પ્રયત્ન કર્યો. એક તરફ કુદરત પોતાનું નગ્ન સ્વરૂપ બતાવી રૂપમાં દૈ દૈ ભાવોને નિમંત્રણ કરી રહી હતી. બીજી તરફ તે સુંદરી જાણે કુદરતને હસીને આવકાર આપતી હોય તેમ તેનું સ્મિત હાસ્યનું મોં ખોલી ઉઠ્યું હતું

મારું અંગ તપી ગયું. થોડી વારે તેને શુદ્ધિ આવવા લાગી. તેની ભોળી આંખો ખૂલી રહી હતી. મારા અંગેઅંગમાં વિષ વ્યાપ્યું નીચે વળી મેં અધરામૃતનું પાન કરવા ધાર્યું. મારું શિર નમતી હું તેમ કરવા જાઉં છું ત્યાં તેનું શરીર સળવળ્યું. મેં મારું મોઢું ઉંચું કરી લીધું એવો વિચાર કુષ્ટ છે એમ તરતજ મને લાગ્યું મારા ખોળામાં રહેલું તેનું માથું મેં ધીમેથી જમીન ઉપર મુક્યું. પાસેના શિલા ઉપર હું બેઠો વિજયના મદમાં મારો હર્ષ માતો ન હતો

તેને પુરેપુરી શુદ્ધિ આવી. ધીમે રહીને તે બેઠી થઈ તેની આંખોમાં ભય હતો. ચારે તરફ તેણે દૃષ્ટિ ફેરવી મારી સામે જોયું. તેને લાગ્યું કે, પોતે કોઈ નવા જગતમાં છે.

"તમે કોણ છો? શા માટે અહીં બેઠા છો?"

તેના અવાજમાં માધુર્ય અને કરુણા બન્ને હતા.

"તમે જીંદગીને નિરર્થક માની લાગે છે તેને અર્થવાળી અને રસિક બનાવવા આવ્યો છું." જે વાત મારા હૈયામાં રમી રહી હતી તે તરતજ હોઠે ચઢી આવી.

"સજ્જન પુરુષ! તમે મને શા માટે બચાવી? જીંદગી નીરસ છે, સંસાર અસાર છે. તે સારવાળો શી રીતે બને? મારું કામ મને કરવા દો."

ત્યાં આંબાનું વન ન હતું નહિંતર કોયલ જરૂર તેની સ્પર્ધા કરત.

"ના, ના, તેમ બનેજ નહીં. જ્યાં સુધી તમે તમારું દુઃખ મને નહીં જણાવો ત્યાં સુધી હું જવા દેવા નથી. જો મારાથી તે દૂર થાય એમ હશે તો જરૂર હું તે માટે યત્ન કરીશ."

તેને આશ્વાસન મળ્યું હોય તેમ તેણે મારા તરફ જોયું. તેની નજરમાં મીઠાશ હતી. પોતાનું દુઃખ જાણવા ઈચ્છનાર પણ આ જગતમાં છે એમ તેને જરૂર હોવું જોઈએ.



# ઉડી ગઈ!

લેખક:

રા. શાંતિનાથ

ચિત્રકાર:

રા. છોટાલાલ અંબાશંકર જોશી



૧

એક વખત એવો હતો કે, મારા જીવનમાં આશા હતી, ઉત્સાહ હતો, આદર્શો હતા. મેં મારા જીવનને બહુવિધ રંગે રંગ્યું હતું. દુઃખ એ શી વસ્તુ છે તેની મને ખબર ન હતી. મારો સુખસાગર ગંભીરતાથી પોતાની છોળો ઉછાળી, અનેક મોજાં ઉત્પન્ન કરી, તેમાં નહાનારને રસએળ કરી દેતો હતો.

પણ આજે મારી આશાઓ ધુળમાં રગદોળાય છે, ઉત્સાહના ચુરેચુરા થયા છે, આદર્શોનો ભાંગીને ભુકો થઇ ગયો છે. મારો જીવનતંતુ નાશ પામ્યો છે. જેને મેં મારૂં સર્વસ્વ માની હતી તેણે અંતે મારો ત્યાગ કર્યો છે.

× × ×

તે શરદપુનમની રાત્રિ હતી. સમુદ્રકીનારે હું આંટા મારી રહ્યો હતો. ચંદ્ર સોળે કળાથી ખીલ્યો હતો. સાગર પોતાનું ગંભીર ગાન કરી ઊર્મિઓને ઉછાળી રહ્યો હતો. દૂર વાતાવરણમાં ઘુઘરી જામી રહી હતી. મારા કાન ઉપર સારંગીના સુર અથડાયા. હું ચમક્યો. મને લાગ્યું કે, શું કોઇ દેવી મને સંગીતથી સાદ કરી રહી છે?

મારા મનને મેં જાગ્રત્ કર્યું. કોઇ સુંદરી મીઠો આલાપ મુકી ગાતી હોય તેમ જણાયું. અવાજમાં કરુણા હતી. મારી જીંદગી એવી શુષ્ક હતી કે, કોઇ દિવસ મેં કોઇ પણ સુંદરીના મીઠા કંઠનો આસ્વાદ લીધો ન હતો. કલહથી ભરેલા આ સંસારમાં મારી સારંગીના તાર બેસુરા બની ગયા હતા. મેં પગ ઉપાડ્યા. જે તરફ સારંગી વાગતી હતી તે તરફ હું ગયો.

સમુદ્રકીનારે સુંદરી બેઠી હતી. તેનું આસન શિલા ઉપર હતું. અદૃશ્ય દુઃખના



ગુજરાત ]

આ જગત્ તેના મનથી અસ્તિત્વ ધરાવતું નહોતું. આ જોઈ હું દિગ્મૂઢ બની ગયો.

[ કારતક ૧૯૮૦

હતું. ઘરમાં તેમનુંજ ધાર્યું થતું. તેમનો પડ્યો બોલ મારા પિતાશ્રી ઉપાડી લેતા. માત્ર એકજ બાબતમાં તેમનું ધાર્યું થતું નહીં–મારી બાબતમાંજ. મારા પિતાનો વિચાર એવો હતો કે મારું લગ્ન મોટી ઉમરે કરવું અને ત્યાં સુધીમાં મને સારી રીતે કેળવવી.

"દિવસો ગયા તેમતેમ મારી કેળવણી આગળ વધવા લાગી. મારા પિતાને સંગીત સારું આવડતું એટલે મને પણ તેમણે તે શીખવ્યું. મારાં ફોઇબાનો સંપૂર્ણ વિરોધ છતાં તેમણે મારું લગ્ન કર્યું નહીં.

"દિવસેદિવસે મારું યૌવન ખીલતું ગયું. મારા પિતાને મારા લગ્ન વીશે ચિંતા થવા લાગી. ન્યાતમાં ચર્ચા ચાલી. મારા પિતાએ તે ગણકારી નહીં. લગ્ન કરવાનું મારા મન ઉપર છોડ્યું. તેમાં માત્ર શરત એટલીજ કે તે બાબતથી મારે તેમને માહીત કરવા.

"એક દિવસ અગાશીમાં બેસી હું વર્તમાનપત્ર વાંચતી હતી. દેશયજ્ઞમાં હજારો યુવાનો કુદી પડ્યા હતા એમ મેં વાંચ્યું. મારાં રોમાંચ ખડાં થયાં. મને લાગ્યું કે, સ્ત્રીજાતિ બલિદાન આપવા લાયકજ નથી? સ્ત્રીઓ કઇ જાતનું બલિદાન આપી શકે? પુરુષોને પ્રોત્સાહન આપી ઉત્તેજિત કરે?

"સાથેસાથેજ મારું ચિત્ત ચંચળ બનવા લાગ્યું. એક યુવકના આત્મભોગે મને ઘેલી બનાવી દીધી. જગતના મૂર્ખ લોકો મનભાવતું બોલીને તેને દુભવ્યા કરતા હતા. હું તેને અંતરથી પૂજતી હતી. મારું હૃદય તેની તરફ દોડી જતું હતું. મેં તેની છબી જોઇ ન હતી, છતાં મનમાં અનેક જાતની છબીઓ હું ઘડી કાઢતી હતી. મેં મનમાં નિશ્ચય કર્યો કે એવા પુરુષની સહચરી થવું એજ યોગ્ય છે.

"એવામાં એક ભયંકર રાત્રિ આવી. હું બહાર ફરવા ગઇ હતી ત્યારે હૃદય બંધ પડવાથી મારા પિતા સ્વર્ગવાસી થયા.

"મારાં ફોઇબાનો વિજય થયો હતો. તેમણે મને બોલાવી. મુંબાઇના એક ગૃહસ્થ જોડે તેમણે મારા વિવાહનું નક્કી કર્યું. વયમાં પચાસેક વર્ષ હશે. મેં ચોખ્ખી ના પાડી. પણ આપણા સમાજમાં એવી આશા રાખી શકાય છે? લોકો મને મૂર્ખ અને છકેલી ગણવા લાગ્યા. ફોઇબાનો નિશ્ચય વજ્ર સમાન હતો. હું નરમાશથી ન માનું તો બલાત્કારે પણ તેઓ પરણાવવા તૈઆર થયાં.

"ત્યારથી મેં અન્નનો ત્યાગ કર્યો. છતાં ક્રૂર હૈયાં કોમળ થયાંજ નહીં. મને આ જીવન અકારું લાગ્યું. કોનો આશ્રય શોધવો? જે યુવાનને મેં મારો માન્યો હતો તે મને પીછાનતો ન હતો. તેને મેં જોએલો પણ નહીં.

"છેવટે મને આ સમુદ્રકીનારો વધારે રમ્ય લાગ્યો. મને અહીં ચિરકાલની શાંતિ મળશે એમ ધારી હું અહીં આવી છું."

૩

તેનું બોલવું પુરું થયું. જે નિરાશા અને અશ્રુબિંદુઓ હતાં તે ચાલ્યાં ગયાં. તેનું મન ઉલ્લસિત થયું હોય તેમ જણાયું. મોઢા ઉપર તેજનું આવરણ છવાઇ ગયું. પણ મને શંકા રહી. જેની સાથે આ બાઇએ અદૃશ્ય પ્રેમ કર્યો તે યુવક કોણ? મારું મન મુંઝવાયું.

"તમે જે જુવાનની વાત કરી તે કોણ?"

તેના મોઢા ઉપર શરમના શેરડા પડ્યા. જરા ક્રોધ કરીને તે બોલી:

"આટલી વાત કરી પણ ધરાયા નહીં? મને હવે જવા દ્યો. તમે નકામી ખોટી કરી."

જે કરુણા ને દયા આ વખતે જોઇએ તે તેનામાં ન હતી. આ ફેરફારથી મને આશ્ચર્ય થયું.

"નહીં, નહીં. તમારું મન કચવાતું હોય તો એ બાબત નહીં પુછું. આ તો જરા જિજ્ઞાસા થઇ આવી."

"ઠીક. તમારી જિજ્ઞાસા પુરી થયા પછી મારું કામ કરવા હું જરૂર જઈશ."

"જવું ન જવું તમારી મરજી, છતાં મને દુઃખ તો જરૂર થવાનું."

"ત્યારે સાંભળો. તે જુવાન એજ કે જેણે મને મંત્રમુગ્ધ કરી છે. તેની પાસે સંગીતની વિદ્યા નથી, છતાં તેનું જીવન એક સંગીત સમાનજ છે. એ માણસ અત્યારે સમુદ્રને કાંઠે પથ્થર ઉપર બેઠો છે એક અજ્ઞાત સ્ત્રીની સાથે અંતરના ઉંડા સ્નેહથી નાહી રહ્યો છે."

તેનાં આ રમુજ ઉપજાવે એવા વચનોએ મને અકળો ગભરાટ કર્યો. મે કહ્યું

"મને ખબર નહીં કે મારા ઉપર આવી ધાડ આવી પડશે!" આમ કહી હું તેની તરફ ગયો ફરી ખમચાયો. વિચાર કર્યા વિનાના પગલાને મેં મનમાં દમી કાઢયું. મારા મન ઉપર સયમ મેળવી હું તરતજ બેસી ગયો

"આ ઉપરથી મને લાગે છે કે તમારું મન મંથતી છે. અને સરખું સેવી હોય તો જવે નહીંતર મારો માર્ગ ખુલ્લો છે" કહી તે ઉઠી. હું ચિન્તાતુર થઇ ગયો હતો. આની સાથે મારે સંબંધ બાંધવો તે ઇષ્ટ છે કે નહીં, તેનો હું વિચાર કરતો હતો. સ્નેહને હું ભઠ્ઠીમા તપાવવા માગતો હતો. હું જરા પણ બોલ્યો નહીં.

"હું તમને અનાથના નાથ માનતી હતી, પણ અત્યારે જોઉં છું તો તમારા હૃદયમાં લાગણી જ જાગતી નથી. તોપણ તમારા જેટલા દર્શન કર્યા એટલે હું મને કૃતાર્થ થઇ માનુ છુ."

હું ઉત્તર દઇ શક્યો નહી.

તેણે મને નમન કર્યું. કપોત આપતી તેની આંખો મારા તરફ વળી અને તરતજ ખીડાઇ ગઇ. ધીમે પગલે ચાલી તેણે પાણીમાં પગ મુક્યા પાની સુધી, ઢીંચણ સુધી, સાથળ સુધી એમ પાણી વધતુજ ચાલ્યું.

વીજળી પડે ને ભીંતના બે કકડા થાય તેમ મારું હૃદય ચીરાઇ ગયું. ચમકીને હું ઉભો થઇ ગયો. ફાટી આંખે મેં તેના પાણીમાં રહેલા શરીર તરફ નજર ફેંકી દોટ મુકી હું પાણીમા તેની પાછળ ગયો. બે હાથે મે તેને પકડી લીધી. તેનું હસવું માતું ન હતું.

"મને ખબર છે કે તમને જરા લેતા આવડતોજ નથી" કહી તે હાથમાંથી સરી પડી.

વાયુદેવ પોતાની મધુર વીણા વગાડી રહ્યા હતા. ખારવાઓ રમણીય સામ્યગીતથી પ્રિયાઓને આમંત્રી રહ્યા હતા. સમુદ્રનાં ઉછળતાં મોજાં અમારું પાદપ્રક્ષાલન કરી રહ્યાં હતા

આવા સુંદર દેખાવમા સંયમ ક્યાં સુધી રહે? અમે બંને ભુજયુગલમાં ભીડાયાં. એકબીજાના અધરામૃતનુ પાન કર્યું તે સુંદર અને ઉજળી દુધ જેવી રાત્રિમાં અમે પ્રેમના ઘેનમા મસ્ત હતાં

તેને તરતજ પૂર્વસ્મૃતિ થઇ આવી. ભયભીત આંખોએ તેણે મારા તરફ જોયું. મને કહ્યું

"આજથી આપણે આપણું નાવ નવીન દિશામા હંકારીએ. પણ આપણે સમાજને વેરી બનાવ્યો છે. તેનો કે ઉપાય?"

"હુ પણ તમારા જેવોજ છું મારે માબાપ નથી આજનો દિવસ મારે ત્યાં રહો. કાલે બીજે જઇને રહીશુ." મેં આશ્વાસન આપ્યુ.

ચોરપગલે અમે બંને ઘેર આવ્યા ઘરમાં એકલો હોવાથી મેં સુવાની સગવડ ઠીકઠીક કરી. અમારી પથારીઓ જુદાજુદા ઓરડામા હતી. ઉંઘવાનો પ્રયત્ન કર્યો પણ ઉંઘ આવી નહીં

મેં દીવો સતેજ કર્યો. સાદ કરીને મે તેને બોલાવી. સામેના કોચ ઉપર તે બેઠી. મારે કહેવાનું ઘણું હતુ.

"હું એક વાત વીસરી ગયો. લાગણીના આવેશમાં મેં તે વાત તને કરી નથી. તે સાંભળી તને દુઃખ નહીં થાય?"

"કોઇ નઠારી વાત હશે તો જરુર દુઃખ થશે. નહીંતર નહીં."

'ના, મેં નરસું કામ નથી કર્યું. પણ તને કહેવું તો જોઇએ. દેશહિતને માટે હું દેરેદર ઘુમી રહ્યો છું. એમાં દુઃખ સહેવાના પ્રસંગો પુષ્કલ છે. કાલે સવારે શું થાય તેની આપણને ખબર નથી. જે વખતે કૈં અણુધાર્યું આવી પડે તે વખતે તારે ધીરજ રાખવી પડશે."

"ઓહો! એજ ને! આ દુઃખ કરતાં એ કૈં વધારે નથી. સતી સીતાએ પણ કેવો વનવાસ વેઠયો હતો? તો આપણે કોણ?"

"બરાબર, અને આપણે કૈં સંગીન કામ કરવા માંડવું પડશે. શું કરીશું? લોકોનાં દીલ આપણે શી રીતે જીતવાં?"

"બધા કરતાં સરસ એજ કે, આપણે કોઇ નદીનો સુંદર પ્રદેશ જોવો. ત્યાં જઇને આપણે આપણો આશ્રમ જમાવવો."

"એ વાત ખરી. આપણાં માતપિતાએ આપણને જે વિદ્યા આપી છે તેનો લોકસેવામાંજ આપણે ઉપયોગ કરીશું. લોકોનાં બાળકોને ભણાવીશું, પતિતોને હૃદય સાથે ચાંપીશું, તેમને શુદ્ધ બનાવીશું, અને સમાજસેવાનાં અનેક કામો કરીશું. મારી પાસે મારા પિતાનો પૈસો છે તેનો ઉપયોગ આપણે ત્યાં કરીશુ." મેં મારા વિચારો જણાવી દીધા. પ્રસન્નચિત્તે તેણે તે સાંભળ્યા.

મધુર સ્વપ્નોમાં અમે તે રાત્રિ વ્યતીત કરી.

૪

અમારો નાનકડો આશ્રમ રેવાજીના સુંદર તટ ઉપર મગરરીથી ઉભો હતો. એક દિવસ મેં તેના તરફ આશાભરી નજર નાખી. લોકોએ અમારી ભાવનાને જાણી હતી. અમારા આશ્રમને તેમણે વ્યવસ્થિત બલથી ભવ્ય બનાવ્યો હતો.

એક પ્રભાતે ક્ષિતિજમાંથી સૂર્ય બહાર આવ્યો અને પક્ષીઓ કલ્લોલ કરવા લાગ્યાં. મેં સવિતાના મોં તરફ જોયું. તેનો કેશકલાપ ગળાની આસપાસ વીંટાયો હતો. ભીંજાએલો હોવાથી તેમાંથી પાણીનાં ટીપાંઓ અશ્રુબિંદુની જેમ નીચે પડતાં હતાં. તેની કાળી મોટી આંખો મારી સામે જોઇ રહી.

"મારું ચિત્ત આજ સ્થિર જણાતું નથી, આજે જાણે અશુભ થવાનું હોય તેમ જણાય છે. તમે કયાં જવા તૈઆર થયા?"

"શહેરમાં. સાંજે આવીશ. તું એવા વહેમ રાખવાનું હવે ભુલી જા."

"પણ આજે ન જાઓ તો સારું. મારો જીવ આજે ઉંચો છે."

"નહીં, નહીં: એ વહેમ મારે કાઢવોજ પડશે" કહી હું વીદાય થયો.

હું શહેરના પાધરમાં આવી પહોંચ્યો. તે વખતે ભગવાન્ સહસ્રરશ્મિ મધ્યાકાશે આવ્યા હતા. મેં તે વખતે અનેક બુમો સાંભળી. અંદર આવતાં જોયું તો શહેરના રક્ષકો નાસતા હતા. પાછળ લોકોનું મોટું ટોળું હતું. એક રક્ષક ઝપટમાં આવી ગયો. ક્રોધે ભરાયલું ટોળું તેના ઉપર તુટી પડયું. હું દોડયો. પાસે જઇને જોઉં છું તો રક્ષક યમલોક સીધાવ્યો હતો. લોકોનું ટોળું આવેશમાં ને આવેશમાં વીખરાતું હતું. મારી આંખોમાં પાણી આવ્યાં. મેં કહ્યું:

"દુર્ભાગીઓ! આ શું કર્યું? મારા બોધનો આ ઉપયોગ? આનો જીવ શીદ લીધો? મારવા લાયક તો મારું શરીર છે. આ નિર્દોષને તમે શા માટે માર્યો?"

"નિર્દોષ ? શાનો ! રક્ષક થઈને તેણે અમારું ભક્ષણ કર્યું છે. અમારી મીલકત જપ્ત કરી અમને રઝળતા કરવા આવ્યો હતો" કહી બધા ઘેર ગયા.

હું વિચાર કરતો કરતો મરેલા રક્ષક પાસે બેઠો હતો. આજે મારું મગજ ભમી ગયું. વેર સામે વેર મને કંપાવવા લાગ્યું. થોડી વારે મારી બુદ્ધિ ઠેકાણે આવી. ચોપાસ જોયું તો અનેક રક્ષકો મારી આસપાસ વીંટળાઈ વળ્યા હતા. તેમના વડાએ હુકમ આપ્યો એટલે તરતજ મારા હાથમાં બેડીઓ આવી ગઈ.

હું એક રીતે ખુશી થયો. લોકોએ કરેલા પાપનું ફળ હું ભોગવીશ જાણી મારો હર્ષ માતો ન હતો.

બીજી તરફ મને સવિતાનો વિયોગ સાંભર્યો. મારા આદર્શો સાંભર્યા. તે સુખની ઘડીઓ સાંભરી મેં મારું મન દૃઢ કરવા પ્રયત્ન કર્યો, છતાં મારી આંખોમાં ઝળઝળીઆ આવ્યાં. મને જણાયું કે 'આ નામર્દાઈ છે' તરતજ તે મેં લુછી નાખ્યાં.

"હા ભાઈ, આકરું લાગે છે?" મંડળી કેના એક અધિકારીનો અવાજ આવ્યો.

એને શું ઉત્તર આપું !

૫

થોડા દિવસ પછી મારો ન્યાય થયો. ને દિવસે સવિતા ન્યાયમંદિરમાં આવી. તેનું મોઢું સુકાઈ ગયું હતું, છતાં ઓળખતાં ખોળી શકાય નહીં તેટલી હતી. પોતાની નાનપણની સખી સારંગી તેના બન્ને હાથોમાં દર્પણે સ્થિર હતી. તેને જોતાં—આવી સ્થિતિમાં જોઈ, સભા ચિત્રવત્ બની. ના તેને જીવનના એરુએ બધાની આંખ ભીની થઈ હતી. છતા તેનું મુખારવિંદ એક ધ્યાનસ્થ યોગિની જેમ નિશ્ચલ હતું. મારા તરફ તેણે નજર કરી. એ નજરનો અર્થ મેં અંતરના ઉંડાણમાં ઝીલ્યો.

થોડી વારે મારું ભવિષ્ય ભાખ્યું. ન્યાયાધીશે પોતાની આજ્ઞા સંભળાવી. બધાએ આંખો મીંચી—માત્ર સવિતાની આંખોજ ઉઘાડી રહી ને એવી હતી તેણે મને કહ્યું

'ફાંસી મોટી વાત નથી. તમે ધીર રહેશો તેની મને ખાતરી છે. અને હું—" તેણે મીઠું, ગ્લાનિમય, કરુણ સ્મિત કર્યું—"હું એકલી પડું તેમ નથી."

આટલું કહી તેણે સારંગીના તાર ઉપર હાથ ફેરવવા માંડ્યો. ન્યાયાધીશ પુતળું બની ગયો. તેનાથી ના પડાઈ નહીં તેમ હા પડાઈ નહીં. હાથો પૂર્વવત્ ફરવા લાગ્યા. તેના સ્વરમાં દર્દને બદલે મિલનની આશા હતી. આ ગુંજારવ જાણે સ્વર્લોકની અપ્સરાનો હતો.

મારાથી હાથ લંબાવાઈ ગયા. ધીમે પગે પણ દૃઢતાથી તે આવી. સારંગીના તારો ઝણઝણી રહ્યા હતા. તે પાંજરા પાસે આવી. મારા હાથ પાંજરામાંથી બહાર નીકળ્યા—તેના પગે અડક્યા. તેને ચુંબન કર્યું. સારંગીના તારો ધીમા પડ્યા. ઉછળ્યું ધ્રુવપદ:

ઉડ્યો મારો તંબુરાનો તાર,
— ભજન અધુરું રહ્યું.

ગાતાંગાતાં તેની આંખો મીંચાઈ ગઈ. મારું પંખી પાંજરામાંથી ઉડી ગયું હતું.

× × . ×

મારી સજા પાછળથી રદ થઈ. અને આજ હું અમાપ આદર્શોથી જન્મેલા આત્મને નિર્ભેળ વડે સંભાળી રહ્યો છું.




લેખક:
રા. મનહરરામ હરિહરરામ મહેતા,
બી. એ.; મંત્રી, સાહિત્યસંસદ્.



ચિત્રકાર:
રા. ગોરધનભાઇ ઉમેદભાઇ પટેલ
સભ્ય, સાહિત્યસંસદ્.

## પાત્રો



રામ ... ... કણ્વોના અધિપતિ ભાર્ગવશ્રેષ્ઠ, પાછળથી પરશુરામના નામે વિખ્યાત થયલા તે.
જમદગ્નિ ... ... રામના પિતા.
ઋચિક ... ... એક ભાર્ગવ સૈનિક.
કપિલ ... ... એક ભાર્ગવ.
અર્જુન ... ... અનૂપ દેશનો રાજા અને હૈહયોનો અધિપતિ જે હજાર હાથીઓનું બળ ધરાવવાથી સહસ્રાર્જુનના નામથી વિખ્યાત થયો તે.
સુકેશી ... ... અર્જુનની રાણી.
અંશુમાન, ભરત, સુમતિ ... અર્જુનના પુત્રો.
સંદીપન ... ... અર્જુનનો પુરોહિત.
શાંડિલ્ય ... ... અર્જુનના પુરોહિતનો શિષ્ય.
દુષ્પાદ ... ... અર્જુનનો સારથિ.

બ્રહ્મા, અગ્નિ, ઈંદ્ર, નારદ, કશ્યપ વગેરે દેવો તથા ઋષિઓ.

નારદ! અધર્મને ટાળવા
સાધુને પાળવા
આજ તમને અમે યોજીએ.
હે ઋષિ! ત્રસ્ત ત્રૈલોક્ય ત્રાહિ કરે
ક્રૂર કૃતવીર્ય-આત્મજ તણા ત્રાસથી;
તેથી ધર્મજ્ઞ! ઉત્તમ કરો
કાર્યની યોજના.

નારદ

સાધુ, સાધુ, સુરો!
છે અચલ એ સનાતન નિયમ—
ક્ષય કરે
કેવલ અધર્મ જ અધર્મીનો.
તેથી સહુ ત્યાગ ભયનો કરો.
ભદ્ર સહુનું થશે.

સર્વ જાય છે.

## પ્રવેશ ૨ જો

સ્થલ: નર્મદા અને સમુદ્રના સંગમ પર આવેલું એક સુંદર ઉપવન. તેમાં બે આરસળીનાં ઝાડ વચ્ચે બાંધેલા વેલીઓના હીંડોળા પર સહસ્રાર્જુન અને એની પટરાણી ઝુલતાં અકેકને આસવનાં પાન કરાવે છે, દાસીઓ હીંચોળી રહી છે.
સમય: સાયંકાલ

સુકેશી

આર્યપુત્ર! નાથ!
ઉગ્યા સુરજ આજ મુજ આંગણે
સુંદર સુવર્ણના.
તે દિવસ આપણે
નર્મદાનીરમાં ખેલ કરતાં હતાં
તે મુકી આપ ચાલ્યા ગયા
ત્યારનો જીવ રહેતો હતો બહુ ઉંચો.
અપશુકન ઘડીઘડી થતા હતા.
એટલામાં વળી
ખબર આવી પધાર્યા પ્રભુ
યુદ્ધ કરવા મહારાય રાવણ સહિત.
ત્યારની કળ ન પડતી હતી એક પલ.

અર્જુન

સુકેશી! કદીય પાછો વળ્યો
કોઈ પણ યુદ્ધથી
વિજય પામ્યા વગર?
તવ અવિશ્વાસ ને ભય
નિરર્થક હતાં.
હે પ્રિયા! હું ગયો તે સમય
સુરસાહત ઇંદ્રને વશ કરી
પરમ ઉન્મત્ત રાવણ વડો
નાશ કરતો હતો
આપણા સૈન્યનો.
હું જતાં
પરાજિત સૈન્ય અટકી પલાયન થતાં
લાગ્યું સંહારવા
અરિદલ સમસ્તને.
આ પ્રમાણે થતાં
આવી રાવણ ધસ્યો
સદ્ય મુજ અંગ પર;
પણ મુજ સહસ્ર ભુજપાશમાં
ચીલ ઝડપથી ગ્રહણ મેં કર્યો,
નાખી મુજ કાખમાં
ને દબાવ્યો બહુ,
આથી તે આરડ્યો
દેડકાની પડે.
આણીને તે પછી
આપણી અશ્વશાલા મહીં
મુક્ત બંધન કર્યો.
ખબર આ વાતની
મુનિવર પુલસ્ત્ય

ममी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



ગુજરાત ] [ કાર્તિક ૧૯૮૦

રામ

હે મુનિ! આપના વચન કે
કાર્યની સિદ્ધિ સંપૂર્ણ થઇ
તો હવે
કામ મારે નથી

## પ્રકરણ ૨૫ મું

### જેમાં કાક જુદે રૂપે પ્રકાશે છે

થોડી વારે તેઓ ઉજડ પ્રદેશમાં આવી લાગ્યા. અહીંઆં ચોકીઓ પણ દૂર-દૂર હતી ને ગામડાં પણ નાનાં ને આઘેઆઘે હતાં. તેમ એને સૈન્યની છાવણીઓથી પણ આ જગ્યા ઘણી દૂર હતી.

રાજાનું શૌર્ય જાગ્યું હતું. સવારના ઉન્માદક પવને તેનામાં અપાર ઉત્સાહ આણ્યો હતો. ને કાક પરનું ઝનુન ધીમેધીમે વીરતાના ઝનુનમાં પલટાતું હતું.

એક ચોકી આવી, પણ તે તદ્દન નિર્જન દેખાતી હતી. બધા ચકિત થયા. તે સભાળીને ચોકીની ચારે પાસ ફર્યા. એક તરફ એક ચોકીદાર મરેલો પડેલો હતો.

"જગદેવ! દુશ્મનો આવી ગયા લાગે છે."

"હા, બાપુ!"

"ઉભો રહે તપાસ કરું" કહી રાજા ઘોડા પરથી ઉતર્યા. જગદેવના હાથમાં તો કેદી કાકના ઘોડાની લગામ હતી એટલે રાજાના હુકમ વગર તેનાથી તે છોડાય એમ ન હતી.

"ખેમા! બાપુની આગળ જા." કાકે તરત રાજનાં રક્ષણ માટે હુકમ કર્યો..

ખેમો ઉતર્યો ને આગળ ગયો, ને ચોકીનું બારણું ઉઘાડ્યું. ખેમો પહેલાં અંદર ગયો ને કહ્યું:

"અન્નદાતા! ત્રણ જણ મરેલા પડ્યા છે.

"જોઈએ" કહી રાજા અંદર પેઠા.

ત્રણ જણ ત્યાં પડ્યા હતા. બે મરેલા તા ને એકને થાંભલા સાથે બાંધેલો હતો.

"જય સોમનાથ" તેમને જોઈ બંધાએલા સૈનિકે કહ્યું.

"જય સોમનાથ!" મહારાજે કહ્યું. "ખેમા! આના બંધ છોડ. અલ્યા શું થયું?"

"બાપુ!" પુછનારની પદવી કે મોટી લાગવાથી સૈનિકે કહ્યું; "સોરઠીઓ દંડનાયક મહારાજની ઘોડી ચોરી ગયા."

"પરશુરામની ઘોડી?" રાજાએ પુછ્યું.

પરશુરામની કાળી ઘોડી આખા સોરઠમાં વિખ્યાત હતી, અને તે જાનવરને પ્રતાપે દંડનાયક દુર્જય હતો એમ સૈનિકોમાં વહેમ હતો.

"હા, બાપુ!" સૈનિકે કહ્યું.

"ક્યારે લઈ ગયા?"

"ઘડીએક થઈ હશે."

"ક્યાં ગયા?"

"આ બાજુ પર."

"તું તારા બીજા ચોકીદાર જીવે છે કે નહીં તે તપાસ." રાજાએ ચોકીદારને કહ્યું; "અમે ઘોડી પકડી લાવીએ. ચાલ ખેમા" કહી રાજા બહાર આવ્યા. તેના મોં પર તેજ પ્રસર્યું હતું.

"જગદેવ! સોરઠીઓ પરશુરામની ઘોડી ચોરી ગયા.."

"કાળી ઘોડી?"

"હા. હમણાંજ અહીંઆંથી ગયા. ચાલો પકડી પાડીએ."

"પણ બાપુ! મહેલે પાછા જતાં મોડું થશે."

"વાંધો નહીં." રાજાએ કહ્યું.

"મહારાજ!" કાકે પુછ્યું; "કેટલાં માણસ છે?"

"કેમ બીક લાગે છે?" રાજાએ તિરસ્કારથી કહ્યું.

આરડયો હોય શું દેડકો.
તે પછી અશ્વશાલામહીં
બાંધી લઇ જઇ કર્યો કેદ મેં.
સર્વ આ થઇ ગયું ○
સ્વપ્ન સરખું મુનિ!

નારદ

રાજરાજેંદ્ર! તવ મનથકી
આ પરાક્રમ હશે અલ્પ,
પણ એથી થઇ કીર્તિ તવ વ્યાપ્ત ત્રણ લોકમાં.
તેથી નરવ્યાઘ્ર! કર દૂર
તત્કાલ તું એક તવ ન્યૂનતા,
યુક્ત જેથી થશે
અનુપ મણિમય કલશ
તવ વિજયમંદિરે
કનકના ધ્વજવડે

અર્જુન

અત્ર કો વાતની
આપને ઊણપ શું લાગતી?
વિપ્રવર! આપ આશિષ થકી
પૃથ્વી પર કો ન મહીપાલ જે
ઉંચકતો હો ન મુજ પાલખી.
છે ન બ્રહ્મર્ષિ! કો મનુષ કો વર્ણમાં
જે ન થરથર ધ્રુજે માત્ર મુજ નામથી.
વામ અંગુષ્ઠ પર ધનુપતી પણછનું
દક્ષિણ સ્કંધ પર નિજ ગદાદંડનું
ધારતો હોય ન નિશાન
એવો ન કો પુરુષ સેવક અહીં.
શું મહાતપ! ન જોયાં તમે
નગર માહિષ્મતી,
રાજ્યમંદિર અને રાજ્યભંડાર
શાળા વળી હય અને હસ્તિની?

નારદ

હે મહાબલ! પરાક્રમ તવ અપૂર્વ છે.
રાજરાજેંદ્ર નરસિંહ!
તું સિંહ છે સર્વ ભૂપાલમાં.
તારું વીરત્વ ને તારું શરત્વ
વળી તારું સાહસ અને તારી સમૃદ્ધિની
સતત ઈર્ષ્યા કરે ઇંદ્ર પણ.
હે મહાવીર્ય!
તેજસ્વી સામંત સંયુક્ત તું
શોભતો જેમ નક્ષત્ર સહ ચંદ્રમા.
હે નૃવર! સત્ય, ત્રણ લોકમાં
કો ન એવી પુરી શોભતી
સરિત સાગરતણા સંગમ ઉપર રહી
શૈલનાં શૃંગ ને
મેઘમંડલતણી મધ્યમાં
શુક્રતારા સમી.
હે મહીપાલવર!
હેમપંખાલ હંસોવડે યુક્ત
શુભ શારદાભ્રો સમા
નવ કનકકલશથી વિલસતાં
તવ મહામંદિરો
અપ્રતિમ.
હે મહાબલ! ખરે,
સૂર્ય ને ચંદ્ર સમ ચળકતાં
અમુલ રત્નો અને
કનકના રાશિઓ યુક્ત ભંડાર તવ
અધિક યક્ષેશના મહત ભંડારથી.
અદ્વિતીય રાય! ત્રણ લોકમાં
પાદ્દસમ અંગના મહત માતંગથી
વાયુવત્ વેગી હરિહય સમ તુરંગથી
પૂર્ણ તવ હય અને હસ્તિશાલા વળી.
પણ નૃવર! છે ન તવ ધેનુના ધણમહીં
નવિન પલ્લવ સમા રંગની
પુષ્ટદર્શન રુચિર અંગની
ગોળ શીંગાં—અને વિપુલ પાખરવડે ઓપતી,
સુંદર લલાટમાં શ્વેત રોમાંકથી

શશી સહિત સંધ્યા સમી શોભતી.
મધેનુ કુલજ
વત્સ ધેનુ કો.
જસનમ અહો!
ત્ય, નવ ષોડશ કલાની સમૃદ્ધિમાં
ક્ષિત કાંચન મને
ભેક આ દીસતું;
તેથી સત્વર કરી દૂર તે
પ્રદ કર તેજ સંપૂર્ણ તવ

અર્જુન

હે મહર્ષિ! અનુગૃહિત છું
આપના આ સુહૃદભાવથી
પણ મુનિ! આ ત્રણ ભુવનમહીં
કેણ સ્થળ એવું કે જ્યાં વસે
ધેનુ આ તે કહો,
જેથી એ સદ્ય લઈ આવી
સમૃદ્ધ મુજ સુરભિશાળા કરું

નારદ

હે મહીપ! સરિતસત્તમ શુભ સરસ્વતી
સ્થિરદર્શન જાગી દૃષદ્વતી
એ નદી યુગલના
પુણ્ય ઉદકોથી સિંચિત થયો
સુંદર પ્રદેશ બ્રહ્માવર્ત નામનો
ત્યાં મુનિશ્રેષ્ઠ જમદગ્નિનો
આશ્રમ મહાન છે
તે સ્થળે એવી ધેનુ વસે.

અર્જુન .

મુનિવર! અમિત સૌજન્ય છે આપનું
આજ સંધ્યા થઈ
તેથી સાભાર છું.
ભેજ પણ સાધીશ સત્વરનો.
મુનિવર! પધારજો આપ ધનતેરસે
તે દી દર્શન કરાવીશ
જમદગ્નિની ધેનુનાં.

નારદ

સાધુ, સાધુ, નૃવર!
વિજય તારો થજો.

જાય છે.

અર્જુન

કંચુકી!

કંચુકી

રાજરાજેન્દ્ર!

અર્જુન

કહી આવ દ્રુપદને.
કાલ સૂર્યોદય થયા અગાઉ
વિપ્ર જમદગ્નિની ગાય લેવા જવું;
સજ્જ મુજ કામગતિ રથ કરી
લાવજે તે સમય સાધવા.

કંચુકી

જેવી આજ્ઞા.

જાય છે.

કંચુકી

મહારાજ! શાંડિલ્ય બ્રાહ્મણ અહીં આવીને
દ્વાર આગળ ઉભો.

અર્જુન

આવવા દે.

શાંડિલ્ય

વિજય પામો મહારાજ!
થઈ સર્વ તૈયારી છે
અગ્નિપૂજનતણી.
લક્ષમાં રાખશો
વીતી ન જાય
આ કાલ પૂજનતણો.

અર્જુન

ઠીક છે. આવું છું.

જાય છે.

# અંક ૨ જો

## પ્રવેશ ૧ લો

સ્થલ: જમદગ્નિનો આશ્રમ
સમય: પ્રાતઃકાલ

### જમદગ્નિ

આ શું આ!
કોલાહલ કરી રહ્યાં પંખીઓ?
પણો ભય થકી ત્રસ્ત થઇ નાસતાં!
૭ ઉંચાં કરી વચ્છ બહુ દોડતાં!
.... ભાં શબ્દ ધેનુ કરે!
ગગન દક્ષિણ થયું આવરિત ભૂરજે.
રાજરથ કોઇ દેખાય અહીં આવતો.
અરે આતો દીસે
રાજરાજેંદ્ર માહિષ્મતીનાથ અર્જુન વરો.

રથમાં બેસી અર્જુન આવે છે:
ઉતરી ઋષિને પ્રણામ કરે છે.

રાય સ્વાગત તને;
આજ મુજ કુટિર પાવન થઇ;
થા સુખાસીન તું.

અંદર જઇ બને બેસે છે.

રાજશાર્દૂલ! તું કુશલ છે?
હે મહાવિક્રમી!
તવ પરાક્રમતણાં થાય છે
ગાન ત્રણ લોકમાં.
આજ આપ્યું મને ટાંકણું અતિથિવર!
યોગ્ય આતિથ્ય કરવાતણું.
ગ્રહણ પૂજા કરી
નમ્ર હું વિપ્રની
કર કૃપા પાર્થ!
...હું ગરીબ બ્રાહ્મણ ઉપર.

### અર્જુન

હે મહાતપસ્વી!
આપની સ્વાગતોક્તિ થકી
પરમપૂજિત થયો.
આવીશ હું એકદા વિપ્રવર!
ગ્રહણ કરવા પુનઃ
ઇતર આતિથ્ય જે આપનું.
દ્વિજવરા!
આજ આવ્યો અહીં
માગવા એક વસ્તુ તમારી કને
આપી તે બ્રહ્મ!
કૃતકૃત્ય મુજને કરો.

### જમદગ્નિ

રાય! સદ્‌ભાગ્ય મુજ
પૃથ્વીનો પાલ યાચક બની છે ઉભો
આજ મુજ આંગણે.
નૃવર! વદ વચન,
હું શું તવ પ્રિય કરું?
માગ પૂજાર્હ હે!
આપું આશિર્વચન,
સિદ્ધ જે વચન હું વિપ્રના થઇ જતાં
પ્રાપ્ત કરશે તું•ઐશ્વર્ય સુરવરતણું.

### અર્જુન

હે ઋષિ! તવ કૃપાએ કરી
મારી ઇર્ષા કરે ઇંદ્ર ઐશ્વર્યની.
પણ ઉણપ એક મુજ રે રહી,

પૂર્ણ જે થઇ શકે માત્ર તારા થકી.
છે ન મારે મુનિ!
કામધેનુ કુલજ ઉત્તમ પયસ્વિની
ભૃગુવર! એવી કુલવાન તવ પાસ છે
આપ એ ગૌ મને
જેથી પુરી કરું
એક મુજ રત્નભંડારની
મહત એ ન્યૂનતા.

જમદગ્નિ

રાય! છે ધેનુ એ
બ્રાહ્મણોત્તમ
મુનિ વસિષ્ઠના
શિષ્યવર વાગ્વિશારદ શતાનંદની
તીર્થયાત્રા જતાં આપી એણે મને ન્યાસમાં
કેમ હું ત્યાગ એનો કરું.
આપી ન શકાય એ મુજ થકી
રાય! તું જાણ કે
તપજ સર્વસ્વ છે
અમ તપોધનતણું.
કહે તને આપું તપપુણ્ય હું
રાજન! સહસ્ર વર્ષો તણું.

અર્જુન

વચન ઉત્તમ કહ્યાં વિપ્રસત્તમ! તમે
પણ અપેક્ષા ન મારે બીજી
ધેનુ મળતાં મને સર્વ જ મળી ગયું
એમ સમજી હું સ્વસ્થાન આવ્યો જાચવા
તેથી ભૃગુવર! હવે સત્વર કૃપા કરો.
નાહક વિલંબ બહુ થાય છે

જમદગ્નિ

ન્યાસધન કોઇ કાળે ન આપીશ હું.
તેથી નવ યાચના અર્થ છે.

અર્જુન

સુરભિ એ રત્ન છે.
રાય અધિકારી છે રત્નના,
તેથી ભૃગુકુલદીપક!
આપ એ સુરભિ ઉપહારમાં

જમદગ્નિ

આપું પરદ્રવ્ય હું કેમ ઉપહારમાં?
રાય! ભંડાર અમ બ્રાહ્મણતણા ભર્યા,
વિધવિધ જ્ઞાનથી.
કહે નૃવર! શીખવું એવી વિદ્યા તને
જેવડે પ્રાપ્તિ કર પરમ આનંદની

અર્જુન

સર્વ એ સોંપું તમ વિપ્રને
માત્ર મારે તૃષા ગાયની
બ્રાહ્મણો આશ્રિત ક્ષત્રિના.
આપ નિર્વાહ બ્રાહ્મણ કરે
ક્ષત્રિના આસરે
ગૌ અને વિપ્રનો
ક્ષત્રિ પ્રતિપાલ છે
તેથી હું લઇશ આ ધેનુ
પ્રતિપાલના પરમ અધિકારથી.
ભાર્ગવ! હું રાય છું.
પૃથ્વીનો નાથ છું.
પૃથ્વી પર જે રહ્યું
સર્વ તેનો હું અધિકારી છું.
તેથી હું લઇશ આ ધેનુ
સ્વામિત્વના શ્રેષ્ઠ અધિકારથી.

જમદગ્નિ

હરણ પરધનતણું પાપ છે
પણ મહા પાપ હરી લઇ જવું
ત્યાગીને બ્રહ્મઆસક્ત બ્રાહ્મણતણું ન્યાસધન.
તેથી તું વચન આ રદ.
બ્રાહ્મણતણાં માનીને
ત્યાગ કર તારી મતિ પાપીની.
હે મહાવીર્ય! કહું શું ઉત્તર શતાનંદને
આવી મારી કને
પાછી એ ધેનુ માગે જદા
તું મહીપાલ! પ્રતિપાલ બ્રાહ્મણ તણો.
રાજન! વિચાર કર.
એ મહા ઘોર નહીં પાપ શું
ચિત્ત સંશય તણું

તૃપ્ત કરવા તવ ઉછાંછળી કલ્પના
છીનવવી બ્રહ્મબાલકતણી
દુધની તાંસલી.

અર્જુન

મુનીશ ! જાણો તમે
હું નથી મનુષ સામાન્ય કો.
મારી નખજ્યોત ઉજળી કરે
મણિ મુકુટ દશ દશાનન તણા.
બલ ભુજસહસ્રના ભય થકી
રહીશ પાતાલના
પૃથ્વી પર પગ ન મુકી શકે.
ધ્રુજતા દેવ
મુજ ધનુષ ટંકારથી
ભાર્ગવ ! અપૂર્વ હું વિશ્વનો આધિપતિ
જાણીશ ચાલ્યો નહીં એમ
નિશ્ચય તમે જાણજે.

જમદગ્નિ

અસ્ત્ર ને શસ્ત્ર ક્યાં મુકયાં હવે મેં
તેથી હું વધુ ન કૈં કરી શકું.
જાણુ મહીપાલ ! પણ
પ્રાણ આ દેહમાં જ્યાં લગી
ત્યાં લગી નહીં કરું
ધેનુનો ત્યાગ હું.
કહીશ હું એટલું પણ તને
સુખી નહીં થઈશ તું
અબળ હું વિપ્રને
આમ સંતાપીને.

અર્જુન

બાંધું આ ધૃષ્ટ ભૃગુ વિપ્રને
હું તહીં શાલ્મલી દ્રુમસહિત
એટલે જા તું દુષ્પાદ ! ને
છોડી લે ધેનુ એ.

દુષ્પાદ

શું કરો તેની છે જાણ
મહારાજ ! શું આપને !

અર્જુન

મૂઢ તું પણ થયો !

દુષ્પાદ

જેવી આજ્ઞા પ્રભુ !

જમદગ્નિને ઝાડ સાથે બાંધી, ગાય લઇ રથમાં બેસી અર્જુન જાય છે. થોડી વારમાં સ્નાનસંધ્યા કરીને ગયેલા રામ આવી પહોંચે છે.

રામ

હે પિતા ! આ શું આ !
કોણ દુષ્કર્મીનું કર્મ આ !

જમદગ્નિ

વત્સ ! તું પ્રથમ
બંધન થકી મુક્ત કર.
સહન નવ થાય સુત !
આ મહત રજ્જુના
વળતણી વેદના.

રામ બંધનથી મુક્ત કરે છે.

રામ

તાત ! સત્વર કહો
કોણ દુર્જનતણું કાર્ય આ.
દંડ દઉં યોગ્ય હું
સદ્ય એ દુષ્ટને.

જમદગ્નિ

પુત્ર ! આવ્યો હતો અત્ર
માહિષ્મતીનાથ અર્જુન વડો
આમ બાંધી મને
લઇ ગયો દુષ્ટ એ
બલ થકી ધેન
બ્રાહ્મણ શતાનંદની

રામ

લઈ ગયો ધેન બ્રાહ્મણ શતાનંદની
બલ થકી કાર્તવીર્ય અર્જુન !
અરે એ દુષ્ટને દંડ દઉં યોગ્ય
હું આવું દમણા લઇ ધેનુને.

જાય :

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૧ ]

# જનોઇનાં જાદુ

લેખક:
રા. દેવેન્દ્ર રણછોડરાય મજમુદાર
ચિત્રકાર
રા. દત્તાત્રેય
એ. એમ

---

જનોઇ પહેરીને નરના નાનડીઆ,
જનોઇ પહેરીને કુંવર કોડીલા —

મને તમે સૌ કોઇ એમજ પુછશો કે, "જરા કહોજી, જનોઇએ શાં જાદુ કર્યાં? જરા કહોજી—" પણ તમારા સવાલનો જવાબ આપું તે પહેલાં મને કહી લેવા દો કે જનોઇનાં જાદુનો પાર બ્રહ્માદિ દેવો પણ પામ્યા નથી તો મનુષ્ય તે કોણમાત્ર?

વળી કોઇ ધીરજ ખોઇ ધારી લેશે કે શું આર્યસમાજના સંસ્થાપક દયાનંદ સરસ્વતીએ વેદધર્મનો ઉદ્ધાર કરવા ફરી અવતાર લીધો અથવા તો સ્વામી શ્રદ્ધાનંદજીએ જેમ મલકાના મુસલમાનોને શુદ્ધિક્રિયાથી રજપૂત બનાવવા માંડ્યા છે તેમ આણે કોઇ જાતના ધર્મનાથી બ્રાહ્મણ બનાવવાની ક્રિયા શોધી હશે કે શું?

પણ વાંચક! સબુર. ધૈર્ય ધર અને ખાત્રી લે કે તું પણ એના જાદુમાંથી બચવાનો નથી. કારણકે હું ખાત્રીથી કહું છું કે તું ઢેડ હો, શુદ્ર હો, મુસલમાન હો, ખ્રિસ્તી હો કે ગમે તે હો, પણ જનોઇના જાદુનો ઇતિહાસ જ્યારે હું તારી આગળ ઉકેલીશ ત્યારે ગમે તે ઉપાયે અને ગમે તેટલા ખર્ચે પણ તું જનોઇ પહેરી દ્વિજ થઇશજ.

## ૧

મારા મિત્ર મૌનશંકર એક મોટી અંગ્રેજ પેઢીમાં આસીસ્ટંટ મેનેજરનું કામ કરે છે. મુળથી ખાનદાન, અને પત્નીની શારીરિક સ્થિતિ જરા પ્રથમથીજ નબળી એટલે ઘેર બેચાર નોકરચાકર અને રસોઇઆ હંમેશા હાજર રહેતા. તે મુંબાઇ આવ્યા છે તોપણ પાસેના મંદિરમાં જઇ દરરોજ ભગવાન પાર્વતીપતિની પૂજા કરવા જાય છે અને પૂજન વખતે તથા જમતી વખતે મૌન ધારણ કરે છે. કારણકે પોતે ધર્મધુરંધર છે—આસ્તિક છે. ગમે તેવા પ્રસંગે પણ તે પોતાનું મૌન છોડતા નથી. મને એમના એક અનુભવ પરથી જણાયું કે તે પોતાના વિચારમાં મક્કમ છે.

એક શીઆળાની રાતે એમને ત્યાં ચોરી થઇ. સવારમાં ખબર પડતાં નોકરો બધી

દિશામાં તપાસ કરવા નીકળી પડ્યા. માનશંકર હંમેશ મુજબ પૂજા કરવા ગયા, એટલામાં ચાલાક નોકર ચોરનું પગલું શોધી કાઢી તેને પકડી લાવ્યા. સાહેબ પૂજા કરવા ગયા હતા ત્યાં જઇ ચોરને પકડી લાવ્યાની વાત કહી તથા હવે એનું શું કરવું તે વીશે પુછ્યું.

સાહેબ પૂજા વખતે મૌન રાખતા હોવાથી કેવી રીતે જવાબ દેવા તેની સંકડાશમાં પડ્યા. એટલામાં ભગવાન્ શંકરનું કરવું તે પહેરેલા જનોઇ પર એમની નજર પડી, અને એમની યુગ ઉકલી. તરત તેમણે જનોઇ કાઢ્યું અને મહાદેવના લિંગને મુસ્કેટાટ બાંધી જનોઇના બે છેડા એક હાથમાં ઝાલી બીજા હાથે આચમનીથી લિંગ ઉપર પ્રહાર કર્યા અને ચોરને આવી રીતે શિક્ષા કરો એમ અજબ રીતે સૂચવ્યું.

સાહેબના મૌનથી કેવાઇ ગયલા નોકરને હુકમની ગમ પડી. ઘેર જઇ તેણે ચોરને દોરડાથી બાંધી તેની ખુબ ખબર લીધી.

૨

અમારા ફુવાનો સાળો મેટ્રીકની પરીક્ષામાં ત્રીજી વખત બેઠો હતો. એમનાં મીસીસનો સ્વભાવ જરા પહેલેથીજ આકરો હતો. સંયુક્ત કુટુંબમાં રહ્યાં એટલે પહેરવા ઓઢવાનો શોખ જ્યાં, તે મુરાદ બર આવતી નહીં. ભાઇ પાસ થાય તો અમુક અમુક ઘરેણી આપવાનું વચન લીધું હતું.

વક્તૃત્વશક્તિ માટે મીસીસ આખા ગામમાં પ્રસિદ્ધ હતાં એટલે કોઇ પણ જાતના. વિવાદ માટે એમને પહેલેથી તૈયારી કરવી પડતીજ નહીં. મહાસભાના વ્યાખ્યાનપીઠ ઉપરથી "હૃદયનું બુલબુલ" જાણે સ્ત્રીઓના સમાન હક્કનો ઠરાવ મનાતી હોય તેમ શેરીના ઓટલા ઉપર લાંબા હાથ કરી, હાથમાં લીધેલી વાત બુલંદ અવાજે દસાવતાં સૌ કોઇએ એમને જોયાંજ હશે.

આખરે પરીક્ષાના પરિણામનો દિવસ આવ્યો. ત્રણ, ચાર, પાંચ ને ૭ વાગ્યા તોએ તારવાળાએ બુમ મારી નહીં. ભાઇના પેટમાં પથરો પડ્યો હોય તેમ ધબ્બ થયું. બધું તે બધું પણ પેલીનું ભાષણ શરુ થશે એ કેમ સહેવાશે? એ વિચારે તે મુંઝાઇ ગયા. તેમણે મેડીમાં જઇ આંટા મારવા માંડ્યા તથા કેવી રીતે બચવું તે વીશે બુદ્ધિને કસવા માંડી. એટલામાં પત્નીનાં પગલાંના પડઘા કાન ઉપર અથડાયા; તેની સાથેજ ઉપાય સુઝ્યો.

એકદમ જનોઇ કાઢી ગળે વીંટ્યું, અને બે છેડા બે હાથ વડે ઝાલી રાખી તૈયાર થઇ રહ્યા. પત્નીનો પગ ઉમરામાં પડ્યોને એમણે દયામણી ચીસ પાડીઃ "મરું છું મરું છું."

પોતાનું સૌભાગ્ય નષ્ટ થતું જોઇ પત્ની એકદમ દોડી, પતિના બે હાથ પકડી લીધા અને જનોઇ છોડાવી, શોના શોના કરવા લાગી. અલબત, પોતાનો રોષ ઉતરી ગયો. માંગવું તો ક્યાંયે રહ્યું. તે બેબાકળી થઇ ગઇ, અને આખરે ગમે તેવું તોએ સ્ત્રી–હૃદય પતિ પાસે પોતાના સ્વભાવ માટે ક્ષમા યાચવા લાગ્યું, અને પતિને ધીરજ દેવા લાગ્યું.

૩

મુરલીધર શેઠને બડાશો મારવાની ટેવ નહોતી. તે કદી બતલાવતા નહીં પણ કરી બતલાવતા. શેઠનો વેપાર યથાયોગ્ય ચાલે એટલે નાણાંની લેવડદેવડ પણ થતી. એક દિવસ શેઠને ત્યાં દરબાર સાહેબ નરેશથી ખસ મ હજાર રપીઆ એમનો કારભારી અહમદ મુકી ગયો. વાણીઆએ ચોપડામાં ખતું પાડી આપી પહોંચ લખી આપી.

મિથ્યા–અસત્ છે.''

નાતની પંગતમાં દૂર બેઠેલા, ને જમવામાં રોકાયલા દરબાર સાહેબના કારભારીથી ઉંવટના શબ્દો માત્ર સંભળાયાઃ—''વ્યવહાર–લેવડદેવડ મિથ્યા–ફોક છે.'' એવુંએવું એને કાને પડયું. અચાનક હાથની આંગળીઓ મોમાં પેસી ગઇ. પેટમાં ફાળ પડી–એ મુંઝાયા.

ગઇ કાલેજ અનામત મુકેલાં નાણાં મિથ્યા થયાં સાંભળી કારભારી બેભાન થયા.

૪

હું અનોપરામ તરવાડીને ત્યાં 'વીઝીટ' પર ગયો ત્યારે એ ઉઘાડે શરીરે રેવાબેનની પથારી આગળ બેઠાબેઠા જનોઇને છેડે બાંધેલા સોયાથી દાંત ખોતરતા હતા. પાસે બકુ રમતો હતો. બાર વર્ષની નાની નંદને ઘરનું બધું કામ ઉપાડી લીધું હતું. મેં રેવાબેનને તપાસી 'પ્રીસ્ક્રીપ્શન' લખી આપ્યું.

માંદગીના ઘરની અવ્યવસ્થા તો જાણો છોજને? નંદને દવાની શીશી માટે આખા ઘરમાં શોધખોળ કરી મુકી પણ એકે શીશી હાથ લાગી નહીં. એવામાં વળી મને એક છીંક થઇ. અપશુકન થયા ગણી અનોપરામે જનોઇ વળી નાકમાં ઘાલી હલાવ્યું ને બીજી છીંક આવી.

આખરે અનોપરામે માળીઓમાંથી જાતે જઇ એક શીશી ખોળી આપી. તે શીશીનો બુચ વળી અંદર ઉતરી ગયો હતો. અનોપરામ ઘડીભર જોઇ રહ્યા. મુશીબતને ઓળંગના ઉપાય તેમ તેમણે તરત જનોઇનો ગાળ કરી તેને શીશીના મોમાં નાંખ્યું અને ગાળમાં બુચ પકડી તરત બેગી કાઢયો. હું જોઇ રહ્યો. જો પ્રામાણ્ય પત્રો કરી શકે તે અનોપરામના જનોઇએ કરી દેખાડયું.

કામ પતી ગએલું જોઇ હું ઉઠયો. અનોપરામે તરત જનોઇને બીજે છેડે બાંધેલા કુંચીઓના વડે તીજોરી ખોલી મારા હાથમાં 'વીઝીટ' ફી મુકી. હું વીદાય થયો.

પગથીઆં ઉતરતો હતો ત્યાં અમારા ગોરનો ભત્રીજો ઉઘાડોઉઘાડો દોડતો આવતો મેં જોયો. તેની આંખમાં આંસુ હતાં. હું ખમચ્યો; પણ પાસે આવતાં વસ્તુસ્થિતિ સમજાઇ. તેના અંગુઠાના મૂળ ઉપર સખત જનોઇ વીંટેલું હતું અને ટેરવું લાલલાલ થઇ ગયલું હતું. તેણે ડુસકાં ખાતાં કહ્યું: ''ડાક્ટર સાહેબ, વીંછી કરડયો છે.''

એને જોઇ અંગુઠે જનોઇ વીંટાળી સાપ ઉતરાવવા આવતો રત્નાવલી નાટિકામાંનો વિદૂષક મને યાદ આવ્યો.

વીંછી ને સાપની દવા હું મફત આપતો હોવાથી તેને મારે દવાખાને લઇ ગયો અને દવા ચોપડી. જનોઇ સખત વીંટેલું હોવાથી તેને વીંછી ચઢયો નહોતો.

૫

મારે એક બીજો મિત્ર છે. એને ત્યાં હું કે અગત્યના કામપ્રસંગે મળવાને ગયો. તો તે ઢીંચણ ઉઘાડા રહે એટલી ધોતી પહેરી, હાથમાં પાણીથી ભરેલું ટમલર ઝાલી, તથા જમણા કાને જનોઇ ભેરવી ગામ બહારના પ્રદેશમાં જતો સામો મળ્યો. તેની ચોટલી પાછળ હવામાં ઉડતી હતી. ને બીગારો [illegible] માં હતો એટલે હું તેની ઓરડીમાં આરામ ખુરશી પર તેની વાટ જોતો બેઠો.

મારી બુદ્ધિમાં કોણ જાણે કેમ, સુંદર પ્રભાતને સીધે સ્ફુર્તિ આવી. કુદરતનું વર્ણન મને સાંભરી આવ્યું. મેં ગણગણવા માંડ્યું:—

દીસત જેમન મંગલકારી રે
મનુજના પતિતપતિતકારી રે.

વિચાર કર્યો પણ મિત્રધર્મ ને પત્નીપ્રેમ મને આવો વિચાર સરખોએ ક્ષાણવા માટે ઠપકો દેતાં. પણ હવે મારાથી વધારે વાર ચોભાતું નથી. રમેશ! ખરું કહે. [રમેશ નિરુત્તર રહે છે. પ્રોફેસર કડવાશથી] ઘણી વાર શંકાશીલ સ્થિતિમાં એક જાતનું આશ્વાસન રહેલું હોય છે, પણ એમાં જંપ નથી વળતો. [થોડી વારે રમેશના ઉત્તરની રાહ જોઈને] ત્યારે મારે એમ સમજવું કે મારું અનુમાન ખરું છે?

રમેશ

[આટલી વારમાં થોડીક સ્વસ્થતા એકઠી કરે છે] હું હા કે ના કંઈ જ પાડતો નથી.

નંદનપ્રસાદ [તપી જઈને]

એટલે એમજને કે મારું અનુમાન અનુમાન નથી પણ સત્ય છે? મેં તને મિત્ર તરીકે ઘરમાં આણ્યો અને વિશ્વાસ રાખ્યો તેનું આ ફળ?

રમેશ

પ્રોફેસર! શાંત થાઓ. તમે મને નકામા અન્યાય કરોછો. મેં એવું કંઈ કર્યું નથી કે મિત્રદ્રોહનું પાતક મને લાગે.

નંદનપ્રસાદ

[રોગી માણસ ડાક્ટરને પુછે તેટલી આતુરતાથી] ખરેખર! ત્યારે તમારા બંને વચ્ચે કંઈ નથી?

રમેશ

પ્રોફેસર! તમે માલતીબહેનના પતિ નહીં હોત તો મારે તમને ભાષા કેમ વાપરવી તે શીખવવું પડત. પણ એટલા ઉતાવળા નહીં થાઓ. આ વાત નીકળી છે ત્યારે તો હું પણ તમારી સાથે ખુલ્લી રીતે એક વાર વાત કરવાનું પસંદ કરું છું. પ્રોફેસર! હું માલતીબહેનને–તમારી પત્નીને–ચાહું છું.

નંદનપ્રસાદ

હું! તેને ચાહે છે? ને મારા મુખે એમ કહેવાની હીંમત કરે છે?

રમેશ

હા. પ્રોફેસર! તમને ખબર નહીં હોય કે બાલપણમાં અમે બંને એકજ ગામમાં ઉછરીને મોટાં થયાં હતાં. [પ્રોફેસરની આંખમાં ઉંડો ભય દેખાય છે] તમે તો પરણીને એના માલીક થયા પણ મારા અંતરની માલીક તો એ કેટલાએ વર્ષો થયાં સ્થપાઈ છે. અમે એક બીજાને પુરાં ઓળખતાં નહીં [પ્રોફેસરની આંખમાં એક પ્રકારની નીરાંત અને મૃદુતાનો ભાસ આ શબ્દો સાંભળતાં થાય છે.] પણ મેં એને જોઈ ત્યારથીજ એને જીવનજ્યોતિ ગણી છે, અને એ જ્યોતિને આધારે હું દોરાયો છું. એને લાયક થવા મેં વિદેશમાં વર્ષો ગાળ્યાં. એને જોઈ શકાય તેટલા માટે હું મારી શક્તિઓનાં બીજી દિશાઓનાં આમંત્રણો પાછાં વાળી પંતુજી થયો. તમે એમ કહેશો કે મેં એને ચહાવામાં પાપ કર્યું?

નંદનપ્રસાદ

[દબાતા અવાજે] ને તે?

રમેશ

તે તો દેવી છે. બાલપણમાં હું એને મન વસ્યો હતો પણ હવે તો એ મારો વિચાર સરખોએ કરવાની ના પાડે છે. [તિરસ્કારથી] તમે એને મન પતિ છો. એનું ઉજળું હૈયું ચીરાઈ જાય તોપે એ તમારી ભક્તિમાંથી ચળવાની નથી.

નંદનપ્રસાદ [દયાથી]

ઓ પ્રભુ!

રમેશ [કડવાશથી]

તમે હરખાઓ છો તમારા સ્વાર્થી હૃદયમાં તમને એ આત્માઓને કચરી નાખતા સંકોચ નથી થતો. શાનો થાય? તમારે મન તો એ પરણીને આણેલી પત્ની છે ગર્વભેર દેખાડાય એવું એ સુંદર પ્રાણી છે તમારી પ્રતિષ્ઠા અને સગવડનું એ એક પરમ સાધન છે. તમારે એને માટે જરીક ભોગ પણ આપવો પડયો નથી કે તમને એની કીંમત ની ખબર હોય એના એક વાળને ખાતર મારો પ્રાણ પાથરવા હું તૈયાર છું તમને 'એને હું ચાહું છું' એમ કહેવા સુદ્ધાંનો હક નહીં.

નંદનપ્રસાદ

[એકદમ સ્વસ્થ થઈને] પ્રોફેસર રમેશ! તમે હમણાં માંદગીમાંથી ઉઠયા છો એટલે તમારું ચિત્ત હમણાં ઠેકાણે નથી પણ તમારે ધ્યાનમાં રાખવું જોઈએ કે બીજાની પત્ની માટે આ રીતે વાત કરવી તમને શોભતી નથી પ્રોફેસર નંદનપ્રસાદની પત્ની-ની સંગતિ માટે આપ કાંઈ પુરવાર કરવાની આ રીત નથી.

> રમેશની આંખમાંથી અગ્નિ ઝરે છે એ કંઈ કહેવા જાય છે તેટલામાં નીચે ગાડીનો ખડખડાટ સંભળાય છે રમેશ એકદમ શાંત થવાનો પ્રયત્ન કરે છે બંને પરસ્પર અર્થસૂચક દૃષ્ટિપાત કરે છે
>
> થોડીવારે માલતી પ્રવેશ કરે છે એના હાથમાં નાની હેંડબેગ ને ખભામાં ગરમ શાલ છે. મુસાફરીના ચિન્હો એના શરીર પર સ્પષ્ટ દેખાય છે પણ એનું મુખ વધારે સુરખીદાર ને ખીલેલું લાગે છે. એક સુંદર ચિત્ર જેવી એ દ્વાર આગળ જરા વાર ઉભી રહે છે, અને હસતી હસતી અંદર આવે છે

માલતી

પ્રોફેસર! આજે પણ ફુરસદ નહીં મળીને? મેં ધાર્યું જ કે તમારા ઈતિહાસ તમને રજા નહીં આપે [રમેશને જુએ છે] કોણ રમેશ! તમે અહીંઆ છો કે? મારી ગાડીમાં તો તમારી વાટ જોયા કરતી હતી [તેની પાસે જાય છે] પણ તમે આવા ફીકા કેમ? માંદા હતા? આ શું? આંખમાં તો કુવા પડ્યા છે, અને મોના હાડકાં બહાર નીકળી આવ્યા છે.

રમેશ [ધીમેથી]

હા બહેન મારી તબીઅત જરા ઠીક ન હતી

માલતી

ઓ પ્રોફેસર! જુઓ તો ખરા આ તદ્દન ડોસાની માફક બોલે છે તો. [પ્રોફેસર પાસે જાય છે] પણ તમે આવા મુંગા કેમ થઈ ગયા? હું આવી ત્યારના નથી કંઈ ખબર પુછતા કે નથી કંઈ વાત કરતા

નંદનપ્રસાદ

તું મને બોલવાનો વખત આપે ત્યારેને. [જરાક કૃત્રિમ રીતે] કેમ, બધા ત્યાં આનંદમાં છેને? માર્ગમાં કંઈ હરકત તો નહોતી પડીને!

માલતી

હા. ને મોટાભાઈને તો તમે આ વખતે એક વાર પણ આવી ન ગયા તે માટે રીસ ચઢી છે. [જરા લાડથી] ને પ્રોફેસર! આ વખતે તો તમે મને કાગળો પણ બહુ થોડા લખ્યા છે.

> રમેશ અદેખાઈથી પ્રોફેસર સામે જુએ છે

નંદનપ્રસાદ

મારાથી અવાયુંજ નહીં, પણ આ વખત તને ભાઇનું ઘર ઘણું સહ્યું લાગે છે.

રમેશ

[વધારે વાર બેસાતું નથી એટલે] માલતીબ્હેન! હું રજા લઉં? પ્રોફેસર! સાહેબજી.

બારણા સુધી જાય છે પણ ચક્કર આવે છે એટલે બારણું પકડી ત્યાંને ત્યાંજ ઉભો રહે છે. માલતી તે જુએ છે, અને રમેશને મદદ આપવા દોડે છે. તેનો હાથ પકડી તેને સોફા પાસે લઈ આવે છે ને આંખો દાબે છે.

માલતી

પ્રોફેસર! જરા કોલનવૉટર મંગાવો તો.

પ્રોફેસર માલતીને કોલનવૉટર લાવી આપે છે. માલતી રૂમાલ પર થોડુંક છાંટી રમેશના નાક આગળ ધરે છે, ને બીજો હાથ રમેશના માથા પર મુકે છે. રમેશ અજાણ્યે માલતીના હાથ હાથમાં લઈ દાબે છે. માલતી સ્વસ્થ દેખાય છે. પ્રોફેસરના ગંભીર મુખ પરના ભાવો સમજાતા નથી. રમેશ થોડી વારે આંખ ઉઘાડે છે.

માલતી [કાળજીવાળા સ્વરે]

રમેશ! કેમ છે હવે?

રમેશ

[નબળાઈથી શરમાતો હોય તેમ] એ તો સ્હેજ નબળાઇ હતી. હવે કંઈજ નથી. ચાલો, હવે ઘેર જાઉં?

માલતી

ના. તમારાથી હમણાં નહીં જવાય. હું તમારે ઘેર કહાવી મોકલું છું કે તમારાથી આજે નહીં અવાય.

રમેશ

અરે! પણ—

માલતી

એ પણ બણ કંઈ નહીં. હું કહાવી દઉં છું ને કપડાં બદલીને આવું છું.

માલતી જાય છે. પ્રોફેસર ને રમેશ એકલા પડે છે. બંને એકબીજાની સામે થોડી વાર જોઇ રહે છે. પ્રોફેસર બંને હાથ પર માથું ટેકવી ટેબલ આગળ બેસે છે. રમેશ સહેજ ધ્રુજતો ઉઠીને ઉભો થાય છે.

રમેશ

પ્રોફેસર! તમે જાણો છો કે મારાથી તમારા ઘરમાં વધારે વાર રહેવાય તેમ નથી. તમે માલતી—[જરા અચકે છે] બહેનને કહી દેજો કે મારે અગત્યનું કામ હોવાથી હું રોકાઇ શક્યો નથી.

પ્રોફેસર કંઈ બોલ્યા વિના તેની તેજ સ્થિતિમાં બેસી રહે છે. રમેશ બારણા સુધી જાય છે.

નંદનપ્રસાદ

રમેશ! [તેનો અવાજ લાગણીથી ધ્રુજે છે. રમેશ એક પલ વિસ્મિત થઇ ઉભો રહે છે.] રમેશ! એક પલ પાછો આવ, ને મને સાંભળી લે. તેં કહ્યું તે ખરું હતું. તમે બંને એકબીજાને માટે સરજાયાં છો. બે આત્માઓને કચરી નાખવાનો મને શો હક છે?

તું કહે છે તેમ મેં એને માટે કંઈ કર્યું નથી. મારા ગંભીર સ્વભાવમાં એના કોડ કોઇ દિવસ સફળતા જોઇ નથી. અમારા વચનો ક્રૂર એના જેવી કોમલ બાળાને કેમ ભડકાવતો હશે તેનો હવે મને ખ્યાલ આવે છે. તું કહે છે તે ખરું છે. તે મારા માટે નથી સરજાઇ. [રમેશ આભો બની પ્રોફેસર સામે જોઇ રહે છે. પ્રોફેસરના ગંભીર મુખ પર તીવ્ર દુઃખની છાયા

માપની દોરી તો હું ભુલી ગયો. (વિચાર કરીને) ઠીક, કંઈ ફીકર નહીં, આપણી જનોઈજ તે દોરી કરીશું. જનોઈ તો બ્રાહ્મણને એક ઘણીજ ઉપયોગી ચીજ છે. તેમાંએ મારા જેવાને વાસ્તે તો કહેવુંજ શું?

એનાથી માપ ખણવા તણું તો કઢાય,
એનાથી ભૂષણ સુખેથી વહી જવાય;
એનાથી બંધકળ બારણું ઊઘડાય,
સર્પાદિદંશ તણી બંધન દોરી થાય.

માપી કરીને કામ શરુ કરું. (તેમ કરી જોઈને) આ ખાતરમાં એકજ પથ્થર કાઢી લેવાનું કામ છે. હાય હાયરે! મને સાપ કરડ્યો. (આંગળીએ જનોઈ બાંધી દે છે અને ઝેર ચઢ્યું હોય તેમ કરે છે). હવે હું ભાનમાં આવ્યો. (બાકું પાડી જોઈને) અરે! દીવો બળે છે......

પછી ચારુદત્ત અને વિદૂષક સુતેલા છે ત્યાં વિદૂષકને ચોર આવ્યાનું સ્વપ્નું આવતાં તે પોતાની પાસે રહેલી દાગીનાની પોટલી ચારુદત્તને આપવા જાય છે, પણ ચારુદત્ત ભર ઉંઘમાં હોવાથી શર્વિલક પોતે ચારુદત્ત તરીકે તે પોટલી તેના હાથમાંથી લઈ લે છે અને એ પ્રમાણે ચોરી કરી તે મદનિકાને છોડાવવા માટે વસંતસેનાના ઘર તરફ જવાનો વિચાર કરી ત્યાંથી ચાલ્યો જાય છે. એ પ્રસંગ ભજવાયો.

—પડદો પડ્યો ને હું વિચારમાં ગરકાવ થઈ ગયો.



તે બોલી ઉઠયા: "અરરર !! આઠ પગનું પ્રાણી મારે તેનું બહુજ મોટું પાપ છે."

# કુદરતનાં બાલુડાં

રચનાર
બ. લલિત,
મધ્ય, માહિત્યમ મ.

---

"કામણ દીસે રે અલબેલા તારી આંખમાં રે"
—એ રાહગીતની ધુનમાં—

જોને કેવાં મ્હાલે કુદરતનાં એ બાલુડાં રે!
વિવિધ ઋતુઓ સદૈવ સુંદર
એનાં ગાણાં ગાય નિરંતર—
છાનાં છુપાઈ નિકુંજ અંતર—
ખેલુડાં રે! જોને

પ્રાણુરમણી અમી કંઈ સીંચે
પ્રણયરમણ એ દૈવે દીધે
જોરાતાં લોચનીઆં વીંચે—
કાલુડાં રે! જોને

મધુ-જવાથલ ઉજળીલાં—
જોકે ન કાં મ્હાલે રસીલાં?
કોઈક લાડ ભરે દીલ વ્હીલાં—
વ્હાલુડાં રે! જોને.



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી ... | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | ... રાજમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદો ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી: * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શોભ ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | ... તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દંમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# પ્રકરણ ૨૫ મું

## જેમાં કાક જુદે રૂપે પ્રકાશે છે

થોડી વારે તેઓ ઉજડ પ્રદેશમાં આવી લાગ્યા. અહીંઆં ચોકીઓ પણ દૂર-દૂર હતી ને ગામડાં પણ નાનાં ને આઘેઆઘે હતાં. તેમ અને સૈન્યની છાવણીઓથી પણ આ જગ્યા ઘણી દૂર હતી.

રાજાનું શૌર્ય જાગ્યું હતું. સવારના ઉન્માદક પવને તેનામાં અપાર ઉત્સાહ આણ્યો હતો. ને કાક પરનું ઝનુન ધીમેધીમે વીરતાના ઝનુનમાં પલટાતું હતું.

એક ચોકી આવી, પણ તે તદ્દન નિર્જન દેખાતી હતી. બધા ચકિત થયા. તે સમાલીને ચોકીની ચારે પાસ ફર્યા. એક તરફ એક ચોકીદાર મરેલો પડેલો હતો.

"જગદેવ! દુસ્મનો આવી ગયા લાગે છે."

"હા, બાપુ!"

"ઉભો રહે તપાસ કરું" કહી રાજા ઘોડા પરથી ઉતર્યા. જગદેવના હાથમાં તો કેદી કાકના ઘોડાની લગામ હતી એટલે રાજાના હુકમ વગર તેનાથી તે છોડાય એમ ન હતી.

"ખેમા! બાપુની આગળ જા." કાકે તરત રાજાનાં રક્ષણ માટે હુકમ કર્યો.

ખેમો ઉતર્યો ને આગળ ગયો, ને ચોકીનું બારણું ઉઘાડયું. ખેમો પહેલાં અંદર ગયો ને કહ્યું:

"અનદાતા! ત્રણ જણ મરેલા પડયા છે.

"જોઇએ" કહી રાજા અંદર પેઠા.

ત્રણ જણ ત્યાં પડયા હતા. એ મરેલા તા ને એકને થાંભલા સાથે બાંધેલો હતો.

"જય સોમનાથ" તેમને જોઇ બંધાએલા સૈનિકે કહ્યું.

"જય સોમનાથ!" મહારાજે કહ્યું. "ખેમા! આના બંધ છોડ. અલ્યા શું થયું?"

"બાપુ!" પુછનારની પદવી કંઇ મોટી લાગવાથી સૈનિકે કહ્યું; "સોરઠીઓ દંડનાયક મહારાજની ઘોડી ચોરી ગયા."

"પરશુરામની ઘોડી?" રાજાએ પુછ્યું.

પરશુરામની કાળી ઘોડી આખા સોરઠમાં વિખ્યાત હતી, અને તે જાનવરને પ્રતાપે દંડનાયક દુર્જય હતો એમ સૈનિકોમાં વહેમ હતો.

"હા, બાપુ!" સૈનિકે કહ્યું.

"ક્યારે લઇ ગયા?"

"ઘડીએક થઇ હશે."

"ક્યાં ગયા?"

"આ બાજુ પર."

"તું તારા બીજા ચોકીદાર જીવે છે કે નહીં તે તપાસ." રાજાએ ચોકીદારને કહ્યું; "અમે ઘોડી પકડી લાવીએ. ચાલ ખેમા" કહી રાજા બહાર આવ્યા. તેના મોં પર તેજ પ્રસર્યું હતું.

"જગદેવ! સોરઠીઓ પરશુરામની ઘોડી ચોરી ગયા."

"કાળી ઘોડી?"

"હા. હમણાંજ અહીંઆંથી ગયા. ચાલો પકડી પાડીએ."

"પણ બાપુ! મહેલે પાછા જતાં મોડું થશે."

"વાંધો નહીં." રાજાએ કહ્યું.

"મહારાજ!" કાકે પુછ્યું: "કેટલાં માણસ છે?"

"કેમ બીક લાગે છે?" રાજાએ તિરસ્કારથી કહ્યું.

"પાટણના ધણીને આવું નકામું સાહસ શોભે નહીં. મને રજા આપો તો હું જાઉં."

"નાસી જવું છે?" રાજાએ ટાણો માર્યો.

"મહારાજ!" કાકે સખ્તાઈથી કહ્યું; "કાક નાસી જશે ત્યારે ધરણી રસાતલ જશે."

રાજાએ જવાબ દીધો નહીં ને ઘોડાને એડ મારી. ચારે જણ દોડતે ઘોડે આગળ વધ્યા. હવે ચોકીઓ વચ્ચેના નધણીઆતા પ્રદેશમાંથી તેઓ ઝપાટાબંધ ચાલ્યા. રસ્તો ઉજ્જડ હતો પણ આગળ ગયલા માણસોનાં પગલાં જોઈ તેઓ રસ્તો શોધી કાઢતા.

વચ્ચે રસ્તો જરા ઉંચાણ પરથી જતો હતો ત્યાં તેઓ ઉભા રહ્યા. ટેકરાની નીચે એક નાનું પણ ઉજ્જડ દીસતું ગામડું હતું; ને ત્યાં આગળથી એક રસ્તો જુનાગઢ તરફ જતો. આ ટેકરાની પાસે એક બીજી નાની ટેકરી હતી અને તેના પર પથ્થરની ભીંતની એક માળવાળી ચોકી હતી.

"બાપુ! આ પેલા વડ નીચે માણસો બેઠા છે તેજ ઘોડીના ચોર હશે." જગદેવે કહ્યું.

"પંદરેક લાગે છે." રાજાએ કહ્યું.

"એમને પુરા કરતાં વાર નહીં લાગે" પરમારે મુછ પર તાલ દઇ જવાબ દીધો.

રાજાએ કાક તરફ નજર કરી. તે મુગે મોઢે બધો ખેલ જોતો હતો. તેને છોડવાનું મન રાજાને થયું પણ હજુ તેનો ગુસ્સો શમ્યો નહોતો, ને તેના અભિમાને સહેલા ઘા રૂઝાયા નહોતા.

"અન્નદાતા!" કહી ખેમાએ તેઓ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તા તરફ આંગળી દેખાડી. ત્યાંથી ચાળીસ સોરઠી ઘોડેસ્વાર આવતા હતા.

"મરી ગયા" રાજાએ કહ્યું ને તેનું મુખ ફીક્કું પડ્યું. "હવે?"

"બાપુ! ચાલો જતા રહીએ." જગદેવને પણ સ્થિતિના ગાંભીર્યનું ભાન થયું.

"છુટકો નથી." રાજાએ કહ્યું અને જે રસ્તો જુનાગઢ તરફ જતો હતો તે તરફ ઘોડાનું મોઢું ફેરવ્યું. જગદેવે પણ તેમ કર્યું.

વીજળીની ઝડપથી કાકે ખેમા તરફ એક નજર નાંખી. ચતુર ખેમો સમજ્યો ને કટાર કાઢી એક ઝપાટે કાકના બંધ કાપી નાખ્યા. કાકના હાથ છુટ્યા—તેનો ઘોડો એકદમ ઝાડ થઇ ગયો—બેફામ પરમારના હાથમાંથી લગામ સરી ગઇ. એક કુદકે કાકનો ઘોડો બધાની આગળ ગયો, ફર્યો ને યમરાજ સમો કાક નાગી તરવાર આડી રાખી ઉભો રહ્યો.

"મહારાજ! આ રસ્તે નથી જવું."

જયસિંહદેવ ફીક્કા પડ્યા. જગદેવે તરવારની મુઠ પર હાથ મુક્યો. કાકના અંગરૂપ જગદેવ તરવાર ખેંચે તે પહેલાં ખેમાએ તેનો હાથ ભાંગવા ડાંગ અદ્ધી ઉગામી.

"પરમાર! ખબરદાર તરવાર કાઢી તો, નહીં તો તમારા હાથ ભાંગવા પડશે."

"ચંડાલ! દ્રોહી—!" ગુસ્સામાં ને દીમતથી ઉકળતું જોઇ જગદેવે કહ્યું. તેના હોઠ ભીડાયા. તેની આંખમાંથી તણખા ખર્યા. તેનો હાથ તરવાર પર ગયો.

"બાપુ," કાકે જરા નમ્રતાથી કહ્યું, "આ વખત લાંબી વાત કરવાનો નથી. તમે એક પછી બીજી ભુલ કરતા આવ્યા છો. જુઓ!" કહી કાકે પેલા સોરઠી સૈનિકો આવતા હતા તે તરફ આંગળી કરી.

ને બધા હથીઆર ઉંચાં કરી હાંકોટા કરતા આગળ ધસતા હતા.

"જુઓ મહારાજ! તમને એ લોકોએ ઓળખ્યા. તમારા ઘોડાની ખરીઓ તો જુઓ. અંધારી રાતે પરખાય એવી છે. પાટણનું સત્યાનાશ વાળવા બેઠું છે." કહી કાકે રાજાના ઘોડાની સોનેરી ખરીઓ તરફ આંગળી કરી.

માલતી

કેમ બોલતા નથી? આજે તો રવિવાર. શું કરીશું આજે?

નંદનપ્રસાદ

પ્રોફેસર રમેશ અને ધીરુભાઇ આજ જમવા આવવાના છે.

માલતી

રવિવાર પણ નીરાંતે ન ગળાય. પ્રોફેસર! આજે તો આપણે સરોવર પર ફરવા જતે.

નંદનપ્રસાદ

હશે. આવતા રવિવારે.

માલતી

તમને ફુરસદજ ક્યાં હોય છે?

થોડી વાર બને મુંગામુંગા પોતપોતાનુ કાર્ય કરે છે થોડી વારે પો. નંદનપ્રસાદ છાપાની ઘડી વાળી ટેબલ પર મુકે છે અને ઉઠતાં ઉઠતા—

નંદનપ્રસાદ

માલતી! તને નહીં ગમ્યું ખરું?

માલતી

ના. એમ નહીં. પણ મને કોઇ વાર ગુસ્સે થવાનું મન થાય છે. કાં તો તમારો ઇતિહાસ ને કાં તો તમારા મિત્રો. (વાત ફેરવે છે) પણ ધીરુભાઈ તો કાલે મુંબાઇ જવાના હતાને?

નંદનપ્રસાદ

નથી ગયા. પણ માલતી! એક વાત પુછું. તને રમેશ કેવો લાગે છે?

માલતી

કેવો પ્રશ્ન! માણસ જેવો વળી.

નંદનપ્રસાદ

મને તો એ જરાક વિચિત્ર લાગે છે.

માલતી

ખરેખર!

નંદનપ્રસાદ

હા. એ બધામાં ભળે છે છતાં બધાથી જુદો હોય એમ દેખાઇ આવે છે. એનામાં આકર્ષણ ઘણું છે પણ કોણ જાણે કેમ એનાથી સાવધ રહેવાનું મન થાય છે. પણ તારી જોડે તો એને ઠીક બને છે નહીં?

માલતી

નારે ના. કોઇકોઇ વખત કેટલાક નવા રાગના સુર બતાવી જાય છે. તમે વાંચતા હો છો ને ગમતું નથી ત્યારે ઠીક વખત જાય છે.

નંદનપ્રસાદ

અરે હા! ઠીક યાદ કરાવ્યું. હજુ તો મારે કેટલું વાંચવું છે. ઇતિહાસ લખવા માંડયો છે તેની અડધી સામગ્રી તો હજુ જોવાની છે. અને આજે તો બધાં જમવા આવવાનાં છે એટલે વહેલાં ઉઠવું પડશે. વખત થઈ જાય તો ઉઠાડજે હં.

જવા માંડે છે. પણ ઉમરા સુધી જઈને ઉભા રહે છે.

વહાલી!

માલતી

હં કેમ?

નંદનપ્રસાદ

ના કું નહીં.

કહી જવા માંડે છે, પણ થોડે જઇ ઉભા રહે છે.

આજે વાંચવાનું માંડી વાળું?

માલતી (હસીને)

મારી દયા આવી ખરી. પણ અત્યારે નહીં વાંચો તો રાત્રે જાગશો. જાઓ, જાઓ, હું તો અમસ્તીજ ફરીઆદ કરતી હતી.

પ્રોફેસર જરા કટાણું મુખ કરે છે. માલતી હસતાંહસતાં તેમના તરફ મુઠીઓ ઉગામે છે. પ્રોફેસર જાય છે. માલતીથી એક ધીમો નિઃશ્વાસ દબાવાતો નથી.

એટલો પ્રેમ તો રાખે. એમને દૃષ્ટિ ઉંચી કરવાની ફુરસદજ કયાં છે? તમારા કરતાં પેલાં નિર્જીવ થોથાં પર એમનો પ્રેમ વધારે લાગે છે. શું નસીબ છે? અરણ્યમાં પુષ્પો કરમાઇ જાય છે પણ એમને કોઇ જોનાર નથી. પુષ્પની શોધમાં કોઇ ઘેલો ભટકી મરે પણ એને પુષ્પ જડતું નથી.

માલતી

રમેશ! રમેશ! આજ તમારું માથું ઠેકાણે નથી લાગતું. ઘેર જાઓ.

રમેશ

માલતી! મને બોલતો અટકાવશો નહીં. આજે કેટલાએ દિવસથી મારું અંતર મુંગળાઇ જાય છે. સાંભળ્યા પછી તમે મને કાઢી મુકશો એ મને ખબર છે, પણ મારાથી બોલ્યા વિના રહેવાતું નથી......

કેટલાંએ વર્ષો પહેલાં એક બાલક હતો. તે માબાપનો લાડકો ને બહુ તરંગી હતો. એના ગામમાં એક બાલા વસતી. એની કીકીઓ હસતી ને આંખોમાં તોફાન ઉભરાતું. બાલાને મન એ બાલકનો હીસાબ ન હતો, પણ બાલકને મન તો એ બાલા કોઇ દેવી સમી લાગતી. બાલક એને દૂરથી જોતો અને પૂજતો. એણે સંકલ્પ કર્યો કે કોઇક દહાડો એ દેવીના ચરણ પાસે બેસવાને એ જરુર લાયક થશે.

માલતી

રમેશ!

રમેશ [સાંભળ્યા વિના]

એ સંકલ્પસિદ્ધિને અર્થે અને લાયકાત મેળવવા એની દેવીને છાનીછાની નીહાળી એ બાલક પરદેશ ગયો ને દરીઆપાર સીધાવ્યો. વર્ષો વીત્યાં ને એ બાલક મટી પુરુષ થયો તોએ એની દેવીને એ ભુલ્યો નહીં. લાયકાત મેળવી એ આશાભર્યો પાછો આવ્યો. પણ તેટલામાં તો એની દેવી પરાઇ થઇ ગઇ હતી. એના અંતરની એક ઊર્મિ જાણ્યા વિના, એની વર્ષોની મહેનતની એક ઝાંખી રેખાએ જોયા વિના એ પરની થઇ હતી.

માલતી સ્તબ્ધ જેવી બેસી રહે છે.
રમેશ જરા શ્વાસ ખાઇ

થોડા દિવસ તો એનું ભાન એ ભુલી ગયો. માતપિતાનો એ એકનો એક આધાર હતો. મિત્રોનો તે માનીતો હતો. ચારે તરફથી એને વ્યવસાય સ્વીકારવાનો આગ્રહ થતો. છેવટે એ બાલપણની આશામૂર્તિને દૂરથી સુખી જોવાની એક ઝાંખી આશાએ એને વ્યવસાય સ્વીકારવાને પ્રેર્યો ને એ પ્રોફેસર થયો.

માલતી વિસ્મય અને ભયપૂર્વક જોઈ રહે છે. શું બોલવું ને શું કરવું તે તેને કે સુઝતું નથી.

એને જીંદગી પર ક્રોધ આવ્યો. એને સમાજ પર તિરસ્કાર આવ્યો. પણ તેથી કે એની બાલા મળે તેમ ન હતું.

માલતી

પ્રોફેસર રમેશ!

રમેશ

ઘણું મોડું થયું એમ કહેવાને. પણ મારી વાત પુરી કરી લેવા દો. ફરી વખત નહીં મળે.

ને બાલા વસતી તે નગરમાં તે વસવા આવ્યો. તેણે તેને જોઇ અને તેની ખ્યાતિ સાંભળી. ગંભીર પ્રોફેસરની તે પત્ની હતી. બહારથી તે સુખી અને સંતોષી દેખાતી, પણ એના કોડ કદી પુરાતા નહીં. ઘણા જણની તે વિશ્રામસ્થાન હતી. સમાજની તે શોભા

કદી ઝીલ્યાં ન હતાં. પણ અજાણ્યા પાછળ તલસવામાંજ જીવનની કરુણતા છે.

ઘોડીવાર આગળ બોલવું કે નહીં તેનો વિચાર કરતી હોય તેમ બોલતી બંધ પડે છે. થોડી વાર પછી

થોડા સમય પછી એ બાલક ક્યાંક અદ્રશ્ય થઇ ગયો. એના બાલક મનને એ અજાણ્યાને જોયા વિના કે ગમ્યું નહીં. પણ પૃથક્કરણ કરવા જેટલી એની શક્તિ ન હતી.

રમેશની આંખમાં આર્દ્રતા આવે છે. તે ઉન્માદમાં હોય તેમ માલતી તરફ જરા વાર જોઇ રહે છે

તે પછી એ બાલા મટી કન્યા થઇ, અને કન્યા થતાં પત્ની કરાઇ. એની અભિલાષાઓ નવી દુનીઆમાં સુકાવા માંડી. વિધિનું આપ્યું એણે સ્વીકારી લીધુ. એની અભિલાષાઓએ એ જીવનમાં સમાવાની ના પાડી, પણ એના સ્ત્રીજીવને એમાં આશ્વાસન શોધ્યું.

તેનો પતિ માણસ ન હતો પણ દેવ હતો. બાલાની સગવડોની એ સદા કાળજી રાખતો એને સદા બાલક સમ ગણી એની ફીકર રાખતો.

એનું વય પ્રૌઢ હતું તેમ એનો સ્નેહ પણ પ્રૌઢ હતો. બાલાનું હૃદય કૃતજ્ઞતાથી સદાએ એના તરફ નમતુ ને વડીલ ગણી એને પૂજતું. એની મહત્તાઓ જોઇ પોતાની અપૂર્ણતાઓથી શરમાઇ જતુ, ને ભક્તિભાવે એના તરફ આકર્ષાતું.

પણ એનું હૃદય બાલક અને નવા ભાવે ઉછળતું હતું. પ્રૌઢ વાત્સલ્યમાં એના હૃદયનો વેગ ભળતો નહીં. બાલક હૃદયને તો સમવયના સાથીની ઓથડીમાંજ ચેન પડી શકે.

રમેશનું મુખ કોઇ અગમ્ય ભાવે પ્રફુલ્લ થતું દેખાય છે.

રમેશ

માલતી!

માલતી [જોઇને જરાક શુષ્કતાથી]

ઉતાવળા નહીં થશો ને અન્યાય નહીં કરશો. ને રમેશ! ભુલીએ ન જશો કે ગમે તોએ તે આર્યસંસ્કારમાં ઉછરેલી બાલા હતી. દહાડેદહાડે તેણે પ્રયત્ન કર્યો ને તે ઠરી. તેણે અંતરમાં શાંતિ આણી ને બ્હાર શાંતિ પાથરી. કોઇ વાર [ચમકે છે] કોઇ વાર એનું હૃદય બંડ ઉઠાવે છે પણ સ્વસ્થતા સાચવવાનો એ સદા પ્રયત્ન કરે છે.

રમેશ [આતુરતાથી]

કોઇ દહાડોએ પેલા બાલકને એ બાલાના ચરણ પાસે આવવાનો અધિકાર મળશે ખરો?

માલતી

તેની નબળી પળમાં તમે એને લલચાવશો નહીં ને એના શાંત સંસારમાં...

પ્રોફેસર નંદનપ્રસાદ બારણા બહાર દેખાય છે. એમના એક હાથમાં પુસ્તક અને બીજા હાથમાં કાગળો છે. બંને સ્વસ્થ દેખાવાનો પ્રયત્ન કરે છે.

નંદનપ્રસાદ

પ્રોફેસર રમેશ! તમે હજુ અહીંઆં છો કે! [માલતીને] આજે ખુબ વગાડ્યું કે? ઠેઠ મારા અભ્યાસખંડ સુધી અવાજ આવતો હતો. મને પણ આજ તો નીચે આવવાનું મન થયું. પણ ઉઠાય એમ નહોતું.

રમેશ

[બીજું કે ન સુઝવાથી] તમારો ઇતિહાસ ક્યાં સુધી આવ્યો, પ્રોફેસર!

નંદનપ્રસાદ

હજુ તો શુંતેનો સમય પણ પુરો નથી થયો. મને હમણાંથી એમાં એવો રસ પડ્યો છે કે બીજું કે સુઝતુંજ નથી.

વિચાર કર્યો પણ મિત્રધર્મ ને પત્નીપ્રેમ મને આવો વિચાર સરખોએ સ્ફુરાણવા માટે ઠપકો દેતાં. પણ હવે મારાથી વધારે વાર થોભાતું નથી. રમેશ! ખરું કહે. [રમેશ નિરુત્તર રહે છે. પ્રોફેસર કડવાશથી] ઘણી વાર શંકાશીલ સ્થિતિમાં એક જાતનું આશ્વાસન રહેલું હોય છે, પણ એમાં જંપ નથી વળતો. [થોડી વારે રમેશના ઉત્તરની રાહ જોઇને] ત્યારે મારે એમ સમજવું કે મારું અનુમાન ખરું છે?

રમેશ

[આટલી વારમાં થોડીક સ્વસ્થતા એકઠી કરે છે] હુ હા કે ના કંઇ પાડતો નથી.

નંદનપ્રસાદ [તપી જઇને]

એટલે એમજને કે મારું અનુમાન અનુમાન નથી પણ સત્ય છે? મેં તને મિત્ર તરીકે ઘરમાં આણ્યો અને વિશ્વાસ રાખ્યો તેનું આ ફળ?

રમેશ

પ્રોફેસર! શાંત થાઓ. તમે મને નકામા અન્યાય કરોછો. મેં એવું કંઈ કર્યું નથી કે મિત્રદ્રોહનું પાતક મને લાગે.

નંદનપ્રસાદ

[રોગી માણસ ડાકટરને પુછે તેટલી આતુરતાથી] ખરેખર! ત્યારે તમારા બંને વચ્ચે કંઈ નથી?

રમેશ

પ્રોફેસર! તમે માલતીબહેનના પતિ નહીં હોત તો મારે તમને ભાષા કેમ વાપરવી તે શીખવવું પડત. પણ એટલા ઉતાવળા નહીં થાઓ. આ વાત નીકળી છે ત્યારે તો હું પણ તમારી સાથે ખુલ્લી રીતે એક વાર વાત કરવાનું પસંદ કરુંછું. પ્રોફેસર! હુ માલતીબહેનને–તમારી પત્નીને–ચાહું છું.

નંદનપ્રસાદ

તું! તેને ચાહે છે? ને મારા મુખે એમ કહેવાની હીંમત કરે છે?

રમેશ

હા. પ્રોફેસર! તમને ખબર નહીં હોય કે બાલપણમાં અમે બંને એકજ ગામમાં ઉછરીને મોટાં થયાં હતાં. [પ્રોફેસરની આંખમાં ઉંડો ભય દેખાય છે] તમે તો પરણીને એના માલીક થયા પણ મારા અંતરની માલીક તો એ કેટલાંએ વર્ષો થયાં સ્થપાઇ છે. અમે એક બીજાંને પુરાં ઓળખતાં નહીં [પ્રોફેસરની આંખમાં એક પ્રકારની નીરાંત અને મૃદુતાનો ભાસ આ શબ્દો સાંભળતાં થાય છે.] પણ મેં એને જોઇ ત્યારથીજ એને જીવનજ્યોતિ ગણી છે, અને એ જ્યોતને આધારે હું દોરાયો છું. એને લાયક થવા મેં વિદેશમાં વર્ષો ગાળ્યાં. એને જોઇ શકાય તેટલા માટે હું મારી શક્તિઓનાં બીજી દિશાઓનાં આમંત્રણો પાછાં વાળી પંતુજી થયો. તમે એમ કહેશો કે મેં એને ચહાવામાં પાપ કર્યું?

નંદનપ્રસાદ

[દબાતા અવાજે] ને તે?

રમેશ

તે તો દેવી છે. બાલપણમાં હું એને મન વસ્યો હઇશ પણ હવે તો એ મારો વિચાર સરખોએ કરવાની ના પાડે છે. [તિરસ્કારથી] તમે એને મન પતિ છો. એનું ઉજળતું હૈયું ચીરાઇ જાય તોપે એ તમારી ભક્તિમાંથી ચળવાની નથી.

નંદનપ્રસાદ [હર્ષથી]

ઓ પ્રભુ!

રમેશ [કટાક્ષથી]

તમે હરખાઓ છો. તમારા સ્વાર્થી હૃદયમાં તમને બે આત્માઓને કચરી નાખતા સંકોચ નથી થતો. શાનો થાય ? તમારે મન તો એ પરણીને આણેલી પત્ની છે ગર્વભેર દેખાડાય એવું એ સુંદર પ્રાણી છે તમારી પ્રતિષ્ઠા અને સગવડનું એ એક નરમ સાધન છે. તમારે એને માટે જરીક ભોગ પણ આપવો પડ્યો નથી કે તમને એની કીમત-ની ખબર હોય. એના એક વાળને ઈજા થતા મારો પ્રાણ પાથરવા હું તૈયાર છું ના મને 'એને હું ચાહું છું' એમ કહેવા સુદ્ધાનો હક નહીં.

નંદનપ્રસાદ

[એકદમ સ્વસ્થ થઈને] પ્રોફેસર રમેશ! તમે હમણાં માંદગીમાંથી ઊઠ્યા છો એટલે તમારું ચિત્ત હમણાં ઠેકાણે નથી પણ તમારે ધ્યાનમાં રાખવું જોઈએ કે બીજાની પત્ની માટે આ રીતે વાત કરવી તમને શોભતી નથી. પ્રોફેસર નંદનપ્રસાદની પત્ની-ની સંગતિ માટે લાયકાત પુરવાર કરવાની આ રીત નથી.

રમેશની આંખમાંથી અગ્નિ ઝરે છે. એ કંઈ કહેવા જાય છે તેટલામાં નીચે ગાડીનો ખડખડાટ સંભળાય છે રમેશ એકદમ શાંત થવાનો પ્રયત્ન કરે છે બંને પરસ્પર અર્થસૂચક દૃષ્ટિપાત કરે છે.

દોડીને માલતી પ્રવેશ કરે છે એના હાથમાં નાની હેંડબેગ ને ગળામાં ગરમ સ્કાર્ફ છે. મુસાફરીનાં ચિહ્નો એના શરીર પર સ્પષ્ટ દેખાય છે પણ એનું મુખ જાણે સુરખીદાર ને ખીલેલું લાગે છે. એક સુંદર ચિત્ર જાણે એ દ્વાર આગળ જરા વાર ઊભી રહે છે, અને હસતીહસતી અંદર આવે છે

માલતી

પ્રોફેસર! આજે પણ ફુરસદ નહીં મળીને ? મે ધાર્યું જ કે તમારા ઇતિહાસ તમને રજા નહીં આપે. [રમેશને જુએ છે] કોણ રમેશ ! તમે અહીંઆ છો ? મારી ટીચરબા તો તમારી વાટજ જોયા કરતી હતી. [તેની પાસે જાય છે] પણ તમે આવા ફીકા કેમ ? માંદા હતા ? આ શું ? આંખમાં તો કૂવા પડ્યા છે, અને મોંના હાડકાં બહાર નીકળી આવ્યાં છે.

રમેશ [ધીમેથી]

હા બહેન મારી તબીઅત જરા ઠીક ન હતી

માલતી

ઓ પ્રોફેસર! જુઓ તો ખરા આ તદ્દન ઉસ્તાની માફક બોલે છે તો. [પ્રોફેસર પાસે જાય છે] પણ તમે આવા મૂગા કેમ થઈ ગયા ? હું આવી ત્યારના નથી કંઈ ખબર પૂછતા કે નથી કંઈ વાત કરતા

નંદનપ્રસાદ

તું મને બોલવાનો વખત આપે ત્યારેને. [જરાક કૃત્રિમ રીતે] કેમ, બધા ત્યાં આનંદમાં છેને? માર્ગમાં કંઈ હરકત તો નહોતી પડીને ?

માલતી

હા. ને મોટાભાઈને તો તમે આ વખતે એક વાર પણ આવી ન ગયા તે માટે રીસ ચઢી છે. [જરા લાડથી] ને પ્રોફેસર ! આ વખતે તો તમે મને કાગળો પણ બહુ થોડા લખ્યા છે.

રમેશ અદેખાઈથી પ્રોફેસર સામે જુએ છે

નંદનપ્રસાદ

મારાથી અવાવુંજ નહીં, પણ આ વખત તને ભાઇનું ઘર ઘણું સઘુ લાગે છે.

રમેશ

[વધારે વાર બેસાતું નથી એટલે] માલતીબ્હેન! હું રજા લઉં? પ્રોફેસર! સાહેબજી.

બારણા સુધી જાય છે પણ ચક્કર આવે છે એટલે બારણું પકડી ત્યાંને ત્યાંજ ઉભો રહે છે. માલતી તે જુએ છે, અને રમેશને મદદ આપવા દોડે છે. તેનો હાથ પકડી તેને સોફા પાસે લઈ આવે છે ને આંખો દાબે છે.

માલતી

પ્રોફેસર! જરા કોલનવોટર મંગાવો તો.

પ્રોફેસર માલતીને કોલનવોટર લાવી આપે છે. માલતી રુમાલ પર થોડુંક છાંટી રમેશના નાક આગળ ધરે છે, ને બીજે હાથ રમેશના માથા પર મુકે છે. રમેશ અજાણ્યે માલતીના હાથ હાથમાં લઈ દાબે છે. માલતી સ્વસ્થ દેખાય છે. પ્રોફેસરના ગંભીર મુખ પરના ભાવો સમજાતા નથી. રમેશ થોડી વારે આંખ ઉઘાડે છે.

માલતી [કાળજીવાળા સ્વરે]

રમેશ! કેમ છે હવે?

રમેશ

[નબળાઈથી શરમાતો હોય તેમ] એ તો સ્હેજ નબળાઇ હતી. હવે કંઈજ નથી. ચાલો, હવે ઘેર જાઉં?

માલતી

ના. તમારાથી હમણાં નહીં જવાય. હું તમારે ઘેર કહાવી મોકલું છું કે તમારાથી આજે નહીં અવાય.

રમેશ

અરે! પણ—

માલતી

એ પણ બણ કંઈ નહીં. હું કહાવી દેઉં છું ને કપડાં બદલીને આવું છું.

માલતી જાય છે. પ્રોફેસર ને રમેશ એકલા પડે છે. બંને એકબીજાની સામે થોડી વાર જોઇ રહે છે. પ્રોફેસર બંને હાથ પર માથું ટેકવી ટેબલ આગળ બેસે છે: રમેશ સહેજ ધ્રુજતો ઉઠીને ઉભો થાય છે.

રમેશ

પ્રોફેસર! તમે જાણો છો કે મારાથી તમારા ઘરમાં વધારે વાર રહેવાય તેમ નથી. તમે માલતી—[જરા અચકે છે] બહેનને કહી દેજો કે મારે અગત્યનું કામ હોવાથી હું રોકાઇ શક્યો નથી.

પ્રોફેસર કંઈ બોલ્યા વિના તેની તેજ સ્થિતિમાં બેસી રહે છે. રમેશ બારણા સુધી જાય છે.

નંદનપ્રસાદ

રમેશ! [તેનો અવાજ લાગણીથી ધ્રુજે છે. રમેશ એક પલ વિસ્મિત થઇ ઉભો રહે છે.] રમેશ! એક પલ પાછો આવ, ને મને સાંભળી લે. તેં કહ્યું તે ખરું હતું. તમે બંને એકબીજાને માટે સરજાયાં છો. એ આત્માઓને કચરી નાંખવાનો મને શો હક છે?

તું કહે છે તેમ મેં એને માટે કંઈ કર્યું નથી. મારા ગંભીર સ્વભાવમાં એના કોડ કોઇ દિવસ સફલતા જોઇ નથી. અમારા વયનો ફેર એના જેવી કોમલ બાળાને કેમ ભડકાવતો હશે તેનો હવે મને ખ્યાલ આવે છે. તું કહે છે તે ખરું છે. તે મારા માટે નથી સરજાઇ. [રમેશ આભો બની પ્રોફેસર સામે જોઇ રહે છે. પ્રોફેસરના ગંભીર મુખ પર તીવ્ર દુઃખની છાયા

માય છે ] પણ માર અંતરજ જાણે છે કે મેં
કેમ ચાહી છે તે. [ તેનું ગળું રુંધાય છે
આંખમાં અશ્રુબિંદુ ચમકે છે ] મારા
તાના બિંદુએ બિંદુમાં તેની છબી જડાઇ
ઇ છે. તે મારી છે તેની મને એટલી ખાત્રી
તી કે આવા શબ્દો મુખે ઉચ્ચારતાં એટલી
[મત મેં કોઇ દિવસ કરી નથી. પણ હું એને
ાણું છું. તેથી એને દુઃખી કરવાનો મને શો
ક છે ! [ નિરાશાના ઉન્માદમાં હોય તેમ ] ના,
ના સુખમાં હું વિઘ્નરૂપ નહીં થાઉં રમેશ !
મે તારી સાથે સુખી થતી હોય તો—[ તેનો
અવાજ તૂટે છે. રમેશ આંખો ફાડીને જોયા
રે છે ]

માલતી બારણા આગળ દેખાય છે

માલતી

કેમ રમેશ ! પાછા તમે ઉદાસ થયા કે !

બન્નેની સ્થિતિ જુએ છે ને તેનું રમતીઆળપણું જતું રહે છે તેના મુખ પર જિજ્ઞાસા ને ભય છવાઇ રહે છે

શું છે ! [ કોઇ કંઇ બોલતું નથી ]
આનો શો અર્થ કહેવાય ? [ વારાફરતી
બન્નેની સામે જોયા કરે છે. ] પ્રોફેસર ! શું
થયું ? [ પ્રોફેસર મુખ વધારે નીચું નમાવે
છે. થોડી વારે રમેશ તરફ ફરીને ] રમેશ !
[ તીવ્ર દૃષ્ટિપાતથી તેનું અંતર ભેદતી હોય તેમ ]
રમેશ ! શું કર્યું.

પ્રોફેસરથી આ સ્થિતિ વધારે વાર ખમાતી નથી. હોલવાતા દીપકમાં વધારે તેજ આવે તેમ એનામાં એકદમ વધારે સ્વાસ્થ્ય દેખાય છે. બેપરવાઇ ને શાંત અવાજે તે બોલે છે

નંદનપ્રસાદ

માલતી ! તમે બન્ને પરસ્પરને ચાહો છો.
એ વાત ઘણી મોડી તોપણ આજે મેં
જાણી છે. તમારા સુખમાં હું અંતરાયરૂપ
થવા નથી માગતો. આ પળથી તમે બન્ને
તમને જેમ ગમે તેમ કરવાને છૂટા છો.

આ અચી ત્યારઅંધારથી થોડી વાર માલતી જડ થઇ હોય એવી દેખાય છે. જરા વારે ભાન આવ્યું હોય તેમ પ્રોફેસર તરફ જોઇને.

માલતી

એટલે એમ કે તમને હવે મારી જરૂર
નથી, [ રમેશને ] ને તમે મને તમારી રૂપપત્ની
તરીકે મેળવવાને ભાગ્યશાળી થયા છો.

રમેશ [ કરગરતા અવાજે ]

ઓ માલતી !

માલતી

[ વીંધી નાખે એવા દૃષ્ટિપાત ફેંકતી ]
મને વસ્તુસ્થિતિ બરાબર સમજવા દો.
મારા પ્રણયી ને પતિ બન્ને એક સ્થળે એકઠા
થાય છે એક ભક્ષ્યને માટે બે પશુઓ
લડે તેમ બન્ને જણા લઢી પરવારે છે.
પતિની ઉદારતા ને નમ્રતાઇ એટલી વધી
પડે છે કે પત્નીને પ્રતિસ્પર્ધીના હાથમાં
સોંપતાં એને સંકોચ થતો નથી. પ્રણયીની
અંતરવેદના ને નિઃસ્વાર્થતા એવી બધી
છે કે જે નામને એ પૂજવાનો દાવો
કરે છે તેને ધૂળમાં રગદોળતાં એને
શરમ નથી આવતી.

પ્રોફેસરના ગળામાંથી દુ:ખનો આર્તસ્વર નીકળે છે રમેશ દયામણે મુખે માલતી તરફ જોઇ રહે છે માલતી તિરસ્કારથી ડારતી હોય તેમ

એકનું સ્વાર્થી અંતર એટલું ઘવાયું કે
એની માલીકીની વસ્તુને બીજો ચાહી કેમ
શકે ? ને તે બંનેને સંતોષવા ખાતર ઉદારતા
દાખવી બજારની કોઇ ચીજનું દાન કરે તેમ
પત્નીનું દાન કરવા બેઠા. બીજાનું સ્વમાન

મુકુરમાં છપાયા નથી. દૃઢ સંપર્કના પ્રસંગો થોડા છપાયાછે તે નોંધુંછું. તે પૂર્વે પરોક્ષ કથામાં જે સ્થાન હેમનું હતું તે પ્રથમ કહું. ગાયનનો અતિશય શોક માસ્તરને હતો. અને પોતે ગમે તે ઠેકાણે, ગમે તે વખતે, ઊભા, બેઠા, ઘરમાં, બ્હાર, બધે, કહો તે પ્હેલાં, ગાઈ પડતા, અને ઉસ્તાદી રીત્યનું ગાઉંછું એમ માનતા, પણ હેમનાં 'કુત્તાંઇ' તાનપલટાથી બધા હસતા. હેમની ગાયનશૈલીની નકલ દુર્ગાશંકર નામના એક પટણી-અમદાવાદમાં વશેલા વકીલ-નાગર બહુ સરસ કરતા હતા. આ હેમની રમૂજી ખાસિયતનો ઉપહાસ એક મુંબાઈના પારસી-નામે ફરામજી કડાકા, હેણે "Gujarat and Gujaratis" નામના પોતાના પુસ્તકમાં કર્યોછે, તે છે તો નિર્દોષ રમૂજનો પણ કાંઈક અતિવક્રચિત્ર જેવો લાગેછે.

હવે મુકુરનાં સંમુખ પ્રતિબિમ્બો પ્રગટ કરું: ઈ. સ. ૧૮૮૧-૨ કે તે અરસામાં મુંબાઈમાં હું બી. એ. પછીનો અભ્યાસ કરતો હતો તે સમયમાં વેકેશનમાં અમદાવાદ જતે હું ઊમરેઠ મ્હારી બ્હેનને મળવાને ગયો; મ્હારા બ્હનેવી ત્હાંના સબ-જજના કલાર્ક-ઑફ-ધી-કોર્ટ હતા. સબજજ હરદેવરામ માસ્તર હતા. રાત્રે હરદેવરામભાઇયે હમને પોતાને ઘેર બોલાવ્યા; હું, મ્હારા બન્ધુ કૃષ્ણરાવ, અને હમારા બ્હનેવી ગોપીલાલ, એટલા હતા; તે ઉપરાંત એક મુસલમાન ગવૈયો, અને ઉમરેઠના પોસ્ટમાસ્તર હતા, નામ ભૂલી ગયોછું. ન્હાની સરખી ગાયનની મિજલસ કરી લાગતી હતી. પોસ્ટમાસ્તરે મ્હારી જોડે અપૂર્વ રીતે પરિચય કર્યો. હરદેવરામભાઇયે 'આ હમારા ગામના પોસ્ટ-માસ્તર' કરીને ઓળખાણ કરાવ્યું. એટલે પોસ્ટમાસ્તર કહેઃ "તમે મુંબાઈથી ઉમરેઠ આવવાના છો તે વાત બધા કરતાં મ્હેં પ્હેલી જાણી હતી."-એ શી રીતે? મ્હેં મ્હારી બ્હેન ઉપર કાર્ડ લખેલું-હું અમુક દિવસે આવીશ કરીને-તે પોસ્ટમાસ્તરે વાંચી લીધું હતું. ગામડું ગામ એટલે ટપાલનો જથો અલ્પ, પોસ્ટકાર્ડ ઉપર સરનામું સ્થાનિક પરિચયનું, પોસ્ટકાર્ડ એટલે લખેલો ભાગ ખુલ્લો, અને અમુક વર્ગમાં સ્વભાવસુલભ હેવું કુતૂહલ;-આટલું બધું મળે ત્હાં પોસ્ટ-માસ્તરથી વાંચ્યા વગર કેમ રહેવાય?-હું મનમાં રમૂજ પામ્યો છતાં કાંઈક જીવ મ્હારો કચવાયો પણ ખરો. પછી વિચાર આવ્યો કે બિચારા આ ભોળા માણસમાં કશો ખોટો ઇરાદો નહોતો, અને એ *etiquette* જેવી વસ્તુ જે દેશમાં, મંડળમાં, ચલણી નાણું ગણાય તેથી અતિશય દૂર રહેલા.

પોસ્ટમાસ્તર કને પ્રથમ ગવડાવ્યું. શું અદ્‌ભુત ગાન! હેમના અવાજની વિલક્ષણતા માટે મ્હારા બન્ધુએ હેમનું નામ પાડી-માસ્તર પાડ્યું. પછી પેલા મુસલમાન ગવૈયાએ ગાયું. મોંજિની, કોર્નેલિયા વગેરેમાં ન્હા કેક ખાનારાઓ ઇરાનીની દુકાને ન્હા કેકનો આસ્વાદ મેળવે, તેવો અનુભવ, હમને આ ગવૈયાના ગાનથી થયો. પછી હમે બે ભાઇયોયે —હરદેવરામ માસ્તરના આગ્રહથી—ગાયું: मांगिरीश मुखदपादपद्मीं मानस ठेवा એમ શરૂ થતું કલ્યાણી રાગનું ગીત હમે મુંબાઈમાં એક ઉત્તમ ગાયક-શેણવી જ્ઞાતિનાં-કને શીખેલા તે ગાયું. ગાયું? ગાયું ખરું; પણ તદ્દન નઠારું ગાયું; બે ઠ્ઠાવાળું 'નઠ્ઠારું' નહિં, તો પણ નઠારું. કારણ શું હશે? ખોટી બડાઈ કરું તો કારણ એક જડેછે; એ બધું વાતાવરણ જ સુન્દર સંગીતને વિરોધી હતું; પાડી-માસ્તર, ગામડિયા

સર્વેથી, બધું પ્રતિકૂળ જ હતું; એટલે હમે પણ એ સંપર્કમાં ધસડાયા. ખરું કારણ સોધું તો બીજુ છે; હમે બન્ને એ ગીત નવું શીખેલા હતા, મ્હારા બન્ધુ તો ગાનકલામાં અપૂર્વ કુશલતાવાળા હતા, પણ હું સાધારણ જ હતો. બીજું, હમારા મનમાં એક જાતની અનિષ્ટ ગર્વવૃત્તિ થઈ—કે આ શા તાલ માથા વર્ષના ગાનારા એમ કયાંછે! હવે આપણે ચમત્કાર બતાવિયે.—આ વૃત્તિની સજા તરત જ થઈ હમારું ગાન નિષ્ફળ નીવડ્યું. હરદેવરામ માસ્તરે તે રાત્રે ગાયું કે નહિ તે યાદ



સ્વ. હરદેવરામ માસ્તર

આવતું નથી. પણ હેમની ગાનરીતિનો અનુભવ હમને તે પૂર્વે પણ થયેલો અને અને પછી પણ થયેલો. "કુલાધ"

તાન હિન્દુસ્તાની–ખાસ મુસલમાન–ગવૈયાઓ-માં દૂષણરૂપ બનેછે, તે રીતિને–ગણિતશાસ્ત્ર-માંથી રૂપક લઈને કહું તો, તે રીતિને–વર્ગ, ઘન, નહિં પણ ૧૦ નો અંક ઘાતચિહ્નને સ્થાને મૂકિયે ત્હેવી અજબ હાસ્યજનક રીતિ હેમની હતી.

ઈ. સ. ૧૮૮૪માં ખેડા જિલ્લામાં હું સ્ટેચ્યુટરી સિવિલ સર્વિસમાં પ્રોબેશનર નીમાયો; એ સાલના શિયાળામાં આસિસ્ટંટ કલેક્ટર કેનેડી નામના સાથે હુ સવારીમાં ફરતો હતો; હમારો મુકામ બોરસદમાં આવ્યો. હરદેવરામ માસ્તર ત્હાં સબોર્ડિનેટ જજ હતા. મ્હારા પિતાના એ જૂના મિત્ર, મ્હારું હેમનાજ હોદ્દાના ગામમાં અણધાર્યું આવી ચડવું, હરદેવરામની અપ્રતિમ આતિથ્યવૃત્તિ, મિત્ર તરીકે ઊભરાતો સ્નેહ,—આ બધાં કારણો એકઠાં થયાં, ત્હા બીજું શું સંભવે? બસ. હરદેવરામભાઇયે મ્હને ધામધમવાળી જ્યાફત આપી. પોતાને ઘેર રાત્રે જમવા આવવાનું નિમંત્રણ કરવાને પોતે મ્હારે તંબૂએ આવ્યા. હું ના કહીજ કેમ સકુ? મ્હેં ધાર્યું કે મ્હને એકલાને જમવા બોલાવ્યો હશે. પણ ના, આખું બોરસદ જ હતું! હું જઈને જોઉંછું, તો નિમંત્રણ કરેલા ગૃહસ્થો કાંઇ પચાસ સાઠ હતા: મામલતદાર (ધનછશાહ કાઠાવાળા), સબ રજિસ્ટ્રાર, અવલકારકૂન, પોતાનો મુખ્ય ક્લાર્ક. કેટલાક અગ્રગણ્ય વકીલો. ઇ. ઇ. અનેક ગામના ન્હાના મ્હોટા મુખ્ય મુખ્ય પુરુષો હતા. રંગોળી પૂરીને ઠામ માંડેલા; કેળનાં પાંદડાં સુન્દર રીતે ગોઠવેલાં: ઘર ન્હાનું હોવાથી, ચૉક, પડાળી, પરસાળ વગેરે સર્વ ભાગમાં ઠામ મંડાયલા; દરેક ઠામે અગર-બત્તીઓની સુગન્ધમય ઝીણી ધૂમ્રલહરી, વાંકીચૂંકી ઊંચે જતી, આ ઉદાર હૃદયના, મિત્રતાનો પ્રસ્નવ ઝરતા, ગૃહસ્થધર્મની મૂર્તિ-રૂપ, પુરુષના સ્નેહસુગન્ધની ગૂઢ પ્રતિકૃતિ બનતી હતી. જમણમાં મિષ્ટાન્ન, શાક, કઢી ભાત વગેરે કાંઇ અનેક વાનીઓ, જાણે લગનનું જમણ હોય. બધા વારા ફરતી ન્હાવા લાગ્યા; ચૉકમાં હરદેવરામભાઈ અને હું ઊભા ઊભા વાતે વળગ્યા; નાહી કરી સ્વચ્છ સોળું પ્હેરી ગૌરકાય માસ્તરસાહેબ, ખભે બીને અંગૂછો નાંખેલા ઊભા હતા; હું હજી ન્હાવાનો હતો મ્હેં કહ્યું: "માસ્તર સાહેબ! ત્હમે તો હું સ્વપ્નામાં પણ ન્હોતો ધારતો એટલી ધામધૂમ કરીછે!" એક વિલક્ષણ વિનયદર્શિ-ની મુખચર્યા કરીને માસ્તરસાહેબ બોલ્યા:

"નનુભાઈ! હામાં સી વાત છે? જુઓ આ દુનિયાંમાંથી સું લઈ જ્વાનું છે?"–આમ કહી એકદમ શીઘ્રકવિત્વની અને હેમના ખાસ સંગીતની ઊર્મિના શિખર ઉપર એ ચઢી ગયા, અને ગાવા લાગ્યા:

"ઇસ દુનિયાંમેં ફાંકાં હૈ,
ભાઇ ઇસ દુનિયાંમેં ફાંકાં હૈ:

જરાક થોભી શીઘ્રકવિત્વને એડી મારી:

"ફાંકાં હૈ સો કૈસે ભાઇ?—"

(કવિત્વ ક્ષણભર અટક્યું; એડી સાથે એ ટટ્ટુને ચાબૂક લગાવી: એકદમ ટટ્ટુ કૂદ્યું ને ખાડામાં પડ્યું:).

"ફાસ ફૂસ સબ ફાંકાં હૈ".

(હવે સંગીતની ઘોડી દોડી:)

"આ...આ...આ: ઑય્–ઑય્–ઑય્–ઑય્—
આ... ઇસ દુનિયાંમે ફાંકાં હૈ."

મ્હેં સભ્યતાથી કાંઇક સંયમ સાથે હેમના શીઘ્રકવિત્વ વિશે બે બોલ કહ્યા. એટલે પોતે એક બનાવની વાત કહી. "એકવાર એક કાનડી ગવૈયો આવેલો; તે ગાવા

લાગ્યો. 'માસિઝાલિ બા+'—મ્હેં કહ્યું, આ કાનડી છે? જુઓ, મ્હને પણ કાનડી આવડે છે કહી મ્હેં ગાયું.

"સરોજાક્ષિ! બા! આ ...આ..." પછી આગળ ગીતપૂર્તિ કરેલી કહી સંભળાવી. મ્હેં કહ્યું માસ્તરસાહેબ! એ ભાગ તો મરાઠી ભાષાનો આવ્યો!" તો કહે "એ જ મ્હારી ગમ્મત કેની!"

આ અપૂર્વ રમૂજ હતી. માસ્તર સાહેબના વિશાળ હૃદયના પ્રભાવે આ બેઉ નવ સુન્દર રૂપ જ પામતું હતું.

પ્રત્યક્ષ ચિત્રો ખેંચી હૃદયને, પરાણે ધ્યાન એક પ્રગટ થાયછે. અમદાવાદમાં આખા જીલ્લાના (અમદાવાદ તેમજ ખેડા જિલ્લાના) સૉર્ડિનેટ જજોનું એકસમ્મેલન (Conference) ડિસ્ટ્રીક્ટ જજને બંગલે એકવાર ભરવામાં આવ્યું હતું. મ્હારા પિતા પણ તેમાં હાજર હતા. સબૉર્ડિનેટ જજની જગા ઉપરથી એ નિવૃત્ત થયા પૂર્વેની આ વાત હોવી જોઇએ તો ઈ. સ. ૧૮૯૨—૯૩ પૂર્વે વાત બની; નિવૃત્તિ પછીની વાત હોય, તો મ્હારા પિતાને ખાસ સભ્ય તરીકે નિમંત્રણ કર્યું હશે, આ વીગતની સ્મરણરેખા અસ્પષ્ટ છે. અસ્તુ સમ્મેલનમાં વિવિધ પ્રશ્નો—ન્યાયખાતાનાં વહીવટ, ગૂંચવણો, ત્રુટિઓ, સત્કાર્યો અંગે—ચર્ચાતા હતા; ત્યાં આપણા ચિત્રનાયકની મૂર્તિ જોવા લાયક, નિર્દોષ રમૂજ ઉપજાવનારી હતી. ઊભા થઈ સમજાવતી બને બોલ્યા ચલાવતા જાય, વ્યવસ્થાતંત્ર, ખૂંખારી ખૂંખારીને, બોલતા જાય, 'Oh! no, I beg to differ.' ઇ ઇ વચનો ખાસ પોતાની વ્યક્તિતા સ્થાપવાને ઉચ્ચારતા જાય;—એ ચિત્ર કોણ ચીતરી સકશે? "કાબેલ કોઇ છે ચિતારો, ચિત્ર દેવું ચીતરે!"—ઘેર આવીને મ્હારા પિતાએ આપેલા વર્ણનના આ રંગો ઝાંખારૂપમાં જ હું પૂરી સકું છું.

હરદેવરામ માસ્તરની છબી સ્મરણમુકુરમાંથી હવે લાંબા કાળ સુધી ખસી જાયછે. ઓરસદમાં મ્હને અમીરશાહી જ્યાફત આપી તે પછી ચાર પાંચ કે કેટલાં વર્ષ થઈ ગયાં તે અત્યારે યાદ નથી. મ્હારા પિતા ૧૮૯૯ માં ગુજરી ગયા તે પછીની વાત છે. હમ બાળક હતા, હમારા પિતાના મરણ પછી પણ, હમારી ભાળ લેવા, સમાચાર પૂછવા હરદેવરામભાઈ અમદાવાદ પોતે આવે ત્યારે, મિલનસૂક, આવતા. તેવો એક પ્રસંગ ખડો થાયછે હું. મ્હારા ભાઈ કૃષ્ણરાવ, બીજાં કટનાક કુટુમ્બના માણસો, એક બે મિત્રો વગેરે ઘરમાં હતા, ત્યાં હરદેવરામભાઈ આવ્યા. વિવિધ વાતો થઈ પછી અંગત પ્રસંગ ઉપર આવ્યા. પોતે ઘરભંગ થયા હતા, અને નવો સમ્બન્ધ કર્યો હતો. હેમની પુત્રી મણિબ્હેનને એક સન્તાન હતા. માસ્તરના નવા પત્નીની ઉમર અલબત્ત ન્હાની જ હતી. ત્હેને ઉદ્દેશીને માસ્તરસાહેબ બોલ્યા "હેનું નામ મ્હેં 'ન્હાની' રાખ્યું છે, છોકરાની (અર્થાત્ મણિબ્હેનના છોકરાંની) 'નાની' (=વડિયાઈ), અને મ્હારી 'ન્હાની'!" એમ શબ્દ-ખેલનો ચતુરાઈચમત્કાર પ્રગટ કરી તે ઉપર પોતે પ્રસન્ન થઈ બોલ્યા.

આ પછી થોડી મુદતે–વર્ષ બહુ વીત્યાં નહિ એટલામાં–આ બીજી પત્નીનું પણ અવસાન થયું તે પછી હમારે ઘેર એઓ મળવાને આવ્યા. ઉપર પ્રમાણે કુટુમ્બ તથા

+ બાજુ આવ (કાનડીમાં)

મિત્રમંડળ હમારું બેઠું હતું. હમારે માસ્તરસાહેબને ખરખરો કરવાની જરૂર જ ના પડી. આવીને બેઠા કે તરત પોતે બોલ્યાઃ "હમે તો હતા ત્હેવાને ત્હેવા થયા!"—બીજી વાર ઘરભંગ થયા તે વાતનો ઉદ્દેશ સ્પષ્ટ હતો. હમે ક્ષણભર મૌન રાખીને પછી મ્હારા બન્ધુ કૃષ્ણરાવે પૂછ્યું: "માસ્તરસાહેબ! ફરીથી વિચાર થાય ખરો?" માસ્તરસાહેબ એ વિચારને તુચ્છકારનારી મુખરેખાઓ આંકીને બોલ્યાઃ "હવે...? સું હવે પાછા એ વાતમાં પડવું?"—આમ કહી, લગભગ તરત વિચારનો રંગ ફેરવવાની સાથે મુખમુદ્રા ઉપર રંગીલાપણાનો રંગ છાઈને બોલ્યાઃ "બાકી, સું કાંઈ કડવું લાગે છે!" વળી ભાવ પલટાયોઃ "પણ, બસ, નહિં હવે." માસ્તરસાહેબને માનવજનનિમાં કઈ વિશિષ્ટ કોટિમાં મૂકું?

"દુઃખમાં સુખની રેખા જોનારા વિરલાજનો"

એ કોટિ કાંઈક અંશે બંધ બેસશે.

આ જમાનાના વાચક! આ રંગીલી, મોજીલી, નિખાલસ, જીવનસાગરના તરંગો ઉપર—શાન્ત લહરીઓ ઉપર તેમ જ પ્રચંડ ઉછળતા તરંગો ઉપર-એક સરખા અલ્પભારથી પ્રફુલ્લ નૃત્ય કરતી વિરલ મૂર્તિને તું અન્યાય ના આપીશ. આ જગતમાં ડાહ્યા, ગમ્ભીર, માથે ઘંટીનું પડ મૂકી ફરનારા, હાસ તે શું તે ના જાણનારા, સ્મિતનું સૌન્દર્ય પણ સ્મિતક્રિયા ઉપર ઉપકાર કરતા હોય તેમ એ વસ્તુ વિરલ પ્રસંગે વાપરનારા, ત્હેં બહુ જોયા હશે; આપણી રંગીલી મૂર્તિ અને ગમ્ભીરી મૂર્તિ વચ્ચેના અનેક ક્રમ ત્હેં દીઠા હશે; પણ હાવી નિર્દોષ રંગીલી, વ્યક્તિયો વિરલ જ છે; અને એટલે દરજ્જે, તેમ જ અનેક દૃષ્ટિયે હેવી મૂર્તિની કીમત આંકવી કઠણ છે. માનવજીવનનાં વિશાલ આકાશમાં ઘેરી ઘટાઓની પદરેખા સ્થાયી મુદ્રા મૂકી જતી હશે કે કેમ તે હું જાણતો નથી; પરંતુ હાવી આનન્દરસનો પૂર્ણ આસ્વાદ કરનારી, પોતાની આનન્દસરિતાવડે અનેક ક્ષેત્ર ભૂમિયોને હરિયાળા હાસભરી કરનારી, વ્યક્તિયો એ આકાશમાં संध्याभ्ररेखेव मुहूर्तरागाः ત્હને ભાસે તો ત્હારી ભૂલ છે; એ આછા જણાતા રંગોનું સૌન્દર્ય ક્ષણભર પ્રગટ થઈ લુપ્ત થતું જણાયછે ખરું; પરંતુ હેની ગૂઢ પદપંક્તિ અનન્તતાના પટમાં અલોપ્ય સ્થાન પામેછે.





અને રોજના ખર્ચ માટે તેના આગળ હાથ ધરવો પડે છે

# મારૂં લગ્ન

લેખક.

રા. 'હરેના'

ચિત્રકાર

રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી

અભણ પતિને પાલવે પડેલી ભણેલી સ્ત્રીઓના દુઃખી સંસાર કરતા કેળવાયેલા અને ઉચ્ચ અભિલાષાવાળા પતિઓના સંસારની વહેલમાં ગળીઆ બળદ જેવી મૂર્ખ અને જડસુ સ્ત્રીઓ જોડાવાથી ધુળમાં રગદોળાઈ જતા સંસારની સંખ્યા પણ કંઈ ઓછી નથી.

મારા બાપ સોનાનાં ખાખડા ખરીદવા માટે જેટલી સાવચેતી રાખે છે તેથી અર્ધીજ સાવચેતી તેમણે મારી ગૃહદીપિકા-ની પસંદગી કરવામાં કે તે કામ મોટા થતા સુધી મારે માટે રાખી મુકવામાં લીધી હોત તો આજે કલમ પકડીને બળ ઠાલવવાનો મને પ્રસંગ મળત નહિ.

અમારૂં ઘર મુળ બાર લાખ ચાલીશનું અને નક્કર કુલીનકુળવાળું હતું, પણ ધીમે ધીમે લક્ષ્મીને પગ થતા માંડવાથી અમારૂં કુટુંબ ચવેણામાં તુટવા માંડયું, છતાં હાલાંદી





મારા બાપાએ મને અને સામે બેઠેલીને મારી સાથે ઉચકી મંગલફેરાનું કામ આરંભ્યું.

—મારું લગ્ન —પૃષ્ઠ ૧૭૨

થઈ સંસારનો લહાવો લેવાની અભિલાષાવાળાં મારાં માબાપને મારે માટે કન્યા શોધવાની જરા પણ નાકચમણી કરવા જવું પડ્યું નહીં. હું ઝોળીમાંથીજ ઝડપાયો, કારણકે અમે અસલ બારણીનાં ઠીકર હતાં. કન્યાના દિન પર દિન એટલાં બધાં માગાં આવવા માંડ્યાં કે મારી મા મુંઝાઈ જતી હતી. કન્યાના રૂપ ગુણ કે લાયકાત અને તેનાં માબાપની આબરૂ કે વિવેકીપણું જોવાને બદલે કોની સાથે મારું ચોકઠું બેસાડી દેવાથી મારે ત્યાં ઉઠેંગ આવશે તે તરફ મારાં માબાપનું લક્ષ ખેંચાયલું હતું. સુભાગ્યે કે દુર્ભાગ્યે એવી કન્યાનું માગું એક દિવસ આવ્યું.

બસ, આટલીજ વાર હતી. માગું આવ્યું એટલે જોશી બોલાવાયા, જન્માક્ષર જોવડાવાયા, અને રખેને જોશી મહારાજ 'હજુ આવતું નથી' કહી કાચું કાપે તે પહેલાંજ અગમચેતીવાળા મારા પૂજ્ય પિતાશ્રીએ દુરંદેશી અને સમયસૂચકતા વાપરી એક દિવસે નહીં અમથરીની મમરી કરાવી જોશીને જમાડી બોલાવી ધોતીજોડા એકાદી દક્ષિણામાં રૂપાનાણું આપી ખુશખુશ કરી નાંખ્યા. જોશીમહારાજ પણ કૂનહ સ્વભાવના હોવાથી તેમણે જન્માક્ષર જોતી વેળા લાંબોચોડો વિચાર કરી 'હજુ આવે છે' એવો દૈવનાદ અભિપ્રાય આપ્યો એટલે ધાણાસાકર વહેંચાયાં.

હવે હું તથા મારી વહુ જમવા આવવા-જવાને બહાને એકબીજાના પરિચયમાં આવવા માંડ્યાં. ઘણી વાર, નાનપણમાં વિવાહ કરી દેવાથી વરકન્યા અરસપરસ સમાગમમાં આવી એકેકનો સ્વભાવ સારી રીતે જાણી એકબીજાને અનુકૂળ આવે એવો માર્ગ ગ્રહણ કરવાનું શીખી લે છે. અમારા સંબંધમાં તેવું કશું બન્યું નહીં. જે બન્યું તે એટલુંજ કે એક-બીજાની સારીનરસી ટેવો પ્રત્યે સમજ્યે ન સમજ્યે અણગમો ઉત્પન્ન થવા માંડ્યો અને ધીમેધીમે તેની ખીલવણી ચાલુ રહી.

મારા બાપા ચાર અક્ષર ભણેલા હોવાથી તેઓ મને નાનપણમાં પરણાવી દેવાની વિરુદ્ધ હતા, પણ મારી માનો મત જુદો હતો. મને જેમ બને તેમ વહેલો પરણાવી દઈ સંસારનો એગીઓ લેવાને તે ઉત્સુક હતી. મારા બાપા પણ ખરી રીતે મને ભણાવવા કરતાં પરણાવવાને વધુ ચિંતાતુર હતા. પુરુષને તો ભણ્યા વગર છુટકોજ નથી એવું ધારી તેમણે મને નીશાળમાં મોકલ્યો. હું ઘેર રહી મારી માને મનાવી તોફાન કરતો હોવાથી હું નીશાળે જાઉં તે તેને પણ પસંદ પડ્યું.

બીજી બાજુ મારા સસરા સ્ત્રીકેળવણીના હીમાયતી હોવાથી તેમણે પોતાની એકની એક પુત્રીને નીશાળે મોકલવા માંડી. પણ તેમની હોશ પુરાય તેવો સંજોગ નહોતો. મારી માને એ વાતની ખબર પડતાં તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. છોકરીઓ ભણે તેની સામે તેને એટલી બધી સૂગ હતી કે તે છડેચોક કહેતી કે "છોકરીની જાતને ભણવાનું કેવું વળી! ભણવાથી છોકરીઓ રાંડે છે, છકી જાય છે. બુટ, મોજાં અને ચશ્મા પહેરતાં શીખી ભવાડા ભજવે છે, અને ભણતરનો ઉપયોગ પારકા ભાયડા પર કાગળ લખવામાં કરે છે."

આવી માન્યતાવાળી મારી મા પોતાના છોકરાની વહુને ભણવા દે તે બનેજ કેમ? તેણે મારે સાસરે સ્પષ્ટ સંદેશો કહાવ્યો કે 'વહુ ભણશે તો તેને હું મારા ઘરમાં આવવા-ની નથી.' કન્યાનો બાપ ગમે તેવો કેળવાયલો ને ધનવાન હોય છતાં તે હમેશાં નીચોજ મનાય છે. મારા સસરાએ પણ પોતાની આ

સ્થિતિ કળી જઇ પોતાની પુત્રી દુ:ખી ન થાય તે ખાતર પણ તેને ભણાવવાનો વિચાર માંડી વાળી મારી માનું મન અને માન રાખ્યું.

અને આ તમારો સેવક તો ભણવામાં પથ્થરનો ભમરડો હતો, છતાં ગુરુકૃપા અને લક્ષ્મીની ચાલાકીથી કોઇ પણ વર્ગમાં બે વર્ષ હવા ખાવાનો તેને લહાવો મળ્યો ન હતો. હું શું ભણું છું, કેમ ભણું છું, શું વાંચું છું, કોની સંગતમાં ફરું છું, મારો અભ્યાસ કેમ ચાલે છે અને મારું ચારિત્ર્ય કેમ ઘડાય છે તેની ચિંતા મારા પૂજ્ય પિતાશ્રીને ન હતી. અને નીશાળે ગોંધવામાંજ તેમનો ધર્મ સમાપ્ત થઇ જતો હતો. ગમે તે પુસ્તકો કે વાર્તાઓ હું તાણીને વાંચું કે ગઝલો ગાઉં એટલે મેં બહુ વાંચ્યું અને હું ઘણો હુશીઆર છું એવું મારી મા માનતી હતી અને તેથી પણ ન ધરાતાં આડોશીપાડોશીઓ અને સગાંવહાલાંમાં મારાં વખાણ કરી મને છેક છાપરે ચઢાવી દેતી અને તારમાસ્તર કે પોસ્ટમાસ્તર હું જરુર થવાનો છું એવું તે માનતી હતી. સેવક પણ આ ઉત્તેજનનો લાભ લઇ, 'સદેવંત સાવળીંગા', 'મેનાપોપટની વાર્તા', 'વાનડી ચરકી' અને એવાં બીજાં પુસ્તકો વાંચવાનો મહાવરો વધાર્યો, અને આજે બીજા નહીં તો તે જ્ઞાનમાં તો સેવકનો નંબર પહેલો છે.

આ બધું મારા સસરાને રુચતું ન હતું. મારી આવી ટેવોથી પોતાની છોકરીનો ભવ બગડશે એવું ધારી તેમણે મારી કેળવણી પર આડકતરું લક્ષ આપવા માંડ્યું. ભુખે મરવું, ભીખ માંગવી, ત્રાહિતની પાસે હાથ ધરવો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૭૧]



આવા સંયોગો વચ્ચે હું બાળકોના પિતાની સાથે તેમની માતા, નર્સ અને આયા પણ છું.



# અધઃપાત

## એક સાંસારિક ચિત્ર


લેખક-

રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ,

બી. એ.

ચિત્રકાર

રા. ડી. સી. જોગલેકર.


### ૧

સમય: સાંજના છ વાગ્યાનો

સ્થળ: નવાગામની ભાગોળ

ચંપકલાલ નામનો એક સત્તર વર્ષનો યુવક એક ઝાડ તળે બેસી પોતાના મન સાથે નીચે મુજબ વાત કરે છે.

"જીવનના પ્રભાતમાંજ મારા મનોબળની આવી સખત કસોટી થશે તેનો મને બીલકુલ ખ્યાલ નહોતો.

ધન્ય છે, આપણી હીંદુ સમાજને કે ફળફૂલતા આશાજનક યુવકોનાં જીવનસ્વપ્નાઓને કચરી નાખવામાંજ તેને આનંદ પડે છે બહારના હુમલાઓ સામે ટકી શકવાનું તો મારામાં સામર્થ્ય છે, પરંતુ આ માબાપનો કલેશ મારાથી સહન થઇ શકતો નથી. રજામાં ગામમાં આવ્યો છું ત્યારથી મારા મનને બીલકુલ શાંતિ મળી નથી. માબાપજ મારાં કટ્ટાં શત્રુ થઇ બેઠાં છે. નથી નીરાંતે મને ખાવાપીવા દેતાં કે નથી નીરાંતે એકચિત્તે

વાંચવાલખવા દેતાં. મને બીલકુલ પણ પુછ્યાગાછ્યા વગર મારો વિવાહ કરી બેઠાં છે અને હવે નાહક હઠ લઇ બેઠાં છે કે મારાં લગ્ન એમણે શોધી કાઢેલી કન્યા સાથે થવાંજ જોઇએ. હું પરણવાની ના પાડું છું તો બંને જણાં આપઘાત કરવા તૈયાર થઇ ગયાં છે: "કુવે પડીશું, ઝેર ખાઇ મરીશું પણ કરેલો વિવાહ તો જીવતાં છાંડીશુંજ નહીં! વિવાહ છાંડવાનો



હવે ઘરનો બોજો માથે લઇ લો.

રીવાજ નાતમાં નથી તો અમારાથી આવી હલનની પહેલ કેમ કરાય!"

હું પરણવાની ના પાડું તો કુટુંબની આબરુ જાય! માબાપનું નાક કપાય! તેમ થાય તે પહેલાં તો તેઓ જીવ આપવા તૈયાર થઇ ગયાં છે! આ માત્ર ખાલી ધમકી છે કે તેઓ એમ કરી બેસશે

તેની મને બીલકુલ સમજણ પડતી નથી. ઘરમાં માત્ર કલેશ અને કંકાસ શીવાય બીજું કૈં જોવામાં આવતું નથી.

ઓ મારા ઉચ્ચ આદર્શો, સ્વામીજી તથા માસ્તર બેઉનાં બોધવચનો, તમારું શું થવા બેઠું છે? પચ્ચીસ વર્ષની ઉમ્મર થતાં પહેલાં લગ્ન ના કરવાં. બ્રહ્મચર્ય પાળવું એવી મેં કરેલી પ્રતિજ્ઞા, તારું પણ શું થવા બેઠું છે? સ્વામીજી તથા માસ્તરસાહેબનાં બોધવચનો.. પ્રમાણે ચાલુ? કરેલી પ્રતિજ્ઞા પાળું? પરંતુ અત્યારની પરિસ્થિતિમાં મારાથી તે પ્રતિજ્ઞા શી રીતે પાળી શકાશે?

માબાપનો આ દુરાગ્રહ, તેમનો કંકાસ મારાથી સહન થઇ શકતો નથી. ઘરમાં તો રગડરગડ શીવાય બીજું કૈં મળેજ નહીં. કંકાસથી ઘરમાંથી લક્ષ્મી ટળે એવો સ્વામીજી નિરંતર બોધ કરે છે. પ્રતિજ્ઞા પાળવાનો હું સત્યાગ્રહ કરીશ તો આ કંકાસ નિરંતર રહેવાનો. ઘરમાં મારાથી સુખે જંપી બેસી શકાશેજ નહીં. અને મા કે બાપ બેમાંથી કોઇ આવેશમાં આવી આપઘાત પણ કરી બેસે અને મારે કપાળે સદાની કાળી ટીલી ચોંટે!

તો મારે કરવું શું? ઓ પ્રભુ, કૈં મને રસ્તો બતાવ. મારા માબાપને સદ્બુદ્ધિ આપ. એક__

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૭૫ ]

# મ્હારે જાવું પેલે પાર.

લેખક:

રા. નાનાલાલ દલપતરામ કવિ
એમ. એ.

ચિત્રકાર:

રા. શિવરાવ સઝીપ
એ. એમ.

(જહાંગીર-નૂરજહાંનના અપ્રસિદ્ધ એક નાટકમાંથી)

મ્હારે જાવું પેલે પારઃ
હવે માછીડા! હોડી હંકારઃ
મ્હારે જાવું પેલે પાર. ધ્રુવ.



पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे

श्री फार्बस गुजराती सभाने

શ્રીયુત રાધાભાઈ આણંદજી ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

જમના કાંઠે મથુરા નગરી,
ગામે ગોકુળ ગામ;
આ આરે મ્હારી દેહ ઉભી છે,
ત્હાં છે આતમરામ:
મ્હારે જાવું પેલે પાર.

આભનો સાગર જનજન ભરિયો,
મહી સૂરજ ને સોમ,
આ આરે છે ધરતીની ભેખડ,
ત્હાં છે ચેતનભોમ:
મ્હારે જાવું પેલે પાર.

હશી રેશે આયુષ્ય ઉજળે,
જગના ચાલે સમીર:
આ આરે મ્હારી આશાની કુંજો,
ત્હાં છે પ્રેમમન્દિર:
મ્હારે જાવું પેલે પાર.

કહે 'મ.ટીલ' રોપી હકાર,
મ્હારે જાવું પેલે પાર.



# પરિષ્વજન

(ચૌદ પદ કાવ્ય)

રચનાર:
રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર
બી. એ.

ચીત્રાંકનાર:
રા. ગોરધનભાઈ પટેલ
સભ્ય, સાહિત્યસંસદ્.

[ પૃથ્વી ]

પૃથા સુતી. નિહાળીને મૃદુ ઉરોર્મિતાને પડી,
ઉંચા નિજ આવાસથી ગગન છેક છાનો લડ્યાં
લહી ક્ષણ અમૂલ્ય, સદ્ય સરી ગૂઢ રતિમંત્રથી,
પરિષ્વજનશૂર, ચસુ મુખ અધરે છે બધં
સુકોમલ સહંત અંગ, પુલકંત અંગાંગથી.

ઉછાંછળી વસંતથી, દ્યુતિકઠોર વા ગ્રીષ્મથી
પરિષ્વજન આ હતું ગુપત, ને સુદૂરે હતાં
ઉષા ઉજમશોખ, ઓપચપલા રતી સૂર્યની,
નવેંદુ રજણી, વળી વિરહદુઃખિણી યામિની.
સમીપ અનુરાગી સાક્ષી રસભોગી કો નહૈં હતાં?
હતો વિધુ, હતી સુવાસલિત દીપની ચાંદની;
વળી યુગલ એ પરસ્પર ગયેલું એવાં ગળી
અગાધ મૃદુ તે પરિષ્વજન માંહ્ય વળી રહ્યાં
ને રમ, ન યામિની. કિમરથો ન,—નેગે ખરાં!





લેખક :

રા. મસ્ત-ફકીર,

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર

રા. સુશીલ


સવારે ઉઠ્યો ને ભગવા પાસે ગૌર તો ત્યાં પણ એજ વાત તેણે કરવા માંડી. મારી ચંચળ કોયમીર જેવા પાડોશણને ત્યાં ગઇ તો તેણે પણ એ વાત આણી. બાજુવાળા છગનભાઇ પણ એનેજ માટે મને પુછવા આવ્યા. શાક લઇને પાછા વળતા ભાઇલાલભાઇએ મારી ઓરડીમાં ડોકીયું કરીને એજ વાત વીશે ખુલાસો માંગ્યો. હું જમીને બહાર નીકળ્યો તો ગામમાં પણ બે વાણીઆઓ ધંધાપાણીની ચિંતા છોડી એનેજ ચર્ચવામાં મશગુલ જણાયા.

ઓફીસમાં ગયો. ટોપી ને ડગલો ઉતારીને ટેબલ પર બેસવાની તૈયારી કરું છું ત્યાં સીપાઇએ આવી ખબર કરી કે મુખ્ય અધિપતિ જમશેદજી અને બોલાવતા હતા. મેં ધારીજ લીધેલું કે મહોકાણ થી હશે.

તેમના રૂમમાં પ્રવેશ કરતાંજ તેમણે ધડાકો કર્યો—અમારા અધિપતિના મુખમાંથી વાક્યો તોપના ગોળાની જેમજ છુટતાં; વચ્ચે કોઇ તરેહનું અલ્પવિરામ કે પૂર્ણવિરામ મળેજ નહીં.

"ફકીર, તમારે લાયકનુંજ કામ આવ્યું આગના ભડકાની માફક ધમો, શીકારી કુતરાની માફક પાછળ પડો—ગમે તેમ કરો પન એ ખબર બપોરે અહીં આવવીજ જોઇએ. મુંબાઇની સોસાયટીમાં બનુંજ સેન્સેશન થયું છે—ગોલ્ડ ભળભળાટ ચાલી રહ્યો છે......સમજી તો ગયા હશો ?"

"હા જી, પેલા રમણલાલ ને સુમનિવાળી વાત."

"શાબાશ. જાઓ ને જલદી રીપોર્ટ લાઓ."

"પણ સાહેબ, એ લોકો બહુ છુપાવે છે. સેન્સરશીપ ભારી છે. તેમ બાબત પણ નાજુક છે."

"અરે પન 'મુંબાઇ ધડાકા'નો રીપોર્ટર ફરી પાછો હટે? આમ છેક ઢીલા કેમ પરી ગીયા? ટમે રો આપરા પેપરનું નાક, ટેની જીવતીજાગતી ઇજ્જટ ને આબરુ. ટમે વરી મુંઝાયા સા વરે?"

મારાથી આ ન ખમાયું. મેં બનાવટી હુશીઆરી મોં પર આણી, ટટાર થવા કોશેશ કીધી ને મારા સફાઇદાર રુમાલથી કપાળ પરનો પરસેવો લહોયો.

જમશેદજીને કૈંક સંતોષ થયો.

"હં એમ. જરા સાહસિક બનો. આગલ પરો."

મેં "ભલે સાહેબ" કહી ચાલવા માંડયું.

"અને જુઓ ફકીર,"—હું પાછો ફર્યો "ટમુને સત્તાવાર ખબર નહીં મલે તો કોઇબી ખબર લાવજો–પન લાવવાનું ચુકતા ના."

## અમારા અધિપતિ

વીલીઅમ સ્ટેડ કે હર્સ્ટ જો ગુજરાતમાં પાકશે તો તે અમારા આ જમશેદજી સીરવઇનોજ કોઇક વારસ હશે. પત્રકારનો ધંધો તેમના હાડેહાડમાં ઉતરી ગયો હતો. એમણેજ પહેલવહેલો અમેરીકન 'સ્પીરીટ' (જુસ્સો) મુંબાઇના જર્નાલીઝમમાં દાખલ કર્યો; અને, જેનો દર વરસે ખપ પડે તેવા રીપોર્ટો જુની ફાઇલોમાંથી કાપી કાઢીને નવા તરીકે ચલાવવાના હુન્નરને ઠેકાણે નવાજ, તીખા તમતમતા ને જોસદાર રીપોર્ટો મારા જેવા પાસે લખાવવાની રીત એમનેજ પ્રતાપે ચાલુ થઇ એમનું પત્ર 'મુંબાઇ ધડાકા' અવલથી આખરસુધી એ એમનુંજ બન્યું હતું. પ્રજા જાય તે માર્ગે એ જતું, જેનો યુગ હોય તેની પૂજા કરતું ને સરકારને પણ એવી સીફતથી ચીમકી દેતું કે રાજાપ્રજા બેઉમાં માનીતું બન્યું હતું.

આવા અધિપતિના હાથ હેઠળના રીપોર્ટરો પણ અથંગ ઉસ્તાદ ન હોય તો કેમ કામ આવે? તેમનાં પરાક્રમ નોંધતાં પાર આવે તેમ નથી: તેને કોઇ કોંગ્રેસ કમીટીની તોફાની સભામાંથી કાઢી મુકવામાં આવે તો એ સભાસદની ખુશામત કરી બાતમી મેળવે; અને તેમ નહીં તો, બાજુની ઓરીસમાં જઇ ત્યાંના 'વેન્ટીલેટર'માંથી (જાળીઆમાંથી) કે ભીંતે કાન માંડી કામકાજ ને રકઝકો સાંભળી લેશે. મુંબાઇમાં મહાસમિતિની છેલ્લી બેઠક મળી તે વખતની ધાંધલને પરિણામે જો છાપાના પ્રતિનિધિઓને દાખલ કરવામાં ન આવે તો સભ્યોનું હરણ કરીને પણ રીપોર્ટ લાવવો એવો મનસુબો અમારા બાહોશ રીપોર્ટરોએ કરેલો; પણ દેશબંધુએ અમારા સાહસ પર પાણી ફેરવ્યું.

પણ આવા પરાક્રમની રોજરોજ તક ન મળે માટે અમારી શક્તિઓને કાટ ખાતી અટકાવવાને તથા અમારા ઉત્સાહને જારી રાખવાને જમશેદજીબાએ સામાજિક ખળભળાટનાં કોલમ "ધડાકા"માં ખોલ્યાં હતાં. અને આજનો બનાવ એ યુક્તિનોજ એક ભાગ હતો.........

"લાવવાનું ચુકતા ના" એમ અધિપતિ કહી રહ્યા ને મેં ફરી ડઘાઇને એમુની સામે જોવા માંડયું.

"જાવ, મોંહનું ના જોયા કરો. જાવ, જલદી જાવ,'ને ડાકને માટે પાંચ વાગા પહેલ્લાંજ કૈં લાવજો–ભલે પછી અરધુંજ કોલમ છેવટ એક પેરેગ્રાફ બી, પન ખોદાયને ખાટર ખાલી હાથે પાછા ના આવતા.......આપરા પેપરની નોક જાલવવાની આજે ટમુને સોંપી."

ઉભેલા શબ્દોથી એકદમ મારી નસોમાં લોહીની સણસણાટી ચઢી, હૈયું ઉછળી રહ્યું ને ખુશાલ ચહેરે, ઘડીમાં ફલંગ ભરતો, ઘડીમાં ઠેકતો, હું ઓફીસમાંથી બહાર પડ્યો

મુંબાઇના જાણીતા કરોડપતિ સર બીહારીલાલ મઝમુદારને ત્યાં થોડા દિવસ પહેલાં બારીસ્ટર રમણલાલના માનમાં એક મોટી ગાર્ડનપાર્ટી આપવામાં આવેલી હતી. ત્યાં કોઇ છાપાંના રીપોર્ટરને નોતરવામાં આવ્યા નહોતા કેમકે સર બીહારીલાલના રાજદ્વારી વિચારોને લીધે અમારા પત્રના ઘણાક ખીસ્સ-દારોને તેમની વચ્ચે બીઆબારું ચાલતું હતું પણ તેજ દિવસે પાર્ટીમાં કંઇક ગંભીર બનાવ બનેલો હોવાની ઉડતી ખબર શહેરમાં ફેલાઇ હતી અને બેચાર દિવસ પછી રમણલાલ ને સુમતિના વિવાહ તુટવાની ખબર પણ ગામમાં વીજળીવેગે ફેલાઇ હતી બારીસ્ટર સાહેબની વર્તણુંકમાં કંઇક વાંધો હતો, કન્યાના સબંધીઓ ગુસ્સે થઇ ગયાં, રમણલાલ મેળાવડામાં-થી અચાનક ચાલ્યા ગયા—એવીએવી વાતો થતી, પણ પાકે પાયે કંઇ ખબર મળતી નહોતી. કંઇક ગંભીર બનાવ બન્યો હતો એ નક્કી, પણ વાત છાની રાખવા-ની ચોંપ બન્ને બાજુવાળાએ એટલી રાખી હતી કે બેદના સીધા પડદા ખોલી જોવાનું કોઇથી બને તેમ નહોતું. અને છતાં, 'વાચક! એ ગંભીર ભેદનો પડદો ચીરવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું—ખંજરથી નહીં, પણ મારી સુખદુઃખની એકજ સોબતી એવી કલમથી

## સર બીહારીલાલની મુલાકાતે

હું ઓફીસમાંથી નીકળેલો, તોપના ગોળાને વેગે બેલાર્ડપીઅર પરની સર બી. મઝમુદારની આલેશાન ઓફીસમાં પહોંચી ગયો. તેઓ મુંબાઇના કરોડપતિ વેપારી હતા રૂ બજાર, શેર બજાર, સટ્ટા બજાર ને ઝવેરી બજાર તેમજ મારવાડી બજારમાં-સઘળેજ તેમનો સીક્કો વાગતો. સર બીહારીલાલે "લીધા" એમ સંભળાતા શેર બજારમાં ભાવ ચઢતા; સર બીહારીલાલ "વેચે છે" એમ વાત ચાલતાં રૂ બજારમાં ભાવ ગગડતા. મુંબાઇનાં જોરૈમદ બજારોમાં ભાવોના ત્રાજવાની દાંડી આમ હાથમાં રાખનાર તે શાહ સોદાગરને પહેલેજ પકડવાનો ને ખુલાસો મેળવવાનો મે નિશ્ચય કર્યો.

તેના ચેમ્બરની બહાર સંખ્યાબંધ પ્રતિષ્ઠિત ગૃહસ્થો, દલાલો, મુકાદમો વગેરે મુલાકાતની વાટ જોતા બેઠા હતા. ત્યાં ધમતો ગએલો હું અંદરના રૂમના બારણાને બટકાવ્યો ત્યાં તો બડા ચપરાસીએ મને અટકાવ્યો.

"કામ મદી આહે" કહી તેણે કાર્ડ માગ્યું.

"અરે મેડ્યા ગોડાઉન બાજે આમ લાગલી" એમ અબરાટ સાથે બુમ મારી હું અંદર ઘુસ્યો. ચપરાસી બેબાકળો ઉભો રહ્યો.

એ વિશાળ ખંડમાં એક મોટા ટેબલ આગળ ફેશનેબલ રીવોલ્વીંગ ચેર ઉપર તે માલેતુજાર શેઠીઆની ભવ્ય આકૃતિ અરડાઇને પોઢેલી હતી પગ ટેબલ પર હતા ને આંખો સીલીંગમાં ફરતા પંખાના ચક્કરથીજ જાણે મેસ્મેરાઇઝ થઇ હોય એમ ઠરી રહી હતી. બેચાર મેમણ વેપારીઓ શેઠની સમીપ બેઠા હતા. એક તેમના જેવાજ ઘાટનો મેમણ તેમના કાન પર પડીને કહેતો હતો કે "શે', અતીઆરે લાગ છે. કાંદા મુંબાઇમાં બહુ આવી પડ્યા છે. આવો જોગ વરસોમાંબી નહીં આવતો—એકહાથ કરી લો, વે'લા વે'લા"



રકાબીમાંથી એક ચાર લઇને મોઢામાં નાંખી.

'શું !' નો રણકાર પલભર અચાનક શાંત વાતાવરણમાં ગુંજી રહ્યો.

મેં તોપ મારીઃ "મઝગામમાં."

એકદમ શેઠે ટેલીફોનને રીસીવર લીધો. નંબર માંગ્યો. "બંબા આવ્યા કે?" તેમણે પહેલો સવાલ પુછ્યો. બીજે છેડે જે સભળાયું હશે તે પરથી તેમના મોં પરના બદલાયલા ભાવ નીહાળવાની મોજ ઘડીક ચાખી ત્યાંથી બંદાએ એકદમ

કેટલો જથ્થો મુંબાઇમાં હશે એમ સર બીહારીલાલ પુછતા હતા ત્યાં સેવક સામો જઇ ઉભો રહ્યો ને 'સાહેબજી' કર્યું. મારો અવતાર જોઇ શેઠ ચમકયા, તેમના ટાંટીઆ ટેબલ પરથી ટેબલ નીચે ગયા, ખુરશી ગોળગોળ ઘેર લેવાનું ભુલી ગઇ. વિશાળ નેત્રો લાલ કરી તે બરાડયાઃ "કોણ છો તમે?"

બીજાઓએ પણ તેજ સવાલ પુછતા હોય તેમ તિરસ્કારથી ડોકીઓ મારી તરફ ફેરવી.

"હું છું 'મુંબાઇ ધડાકા'નો પ્રતિનિધિ—" વાકય પુરું થાય ત્યાં તો ચપરાસીએ અંદર આવી ઘાણુ બગાડી નાંખ્યોઃ

"ગોડાઉન મદી આગ લાગલી અસા હાણુત હોતા" તેણે ભરડયું.

"શું?" શેઠ ઉભા થઇ ગયા. પાછા બેઠા. બીજાઓના પણ હોશકોશ ઉડી ગયા.

ખરતી માપી.

## બારીસ્ટરનો જવાબ

બીહારીલાલ પાસેથી ઝાડુ મેળવી હું સીધો રમણલાલ બારીસ્ટરની તપાસમાં નીકળ્યો, સ્મોલકોઝ, પોલીસ ને હાઇકોર્ટ—એ ત્રણે કોર્ટો ઢુંઢીને પગે પાણી ઉતાર્યાં, પણ પત્તો લાગ્યો નહીં. વીલે મોંઢે મઝગામની પોલીસકોર્ટના ઓટલા પર હું ડોક નીચી નાંખીને બેઠો હતો ત્યાં મગજમાં અચાનક પ્રકાશ પડયો કે નવા બ્રીફલેસ બારીસ્ટરોનું સ્થાન તો આખો દહાડો તેમના ચેમ્બરમાંજ. સાથે એ પણ યાદ આવ્યું કે રમણલાલની ચેમ્બર તો રાજબાઇ ટાવરની સામે એક ત્રીજા માળના અંધારા ખુણામાં છે. એકદમ મારતી વીકટોરીઆએ હું ત્યાં જઇ પહોંચ્યો. ત્યાં ખાદીનાં ધોતીઆ, ખમીસ ને ગાંધી ટોપી

પહેરીને એક જુવાન મારી આગળ સફરજનની છાલ ઉતારતો બેઠો હતો. બહાર પાટીઆ પર Mr. Ramanlal (In)–મી. રમણલાલ અંદર છે–એમ હતું ને ઓરડીમાં બીજુ કોઈ હતુ નહી, એટલે મેં ધારી લીધું કે આજ બારીસ્ટર પોતે. ધરાક આવેલો સમજી રમણલાલ ઉભા થઇ ગયા ને સફરજનની ચીરને એક બ્લોટીંગ પેપર નીચે સતાડી દેતા "ખુરશી લ્યો" કહીને બોલ્યા.

મેં કહ્યું. "કે નહીં, ખાઓ. સફરજનથી તો ભેજું તર થાય."

"હા. ઈંગ્લંડમાં તો આ ખાવાનો આવો વખત, પણ અહિં સીપાઇ આવ્યો નથી"

મેં કૈ જવાબ ન આપ્યો ને ગંભીર ઉચું કરી રકાબીમાંથી એક ચીર લઇને મોંમા નાંખી અને પછી આ સભ્ય વર્તનનુ પ્રદર્શન અજાયબીભરી આંખે જોઇ રહેતા રમણલાલના ચુકાદ્યુ સુધી ખુરશી તાણી જમવા લાગી

"હું 'મુંબાઇ ધારાસભાનો પ્રતિનિધિ' એ મંગળાચરણ કર્યું. તેમના મુખમાંથી દેખા પ્રયોગી "ઓહ!" નીકળી પડયો

"જાહેર પ્રજાના લાભ સામે સબંધ ધરાવતા એક અતિ મહત્વના પ્રશ્ન સબંધમાં અમારે તમારી મુલાકાત લેવી પડી છે"

"પણ મને હાલમાં આવ્યાને મહીનાજ થયો છે. હું અહીંના રાજદ્વારી વાતાવરણથી તદન અજાણ્યો છું."

"છતાં પણ આપના વિચારો—"

"ક્યા વિચારો?"

"કોઇપણ વિચારો—અમારે જાણવા છે"

"પણ હું એવો રીફોર્મર કે વિદ્વાન નથી, તેમ પોલીટીક્સમાં પણ ભાગ નથી લેતો."

"તેનું કંઇ નહીં. પેલી સર બીહારીલાલની પાર્ટીમાં તમે ગયા હતાને?"

તે ચમક્યા. "હા. કેમ, તેનુ શું છે?"

"ત્યાં આપે ઇંગ્લંડની આકૃતિ વીશે એક વિદ્વતાપૂર્ણ ભાષણ આપેલું"

"નહીં. મેં કંઈ ભાષણ કર્યું જ નથી."

"એમ? ઓહ આઈ સી. (સમજ્યો) પણ મી. રમણલાલ!" હું ટહાર બેઠો "ત્યાં ભાષણ કરતા પણ એક ગંભીર બનાવ બનેલો કહેવાય છે એ વાત ખરી કે?"

તેમનુ મોં પડી ગયું "કયો બનાવ?"

"જુઓને, જાહેર પ્રજાની અંદર એ પાર્ટીના સબંધમાં ઘણી ગેરસમજુતી ફેલાઇ છે તે દૂર કરવી એ અમારી ફરજ છે. અને જેના માનમાં એ પાર્ટી ગોઠવાયલી તે મી. રમણલાલ બારીસ્ટર પાસેથી પ્રજા ખુલાસાની માગણી કરે છે તે પુરી પાડવી એ પણ અમારી ફરજ છે"

"એટલે?" ગુંચવાયું ને ગુસ્સાથી ધબકતે હૈયે રમણલાલે પુછયું

"એટલે એમ કે હું જાણવા માંગુ છું કે શી ઠપુંબર થઇ હતી બોઢો જાણવા માગે છે કે તમે ત્યાંથી એકાએક પલાયન કેમ કરી ગયા હતા?"

"હદ થઇ મારીજ ચેમ્બરમાં આવી, આવું અપમાન કરનાર તમે છો કોણ?" તેઓ ખુરશી પરથી ઉભા થયા. ભવાં ચડાવી, ત્રાડ મારી "કોઇની ખાસ ખાનગી બાબતોમાં માથું મારવાનુ તમારે શું કામ? નીકળો બહાર"—અને તેણે દરવાજો દેખાડયો.

"ખાનગી? અમે આવ્યા ત્યાં ખાનગી હતું" ને આખુ ગામ તે વીશે ઉત્તેજીત થઇ રહ્યું છે એ તો તમે જાણો જાણતાજ નથી!"

જવાબમાં પેલાએ કહ્યું "મીસ્તર, પેલુ બારણું છે. ઝાઝી મશ્કરી કરી તો—"

હું ઉભો થયો. રકાબીમાંથી સફરચનના વધુ કટકા લીધા, એક મોમાં ને બે ખીસામાં મુકયા.

આ જોઇ તેણે એવી આંખ કરી કે તેણે બતાવેલા બારણાનો માર્ગજ સૌથી સરળ હતો એમ મને લાગ્યું.

ઓફીસમાં આવી જમશેદજી આગળ હેવાલ રજુ કર્યો. મુળ કામ પાર નહોતું પડ્યું છતાં જે બે નવી દીલ ધડકાવનારી ખબર હું લાવેલો તેથી ખુશ થઇ તેમણે મારો બરડો ઠોકયો ને ટેબલ જેટલા ઉંચા નાચ્યા.

## સુમતિને ત્યાં

બીજે દિવસે દશ વાગ્યામાં વાલકેશ્વર સર બીહારીલાલના બંગલા આગળ હું પહોંચી ગયો અને એ સુખી શેઠીઆ સાડાબારે મોટરમાં બેસી ઓફીસમાં સીધાવ્યા એટલે તેમના બંગલામાં દાખલ થયો. કાર્ડ મોકલીને અંદર ગયો, ને ડ્રોઇંગ રુમમાં બેઠો.

થોડી વારે એક ઉંચી, પાતળી, ખુબસુરત, મુખ પર ખેદની છાયાવાળી યુવતી ધીમે કદમે ઓરડામાં ચાલી આવી, ને પાસેના કોચ પર બેઠી. જરા રહીને ગળગળા સાદે બોલી:

"હું હમણાં જાહેરમાં કૈંજ ભાગ લેતી નથી. સઘળાં એન્ગેજમેંટ (રોકાણ) મારે રદ કરવાં પડયાં છે. આજે વનિતાવિશ્રામમાં હું નહીં પણ બહેન પરીન મારે બદલે પ્રમુખ થવાનાં છે."

"નહીં બહેન," બહુ મીઠાશ ને મૃદુતાથી મેં કહ્યું, "હું એક બીજીજ વાત પુછવા આવ્યો છું."

"ત્યારે પુ.........છો" જાણે હજુ પણ ફેંકી નાંખે એટલું બધુંય દુઃખ ખમવા તૈયાર હોય તેમ બીચારીએ ઉત્તર વાળ્યો.

તેની આ દશા જોઇ મારા જેવો નફટ પણ પળ વાર ગુંચવાયો. બધી ચતુરાઇ ઉડી ગઇ લાગી. વાઘ જેવા માણસોની ને ખાઉ-ફરુ જેવાઓની મેં મુલાકાત લીધી છે પણ અત્યારે તો નિરાશ થઇ ગયો. કેમ શરુઆત કરવી તે સુઝેજ નહીં. બે ત્રણ મીનીટ "અં......... ...અં......" કરી મેં ચલાવ્યું:

"આપને ત્યાં પેલી પાર્ટીમાં પ્રસં—" પણ એ વાકય પુરું થવાનુંજ નહોતું. હું આગળ ચલાવું ત્યાર પહેલાં તો તેનું વીલું મોં વધારે વીલું થયું ને નમણાં નયનમાંથી (કવિઓ કહે તેમ) મોતીડાંની માળા તુટી હોય તેવાં આંસુ ખરવા માંડયાં.

કમબખ્તી! હવે શું કરવું? વંજે માપવો બીજું શું? હું ઉભો થયો: "માફ કરજો બહેન. આપને વસમું લગાડવાનો મારો હેતુ નથી. આપના દુઃખમાં મારી પુરી સહાનુભૂતિ છે" અને હું ઝડપબંધ પાછો જવા ધસ્યો–ધસ્યો ને એક કાચની અતિકીંમતી ફુલદાનીવાળા ટેબલની સામેસામ થઇ ગયો. લગભગ અથડાયો. ખચકાઇને હું પાછો હઠ્યો ને બાજુના મોટા બારમાંથી ઉતાવળે બહાર પડયો.

કંપાઉંડમાંથી પસાર થતાં મેં ઉંડો નીસાસો નાંખ્યો. અફસોસ! આ કરુણારસિક નાટકમાંનાં ત્રણ પાત્રો પાસેથી તો કૈં ન મળ્યું. આશક માશુક ને બાપ-ત્રણેએ નિષ્ફળતાજ આપી.

## પાનવાળાની દુકાને

મારા કચવાયલા હ્રદયને શાંત પાડવા પાનરૂપી મલમ લગાડવાનો નિશ્ચય કરી હું બંગલાની પડખે આવેલી પાનવાળાની દુકાને સુંદર મસાલાદાર પાન તૈયાર કરાવવા ઉભો રહ્યો. પાનવાળાને બદલે મેંજ પાન બનાવવાની તસ્દી લીધી હોવાથી, થોડો સમય વીત્યો એટલામાં બાલડીમાં ચણા લઇ જતો લાલીઓ ઘોડાવાળો દુકાન આગળથી નીકળ્યો.

પાનવાળાએ તેને આંખ મારી, પેલાએ પ્રત્યુત્તર દીધો અને "મકના અહીં આપનો?" કહી પાનવાળાએ તેને બોલાવી ઉદારતાથી એક બીડી આપીને પુછ્યું.

"તારી નાની બાઇની શી ખબર છે?"

ઘોડાવાળાએ બાલકડી નીચે મુકી બીડી કાન પર ચઢાવી ને એક પાન લઇ તૈયાર કરતેકરતે જવાબ વાળ્યો.

"અરે બીચારી રડીજ છે રે ક ની ખાતી છે, ની પીતી છે, તારની રડીજ છે. સોભી મોટા છેટને તો જાને કૈ નહીંજ મરે'

હું ચમક્યો. "તુ સર બીહારીલાલનોજ ઘોડાવાળો કે?"

"હા છેટ જાબ' કહી તેણે લૈયાની અદબથી સલામ કરી.

"અરે પાનવાળા!" મેં કહ્યું. ' તેને પચીસ બીડીનું બંડલ આપ, કાંડીનું બાકસ બી આપજે, ને એક બીજી પટ્ટી બનાવ, મારે માટે....કૈ વાંધો નહીં, લે મકના લે એને દસ પાન પણ આપજે.'

"નહીં છેટ, તારી મોટી મેરબાની મને કૈ ની જોઇએ."

"અરે કૈ હરકત નહીં. તારે જે જોઇએ તે અહીંથી લઇ લે. બધું તારુંજ સમજ."

જવાબમાં મકનાએ, પાનવાળાએ આપ્યું તે બધું બને ખીસામાં ભર્યું, પછી મેં બીજો પાસો ફેંક્યો.

"મકના જરા આ સામેની હોટેલમા આવ તો? આપણે કૈ વાત કરવાની છે—બહુ જરુરની" એ વખતે પણ આનાકાની કરી આખરે તે મારી જોડે હોટેલમ, આવ્યો. મે પુરી ઉસળ ને સ્પેશલ ચાનો ઓર્ડર આપી વાત છેડી

"આ રમણલાલ કોણ છે, મકના?"—અને સાથેજ એક રુપીઓ તેની હથેળીમા મે સરકાવ્યો.

"તે વેલાતથી બાલીસ્ટર થી આવેલો છે ને છેટ તેનો છોરો થવાનો એમબી હાંભરેલું. હોને."

"એને માટે થએલી પેલી પાર્ટીમા કં રકાસ થયલો એ વાત ખરી કે?"

"હોવે બૌ ગમત થયલી એમ તો મોટા રછોરો કે'તા છે."

"શી ગમત?"

"એ તો ખબર ની મરે, છેટ પણ કેછ કે પેલો જાગ્યો અચાનુચ ચાલી ગીઓ જો."

"એમ કે? તને કોણે કહ્યું?"

અહીં અમારું ખાણુંપીણું તૈયાર થઇને આવ્યું મકનાએ પુરીનો બટકો કરતા જવાબ દીધો

"મને કે? જોહાર છેડાણીની બાઇ કેતી'તી."

"એ જોહાર શેઠાણી કોણ?"

"છેટની બેન. હોવે. વાલકેશ્વર ગેતી છે-તન બતી આગલ'

ખાવાનુ પુરુ થયુ એટલે આ ચાલી ને એ પીતાપીતાં મેં એની આગળથી સુમતિના ભાઇ ગંગાદાસ ને તેની બેનપણી-એ કામલતા ને લવંગલતા વીશે બધુ જોઇતી માહીતી મેળવી લીધી બધુ કૈ તેની પાસેથી મળે તેમ નહોતું એટલે રુપીઓ ને વળી એક પાનપટ્ટી તેને અપાવીને વીદાય કીધો.

પછી મેં આશાભર્યા મનથી આ બધી બાતમીનો ચાલાકીથી ઉપયોગ કર્યો. પાસેજ કામલતાનુ ઘર હતુ. ત્યા પહોંચ્યો, પહોંચ્યો. લૈયાને પાવલી આપી અંદર ગયો. મે ભપકા-દાર ભાષામા મારુ ઓળખાણ કરાવ્યુ તણે સહેજ હસીને ડોકું નમાવ્યું અમે વાતે ચઢ્યાં. તક જોઇને મે પાર્ટીવાળી વાત છેડી ને પુછવા માંડ્યું. તેણે નાકનું ટીચકું ચઢાવીને રમણલાલની ખુબ ઝાટકણી કાઢી તેને અભિમાની કહ્યો.

એ મહાવીર્યની વજ્ર સમ ચમકતી પરશુ છે
શક્ત કે પાદ સમ શત્રુને
ઝાડ સમ છેદવા.
એની પાસે વળી
શ્રેષ્ઠ કૃતિ વિશ્વકર્મા તણી
પર પુરંજયધનુ
આપ્યું જે વિષ્ણુએ
ભાર્ગવ ઋષિકને.
આ મહા ધનુષયોજિત શરે
પૂર્ણ વીંધ્યો હતો ભાર્ગવે
ક્રૌંચ સમ પર્વત મહાનને.
આ ધનુષયોગથી
ધનુર્ધારી થતો
રાજ! દુર્ધર્ષ પણ દેવને.

અર્જુન

મૂર્ખ! શું વ્યર્થ છે
ઘોર તપ આચરી
પ્રાપ્ત મારું કર્યું બલ ગજસહસ્રનું!
આ મુજ અમોઘ ને અપ્રતિમ
અરિદલવિનાશિની
વિશ્વજિત શક્ત કંકાલ નામક મહા
ચૂર્ણ કરવા શિખર
શૈલસત્તમ હિમાલય તણું
તો પછી શું ગજનું
મનુજ મરકટતણું?
ચુત દુષ્પાદ!
ઇંદ્રાદિ સૌ લોકપાલક ઉપર
શાસન ચલાવતો
સર્વ શૈલો મહીં શ્રેષ્ઠ કૈલાસને
સહજ ડોલાવતો
વીસ તો ભુજ અને
શીશ દશ અક્ષય ધરાવતો
રાક્ષસોનો પતિ રાય રાવણ વડો
પંખી સમ પાડીને મેં પુર્યો પાંજરે.

તો પછી શું ગજનું
વિપ્ર તવ રામનું?

દુષ્પાદ

પુરુષપુંગવ! અરે!
રામમાં અંગબલ,
અસ્ત્ર ને શસ્ત્રબલ,
ને વધુ ઘોર તપ આચરી
પ્રાપ્ત એણે કર્યું
પરમ બલ બ્રહ્મ જે.
આમ દુઃસહ્ય કાલાગ્નિ સમ
અંગ આયુધ બલે
બ્રહ્મબલથી થયો રામ
દુર્ધર્ષ કૈલાસ સમ.

અર્જુન

અરે દુર્બુદ્ધિ દુષ્પાદ!
રે આજ ક્યાં તારી અક્કલ ગઇ!
અરે ઓ બાયલા! જો તને આટલો ભય હતો
તો શું કરવા તું આવ્યો અહીં.
અનાડી! આમ મહિમા કથી
શત્રુના બલ તણો
ઇચ્છતો શું તું નિસ્તેજ કરવા મને?
આમ તું ચ્યુત થયો આજ ધણીધર્મથી
પાત્ર છે માત્ર વધદંડને.
છેક નિર્વીર્ય નિઃસત્વ નિર્માલ્ય સમજે મને
કે હું એ અહીં ન હોવા તણો લાભ લઇ
ચોરી કરનાર કો ચોર શું?
શોકથી ગ્રસ્ત અત્યંત હું
આ સમય એ અહીં છે નહીં
જેથી મુજ મન તણા કોડ
મનમાં રહ્યા.
મૂર્ખ દુષ્પાદ રે!
રામ પાસે ભલે
અંગબલ અસ્ત્ર કે શસ્ત્રબલ

રામ પાસે ભલે
વજ્ર સમ પરશુ કે પરપુરંજયધનુ
રામ પાસે ભલે
બ્રહ્મબલ આત્મબલ દિવ્ય બળ
એ ભલે રામ
દુ:સહ્ય કાલાગ્નિ કે
પરમ દુર્ધર્ષ કૈલાસ સમ
આવતા હે તું દુષ્પાદ! મારી સમીપ
માત્ર એકજ વખત વિપ્ર એ રામને
અરે! પણ એકદમ આ શું આ'
તુમુલ તોફાન શું પવનનું'
ધરતી ધ્રુજી રહી.
ઘોર કરી નાદ ફડફડ પડે પક્ષીઓ
ધરણી પર ઢળી પડે ધાક કરતા પશુ
જાય છે ઉખડી ઝાડ જડમૂળથી
અગ્ર છે આવરિત ધૂળના દળ વડે
થાય અદૃશ્ય સર્વે દિશા
આમ ઓચીંતું આ શું થયું ?

દુષ્પાદ

આ સ્થિતિ સૂચવે મહાભય.

અર્જુન

તું શું આ બોલનો તે ન સમજણ પડ.

દુષ્પાદ

પુરુષપુંગવ! જુઓ
અશ્વ મુજ મૂઢ થયા
આગળી ન ચાલતા.
સ્પષ્ટ ભાસે મને
રામ આવે અહીં
મર્કતા કોપથી.

*નેપથ્યમા-'ઊભો રહે,' 'ઊભો રહે'*

સાંભળ્યા શું પ્રભુ!
આ મહાશબ્દ ઉચ્ચારણા
દુંદુભિ સ્વર વડે!
એ મહાશબ્દનો પ્રતિધ્વનિ
હજુય ઉઠળી રહ્યો
પર્વતોમાં પ્હાડે
જેમ પર્જન્યની ગર્જના.
રાજ! પાછળ જુઓ.
મેઘમંડલ થકી નીકળતા કેતુ સમ
ભૂરભારૂન તરફથી જે ધુમ્ર આવતો
તેજ કવ્યાધિપતિ રામ છે

અર્જુન

રામ આવ્યો શું એ ?
તો તું દુષ્પાદ! ઝટ નાખ રથ ફેરવી.

દુષ્પાદ

રાજરાજેંદ્ર! આ અશ્વ થઇ મૂઢ ચલતા નથી.
અમણુ મસ્તક કરે મારુ પણ,
કે મને સુઝ પડતી નથી.

અર્જુન

દુષ્ટ! તું કેમ દુશ્મન થયો આ સમય!
આદર્યો યત્ન તે પ્રથમ કરવા હરણ વીર્યનું
ને હવે રથ ન તું ફેરવે
નીમકહરામ! તું યોગ્ય છે દંડને

*લપટાક મારે છે*

ઉઠ અહીંઆ થકી, હુંજ હાંકીશ રથ.

*સારથિને પાડી નાખી પોતેજ લગામ હાથમા લે છે.*

રામ

ઉભો રહે, ઉભો રહે, ચોર, ઓ લુટારા!

અર્જુન

અરે! આ હય હવે કેમ નથી હાલતા?
કૈ નહીં. રથ વગર ચાલશે.
પુઠ હું આદરીશ પૃથ્વી ઉપર ઉભો
એ અહીં આવી પહોંચ્યા અચક
પ્રાણ લઈ ચાર વડે

*બાણુ મારે છે પણ બાણ રામના શરીર સાથે અપડાઈ ભોંય પર પડે છે*

રામ

ચોરીની ચોરી તે ઉપર શીરજોરી!
રે દુરાત્મન્! અસ્ત્ર ને શસ્ત્ર તવ
છે નિરર્થક હવે.
ગો અને વિપ્રનો ધ્વંસ કરનાર
રે ધર્મથી ભ્રષ્ટ ઓ નરાધમ!
આર્ય સંસ્કાર સંહાર કરનાર
દુર્જાત ઓ અનાડી!
જાણ તું આજ તવ કાળ આવી ઉભો.
માર તું માર,
શર કેટલાં મારશે?

અર્જુન

અરે! આ શું! મુજ બાણથી અભેદ્ય એ
આમ ચાલ્યોજ આવે અહીં.
કે નહીં, છોડું બ્રહ્માસ્ત્રને.

બ્રહ્માસ્ત્ર છોડે છે રામ બ્રહ્માસ્ત્રનું પાન કરે છે.

રામ

બસ. કરી ચુકયો દુષ્ટ! ઉપયોગ
તવ શ્રેષ્ઠ સાધન તણો.
આમ હો મૂર્ખ!
તું વિવિધ મહીપાલના મુકુટ પર પગ ધરી.
રાક્ષસશ્રેષ્ઠનો યશ કલંકિત કરી.
મદ થકી અંધ છેકજ થયો.
નરમ નિર્દોષ લોકો તણા
શાંત ને સુખમય નિવાસમાં
અગ્નિ પ્રકટાવતાં હર્ષ બહુ ઉપજતો.
તેમનું સર્વ–ધન ધાન્ય ને ધેનુની લુંટને
તવ અધિકારનું અંગ તું માનતો.
તેમની પુત્રવધૂઓ અને પુત્રીનું હરણ
કરવા મહીં
શુભજ ઉપયોગ સત્તા તણો સમજતો.
પણ મહાપાતકી નરાધમ!
આજ તુજ પાપનો ઘટ થયો પૂર્ણ
બુદ્ધિ થતાં ગાય અમ લુંટવા
નાખી બંધન મહીં
બ્રાહ્મણ વિરકત વા વૃદ્ધ નિઃશસ્ત્રને.
એટલું તો હવે જાણ તું અવસ્ય કે
જે કરે એ મહાપૂજ્ય તાપસ તણા અંગને
પીડિત વૃથા કર્યું
પાપી તે કર તણું છેદન થશે નહીં,
એ નિરાધાર નિર્દોષ લોકો તણાં
નયનથી નીસરતાં અશ્રુબિંદુ બદલ
વિપુલ તવ અંગની ઉષ્ણ નાડી તણાં
રુધિરનાં ઝરણ વહશે નહીં
ત્યાં લગી કેવલ અશક્ત છે
મુક્તિની પ્રાપ્તિ તવ માટ
આ જામદગ્નેયના ઋણ થકી.

અર્જુન

લોહીતરસ્યા અરે ધર્મથી ભ્રષ્ટ બ્રાહ્મણ!
નિકટ આવ તું આવ.
વિપ્ર થઇ પીવું શું લોહી ક્ષત્રી તણું?
આવ તું આવ.
રે તેં નિવાર્યાં સકલ અસ્ત્ર મુજ
સમજતો તેથી શું બચી ગયો.
અરે ઓ બામટા!
શક્ત છે ચૂર્ણ કરવા
ગદા મારી કંકાલ
કૈલાસના શિખરને
તો પછી શું ગજાનું મનુષ મસ્તક તણું?
છકેલા છાકટા!
ઉજ્જડ અરણ્યમાં પૂજ્ય એરંડ સમ
થઇ ગયો મસ્ત વર્ષા તણો જ્યમ શૃંગ
તેથી બકબક કરે જેમ ફાવે તને.
પણ અરે મટ!
ખમવાની છે આજ

આ સિંહ કેરા નખાઘાતની વેદના
આવ તું આવ સત્વર નિકટ,
જેથી કરી પ્રકટ પ્રાબલ્ય પળ તણું
કાઢું હું ધૂમ
શુષ્કવાયસા તવ વિપુલ શિર્ષથી.

રામ

ઓળખે તું ન મુજને હજી
તેથી વદનો વચન આમ મિથ્યા અભિમાનના
વર કરી પ્રાપ્ત તું દૈવની પાસ
દુર્ધર્ષ સમજી રહ્યો આપને.
પણ અરે દુર્મતિ!
આજ હું સહસ્ર તવ હસ્તને
મારી આ તક્ષપતી પરશુની તીક્ષ્ણ ધારા વડે
દર્ભ સમ છેદીને
ક્ષુધાતુર ગીધ ને બુભુક્ષિત શ્વાનને
જો કરાવું નહીં પારણાં
તો હું ભાર્ગવ નહીં
અરે ઓ દુરાત્મન્!
ચૂર્ણ કરી આજ તવ ધનુષ ને અજિત કકાય
જો તવ મદોન્મત્ત મસ્તકનું છેદન કરી
મોકલું હું ન પાપિષ્ટ તવ પ્રાણને
નરક રૌરવ મહીં
તો ન જમદગ્નિનો પુત્ર હું.
રે દુરાચારી!—

અર્જુન

અરે ઓ જંગલી જોગટા!
તું શું સમજે આમ!
ત્હારી આ લલકાર કો તાપસી!
જાણતો તું ન કે
આંચ આવે ઉરુની
શરીરના એક પણ રોમને તે અગરૂ
વિપુલ તવ અંગના
ઝાડના થડ પડે
કેક કટકા ન હમણાં કરે
તો હુ આત્મજ નહીં ક્ષત્રીનો.
અરે ઓ ભામટા ભાર્ગવા!
કાર્તવીર્ય હું હૈહયપતિ સત્ય અર્જુન નહીં
જો ખરે તવ કરૂ
મૃત્યુસંસ્કાર ને અગ્નિદાહ વગરનો રાખીને
ભટકતો બ્રહ્મરાક્ષસ તને.
કપુત સરદાર! નિજ માતૃઘાતક!
અરે યુદ્ધ કરવા તુ આવ્યો અહીં
ધ્વજ ધરી ધર્મનો!
વ્યભિચારિણીપુત્ર!
કમજાત ઓ નરાધમ!
આવી જા આવી જા.

યુદ્ધ થાય છે જેમાં રામ પોતાની પરશુ
વડે અર્જુનને કાપી નાંખે છે

અર્જુન

રે દુષ્ટ! વિજય તેં મેળવ્યો
સાથી ને સૈન્યથી રહિત પર
કેવળ અશક્ય પણ
શત કુશાગ્રકાં સર્પ સરખા
શત ભુજ સુપુત્ર
તવ દૂર આ કર્મનું
વેર નહીં વાળશે
ત્યાં સુધી જંપીને બેસતુ.

અર્જુન દેહ છોડે છે રામ ચાલ્યા થઈ
જાતા જાય છે.

કુંવારી અને મારી સાથે છુટથી હસીને વાતચીત કરે તેટલા પરથી અમારા બન્ને પર તેણે કેવા હલકા આક્ષેપો કર્યા. 'એ રાંડ જો આપણા ઘરમાં પેસશે તો એનો ટાંટીઓજ કાપી નાંખીશ' એમ મોટે ઘાંટે પાડી છતાંક બધા સાંભળે તેમ તે બોલવા મંડી પડી ઘરની બીજ અમારા ચારિત્ર પર આવી રીતે શંકા લાવે ને મોટે ઘાટે ગમે તેમ બોલે તો આડોશીપાડોશીઓ અમારા પર અનેક જાતની શંકા લાવે તેમાં નવાઇ શી?

આ સમાજ, આ સ્ત્રી અને આ ઘર એ બધાની મધ્યમાં રહી મન તથા આત્માનો વિકાસ શી રીતે થઇ શકે તેની મને સમજણ પડતી નથી.

કોઇ પણ જાતની શાંતિ કે સુખ મને આ જીવનમાં નથી. આખું જીવન કકાસ અને કંકાસ-માં આમ વ્યર્થ કરવું તેના કરતા આ સ્ત્રી, આ ઘર અને આ સમાજનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. આટલા બધા વર્ષો દુ:ખમાં કાઢ્યા હવે વધુ દિવસો દુ:ખમા કાઢી મારા મનુષ્યત્વનો છેકજ નાશ થવા દેવો એ યોગ્ય નથી.

પૂર્વઆફ્રીકામાં ગુજરાતીઓની વસ્તી ઘણી છે. ત્યાંની શાળાઓને માટે શિક્ષકો જોઇએ છીએ એવી જાહેર ખબરો વર્તમાનપત્રોમાં ઘણી વાર વાંચવામાં આવે છે. આમાની એકાદ જાહેરખબરના પ્રત્યુત્તરમાં અરજી કરી અને ત્યાં મેં સારી નોકરી મળી જાય તો ગુપચુપ આફ્રીકા સટકી જવું. નોકરીજોકરીનો ત્યાગ કરી હું આમ સટકી જઇશ ત્યારેજ આ ઠકુરાણીઓનું કંઇ ઠેકાણું આવશે એ અને એનાં છોકરાઓ ભુખે ટળવળશે ત્યારેજ પોતાની ભુલોનો એને ખ્યાલ આવશે અને તે ખરેખરી પસ્તાશે.

પ્રેસને પણ મારી સાથે લઇ જાઉં તો? પ્રેસ મારી સાથે આવશે? એના સહવાસમાં મને સુખ તથા શાંતિ મળશે એ તો નક્કીજ છે એની સાથે જે દિવસે માત્ર અડધોજ કલાક વાતચીત કરવાનો મને પ્રસંગ મળે છે તે આખો દિવસ મારો આનંદમાં જાય છે અને તે દિવસે હું સ્વર્ગીય સુખ અનુભવું છું.

અહીંઆં એ બીચારી સહ્ન ગરીબ અને નિરાધાર સ્થિતિમાં છે. એને માત્ર પંદરેજ રુપીઆ પગાર મળે છે. એની જાતના દેશી ખ્રીસ્તીઓમાં એના યોગ્ય ભાગ્યેજ કોઇ કેળવાયલો અને સારા સંસ્કાર-વાળો પતિ એને મળી શકશે ગમે તેવા સાથે લગ્નગાંઠથી જોડાવાથી આ કોમળ પુષ્પ નાહક ચગદાઇ જશે અમે બે એકત્ર થઇ જીવનનૌકામાં વિહાર કરીશું તો ગમે તેવો તોફાની ભવસાગર અમે તરી શકીશું.

જો એ હા પાડે તો ગુપચુપ ગુજરાઇ જઇ એની સાથે સીવીલ મેરેજના કાયદા પ્રમાણે લગ્ન કરી દઉં અને પ્રસંગ આવ્યે અમે બને જણા ગુપચુપ આફ્રીકા પલાયન કરી જઇએ. આ રસ્તો લીધા વિના આ જીવનમાં સુખ અને શાંતિ મેળવવાનો મારે માટે બીજો એક પણ ઉપાય નથી.

હવે મારે નબળાઇને વશ ના થતાં એકદમ તાકીદે પગલાં ભરવાં જોઇએ. નબળાઇમા મે મારી જીંદગીનાં ત્રીસ વર્ષ નકામા ગાળ્યાં. જે સમય વહી જાય છે તે અમુલ્ય છે. બીજા દસ વર્ષો જો હું આમ નબળાઇમાં જવા દઉં તો પછી બધું પતી ગયું. આ જીંદગી વ્યર્થ ચાલી જવાની.

ચાલ, અત્યારેજ પ્રેસને મળું. તેની સાથે વાતચીત કરી તેનો અભિપ્રાય જાણી લઉં. એ મારા વિચારને સંમત થાય તો ધારેલો સંકલ્પ પાર પાડવાને વાર કેટલી?....

## અંક ૩ જો

### પ્રવેશ ૧ લો

સ્થલ - જમદગ્નિનું તપોવન
સમય - પ્રાત:કાલ

તીર્થયાત્રા કરી રામ પાછા ફરે છે એટલામાં ત્યાં કપિલ નામનો બ્રાહ્મણ એમને મળે છે.

રામ

આ શું આ!
કેમ મુજ બ્રહ્મલોક સરખો આશ્રમ
સ્મશાન સમ શૂન્ય દેખાય છે?
ક્યાં ગયા દ્વિજવરો,
વિપ્ર વાલિખિલ્ય વૈખાનસો?
બ્રાહ્મણોની કુટિરને સ્થળે,
આ જુઓ ત્યાં દીસે
રાશિઓ ભસ્મની!
શુષ્ક સઘળાં થયાં પુષ્પ ને દ્રુમલતા
શાંત મૃગગણ વિચરતા નથી.
સર્વ અદૃશ્ય છે ધેનુઓ.
મારી તો કુટિરનું નામ ન નીશાન કે.
શું થયો કોપ ઇશ્વર તણો,
કાર્ય કે કો મહા દુષ્ટનું!

કપિલ

કરું નમસ્કાર ભગવાનને.

રામ

શું કપિલ!
રે! કેમ આશ્રમ તણી આ સ્થિતિ?
ક્યાં ગયા મહાત્મા બ્રાહ્મણો?
કેમ મુજ તાત કે માત દીસતા નથી?

કપિલ

ભૃગુવરા! આપ યાત્રા ગયા તે પછી
અલ્પ સમયે અહીં
દુષ્ટ આવ્યા લઇ સૈન્ય શત પુત્ર સહ
હૈહયાધીશ અર્જુન તણા
ભસ્મ તેણે કર્યું
રુચિર દર્શન જનસ્થાન આ.
સર્વ વિપ્રો ગયા
ત્યાગ દુ:ખે કરી
આ તપોવન તણો.
હે મહા રામ!
તમ માત ને તાત રહેવા ગયાં
તે ગમ સરસ્વતી તીર પર
ને પિતા આપના
બ્રહ્મલોકે ગયા

રામ

શું પિતા! બ્રહ્મલોકે ગયા

કપિલ

હા ગયા બ્રહ્મલોકે પિતા
વધ કર્યો એમનો અર્જુનાત્મજોએ

રામ

અર્જુનાત્મજોએ તાતનો વધ કર્યો?
અરે શું તાતનો વધ કર્યો?
વધ કર્યો શું વયોવૃદ્ધ આ વિપ્રનો?
અરે ઓ નિષ્ઠુર નરાધમો!
જ્યાં લગી નહીં કરું
નગર માહિષ્મતી
ભસ્મના પુંજવત્
ત્યાં લગી હું નહીં

## રાજાધિરાજ

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૫ થી]

## પ્રકરણ ૨૬ મું

### ચોકીમાં

કાક ચોકી આગળથી જરા આગો ગયો ને પાછળ આવતા સૈનિકો તરફ નજર નાખી તેમને ધ્યાનથી જોઇ રહ્યો.

તેઓ પાસેના ઉંચા ટેકરા પર આવી લાગ્યા હતા, અને ચારે તરફ નજર નાખતા હતા. તેમને આ ચાર જણની હીલચાલની કે સમજ પડી હોય એમ લાગ્યુ નહીં કાકે ઘોડા થંભાવ્યો, ને રાજાના જીને બાંધેલુ નાનુ પણ મજબુત ધનુષ્ય હાથમા લીધુ, અને એક અચુક બાણ ફેંક્યુ. બાણની નેમ સચોટ હતી પેલી ટોળીનો મુખી જે આમતેમ જોઇ રહ્યો હતો તેને બાણ વાગ્યુ ને તે ઘાયલ થઇ ઘોડા પરથી સરી પડયો.

તે આખી ટોળીનુ ધ્યાન કાક તરફ ગયુ. તેના માથા પરની સુવર્ણની કલગી, ને તેના ઘોડાના પગની ખરી તડકામા ચમકી રહી હતી વિકરાલ જાનવરની ગર્જના હોય તેમ તે બધાએ એકજ શબ્દ ઉચ્ચાર્યો. "જેસંગ સોલંકી"; અને તેની પાછળ પડયા કાકને એટલુજ જોઇતું હતું તેણે જોરથી એડ મારી ને જયસિંહદેવના માનીતા ઘોડાએ છલંગ મારી દોડવા માંડ્યું. ચોકીના ઉપના માળની બારીમાથી રાજાએ કાકને દોડી જતો જોયો ને પેલી ટોળીના ઘણાએક ઘોડેસ્વારોને તેની પાછળ પડેલા જોયા. તેને આ રાજસેવકની ભક્તિ જોઇ ઉભળકો આવ્યો. કેવા વીર યોદ્ધાઓ તેની કીર્તિ વધારવા પ્રાણ આપી રહ્યા હતા!

"અન્નદાતા!" જગદેવે પાછળથી આવી રાજાનુ ધ્યાન ખેંચ્યું, "આ પેલા થોડાક આપણા તરફ આવે છે"

"હા કાકે પેલાને ઘાયલ કર્યો તેને લઇને"

"ને આ જોયુ?" એક માણસ બધાથી જુદો થઇ બીજી દિશા તરફ જતો હતો તેના તરફ આંગળી દેખાડી પરમારે કહ્યું.

"મને લાગે છે કે પેલા ઘોડીચોરો ઝાડ નીચે બેઠા હતા તેને તેડવા જાય છે." રાજાએ કહ્યુ

"તે બધા પણ આવી લાગવાના"

"હા!" હસીને રાજાએ ગણના કરી; "પદરેક તે છે ને એક–બે–ત્રણ–ચાર–પાચ ને પેલા ચાર ––ન દરેક આ છે."

"ત્યારે પચીશ થયા"

રાજાને ગમ્મત પડી, "હા આપણે એકેક જણને ભાગે આઠ આઠ આવશે"

પરમારે ડોકુ ધુણાવ્યુ

"પરમાર! ત્રીશ તરી નેતુ. નેતુ આવે ત્યાં સુધી બોલાય એમ નથી" કહી રાજા ફરીથી હસ્યા.

"હું સમજ્યો નહીં."

"પેલા કાકની પાછળ ત્રીશ જણ ગયા છે" રાજાએ શાંતિથી કહ્યુ "બેમો ક્યાં છે?"

"આ રહ્યો બાપુ!" કહી બેમો થોડાક રોટલા ને મરચાં લઇ ઉપર આવ્યો. બાપુ આ ખાવાનુ હાથ લાગ્યુ છે. ખાઇ લો. કોણ જાણે પાછો ખાવાનો ક્યારે વારો આવે?"

કર્ણદેવ સોલંકીના શોખીન પુત્રને કલેડી જેવા રોટલા જોઈ કમકમાં આવ્યાં પણ

આજ આવ્યા અહીં
આપવા સર્વ સંહાર દૈત્ય તણો
સુદર્શન થતાં
યુદ્ધ દારુણ થશે.
આદર્યું છે અનુષ્ઠાન મેં વિજયનું.
તેથી બાંધ્યાં હતાં કાલ સંધ્યાસમય
શ્રી અને પૂગીફલ
દૂર પેલા શમીવૃક્ષ પર
તે ફલો પુનઃ લેવા હું આવ્યો અહીં

ઋચિક

એનું તું શું કરશે?

સંદીપન

આપીશ હું રાવને
એટલે યુદ્ધમાં વિજય નકી થશે

ઋચિક

આ ફલો જો ફરી પ્રાપ્ત નવ થાય તો?

સંદીપન

વિઘ્ન આવ્યું અનુષ્ઠાનમાં
એટલે નાશ યજમાનનો.
પણ અહીં ક્યાંથી તું?

ઋચિક

દૈત્યો કૂટયોધી બધા.
ને રખે રવિઉદય આગમચ
ઉપદ્રવ કરે
થી હું નજર અહીં રાખવા
ભ્રમ ફરી રહ્યો.
દીપન! શું તું પણ ઇચ્છતો
આજના યુદ્ધમાં
નાશ ભાર્ગવ તણો!

સંદીપન

ઋચિક! સમૃદ્ધિ દૈત્ય તણી
મારી સમૃદ્ધિ તે.
દૈત્યોનો વિજય
સત્ય તે મુજ વિજય.
જેમના વિજયથી
નાશ મુજ ઋદ્ધિનો
તેમના વિજયની
કેમ ઇચ્છા કરું?

ઋચિક

આમ વર્ણી થતો શું નથી
જાતનો દ્રોહી તું?

સંદીપન

કેમ દ્રોહી કરું જાતિનો ઋચિક!
જે જાતિએ
તે સમય સંઘર્યો નવ મને
આપીને ધાન્યનો એક કણ
જે સમય અન્ન વીણું હું રઝળતો હતો.

ઋચિક

અરે! તું કેમ આવું વદે?
સંદીપન! આજ તું જે
ન શું સર્વ તે જાતિના પ્રતાપે?
જાતિસંસ્કારના અભાવે
પ્રાપ્ત પદ આ કરત તું ક્યાં?

સંદીપન

તર્ક તારો ઋચિક! હું સમજતો નથી.
તેમ અવસર નથી સમજવા તવ વચન.
સત્યને શોધશું
કોઈ નવરાશના વખતમાં.
હાલ તો જાઉં છું.

જવા માંડે છે. ઋચિક તેને પકડીને ઊભો રાખે છે.

ઋચિક

જરા તો ઊભો રહે.
એમ ને એમ ચાલ્યો જશે?

પૃથ્વી પર હૈહયો કર્મ શું કરી રહ્યા
અને આ ભાર્ગવો કેમ આવ્યા અહીં
તે તને ખબર છે?

સંદીપન

રામ આવ્યા અહીં
સૈન્ય લઇ મહત ભાર્ગવ તણું
વાળવા વેર
નિજ તાત જમદગ્નિના મૃત્યુનું.

ઋચિક

ખોટી છે તારી એ માન્યતા.
શ્રેષ્ઠ સત્તા અને અઢળક સુવર્ણના મદ થકી
અંધ થઇ હૈહયો,
બલકટે રક્ષવા નિત્ય બલહીનને–
એ સનાતન મહા નિયમનો
ભંગ સહસા કરી
દુષ્ટ ઉત્પાત દારુણ કરે.
નરમ નિર્દોષ લોકો તણા
શુભ જનસ્થાનમાં અગ્નિ પ્રગટાવતા,
પારકી દાર કે પારકાં દ્રવ્યને
આપ ઇચ્છાનુસરી લઇ જતા
બાધતા પરમ પાપિષ્ઠ એ
અખિલ આ જગતને:
વેદીના ધૂમથી ગગન નથી રાજતું:
વેદની ધૂનથી ગગન નથી ગાજતું.
પ્રીતિ હિંસા ઉપર
ભીતિ નહીં પાપની.
સંદીપન! આવી ભયમાં પડી
આર્ય જનસંસ્કૃતિ
લોપ ચાલ્યો થવા
આર્યના ધર્મનો.
પરમ પાપિષ્ઠ એ હૈહયો–
વિપ્રને યોગ્ય એવી ક્ષમા ધારતા
વૃદ્ધ જમદગ્નિને
નાખી બંધન મહીં
લુંટી જે લઇ ગયા ગાયને,
બ્રહ્મસત્તમ ભૃગુશ્રેષ્ઠ જમદગ્નિનો
નિરર્થક વધ કરી ભસ્મ કીધું જનસ્થાનને.
હૈહયો તે અટકશે કયું કૃત્ય કરતાં અધમ:
એ ન સમજણ પડે.
તેથી ભગવાન્ આ રામ
નિજ કર ધરી ધ્વજ મહા
આર્યના ધર્મનો–આર્યસંસ્કારનો
દંડ દેવા મહા દુષ્ટને
આ ભૃગુદલ સહિત આવી પહોંચ્યા અહીં
સંદીપન! તે મહીં વિઘ્ન શું નાખશે?
ભાર્ગવોનો વિજય
એ વિજય આર્યસંસ્કારનો
રામનો જે વિજય
એ વિજય સનાતન ધર્મનો.
તે મહીં શું તું વિક્ષેપ કરશે?
અરે સંદીપન! હૈહયોમાં રહી
થઇ ગયો શું તું સર્વત્ર હૈહય સમો?

સંદીપન

એ બધું ઠીક છે.
પણ ઋચિક! લેખું સંસારને
એક ચહુરું વડું.
પ્રાપ્ત ત્યાં યશ કરે
પુરુષ-વ્યવહારમાં કુશલ જે.
આપવું અલ્પ
ને લેવું સામું ઘણું
એજ કૌશલ્ય છે
શ્રેષ્ઠ વ્યવહારમાં.
આજ ધોરણ ઉપર
ઋચિક! યજમાન મુજ હૈહયો.
પણ સમય આ નથી
વિષય આ ચર્ચવા.
પાલવે નવ હવે

બાંધવ! વિલંબ પળ એકનો.
કાલ તો જાઉં છું
ઋચિક! મળશું પછી.

ચાલવા માંડે છે.

ઋચિક

વ્યર્થ શું વચન મારાં ગયાં?

સંદીપન [ચાલતાં ચાલતાં]

વાત કરશું પછી.

ઋચિક શંખ ફૂંકે છે એટલે પરશુથી સજ્જ ચાર ધનુર્ધારીઓ હાજર થાય છે

ઋચિક

પકડો આ વિપ્રને
છીનવી લઇ શ્રી અને પૂંગીફલ
સઘ આપો મને:
બાંધી એને પછી શાશ્વત સાથ
સહુ ચોકી કરજો તમે.
હું સ્વતઃ આવીને કહું નહીં ત્યાં લગી
મુક્ત એને ન કરશો કદી.

એક ધનુર્ધારી

જેવી આજ્ઞા.

તે પ્રમાણે કરે છે

ઋચિક

અહો! આ અરુણનો ઉદય તો થઇ ગયો,
માત્ર છે વાર ઘડી એકની
સૂર્યના ઉદયને.

શંખ, શીંગાં અને દુંદુભિના અવાજ સંભળાય છે.

ધસો ધસો અગ્નિ અમિત્ર સૈન્ય પ્રતિ ત્વરો કરી
સર્વ ભરત।
કરો કરો હસ્તવિહીન શત્રુ સેના કરી મોહિત
જ્વાલેહ ॥
મરુતો મરો કમ હો વધો વસુ સમ વધો।
વિધ્વંસ કરતા વધો વધી વશ કરો રિપુ ॥

મારો મારો મોરચો અહિતસ્થાનો અગ્નિ હો।
અહિતસ્થાનો અગ્નિ હો ॥
હણો હણો અરિદલ હણો મઘવા હણો યુદ્ધ
કરતું હણો વૃત્રહા।
હણો હણો અરિદલ હણો ઇંદ્ર હો હણો યુદ્ધ કરતું
હણો અગ્નિ આ ॥

વાયુવેગે વાજીઓ ચડે વહ્નિ વૃત્રહા આ।
અરિદલવિદારણ વજ્ર તવ ધરો ધરો ॥
છેદો છેદો લડતા પૂંઠ પડતા પળી જતા।
વૈરીને નિષ્ફલ કરો સર્વ અમિત્ર મત્રણા ॥
વેરો વેરો વૃત્રહા વહ્નિ વાયુ ચડે વૈરીને।
મુગ્ધ અરિદલ કરો ॥

મોહો મોહો ઇંદ્ર અમિત્ર સેના મારો મારો
મરુતો ઓજસે આ।
કરો કરો ચક્ષુરહીન અગ્નિ પછી પછી આમ
થયા પરાજિત ॥

રામ પ્રવેશ કરે છે.।

રામ

ચાલો ચાલો ભડવીર ઓ ભાર્ગવો!
આપણા વડીલ અને આપણી વધુ
વળી આપણા બાળગોપાળનાં
આર્ત નયનો થકી ઉષ્ણતા નીરની
નીક વહેવડાવનાર,
આપણાં ધન અને ધાન્યથી મીકનાર
પરમ મનહર જનસ્થાનને
છેક વેરાન સમ શૂન્ય કરનાર
અતિ દુષ્ટ ને ધર્મથી ભ્રષ્ટ
રાક્ષસ સમા શત્રુને
આપણા બાહુનું અજિત બળ
આજ દર્શાવવા
પ્રાપ્ત અવસર થયો.
તેથી ભડવીર ઓ ભાર્ગવો!
તીવ્ર તમ તીરને સદ્ય તત્પર કરો,
પ્રૌઢ તમ પરશુને સજ્જ સત્વર કરો,
પૃથ્વીનું રાજ્ય સન્મુખ ઊભું,

સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થયાં,
વિજયમાળા જુઓ વાટ ત્યાં જોય છે.
નરમ, નિર્દોષ, નિર્મળ, નિરાધાર લોકો
તણો જીવ–
'ધન, ધાન્ય ને ધેનુઓ—'
લુંટી લેનાર આ લોભીઆ લુંટારા,
શુદ્ધ, સાત્વિક, સદા શાંત લોકો તણી
પુત્રી ને પુત્રવધૂઓ તણાં હરણ કરનાર—
આ છાકટા લંપટો
દ્રવ્ય સંપત અને રાજ્યસત્તા તણા—
મદથી ઉન્મત્ત થઇ
નિરંકુશ ડોલતા.
તેથી ભડવીર ઓ ભાર્ગવો!
તીવ્ર તમ તીરને સદ્ય તત્પર કરો,
પ્રૌઢ તમ પરશુને સજ્જ સત્વર કરો,
પૃથ્વીનું રાજ્ય સન્મુખ ઉભું,
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થયાં,
વિજયમાળા જુઓ વાટ ત્યાં જોય છે.
વીર ભૃગુશ્રેષ્ઠ!
વિશ્વાસનો ઘાત કરનાર
આ નિર્ઘૃણ નરાધમોને કરે
પ્રકટ થયલા મહાઅગ્નિની ઉગ્ર જ્વાલા મહીં
આપણાં શાંતિ સમૃદ્ધિ ને સુખ જે
જે સમય ભડભડ બળી રહ્યાં,
પરમ દુર્વૃત્ત એ દુરાત્મનને કરે
આપણા યજ્ઞ ને યાગ, સંયમ અને સાધના
જે સમય રુધિર તરબોળ થઇ
ધરતી પર ઢળી રહ્યાં,
તે સમય શું તમે બેસી રહેશો?
અરે ભૃગુવરો!
આપણા નિશ્ચયો અચલ છે,
આપણું આત્મબલ અતુલ છે,
તેથી ભડવીર ઓ ભાર્ગવો!
રુધિરતર્પણ વડે પિતૃ સંતોષવા,
તીવ્ર તમ તીરને સદ્ય તત્પર કરો,
પ્રૌઢ તમ પરશુને સજ્જ સત્વર કરો,
પૃથ્વીનું રાજ્ય સન્મુખ ઉભું,
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થયાં,
વિજયમાળા જુઓ વાટ ત્યાં જોય છે.

સૈન્ય

મહાત્મા રામની જય. ભૃગુઓની જય.
'હણો હણો' ઇત્યાદિ.

બીજી તરફથી હૈહયો આવે છે.

અંશુમાન્

ચાલો ચાલો મંહાવીર ઓ હૈહયો!
ભાર્ગવોને તમે મારો મારો.
આપણા અન્નદાતા તણો ઘાત કરનાર
એ દુષ્ટ આવ્યા અહીં
વધ તમારો કરી રઝળતાં મુકવા
સર્વ તમ સ્ત્રી અને છોકરાં
તે સમય શું તમે બેસી રહેશો બધા?
એ ભૃગુકુલજ આવ્યા અહીં
લઇ જવા સર્વ ધન ધાન્ય ને ધેનુઓ
જે લીધાં આપણે
રાજસત્તા તણા શ્રેષ્ઠ અધિકારથી
કાઢી તે શું તમે આપશો?
તેથી ચાલો તમે
બોલતા હૈહયેશ્વર તણી જય.

હૈહયસૈન્ય

હૈહયનાથની જય

અંશુમાન્

કેમ આવી ધીરી ધીર!
તમ આજ જયઘોષની ગર્જના?
કેમ તમ પગ ઉપડતા નથી?
ક્યાં ગયાં શૂર આવેશ ઉત્સાહ તમ
ક્યાં ગયો જોસ
તે સમયનો જે સમય
અગ્નિ મુકી લુંટયો

મહત આશ્રમ ભૃગુશ્રેષ્ઠ જમદગ્નિનો!
ક્યાં ગયું તેજ
તે સમયનું જે સમય
નાશ કીધો તમે
કોશલેશ્વર ઘટોત્કચ તણા સૈન્યનો.
હે મહાવીર ઓ હૈહયો!
ક્યાં ગયું વીર્ય
તે સમયનું જે સમય
વિજયપ્રાપ્તિ કરી
કાંચીના હસ્તિવર્મા ઉપર
સુત અને સુહૃદ મુકી
અત્ર આવ્યા થકી
ક્ષુદ્ર આ ભિક્ષુકો
તેથી અધીર શું કરી જશો?
બ્રાહ્મણો આમજ કલંકિત કરી જશે
ક્ષત્રીની કીર્તિને?
હે પુરુષપુંગવો!
રાખવું હોય તમ ક્ષત્રીમુખ ઉજળાં
રાખવી હોય તમ ક્ષત્રીની કીર્તિ અકલંકિત
રાખવો હોય આ જગત પર
નિશ્ચિત તમ વિજયવાવટો
વીરો! સત્વર કરો
ઘોર ટંકાર તમ ધનુષ્યનો.
બોલજો હૈહયેશ્વર તણી જય.

હૈહયસૈન્ય

હૈહયનાથની જય

અંશુમાન

પરમ તેજસ્વી ઓ હૈહયો!
કેમ ગલિતાંગ આજે થયા!
કેમ જડ આ થયા?
શું તમે આજ કાયર થયા?
અરે! પણ આ શું આ!
વાયુ દારુણ થયો આજ છે·
ધુમાડા રજ થકી કંઈજ દેખાય નહિ
વરસતો સખત વરસાદ પથ્થર તણો:

રામ

ઉભા રહો. ઉભા રહો.
દુષ્ટ, ક્ષુદ્ર ઓ દુરાત્મન!
તૃપ્ત નહીં થાય મુજ પિતૃ
કીધા વગર આજ
તર્પણ
તમો રાજવંશજ તણા રુધિરનું.
નિર્ઘૃણ નરાધમો!
થાઓ તત્પર હવે
આવી લાગ્યો સમય
પકડવા પથ,
જે પથનો પાંથ પાપી તમ પિતા થયો.

અંશુમાન

અરે બ્રાહ્મણાધમ!
સૈન્ય માથી રહિત
તાત એકાકીનો વધ કર્યો
તેથી શું સમર્થ તું
સાધવા નાશ અમ સર્વનો.
ઓ દુરાચારી! મિથ્યાભિમાની!
અરે મૂર્ખ! મિથ્યા વદી વચન
શું કામ આવો અને
હાસીને પાત્ર તું!
મૂઢ! મુસ્તાક જો આપબલ પર હતો
તો શું લાગ્યો અહીં લીન આ બ્રાહ્મણો
મદજ રહેમહ જવા અજ સમા?
ઓ અનાડી! અરે જે સમય
વીંટી લઈશું તને
શત અમે પુત્ર અર્જુન તણા
તે સમય મળે પહોંચીશ તું યમસદન
આકતો શતમુખી સર્પથી પ્રમથિત સાંકસમ
આવી જા, આવી જા.
તલમની આ અમારી ગદા
પાન કરવા હવે
ઉષ્ણ તવ પરમ ઉન્મત્ત મસ્તક તણા રુધિરનું

રામ

પરમ પાપિષ્ઠ
ઓ ઘાતક વિરક્ત ને વૃદ્ધ તાપસ તણા!
નરમ નિર્દોષ લાચાર લોકો મહીં
લુંટ કરનાર ઓ નિષ્ઠુર લુંટારુઓ!
સમય આવ્યો હવે
આપવા ઉત્તર
તમામ તમ અધમ કૃત્યો તણો.
સદ્ય આવો હવે
કે કરી તૃપ્ત અમ પિતૃને
તમ રુધિરતર્પણે
પ્રાપ્ત શાંતિ કરું.

અંશુમાન્

આવી જા, આવી જા.
ઓ વ્યભિચારિણીપુત્ર!
સ્રુવ અને સ્રુક તજી
ધનુષ પરશુ ધર્યાં
એટલે શું થયો યોગ્ય તું
આપવા યુદ્ધ અમ ક્ષત્રીના પુત્રને?
મૂઢ ઓ બ્રાહ્મણા! તેં ન જોયાં હજી
પરમ ઉત્સાહ, વીરત્વ, સાહસ અને
શૌર્ય ક્ષત્રી તણાં
તેથી બકવાદ આવો કરે.
આવી જા, આવી જા.

*અર્જુનપુત્રો રામ પર તુટી પડે છે. યુદ્ધ કરતાં રામ એક પછી એકનાં માથાં પરશુ વડે છેદતા જાય છે. બીજી બાજુ ભૃગુઓ હૈહયો પર તુટી પડે છે.*

સુમતિ

ભરત! જો આપણું સૈન્ય તો
આગમ વઢાય છે ઘાસ સમ.
જા તું તેની તરફ પ્રેર ઉત્સાહ કેં
જાઉં હું આ તરફ.

ભરત

વ્યર્થ જ જવું હવે.
માર મારી સકલ આપણાં સૈન્યને
હઠાવી, ડુબાવી નર્મદાનીરમાં
આમ આવી રહ્યા ભાર્ગવો.
રામ પણ સાધી સંહાર સર્વત્ર
આ તરફ આવી રહ્યા ઉગ્ર કાલાગ્નિ સમ

*રામને હાથે એઓ પણ મરે*

રામ

મારો, મારો. અરે પરશુ મુજ કેમ
અડકે ન કો અંગને?
સત્ય શું કો ન હૈહય રહ્યો?
નીકળ અગ્ન્યાસ્ત્ર!
ને પેલું કર નગર માહિષ્મતી ભસ્મવત્.

*અગ્ન્યાસ્ત્ર છોડે*

નીકળ બ્રહ્માસ્ત્ર!
આ પૃથ્વીની પીઠ પર
ક્ષત્રીનો હો પુરુષગર્ભ જે
તેનું છેદન કરી—

*રામ બ્રહ્માસ્ત્રને ધનુષ પર યોજે એટલામાં બ્રહ્માદિ દેવતાઓ અ સપ્તર્ષિઓ આવે છે.*

બ્રહ્મા

શાંત હો રામ! શાંતિ ગ્રહો.
વિપ્રસત્તમ! અહો ભૃગુવરા!
શાંત સત્વર કરો
અમિત અમર્ષ આ આપનો.
હે તપોધન! થયું તમ આખું જગત્
રોમનાં રંધ્રથી નીસરતી અગ્નિજ્વાલા વડે,
ભસ્મ શું કામ તેને કરો?
હે નરર્ષભ! કરો શાંત આ આપનું રૂપ
જે રૌદ્ર દારુણ
કરે મોહિત ત્રિલોકને.
હે દ્વિજોત્તમ! થશે નાશ જો
ક્ષત્રીના બીજનો,
નાશ પ્રાપ્ત કરશે

અખિલ આ જગત નિશ્ચિતપણે.
તેથી ભૃગુવર! કરી શાંત તમ ક્રોધને
રક્ષણ કરો અખિલ વિશ્વનું.
ધર્મધુરંધર અહો!
સાંપ્રત અધર્મનાં મૂલ ઉત્થાપીને,
સનાતન ધર્મનાં શાસનો સ્થાપીને,
નષ્ટ પશુબલ કરી,
બ્રહ્મબલ વિસ્તરી,
આર્ય સંસ્કારને સંઘરી
કાર્યની સિદ્ધિ આપે કરી
ત્યાગ તેથી કરો
વિપ્ર! સંહારની વૃત્તિનો
સત્યવચની! થઈ સત્ય છે
પ્રતિજ્ઞા આપની.
નગર માહિષ્મતી ભસ્મવત્ થઇ ગયું
તેથી બ્રાહ્મણ! કરો
ગ્રહણ મૃગચર્મનું
ક્ષત્રીઓનું નિકંદન ગયું.
ભૂમિ ઉપર મુકો આયુધો.
છોડવ્યા બંધ દાસત્વીના કેરના
તેથી દ્વિજવર!
શિષ્ટપાલન હવે કરો:
તુમ આત્મા થશે પિતૃનો
રાજન્યશત્રુરુધિરતર્પણે,
તેથી હે પરમ પ્રતિપાલ! કરી પારણા
થાઓ તત્પર તમે
આપ બ્રહ્મ અખિલ અખંડ આ
પૃથ્વીને પાલવા.

રામ

હે પિતા! હે સુરો! ઋષિવરો!
પરમ પ્રમુદિત થયો
આપના દર્શને.
હે સુરો! ઋષિવરો!
આપનાં વચન કે
કાર્યની સિદ્ધિ સંપૂર્ણ થઈ
તો હવે કામ મારે નથી
અસ્ત્ર કે શસ્ત્રનું.
સત્ય મારી પ્રતિજ્ઞા થતા
માન્ય શાસન મને આપનાં
પણ મહાતાત! મારે નથી એષણું
રાજ્ય આ પૃથ્વીનું.
યજ્ઞ અહીંઆં કરી
આપીને પૃથ્વીની દક્ષિણા,
જઇ વસી પર્વત મહેન્દ્ર પર
થઇશ પ્રવૃત્ત હું
આત્મસિદ્ધિ તણા કાર્યમાં
પરંતુ હે સુરો! મારી છે
એક ઇચ્છા પરમ.
વર મને આપીને
આપ પરિપૂર્ણ એને કરો.
હે મહાતાત!
હે ઇંદ્ર! હે અગ્નિ! હે મુનિવરો!
બલકરે અબલને રક્ષવા
એ પરમ ધર્મ પ્રકટાવવા,
બ્રહ્મબલ શ્રેષ્ઠ એ સત્ય દર્શાવવા,
સ્મરણ આર્ય સંસ્કારના વિજયનું રાખવા,
જે સ્થળે યજ્ઞ મારો થશે તે સ્થળે
મારી સંગાથ આવેલ આ ભાર્ગવો
ઉત્તમ વસાવશે નગર
જે ખ્યાત જગમાં થશે ભૃગુપુરી નામથી.
આ પુરી આપ વરદાનથી
પામી અમરત્વને
સતત પ્રસરાવશે
એક સૌરભ પુનિત આર્ય સંસ્કારનું —

બ્રહ્મા વગેરે દેવો તથા ઋષિઓ

તથાસ્તુ. રામ! તમ સકલ ઇચ્છા થશે.

પડદો પડે છે.

# હેર ઓઇલમાં ઘાસલેટ કેરોસીન વીશે આપણા લોકોની અજાયબ સંમજ

## સર્ટીફીકેટ શું કહે છે?

અમારી બનાવટોના 'અકસીર પણા માટે જે સમજુત અમો આપી રહ્યા છીએ, તે પુરવાર કરતું ફક્ત એકજ સર્ટીફીકેટ તમારી ખાત્રી અને સંતોષ માટે અહીંઆં આ રહ્યું:—

મુંબઈ, તા. ૧૦મી જુન ૧૯૨૩.

વહાલા સાહેબ,

આપની જાહેરખબરથી 'પ્લાન્ટા' એગ્યુમીક્ષ્ચરનો ઉપયોગ કરનારનો અભિપ્રાય પુછાવવાના બારામાં મને જણાવતાં ખુશાલી ઉપજે છે કે તાવથી સપડાએલાઓ માટે તો તે ખરેજ એક આશીર્વાદ સમાન છે. છેલ્લા એપ્રીલમાં લંડનથી અહીં આવતાંજ હું તાવથી સપડાગો. પાસ થએલા ડાક્ટરોની દવા ઉપરાંત પણ મેં ઘણીએ દવાઓની અજમાએશ કરેલી પણ તે તમામજ નીષ્ફળ નીવડેલી. આપની દવાનો પણ મં ઉપયોગ કર્યો, અને હું આ પીડાએથી મુક્ત થઇ શક્યો. મારે પોતાને માટે તો તે રામબાણ પુરવાર થઇજ, પણ જેઓને મેં તેની ભલામણ કરેલી તેઓને પણ તે તેટલીજ અસરકારક નીવડેલી જણાઇ છે. મને આશ્ચર્ય થાય છે કે લોકો શા માટે આ અકસીર ઇલાજ અજમાવતા નથી. બજારમાં મળતી દવાઓની હરીફાઇમાં પ્લાન્ટા એગ્યુમીક્ષ્ચર ચઢીઆતુંજ છે. તેના રામબાણ હોવા શીવાય હું જે કહેવા ઇચ્છું છું તે એજ કે આ દવામાં તાવથી પેદા થતી નબળાઇનો પુરતો અટકાવ કરી તાકાત આપવાની જે શક્તિ છે તેવી જાતની બીજી દવાઓમાં નથી.

લી.

હું છું આપનો,

બી. આર. આમ્બેડકર,

એમ. એ., એમ. એસ.સી.,

પી.એચ. ડી. (Col)

ડી. એસ.સી. (London)

ભભકાદાર પહેરવેશથી જેમં માણસની પરીક્ષા થઇ નથી શકતી, તેમ હેર ઓઇલની પરીક્ષા કે સુગંધ કે રંગથી થઇ શકેજ નહીં. વીલાયતથી સારું થઇ આવતું વાસ વગરનું ઘાસલેટ એક પૈસાનું લઇ, જેસમીન કે રોઝની એક પૈસાનીજ સુગંધ તેમાં નાંખી બાટલી ભરી સુંદર લાંબા વાળવાળી અબળાના પીક્ચરવાળું ખેંચાણકારક પેકીંગ કરી તેલના ગુણોની મોટી મોટી તદ્દન ખોટી વાતો લખી વેચનારાઓ તો આજે સેંકડો છે. એ તો સીધી સાદી સમજ છે કે બાલપોષક વનસ્પતિઓનાં મુળીઆંઓમાંથી બનાવેલું અમારું હેર ઓઇલ ઘાસલેટના તેલમાં બનાવેલા હેર ઓઇલ જેટલું તો સફાઇદાર અને પારદર્શક નાજ લાગે. એક પૈસાનીજ સુગંધ નાંખતાં જે વાસ તેમાં આવે તેવી એક રુપીઆની સુગંધી નાંખતાંએ અમારા હેર ઓઇલમાં નાજ આવી શકે. હેર ઓઇલની પરીક્ષા કરવાની એક ઘરગતુ રીત છે. કોઇપણ હેર ઓઇલ થોડુંક નાના વાસણમાં લઇ ચુલા પર ધુમાડો નીકળતાં સુધી ગરમ કરતાં જો ઘાસલેટ જેવો ધુમાડો નીકળે તો સમજવું કે ઘાસલેટનું અંદર મીશ્રણ છે.

ખરી પડતા-ધોળા થતા બાલ-નબળું મગજ અને આંખોનાં નુર ઘટાડનારાં કહેવાતાં હેર ઓઇલો વાપરી જુવાનીમાં બુઢાપો નોતરવા કરતાં અમારું શુદ્ધ વનસ્પતીય સુગંધીદાર પ્લાન્ટા હેર ઓઇલ વાપરી તેના ગુણોની ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

બનાવનારાઓ:—ધી પ્લાન્ટા ડ્રગ મેન્યુ. કું.

સુરતી મહોલ્લો—પારસી સ્ટેચ્યુ પાસે, ભાયખલા, મુંબઇ.

ટે. નં. ૪૦૬૮૭.

સોલ સેલીંગ એજન્ટસ:—

લક્ષ્મીદાસ તેરસીની કું.,

સુરતી મહોલ્લો—પારસી સ્ટેચ્યુ પાસે,

ભાયખલા, મુંબઇ.

# મારું લગ્ન



[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૭ થી ]

પણ સસરાના ઉપકારમાં જઈ નાક નીચુ પાડવાની હું વિરુદ્ધમાં હતો, છતાં મમરાના ચીચોડાની જાદુઈ અસર મારાં માબાપ અને મારા પર વિચિત્ર રીતે થવાથી તેના નચાવ્યા નાચ્યા શીવાય મારો છુટકો નહોતો આવી રીતે મારે થોડું ઘણું પણ ભણવું પડ્યું ખરું

મારા સસરા અને બાપાનું ચાલત તો તેઓ અમારાં લગ્ન મોડી વયે કરત પણ મારી સાસુ પોતાની પુત્રીને બાળાવેશેજ પરણાવવાની ઉમંગી હોવાથી અને મારી માનો પણ જમાનર સફળ કરવાનો એજ પ્રસંગ હોવાથી તે બંનેની જીદના ફરમાન સમક્ષ પુરુષોએ મસ્તક ઝુકાવવુ પડ્યુ તેઓ સામે પડવાની હામ ભીડતા તો "આઠવર્ષે ભવેદ ગૌરી"નો હવાલો તેમને મળતો અને "પાણી ફેરવશો બાપદાદાની આબરૂ પર" કે "નાક કપાવશો 'નાત જાતમાં' એ શબ્દોથી તેમનો અન્કાર થતો

અંતે લગ્ન કર્યાં. ધામધુમ થવા માંડી લગ્નનો દિવસ આવ્યો ફટાણા ગવાયાં અને આઠ દિવસે નીચેથી ઉંચુ ન જોવામાં વડાઈ લેનાર ગમે તેવાં કેળવાયલાં કુટુંબની સ્ત્રીઓએ પણ મર્યાદા છોડી ફટાણા માઇ સામા પક્ષને મહાત કરવાના પ્રયત્નો કરવામાં મોજ માની. આથી અમારે આંગણે લગ્નને દિવસે ન બનવાની બનાવ અને નાચ થયો.

સાંજ પડી. વરઘોડો નીકળ્યો માગી તાગીને આણેલાં ઘરેણાંનો બુડો મારા ડીલ પર પડ્યો. મારા પીઠી ચોળેલા શરીર પર જામો પાઘડી પહેરાવ્યાં, કપાળે માંજરીઓ ખેંચાયો, આંખમાં કાજળ આંજ્યું, કોઈની નજર ન લાગે તે માટે ગાલે મેંસનું ટપકું થયુ. મોઢામાં પાનના કચુકા ભરી માલ ફુલાવ્યા અને આવે સુંદર વેષે સેવક ભમરાળા ભાઈ જેવા શોભીતા ઘોડા આગળ ગયા, તો મારું કાબરચીત્રું શરીર અને શરીર પર શોભાયમાન ગણાતો પોષાક જોઈ તેવું જોવાને નહીં ટેવાયલો ઘોડો ભડક્યો. છતાં આ પોષાક પહેર્યા વિના ચાલે તેમ ન હતુ. રૂઢિ, રીવાજ, ધર્મ અને શાસ્ત્ર એ અરસપરસ સહાય કરનારી મંડળી અન-લીમીટેડના સભાસદો હોવાથી અરસપરસ એકબીજાની મદદે દોડી આવ્યાં અને પાંડવ કૌરવના જમાનાથી તે અત્યાર સુધીના મારા બધાજ બાપદાદા એજ વર્ષે પરણેલા હતા અને અત્યાર સુધી તેમાં કોઈએ સુધારો વધારો કે ફેરફાર કરેલા નહીં હોવાથી મારા બાપા અમારે ત્યાંથી બીજો પોષાક પહેરવાનો પહેરો ધારો કાઢવાની વિરુદ્ધ હતા અને સ્વધર્મના અભિપ્રાય પ્રમાણે માનનો ભંગ કેર પડે તેમ હતુ.

આવા સંજોગો વચ્ચે ઘોડાની ગમે તેવી હઠ અને દુરાગ્રહ છતાં મારે તેજ વેષે ઘોડે ચઢવું પડ્યુ. વરઘોડો ચઢી, શહેરમાં ફરી રોશનીથી ચકચકિત બની, દારુખાનું ફોડતો-ફોડતો ઢોલીઓની રમઝટ અને ધમાધમી વચ્ચે વહેવાઈને આંગણે પહોંચ્યો.

હું પોંક્યો. મારી અને મારા મિત્રો-ની ગમે તેવી કાળજી, તૈયારી અને સફાઈ છતાં મારું નાક ખેંચાયું, અને નાખુરતો ફીંડો પડવાથી જેણીબાનો અને વેવાઈને જેટલો શોક થયો હશે તેથી વધુ શોક મને થયો

લગ્નમુહૂર્ત રાત્રિના નવ વાગ્યાનું હતુ છતાં વરઘોડો ત્યાં પહોંચ્યો ત્યારે એક વાગવાથી લગ્નકાળ વીતી ગયો હતો. આ સામે ધર્મનો

બાધ હતો પણ રૂઢિની સંમતિ હોવાથી ધર્મ ખુલો થઇ પડ્યો. આટલી મોડી રાત્રિ સુધી હું કે થોડી વાર પછી મારો હાથ પકડવાને ભાગ્યશાળી બનેલી જાગે એવું તો કોઇ માનેજ નહીં.

હસ્તમેલાપ થયો. કન્યાદાન મળ્યું, અને સાથે સાથે નિદ્રાદેવી પણ તુષ્ટ થઇ. અંતરપટ રાખેલો હોવા છતાં સામે બેઠેલી પર આંદોલનની અસર થઇ અને મારી માફક તે પણ ઘોર નિદ્રામાં પડી. શ્લોકો ભણાયા, બકાયા અને અશુદ્ધ રાગડા તણાયા.

પછી મંગલફેરાનો સમય થયો. આખા દિવસનાં થાકેલાંપાકેલાં અને ભૂખ્યાં છોકરાંઓ ાર દયા ઉપજવાથી અમને કોઇએ જગાડયાં ાહીં અને મારા બાપાએ મને અને સામે પૈલીને મારી સાસુએ ઉચકી મંગલફેરાનું ામ આરંભ્યું. વરકન્યાને લેવાની પ્રતિજ્ઞા તો દ્રિદેવીની પ્રતિષ્ઠા જાળવવા ખાતર બ્રાહ્મણોએ ોતેજ લઇ લીધી અને નાનાં બાળકોની રમત- ી માફક અમારાં લગ્ન થઇ ચુકયાં.

રુપીઆનાં પાંચ શેરનાં ઘી, ૧૦ શેરનાં ેલ, ૩૫ શેરના ઘઉં, વાર્ષિક રુપીઆ ૧૦૦–૧૨૫ ી આવક છતાં આબરુદારમાં ગણાતા જમાના- માં થઇ ગયલા મારા બાપદાદાએ લગ્નપ્રસંગે બબ્બે ત્રણત્રણ જ્ઞાતિભોજન કરી મેળવેલી આબરુ મારા બાપાએ શેરનાં ઘી, ૩ા શેરનાં તેલ, ૧૦ શેરના ઘઉં અને માસિક રુપીઆ ૧૦૦–૧૨૫ની આવક છતાં ભીખારી ગણાતા આ જમાનામાં બે જ્ઞાતિભોજન કરી જાળવી રાખી. અલબત શાહુકારના સહકારથી આ બન્યું હતું.

ધીમેધીમે હું મોટો થતો ગયો. અને સરસ્વતીદેવીના કટાક્ષથી પથ્થરને બદલે લાકડાં- નો ભમરડો થયો. મારી અર્ધાંગનાની ઉમર તેર વર્ષની થતાં તેને સાસરે વળાવી. મેળામાં બાપની પાસે રડીને ચકરડી કે ફુકો લેતી ઢીંગલી જેવી તે મને લાગી. મને કમકમાટ છુટયો. હીંદુઓનાં નબળા બાંધાનાં કારણો મારી દષ્ટિ સમીપ તરી આવ્યાં, અને સ્ત્રીપુરુષના સંબંધ માટે ઓછામાં ઓછી સોળ વર્ષની હદની આવશ્યકતા હોવાનું મને સ્મરણ થઇ આવ્યું.

મેં આ પરથી વૈદકશાસ્ત્રના નિયમ પાળવા- નો નિશ્ચય કર્યો, પણ તેની અસર ઉલટી થઇ. થોડા દિવસમાં તો જ્ઞાતિમાં જ્યાં ત્યાં વાતો થવા માંડી કે મને મારી સ્ત્રી ગમતી નથી; અને નવરાં સ્ત્રીપુરુષોએ તેમાં મીઠુંમરચું ભભરાવી ભળતી વાતો ચલાવી. પુરુષને પોતાના મિત્રોની પત્ની સાથે પણ હસવાબોલવાનો હકજ ન હોય તેમ હું મારા મિત્રોની પત્નીઓ સાથે હસતો બોલતો હોવાથી બંને વાતો- ને સાથે ભેળવી, ગમે તેવું અનુમાન કાઢી સ્ત્રીપુરુષોએ મનભાવતી કસુંબર કરવા માંડી.

વધુમાં હું પોતે કમાતો ન હતો છતાં આવી અણસમજુ, બીનકેળવાયલી અને પોતાની સંભાળ લેવાનું પણ જેનામાં ભાન નહીં એવી છોકરી સાથે રસિક બની સ્વતંત્ર સંસાર ચલાવવાની મને મારા ભણેલાગણેલા મિત્રો અને હાલકા મુરબ્બીઓ તરફથી બક્ષામણો થવા માંડી. આવી સ્થિતિમાં હાથનાલી આપી બે ત્રણ વર્ષ મેં કાઢી નાંખ્યાં. ભણવાનું છોડી મેં કમાવાનું શરુ કર્યું અને દબાણને આધીન થઇ મારે ઘર માંડવું પડયું.”

ઉચી અભિલાષાવાળા, મિત્રોના સુખી સંસાર પર મોહિત થયલા, ભણેલાગણેલા અને કેળવાયલા પુરુષનો સંસાર, અસંધ્ય, અજ્ઞાન અને પોતાની જાતની પણ સંભાળ લેવાને પણ અશક્ત એવી બાળા સાથે કેવો ચાલી શકે? ઉદરભીલાડા કરતાં તો અલબત—

નહોતો નહીંજ! અજ્ઞાન સ્ત્રીઓ પોતાના જેવીજ લાયકાતવાળા પુરુષો સાથે પોતાની વ્યાખ્યા પ્રમાણેનો સુખી સંસાર ચલાવે પણ તેવી સ્ત્રીઓ પોતાના કરતાં ઉંચી લાયકાત, બુદ્ધિ અને કેળવણી-વાળા પુરુષ સાથે ખરો સુખી કે સંતોષી સંસાર ચલાવવામાં નિષ્ફળ નીવડે તો તેમાં કોણ આશ્ચર્ય પામશે!

અમારો સંસાર આ રીતે અસંતોષી હતો. મારે મારી પત્નીની કે મારી પત્નીએ મારી સંભાળ લેવી તે એક પ્રશ્ન હતો. આખા દિવસનો રખડેલો, રઝળેલો, કંટાળેલો, બળેલો, થાકેલો, અધમુઓ થઈ ઘેર આવું તોપણ મને ત્યાં આશ્વાસન મળે તેવું કંઈ ન હતું મારે ઘેર પણ કંઈ સાંભળવાનુંજ હોય ઘરેણાંકપડાંની માગણી મારી સામે ઉભીજ હોય. કોઈની સાથે તકરાર કે વઢવાડ થયાની ફરીઆદ હોયજ.

આટલું છતાં પણ રાંધવાની તાલીમથી કમનસીબ રહેવાથી મારા દુઃખની નહીં પણ સુખની ભાગીઅણ હોવાને મરજાદવલીને રાંધવાનાં અને બીજાં ગૃહકામમાં સહાય આપી મેં પોતે ન કરેલી પ્રતિજ્ઞા મારે પાળવા-ની હતી

તે માંદી પડતાં મારે તેની ચાકરી કરવા-ની હતી, પણ હું માંદો પડતાં મારા ભાગમાં પથારીમાં સબડવાનું હતું, કારણકે માતાની વારંવાર કરવાના શિક્ષણ વિનાની અણસમજુ છોકરીને નાનપણમાં માસરે વળાવી દેવાના હિંદુસંસારના રિવાજનો હું ભોગ થઈ પડ્યો હતો

શરૂઆતમાં તો હું મનુષ્યરૂપે વાઘ હોઉં તેમ મને જોઈ તે ગભરાઈ સંતાતી હતી. કોઈવાર તેના પર મારી દૃષ્ટિ પડતાં તે ધ્રુજતી હતી અને મારો પડો સાંભળતાં રડતી હતી. મેં ચાર પુછતાં તે એક વાર મને ઉત્તર આપતી હતી. નોકરચાકર સાથે છુટથી વાતો કરવામાં અને વખતે હસવામાં પણ અડચણ નહીં માનનારી તે મારા મિત્રો સાથે જરૂરી વાત પણ નહીં કરવામાં મર્યાદા સમજતી હતી. કોઈએ બકરીને આદુ ખાતાં સાંભળી છે? વ્યાવહારિક રીતે તેમ ન થવું જોઈએ પણ તેમ થયું અને મને વાઘ ધારી ગભરાનાર વાઘણ બની.

તેના તરફ બતાવેલી ભલમનસાઈનો ખોટો લાભ લેવાયો, દયા ડાકણ થઈ પડી અને તેનો મારા પરનો અંકુશ વધ્યો, અને તે એટલે સુધી કે તે પથારીમાંથી ઉઠાડે છે ત્યારે ઉઠવું પડે છે, નહાવાનું કહે છે ત્યારે નહાવું પડે છે, જમવાનું કહે છે ત્યારે જમવું પડે છે અને જેટલી રોટલી ખવાડે તેટલી ખાવી પડે છે

આ ઓછું હોય તેમ પગાર ભરેલું ગજવું પણ મારે તેની સમક્ષ ખાલી કરવું પડે છે અને રોજના ખર્ચ માટે તેના આગળ હાથ ધરવો પડે છે

તેને પરણ્યા પછી ધર્મ અને સુધારાના મારા વિચારો ખરી પડવા માંડ્યા. જેને હું વહેમ તરીકે હસી કાઢતો હતો તેજ મારા ઘરમાં ધર્મ તરીકે પળાવા માંડ્યા. વિદ્યાર્થી-જીવનમાં વિદ્યાર્થીગૃહમાં હોંશથી સ્વીકારેલા સુધારેલા વિચારો છોડી અસલી કુધારા લીધા. મિત્રો વચ્ચે હાંસી થતાં નફટ થઈ કહેવું પડે છે કે આ તો મારી મુળથીજ માન્યતા હતી. પરંતુ વિદ્યાર્થીગૃહમાં તો હું વેશ તેવો વેશ ભજવતો હતો. બાધાઆખડી, દોરા-ધાગા, મંત્રજંત્રને હું ધિક્કારતો હતો છતાં મારે ત્યાંજ તેમને સ્થાન મળે છે. પાખંડી-ઓને ઉત્તેજન પાડવામાં હું અજાણપણે ભાગ લેતો હોવા છતાં મારે ત્યાં·· તેઓ પૂજાય છે.

દિવસોની માફક મહીના અને વર્ષો પસાર થયાં અને મારે બાપા થવાનો પ્રસંગ આવ્યો. અધરણીપ્રસંગે, જ્ઞાતિભોજન કરવાની હું વિરુદ્ધ હોવા છતાં મારે, વૃદ્ધ મુરબ્બીઓની ઇચ્છાને માન આપવું પડયું. આ પ્રમાણે મારે ત્યાં મને પિંડ પહોંચાડનારની પ્રાપ્તિ થઇ. તેમની સંખ્યા પણ વધવા માંડી અને હું તેમનો કાયદાપૂર્વકનો બાપ હોવા છતાં મારાાં જાણે બાપા કહેડાવવાની લાયકાત કે યોગ્યતાજ નહીં હોય તેમ તેઓ મને ભાઇ કે કાકા કહેવા લાગ્યા.

આટલું છતાં મારી જંજાળ તો વધવા માંડી. બાળકો માંદાં પડતાં મારે પાણી ભરવું પડે છે, રાંધવું પડે છે, પુંજો કાઢવો પડે છે, બાળકોનાં ઝભલાં સાંધવાં પડે છે અને તેમને નવાડવાં પણ પડે છે.

મારું નામ રાખનારાઓની, હું મરતાં પુત્ર તરીકે મને ખાંધ મારનારાઓની અને પિંડદાન આપવાની યોગ્યતાવાળાઓની સંખ્યા મોટી ને મોટી થતી જાય છે. મારી ગૃહદીપિકાનું તેજ ઘટતું જાય છે અને મારી ગૃહિણીને બાળકોને ઉછેરતાં આવડતું નહીં હોવાથી તે કામ પણ મારે કરવું પડે છે. વળી તે ધનાઢયની પુત્રી છે. આવા સંયોગો વચ્ચે હું બાળકોના પિતાની સાથે તેમની માતા, નર્સ અને આયા પણ છું.

આવા સંસારમાં સુખ અને સંતોષ તો શું પણ શાંતિની પણ આશા કયાંથી રાખવી?

જ્યાં આશ્વાસન, શાંતિ, સંતોષ કે સુખ ન હોય, મનની ઊર્મિઓ કે સુખદુઃખ દર્શાવવાનું સ્થાન ન હોય, પણ કલેશ, ઇર્ષા, નિંદા કે ખોટા કલહનાં દર્શન થતાં હોય તે ઘરવાળાને કેવો ગણવો?

## અધઃપાત

[અનુસંધાન પૃષ્ઠ ૧૪૨ થી]

રદ્દ માબાપની આજ્ઞા. 'કોની તરફ જીવનના આદર્શો-મારે કોને માન આપવું'? હીંદુ યુવકોના નસીબમાં આવી જાતનાં દુઃખો હોય છે તેનો મને તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. ગરીબાઇ સહન કરવાની મારામાં શક્તિ છે, રાતદિવસ તનતોડ મહેનત કરી અભ્યાસ કરવાની કે સમાજસેવા કરવાની મારામાં શક્તિ છે. પરંતુ વહાલાં માબાપનો આ કંકાસ સહન કરવાની મારી શક્તિ નથી.

મનુષ્યજીવનનાં દુઃખોનું મને આ પ્રથમ દર્શન થાય છે. આ પહેલીજ કસોટીમાંથી પાર પડવાનું-પણ મારામાં સામર્થ્ય નથી, તો બીજાની નબળાઇ પર સખત ટીકા કરવાનો મને શો અધિકાર છે!

હે પ્રભુ, મને કૈં રસ્તો સુઝાડ."

---

૨

સ્થળઃ તે ને તેજ

સમયઃ ત્રણ વર્ષ પછી એક સાંજે

ચપકલાલ તે ને તે ઝાડ તળે બેસી પોતાના મન સાથે વાત કરે છે.

"હે પ્રભુ, મારાં સુખનાં સ્વપ્નાં નષ્ટ થઇ ગયાં, મારા આદર્શો પણ ધુળમાં રગદોળાઇ ગયા, જીવનમાં મહત્તા પ્રાપ્ત કરવાની મારી સર્વ આશાઓનો નાશ થઇ ગયો મારા માબાપજ મારાં શત્રુ થઇ બેઠા. તેમણેજ મારું જીવન પાયમાલ કરી નાંખ્યું તો હવે મારે કોઇનો શો દોષ કાઢવો? મારું પોતાનું પ્રારબ્ધજ વાંકું છે એટલે કોઇ શું કરે?

અરે, હું પુરુષપ્રયત્નને માનનારો, મનુષ્ય પોતે પોતાનું પ્રારબ્ધ ઘડી શકે છે એવું મિથ્યાભિમાન ધરાવનારો, અત્યારે પ્રારબ્ધનો આશરો લઇ બેઠો છું. તેની પાસે આશ્વાસન માગું છું.

એક વાર મેં નબળાઇ બતાવી એજ ભુલ કરી. માબાપનો કંકાસ સહન ન થવાથી લગ્ન કરવાનું કબુલ કર્યું. જે ક્રિયાઓ પર મને બીલકુલ શ્રદ્ધા નહોતી તે ક્રિયાઓ રૂઢિને વશ થઇ થવા દીધી. બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો સીમંતની ધામધુમ થવા દીધી. સીમંતની નાતો પણ જમાડવા દીધી. હશે, હશે, કહી બેદરકારી બતાવી. હવે પશ્ચાત્તાપ કરવો નકામો છે.

મને શું ખ્યાલ કે સીમંતનો ખર્ચ માબાપ મારી પાસે માગશે? મારા મનમાં કે માબાપને લહાવો લેવાની હોંસ છે એટલે તેઓ પોતાની પાસેથી ખર્ચ કરતાં હશે. હું તો હજી વિદ્યાભ્યાસ કરું છું. એક પાઇ પણ કમાતો નથી. એ જાણવા છતાં પણ માંગનારાઓને મારા બાપ મારી પાસે મોકલે છે. કેટલી બધી ક્રૂરતા! જીવનની હજી મેં શરૂઆત તો કરી નથી ત્યાર પહેલાં માથે દેવું! સગા બાપને પણ મારી દયા નથી આવતી! સ્વાર્થ આંધળો છે. ભણામણીના ખર્ચ માટે માબાપ તરફથી હું એક પૈ પણ માગતો નથી. ખાનગી 'ટ્યુશનો' આપીને તથા સ્કોલરશીપો વડે ફી તથા 'હોસ્ટેલ'નો ખર્ચ

નભાવું છું એટલે બાપના મનથી કે બેટા પાસે પુષ્કળ પૈસા છે. ઘણાએ સીમંતનો ખર્ચ આપશે....

એલએલ. બી. થવાની મહત્ત્વાકાંક્ષા ગમે તેમ કરી પુરી પાડવાની મારી હોંસ હતી. પણ હવે તે શી રીતે પુરી પડી શકશે?

માબાપ અને બૈરી બંને ખાઇ પી મારી પછાડી પડયાં છે કે મારે હવે ભણવાનું છોડી દઇ કમાવા માંડવું. સીમંતનો ખર્ચ માંગતાં સગા બાપને પણ શરમ આવતી નથી.

બૈરી પણ જીદ લઇને બેઠી છે કે આ ઘરના કંકાસમાં મારાથી હવે એક ઘડી પણ રહી શકાય તેમ નથી. શું કામ પરણ્યા? હવે તો કમાવા માંડો અને જુદા રહો તોજ મારાથી નીરાંતે રહેવાશે. મારાથી તો હવે આ જુલમ અને આ મહેણાં સહન થઇ શકતાં નથી. એક મહીનામાં કમાવા નહીં માંડો અને જુદા નહીં રહો તો હું આપઘાત કરીશ એવી બૈરીએ મને સાફ નોટીસ આપી દીધી છે.

માબાપે પણ ચોખ્ખું કહી દીધું છે કે અમારાથી હવે તારું ને તારી બૈરીનું પુરું થઇ શકતું નથી. કયાં સુધી ભણભણ કરવું! વીસ વર્ષ પુરાં થઇ ગયાં, કાલે છોકરું ઘેર આવશે માટે હવે ભણવાનું બંધ કરી તમારા ઘરનો બોજો તમારે માથે લઇ લો. અમારાથી હવે નભતું નથી.

બસ થઇ ચુકયું. વિદ્યાર્થીજીવન સમાપ્ત કરી ઓછી તૈયારીથી ગૃહસ્થજીવન શરુ કરવું એ શીવાય હવે મારે માટે બીજો ઉપાય નથી."

## ૩

સ્થલઃ વિલાસપુર ગામની બહાર

સમય : દસ વર્ષ પછી એક દિવસે સાંજના ૭ વાગે

સડક પર ફરતાંફરતાં ચંપકલાલ પોતાના મન સાથે નીચે મુજબ વાત કરે છે.

"હે પ્રભુ, આવી સ્ત્રી સાથે જીવનનૌકામાં બેસી ભવસાગર શી રીતે તરી શકાય? મારા જીવનની અમૂલ્ય પળો વહી જાય છે. મારા આદર્શોનું સત્યાનાશ વળી જવા બેઠું છે. મારી બધી મહત્ત્વાકાંક્ષાઓ વરાળની માફક હવામાં ઉડી ગઇ છે. આ અમૂલ્ય મનુષ્યદેહ ફરીફરી મળવાનો નથી. અર્ધા ઉપર જીવન તો ચાલ્યું ગયું પણ નથી હું મારો આર્થિક ઉદ્ધાર કરી શકયો—નથી કરી શકયો હું સમાજસેવા કે દેશસેવા, તેમ નથી કરી શકયો મારી આધ્યાત્મિક ઉન્નતિ. વિદ્યાર્થીજીવનનાં ઉચ્ચ સ્વપ્નાંઓ માત્ર સ્વપ્નાંઓજ રહેશે?

માસ્તરસાહેબે મારે માટે કેવીકેવી મોટી આશાઓ રાખી હતી! સ્વામીજીએ મારે માટે કેવું ઉજ્જ્વલ ભવિષ્ય ભાખ્યું હતું? સારું છે કે આ બંને ઉચ્ચ આત્માઓ અત્યારે સ્વર્ગે સીધાવી ગએલા છે; નહીં તો મારી આ અધોગતિ જોઇ તે બીચારાઓને કેવીકેવી માનસિક વેદનાઓ થાત! મારી અધોગતિનું કારણ માત્ર મારી નબળાઇજ છે. મારામાં દૃઢતાની, ચારિત્ર્યબળની ખામી છે. માબાપની ખાલી ધમકીને વશ થઇ મેં મારા આદર્શોનું પ્રથમ બલિદાન આપ્યું! તે વખતે મેં

## ખાસ સૂચના.

હાલમાં વીજળીના દરેક જાતના સામાનના ભાવ ઘણા ઉતરી ગયા છે. અને તમે ભળતી દુકાને દોઢા ભાવ આપી માલ ખરીદ કરવા જાઓ છો તેના કરતાં હમારી દુકાનની એક વાર મુલાકાત લેવા ખાસ ભલામણ કરવામાં આવે છે. માટે નીચલે ઠેકાણે પધારશો.

અબ્બાસભાઇ તાજભાઇ
ભુખનદાસ બીલ્ડીંગ,
મંગલદાસ રોડ—મુંબઇ. ૨.

ટેલીગ્રાફીક એડ્રેસ.—"બીજલીસ્ટોર."

---

# રાષ્ટ્રીય
## હીંદુ લૉજ.

રહેવાની સાથે જમવાની ઉત્તમ સગવડ.

ઝવેરી મેનશન
ઠે:-
સેંડહર્સ્ટ રોડ,
મુંબઇ, ૪.

---

### ૪૦ વરસની જુની અને અનુભવી દુકાન
સારાં અને ટકાઉ ઘડીઆળો મેળવવાનું

## માનીતું મથક



પધારો અને ખાત્રી કરો.

અમારે ત્યાં હમેશાં દરેક મેકરનાં ખીસાનાં તથા હાથે બાંધવાનાં નીકલ, ચાંદી તથા સોનાના અપ-ટુ-ડેટ ફેશનના જુદા જુદા શેપના ક્લોક્સ તથા ટાઇમપીસ વગેરે પણ ઘણાજ કીફાયત ભાવથી મળશે.



રીપેરીંગ કામ પણ બાહોશ કારીગરોના હાથે ખુદ અમારી દેખરેખ હેઠળ કરી આપવામાં આવશે.
મોટાં ક્લોક્સ માટે ઓર્ડર સાથે ૨૦ ટકા મોકલવું.

મોહનદાસ કમળશી
મંબાદેવી પોષ્ટની બાજુમાં, મુંબાઈ નં. ૨.

Telephone 5625.
Telegrams Clock Tower

પરણ્યાની સાદ ના પાડી હોત તો શું થઈ જાત? મા કે બાપ બેમાંથી કોઈ આપઘાત કરત? આપઘાત કરવો કે રમતવાત નથી. એ તો માત્ર ખાલી દમજ હતો એટલાથી હું નકામો ગભરાઈ ગયો.

ને કદાચ આપઘાત કર્યો હોત તો તેથી પણ શું થઈ જાત? મહીનો બે મહીના મને દુઃખ થાત પણ મારું આખું જીવન તો આમ નષ્ટ ના થઈ જાત. અત્યારે મારાં માબાપને હું શાપ આપું છું કારણકે તેમણેજ મારે ગળે આ ધુસરુ વળગાડી મારું આખું જીવન નષ્ટ કરી નાખ્યું છે. બીજી વાર પણ મેં એવીજ નબળાઈ બતાવી વિદ્યાભ્યાસ છોડી દીધો. બે વરસ સુધી હીંમત રાખી હું બી. એ. થઈ ગયો હોત તો અત્યારે મારી સ્થિતિ આવી ના હોત. પ્રભુએ મને બુદ્ધિ આપી હતી. મેં સહેજ ધૈર્ય રાખ્યું હોત તો જરુર હું બી. એ. થયો હોત. મારાથી બુદ્ધિમાં ઉતરતા મારી પાસે શીખવા આવનારા ઘણા એ અત્યારે બી. એ. થઈ ગયા છે ને બસેં ને ચારસેં ચારસે રુપીઆ કમાય છે. તેઓ સારાસારા હોદ્દા પર છે અને હુંજ ખાનગી શાળામાં માત્ર ચાળીસ રુપીઆના પગારથી પંતુજીની નોકરી કરી મારા જીવનનો વ્યય કરું છું. નાણાંની મુશ્કેલી તો આમ આખી જીંદગી સુધી પહોંચશે. પરંતુ હવે તેનો શો ઉપાય! એ બાબતનો હવે શોક કરવો વ્યર્થ છે. જે સ્થિતિમાં પ્રભુએ મને મુક્યો છે તે સ્થિતિમાં મારો માનસિક તથા આધ્યાત્મિક ઉદ્ધાર શી રીતે કરવો તેનોજ હવે તો મારે વિચાર કરવો જોઈએ. માત્ર વિચાર કરવો બસ નથી, દૃઢ નિશ્ચય કરી તે નિશ્ચય અમલમાં મુકવો જોઈએ.

પરંતુ જ્યાં સુધી આ કુભારજા સાથે મારું જીવન સંધાયલું છે ત્યાં સુધી મારો કોઈ પણ જાતનો ઉદ્ધાર થવો અશક્ય છે. મારું જીવન કલેશ તથા કંકાસમાંજ જવાનું. આ દસબાર વરસમાં તેણે મને એક ઘડીની પણ શાંતિ આપી નથી. ત્રીજે દિવસે તોબરા જેવું મોં ચઢાવી મારી સાથે રુસણું લે છે ને દિવસોના દિવસ સુધી મારી સાથે અબોલા રાખે છે છેવટે થાકી મારેજ સમજાવી પટાવી એને મનાવવી પડે છે. મારી પૈસા સંબંધી સ્થિતિનું તેને બીલકુલ ભાન નથી નાહક કંકાસ કરી કપડાં ઘરેણાંનું મારી પાસે કેટલું નકામું ખર્ચ કરાવે છે. હજારો વાર સૂચના આપી છતાં મને માત્ર જમતી વખતે પણ શાંતિ આપતી નથી. ને વખતે કયા તો નકામી કચકચ શરુ કરે છે અથવા તો તોબરા જેવું મો ચઢાવી રીસાઈ બેસે છે ને ખોટું નાટક કરી આખમાં આસું લાવી મારુ લોહી બાળે છે. હું જ્યારે વાચવા લખવામાં અથવા સાહિત્યના, પ્રભુભક્તિના, કે દેશસેવાના વિચારમાં તલ્લીન થઈ ખરેખરો આનંદ અનુભવતો હોઉં ત્યારે મારી સામે આવી નકામો લવારો કરવા મંડી પડી મારા સુખમાં-મારા આનંદમાં-ભંગ પડાવે છે.

એને સુધારવાના, ભણાવવાના, વિવેક, ડહાપણ તથા નમ્રતા શીખવવાના મેં કેટલા બધા પ્રયાસ કર્યા પણ બધાજ નિષ્ફળ ગયા. મારી ઉપર તેને બીલકુલ પ્રેમ નથી, મારે માટે તેને બીલકુલ લાગણી નથી, મને સુખી કરવાની તેને બીલકુલ પણ દરકાર નથી. પરમેશ્વરે તેને મારુ લોહી બાળવાનેજ સરજી હોય-મારુ જીવન નષ્ટ કરવાને સરજી હોય-એમ મને લાગે છે.

પણ હવે એનો ત્યાગ પણ મારાથી શી રીતે થાય? ચચ્ચાર છોકરાં થઇ ગયાં તેમનો પણ ત્યાગ શી રીતે થાય? ઘણી વાર મારા મનમાં એમ થઇ આવે છે કે આ સંસારનો ત્યાગ કરી કોઇ સાધુ સંતનાં ચરણ સેવી મારા આત્માનું કલ્યાણ કરું. પણ વળી પાછી આ બૈરીછોકરાંની દયા આવે છે. હું એમનો ત્યાગ કરી ચાલ્યો જાઉં તો એમનું ભરણપોષણ શી રીતે થશે? આ વિચારથીજ મારું મન પાછું હઠી જાય છે.

પણ હવે તો મારે કોઇ જાતનો દૃઢ સંકલ્પ કરવોજ પડશે. મારું જીવન છેક આમ નષ્ટ તો નાજ થવા દેવું. ત્રીસ વર્ષ તો વહી ગયાં. બીજાં ત્રીસ વર્ષમાં તો આ મનુષ્યદેહ હતો ન હતો થઇ જશે. ત્યારે હવે મારે કરવું શું?

આજકાલના સુધારકો અને વર્તમાનપત્રો તથા માસિકોના લેખકો એમજ માની બેઠા છે કે આપણો સ્ત્રીવર્ગ રંક છે દબાયલો છે અને પુરુષવર્ગ તેમનો વિકાસ થવા દેતો નથી. આ ઉપલકીઆ સુધારકો અને લેખકો આપણી સમાજની ખરી સ્થિતિથી તદ્દન અજ્ઞાન છે. સ્ત્રીજાતિના વિકાસમાં પુરુષો હરકતકર્તા નથી, પરંતુ આપણી અત્યારની સમાજમાં ઘણા પુરુષોના જીવનવિકાસમાં સ્ત્રીઓ નડતરરૂપ છે. પુરુષોના ગળામાં ઘંટીના પડ માફક વળગી તેઓ તેના આગળ જવાના માર્ગમાં બોજારૂપ થઇ ખરેખરી અડચણો નાંખે છે......

આ મીરાનની શાળા આવી.

મીરાનશાળા દૃષ્ટિએ પડતાં ગ્રેસની મૂર્તિ મારી આંખ આગળ ખડી થઇ જાય છે. શું તેનું સૌંદર્ય, શું તેનું લાવણ્ય, કેવો તેનો હસમુખો અને આનંદી સ્વભાવ! તે દિવસે ડેપ્યુટી સાહેબ સાથે હું એની શાળામાં ગયો અને અમારી પહેલવહેલી ઓળખાણ થઇ ત્યાર પછી જ્યારે જ્યારે તેને હું મળું છું, તેની સાથે વાતચીત કરું છું ત્યારે મારા અંતરનું સર્વ દુઃખ હું ભુલી જાઉં છું અને મને સુખ અને આનંદનો અનુભવ થાય છે.

ગરીબ બીચારી ગ્રેસ, તેનાં માબાપ કોણ છે તે પણ તે બીચારી જાણતી નથી. માબાપે છેક બચપણમાં તેનો ત્યાગ કર્યો. પરદેશી પાદરીઓએ તેને પાળી. પોષી ઉછેરી મોટી કરી અને ભણાવી ગણાવી તેને હોંશીઆર બનાવી.

નક્કી તેનો જન્મ કોઇ ઉંચી નાતમાં થએલો હોવોજ જોઇએ. પણ અત્યારે આપણી સમાજમાં તે એક ઢેડી તુલ્ય ગણાય છે. તે દિવસે મેં તેને મારે ત્યાં બોલાવી ત્યારે મારી સ્ત્રીએ કેટલો બધો કંકાસ કરી મુક્યો અને ચહા આપવાની એની સમક્ષ સ્પષ્ટ ના પાડી ને મને પણ નોટીસ આપી દીધી કે ફરી આ ઢેડીને આપણા ઘરમાં પેસવા દેશો તો જોવા જેવું કરીશ.

જોવા જેવું તે કરી મુકે એમાં પણ કંઇ શંકા નથી. આડોશીપાડોશીઓએ પણ કેટલું તોફાન મચાવી મુક્યું હતું.

મારા મનમાં એમ હતું કે આ ગ્રેસ મારા ઘરમાં આવતી જતી રહે તો એના સહવાસથી પેલીમાં કંઇ માણસાઇ આવે. ગ્રેસ પાસે તે કંઇ ભણે ગણે તો તેની બુદ્ધિ ખીલે, તેનામાં વિવેક અને ડહાપણ આવે. પણ આ તો 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' જેવું થયું.

એ દુષ્ટા એટલેથી અટકી નહીં. અમે બંને ઘરમાં આનંદથી નિર્દોષ વાતચીત કરતાં હતાં તેટલામાં તેણે કેવા દલકા તર્કવિતર્કો કર્યા! એ બીચારી મોટી ઉમ્મરની જ્યાં

ઝુંપારી અને મારી સાથે છૂટથી હસીને વાતચીત કરે તેટલા પરથી અમારા બન્ને પર તેણે કેવા હલકા આક્ષેપો કર્યા. 'એ રાંડ જો આપણા ઘરમાં પેસશે તો એનો ટાંટીઓજ કાપી નાંખીશ' એમ મોટે ઘાંટા પાડી છ્યોક બધા સાંભળે તેમ તે બોલવા મંડી પડી. ઘરની સ્ત્રીજ અમારા ચારિત્ર પર આવી રીતે શંકા લાવે ને મોટે ઘાંટે ગમે તેમ બોલે તો આડોશીપાડોશીઓ અમારા પર અનેક જાતની શંકા લાવે તેમાં નવાઇ શી ?

આ સમાજ, આ સ્ત્રી અને આ ઘર એ બંધાની મધ્યમાં રહી મન તથા આત્માનો વિકાસ શી રીતે થઇ શકે તેની મને સમજણ પડતી નથી.

કોઇ પણ જાતની શાંતિ કે સુખ મને આ જીવનમાં નથી. આખું જીવન કકાસ અને કલેશમાં આમ વ્યર્થ કરવું તેના કરતા આ સ્ત્રી, આ ઘર અને આ સમાજનો ત્યાગ કરવો એજ ઉત્તમ છે. આટલાં બધા વર્ષો દુઃખમાં કાઢ્યાં. હવે વધુ દિવસો દુઃખમા કાઢી મારા મનુષ્યત્વનો છેકજ નાશ થવા દેવો એ યોગ્ય નથી.

પૂર્વઆફ્રીકામાં ગુજરાતી ઓની વસ્તી ઘણી છે. ત્યાંની શાળાઓને માટે શિક્ષકો જોઇએ છીએ એવી જાહેર ખબરો વર્તમાનપત્રોમાં ઘણી વાર વાંચવામાં આવે છે. આમાંની એકાદ જાહેરખબરના પ્રત્યુત્તરમાં અરજી કરવી અને ત્યાં કંઇ સારી નોકરી મળી જાય તો ચુપચુપ આફ્રીકા સટકી જવું. નૈરીઓફરનો ત્યાગ કરી હું આમ સટકી જાઇશ ત્યારેજ આ કજીઆખોર સ્ત્રી ઠેકાણે આવશે. એ અને એનાં છોકરાંઓ ભુખે ટળવળશે ત્યારેજ પોતાની ભુલનો એને ખ્યાલ આવશે અને તે ખરેખરી પસ્તાશે.

એસને પણ મારી સાથે લઇ જાઉં તો ! એસ મારી સાથે આવશે! એના સહવાસમાં મને સુખ તથા શાંતિ મળશે એ તો નક્કીજ છે. એની સાથે જે દિવસે માત્ર અડધોજ કલાક વાતચીત કરવાનો મને પ્રસંગ મળે છે તે આખો દિવસ મારો આનંદમાં જાય છે અને તે દિવસે હું સ્વર્ગીય સુખ અનુભવું છું.

અહીંઆં એ બીચારી તદ્દન ગરીબ અને નિરાધાર સ્થિતિમાં છે. એને માત્ર પંદરજ રુપીઆ પગાર મળે છે. એની જાતના દેશી ખ્રીસ્તીઓમાં એના યોગ્ય ભાગ્યેજ કોઇ કેળવાયલો અને સારા સંસ્કાર વાળો પતિ એને મળી શકશે. ગમે તેવા સાથે લગ્નગાંઠથી જોડાવાથી આ કોમળ પુષ્પ નાહક ચગદાઇ જશે. અમે બે એકત્ર થઇ જીવનનૌકામાં વિહાર કરીશું તો ગમે તેવો તોફાની ભવસાગર અમે તરી શકીશું.

જો એ હા પાડે તો ચુપચુપ મુંબાઇ જઇ એની સાથે સીવીલ મેરેજના કાયદા પ્રમાણે લગ્ન કરી દઉં અને પ્રસંગ આવ્યે અમે બન્ને જણાં ચુપચુપ આફ્રીકા પલાયન કરી જઇએ. આ રસ્તો લીધા વિના આ જીવનમાં સુખ અને શાંતિ મેળવવાનો મારે માટે બીજો એક પણ ઉપાય નથી.

હવે મારે નબળાઇને વશ ના થતાં એકદમ તાકીદે પગલા ભરવાં જોઇએ. નબળાઇમાં મે મારી જીંદગીનાં ત્રીસ વર્ષ નકામા ગાળ્યાં. જે સમય વહી જાય છે તે અમૂલ્ય છે. બીજા દસ વર્ષો જો હું આમ નબળાઇમાં જવા દઇશ તો પછી બધું પતી ગયું. આ જીંદગી વ્યર્થ થઇ જવાની.

ચાલ, અત્યારેજ એસને મળું. તેની સાથે વાતચીત કરી તેનો અભિપ્રાય જાણી લઉં. એ મારા વિચારને સમ્મત થાય તો ધારેલો સંકલ્પ પાર પાડવાને વાર કેટલી ?....

"અરે હું આ કેવા 'વિચારો' કરું છું? હું એક આર્ય છું. બ્રાહ્મણ છું. મારી નસોમાં શુદ્ધ સનાતની લોહી વહે છે. મારે આમ એક-પત્નીવ્રતનો ત્યાગ કરવો? પરણેલી સ્ત્રીનો ત્યાગ કરવો? મારાં પોતાનાં નિર્દોષ બાળકોનો ત્યાગ કરવો? બાપદાદાની અને કુટુંબની આબરુ પર આમ પાણી ફેરવવું? અગ્નિદેવતા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા તોડવી?

આ મારી કેળવણી, આ મારા સંસ્કારો! સ્વર્ગસ્થ સ્વામીજી તથા માસ્તરસાહેબના આત્માઓ આ મારો અધઃપાત જોઇ કેવા ખિન્ન થશે? અનેક દુઃખો સહન કરવાં, આખું જીવન કલેશ કંકાસમાં વ્યતીત કરવું પરંતુ આવું દુષ્ટ પગલું તો નાજ ભરવું.

જો પાછું મન નબળું થવા લાગ્યું. મનની નબળાઇને આમ વશ થવું યોગ્ય નથી. અંતરાત્મા કહે તે મુજબ કાર્ય કરવાને એકદમ ઝંપલાવી પડવું તેમાંજ માણુસાઇ છે-તેમાંજ પરાક્રમ છે. અત્યાર સુધી અંતરાત્માનું કહ્યું ના કર્યું અને મનની નબળાઇને વશ થઇને હું રહ્યો તેમાંજ મારી આવી અધોગતિ થઈ છે.

બસ, હવે તો નિશ્ચય કર્યો તે કર્યોજ. લગ્નની પવિત્ર ગાંઠ એ તો માત્ર શબ્દજાળ છે.-એક જાતનો ભ્રમ છે. જે લગ્નથી આપણને બીલકુલ સુખ મળે નહીં, જેનાથી આપણું જીવન કલેશમય બની રહે, જીવનમાં એક ઘડી પણ શાંત મળે નહીં તે લગ્નને પવિત્ર કેમ કહી શકાય? માબાપે મારી મરજી વિરુદ્ધ મારે ગળે ઝુંસરું વળગાડયું એ ઝુંસરાને તોડી નાંખી સ્વતંત્ર બનવું તે ઇષ્ટ છે કે તેના ભાર નીચે કચરાઇ મરવું તે ઇષ્ટ છે? ના, ના, લગ્નના આર્ય સિદ્ધાંતો મને માન્ય નથી. લગ્ન માત્ર એક સાંસારિક કરાર છે, અને તે કરાર દુઃખમય નીવડે તો તે તોડવાનો દરેક મનુષ્યને અધિકાર છે.

બહુ બહુ તો મારી સ્ત્રી મારી પાસે ભરણ-પોષણ માંગી શકે અને તે આપવાને હું તૈયાર છું. એ હજારનું પલ્લું આપેલું છે ને દર માસે બીજા દસ પંદર રુપીઆ એને મોકલાવીશ એટલે એના પ્રત્યેનું મારું કર્તવ્ય સમાપ્ત થઇ જાય છે.

મનુષ્યજીવન કચરી નાંખવાને પોતાના સ્વાર્થ ખાતર સમાજે વ્યક્તિ પર જે બેડીઓ નાંખી છે તે બેડીઓ તોડી નાંખી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો દરેક વ્યક્તિને અધિકાર છે; અને તે બેડીઓ તોડવામાંજ પુરુષાર્થ છે. પોતાના મન તથા આત્માનો વિકાસ કરવો એ દરેક મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે અને તે વિકાસમાં જે કાયદો, જે શાસ્ત્ર, જે રૂઢિ, જે ધર્મગુરુ, જે રાજા વચ્ચે આવે તેનાં શાસનોનો અનાદર કરવો એ પણ મનુષ્યનું કર્તવ્ય છે એમ સ્વામીજી હમેશાં કહેતા હતા.

મનુષ્યના વિકાસમાં જે નડતરો આવે તે તોડી નાંખી તેના પર વિજય મેળવવો એમાંજ ખરું મનુષ્યત્વ છે. મારું લગ્ન મારા મન તથા આત્માના વિકાસમાં નડતરરૂપ છે. માટે એ નડતરનો નાશ કરવો એ મારું કર્તવ્ય છે. એ કાર્યજ પ્રધાન કાર્ય છે. રૂઢિ, ધર્મશાસ્ત્ર, સમાજનાં બંધનો બધી બાબતો માત્ર ગૌણ છે. આત્માનો વિકાસ એજ મારું પ્રથમ કર્તવ્ય છે.

માટે હે મન, તારી નબળાઇને આ વખતે મારે વશ થવું નથી. મેં અત્યારે જે સંકલ્પ કર્યો છે તે સંકલ્પ ગમે તેટલી મુશ્કેલીઓ આવે તોપણ તે મુશ્કેલીઓને જીતી લઇ, પાર પાડવોજ છે.

હમણાં ને હમણાં ભ્રેમને મળી તેની સાથે ખુલ્લા દીલથી બધી વાતચીત કરી મારા અને તેના જીવનનો ભવિષ્યનો કાર્યક્રમ નક્કી કરું."

## રાજાધિરાજ

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૫ થી]

### પ્રકરણ ૨૬ મું

### ચોકીમાં

કાક ચોકી આગળથી જરા આઘો ગયો ને પાછળ આવતા સૈનિકો તરફ નજર નાખી તેમને ધ્યાનથી જોઇ રહ્યો.

તેઓ પાસેના ઉંચા ટેકરા પર આવી લાગ્યા હતા, અને ચારે તરફ નજર નાખતા હતા. તેમને આ ચાર જણની હીલચાલની કે સમજ પડી હોય એમ લાગ્યુ નહીં કાકે ઘોડો થંભાવ્યો, ને રાજાના જીને બાંધેલુ નાનુ પણ મજબુત ધનુષ્ય હાથમા લીધુ, અને એક અચુક બાણ ફેંક્યું. બાણની નેમ સચોટ હતી પેલી ટોળીનો મુખી જે આમતેમ જોઇ રહ્યો હતો તેને બાણ વાગ્યુ ને તે ઘાયલ થઇ ઘોડા પરથી સરી પડ્યો.

તે આખી ટોળીનું ધ્યાન કાક તરફ ગયુ. તેના માથા પરની સુવર્ણની કલગી, ને તેના ઘોડાના પગની ખરી તડકામા ચમકી રહી હતી. વિકરાલ જાનવરની ગર્જના હોય તેમ તે બધાએ એકજ શબ્દ ઉચ્ચાર્યો. "જેસગ સોલંકી"; અને તેની પાછળ પડ્યા. કાકને એટલુંજ જોઇતું હતું તેણે જોરથી એડ મારી ને જયસિંહદેવના માનીતા ઘોડાએ છલંગ મારી દોડવા માંડ્યું. ચોકીના ઉપલા માળની જાળીમાથી રાજાએ કાકને દોડી જતો જોયો ને પેલી ટોળીના ઘણાએક ઘોડેસ્વારોને તેની પાછળ પડેલા જોયા. તેને આ રાજસેવકની ભક્તિ જોઇ ઉમળકો આવ્યો. કેવા વીર યોદ્ધાઓ તેની કીર્તિ વધારવા પ્રાણ આપી રહ્યા હતા!

"અન્નદાતા!" જગદેવે પાછળથી આવી રાજાનું ધ્યાન ખેંચ્યું, "આ પેલા થોડાક આપણા તરફ આવે છે"

"હા. કાકે પેલાને ઘાયલ કર્યો તેને લઇને"

"ને આ જોયુ?" એક માણસ બધાથી છુટો થઇ બીજી દિશા તરફ જતો હતો તેના તરફ આંગળી દેખાડી પરમારે કહ્યું.

"મને લાગે છે કે પેલા ઘોડીચોરો ઝાડ નીચે બેઠા હતા તેને તેડવા જાય છે." રાજાએ કહ્યુ

"તે બધા પણ ભારી લાગવાના."

"હા!" હસીને રાજાએ ગણના કર્યું; "પદરેક તે છે ને એક-બે-ત્રણ-ચાર-પાંચ ને પેલા ચાર ―ને દરેક આ છે."

"ત્યારે પચીશ થયા."

રાજાને ગમ્મત પડી, "હા આપણે એકેક જણને ભાગે આઠ આઠ આવશે."

પરમારે ડોકું ધુણાવ્યું.

"પરમાર! ચીરા તરી નેતુ. નેતુ આવે ત્યાં સુધી બોલાય એમ નથી" કહી રાજા ફરીથી હસ્યા.

"હું સમજ્યો નહીં."

"પેલા કાકની પાછળ ત્રીશ જણ ગયા છે" રાજાએ શાંતિથી કહ્યુ. "ખેમો ક્યાં છે?"

"આ રહ્યો બાપુ!" કહી ખેમો થોડાક રોટલા ને મરચાં લઇ ઉપર આવ્યો. બાપુ આ ખાવાનું હાથ લાગ્યું છે. ખાઇ લો. કોણ જાણે પાછો ખાવાનો ક્યારે વારો આવે!"

કર્ણદેવ સોલંકીના શોખીન પુત્રને કઠેડી જેવા રોટલા જોઈ કમકમાં આવ્યાં પણ

તેને એમાની સલાહ વ્યાજબી લાગી એટલે છાનામાનાં રોટલાનો એક કકડો લઈ તેણે મહામહેનતે ગળે ઉતાર્યો.

"એમા! પેલા ચોકીદારોનું શું કર્યું?"

"બાપુ તેમને નીચે ઓરડીમાં પુર્યા છે."

"પરમાર!" મહારાજે કહ્યું, "મને લાગે છે કે બીજો માણસો આવે તે પહેલાં આપણે નીકળી છુટીએ તો કેમ?"

"ચાલો" કહી પરમારે કમરબંધ સખત કર્યો. પરમારને પ્રસંગ એવો ગંભીર થતો જતો લાગ્યો હતો કે તેની જીભ દેવાઇ ગઇ હતી. આવી વખતે બોલવા કરતાં લઢવું તેને વધારે સ્વાભાવિક લાગતું હતું.

ત્રણે જણ નીચે ઉતર્યા અને ઘોડાઓ તરફ ફર્યા. એટલામાં તેમને કાને દૂરથી આવતા લોકોની બુમો સંભળાઇ. જગદેવે જરા ચોંકી-ને આંસપાસ જોયું અને રાજાએ હોઠ કરડયા.

"વધારે માણસો આવી લાગ્યાં" જયદેવે કહ્યું.

એમો પણ ચેતી ગયો હતો. તે ઝપાટા-બંધ ઉપર જઇ જોઇ આવ્યો.

"આ બાજુ પરથી લોકો આવે છે."

"કેટલાક છે?"

"વીશેક, પચ્ચીશેક."

રાજાની આંખોમાં ઝતુન ચમકી રહી.

"આપણાથી હમણાં બહાર નહીં નીકળાય."

એટલામાં બહારથી આવનારે બારણું ઠોકયું.

ત્રણે જણા શાંત રહ્યા. થોડી વારે બહારનાં માણસોએ અધીરાઇથી બારણું ઠોકયું ને બુમ મારીઃ "ચોકીદાર! મોતીઆ! બારણું ખોલ. ઉઘાડ."

કોઇએ જવાબ દીધો નહીં. થોડી વારે બહારથી બારણાને લાતો પડવા લાગી ને ગાળોનો વરસાદ વરસવો શરુ થયો.

"અન્નદાતા!" જગદેવે કહ્યું, "મને એકજ રસ્તો લાગે છે."

"શો?"

"હું બહાર જાઉં ને બને એટલાને પુરા કરું. હું દશ પંદરને તો પુરા કરીશ એટલે આપ અહીંથી નાસી છુટો."

રાજા હસ્યાઃ "એટલે લઢતાં તો તમનેજ બધાને આવડે છે કેમ? કાકે એક ભયમાં-થી બચાવ્યો, તું બીજામાંથી બચાવ, ને જયસિંહ સોલંકી રાંડીરાંડની માફક નાસી ભરાય. જો તો ખરો, બધાને પુરા પડીએ છીએ."

"કેવી રીતે? આપણાથી અંદર રહીને લઢાય એવું નથી. ઉપલી જાળીમાંથી તો બાણ પણ જાય એમ નથી."

"કંઈ રસ્તો કાઢવો જોઇએ. ઉભો રહે" રાજાએ માથું ઉંચું કરી કહ્યું, "ઉપર ચાલ" કહી આજન્મ સત્તાધીશના સ્વાસ્થ્યથી રાજા ઉપર ચઢી ગયા અને જાળીમાંથી જોવા લાગ્યા.

પેલા લોકો અધીરાઇથી બારણું ઠોકતા હતા; અને નવી આવેલી બીજી ટોળી જે દૂર તેમણે ઝાડ નીચે બેઠેલી જોઇ હતી તે આવી લાગી હતી. તે બધા પુછપરછ કરી માહીતી મેળવતા હતા. તરત એક જણે ઢેફું લઇ જાળી તરફ ફેંકયું. તેની થોડીક કચરો રાજાની આંખમાં ઉડી.

"પેલા સોલંકીના માણસો છે. તે ભાગી ગયો. એમનાં ચોચોટીઆં પકડી બહાર કાઢવા જોઇએ."

રાજા હસ્યો. "પરમાર! જયસિંહદેવ સોલંકી કેવો ફસાયો? મીનળબા જાણે તો કેવાં ચીઢાય?"

પરમારે ગંભીર મોઢે ડોકું ધુણાવ્યું. "હસ! હસ! આજે તું મરવાનો ને કાલે ખેંગાર એ વાત સાંભળી ખુશખુશ થઇ

જવાનો. પેલો ચીબા નાકવાળો જોયો? મારું ચાલે તો એનું નાક બેચું"

"અન્નદાતા! આ પેલા લોકો થાકીને બેસવા માંડયા."

"આ જાળીઓ જરા મોટી હોત તો એકેક એકેકને બાણે વીંધત."

"લાકડાંની જાળી છે. જરા મોટી કરું?" બેમાએ પુછ્યું.

"હા!" રાજાએ ઉત્સાહમાં આવી કહ્યું.

"પણ આ લોકો છંછેડાશે." પરમારે કહ્યું.

"પણ વધારે વખત થશે ને બીજા માણસો આવી પહોંચશે તો મરીજ ગયા. બેમા' કં હથીઆર છે?"

"નીચેથી એક કુહાડી મળી છે." બેમાએ કહ્યું.

"જગદેવ! પેલી પાછલી જાળી પર પહેલાં જા."

જગદેવ એકદમ તે જાળી તરફ ગયો અને થોડીક વારમાં વચ્ચેનો એક પડદો તોડી બે જાળીઓ એક કરી દીધાં. બેમાએ મહારાજને ધનુષ્ય ને બાણ ધર્યાં. જયદેવે તે લીધાં, અને જાળી આગળ જઇ નીશાન તાકયું; ને નવી ટોળીમાના એક આવનારને વીંધી નાંખ્યો.

વીંધાયલો સૈનિક ચીસ પાડી ધરણી પર પડયો, ને તેની ચીસ સાંભળી આગની બાજુથી ઘણાખરા પાછા દોડી આવ્યા. દોડી આવનાર લોકોએ બાણથી વીંધાયલો સૈનિક જોયો, કયાંથી બાણ આવ્યું હતું તે જોયું; અને તેમનો ક્રોધ હાથમા ન રહ્યો. બુમો, ગાળો ને પથ્થરોનો વરસાદ વરસી રહ્યો.

હોઠ પીસી જયસિંહદેવ જોઇ રહ્યા. એના મોઢા પર રોષનાં ચિન્હો અદષ્ટ થયાં હતાં; અને મોજીલા સ્વભાવની સુંવાળી રેખા સખત થઇ ગઇ હતી. તે શાંત હતા. ભય તેના હૃદયને ડારે એમ નહોતો; કારણકે તેના અંતરમાં એવી ખાત્રી હતી કે પોતે બધાથી નીરાળા ને દૈવી હતા; કોઇ તેને હરાવે કે મારે એમ નહોતું.

તેણે નીચા વળી બીજું બાણ લીધું ને ફેંક્યું; અને બીજો એક સૈનિક પડયો. પાછો બહારના લોકોમાં હાહાકાર થઇ રહ્યો. તેઓ પાછા હઠી દૂર ગયા, અને તેમનો ગુંચવાડો જોઇ રાજા મુછમાં હસ્યા.

થોડી વાર બંને પક્ષે કૈં કર્યું નહીં.

"પરમાર! આ બધા નીરાંતે બેઠા છે તે કોઇની વાટ જુવે છે.' રાજાએ કહ્યું.

"અન્નદાતા! મને તો પલેપલે ભય વધતો લાગે છે."

"તને કૈં રસ્તો દેખાય છે?"

"મને તો બાપુ! એકજ રસ્તો દેખાય છે."

"શો?"

"હું ઘોડો લઇ બહાર નીકળું ને આ બધા સાથે લઢું. એ રમખાણનો લાભ લઇ આપ ને બેમો ચાલ્યા જાઓ." પરમારે કહ્યું.

"ને આ બધા પાસે તીરકામઠાં છે ને કોઇ વીંધી નાખે તો?" રાજાએ કહ્યું.

"પણ અહીંઆં બેસી રહીએ ને વધારે માણસો આવી પહોંચે તો?"

"ત્યાં સુધીમાં કોઇ આપણી મદદે નહીં આવી પહોંચે?"

"કોઇ ન આવ્યું તો?" પરમારે શંકા ઉઠાવી.

"અરે કૈં વાત છે?" રાજાએ હીંમતથી હસીને કહ્યું, "બે ત્રણ દહાડા સુધી તો સહેલાઇથી અહીંઆં ભરાઇ બેસીશું."

"બાપુ!" બેમો બારી આગળ ઉભો હતો: ત્યાંથી બોલી ઉઠયો, "બે ત્રણ દહાડા કોણ દેખવાનું? પેલા તો ચોકી બાળી મુકવાની પેરવી કરે છે." વાજળીનો કડાકો થયો હોય તેમ બધા પલવાર સ્તબ્ધ થઇ ગયા. પછી બધાને સ્થિતિનું ભાન આવ્યું; અને તેમનાં હાંજાં ગગડી ગયાં.

---

## પ્રકરણ ૨૭ મું.

### જયસિંહદેવનું શૌર્ય

**જ**યદેવ છલંગ મારી બારી પાસે ગયા ને જોયું. બે ત્રણ જણ લાંબા હાથ કરી વાત કરતા હતા; એક જણ ચકમક ઝરાવી દેવતા પાડતો હતો; અને બીજા બેએક જણ સુકાં સલેકડાં ભેગાં કરતા હતા. થોડી વાર રાજાએ એકાગ્રતાથી જોયા કર્યું, અને એક જણ લાકડું સળગાવી, બારણું ચેતાવવાનું સૂચવતો હોય એમ સ્પષ્ટ લાગ્યું.

સ્થિતિ ઘણી ભયંકર લાગી. રાજાએ એક ઉંડો શ્વાસ લીધો; ને ભવાં ભેગાં કરી પલવાર વિચાર કર્યો. થોડી વારે તેણે ડોકું ઉંચું કર્યું.

"પરમાર! તારી વાત ખરી છે. આપણે હવે મરવું કે મારવું પડશે."

જવાબમાં પરમારે દાઢીને વળ આપ્યો.

"જો! આપણે એક બારણું ઉઘાડી દઇએ. જો બહાર નીકળવા જઇએ તો આ લોકો વીંધી નાખશે. એટલે તું બારણા વચ્ચે પહેલો ઉભો રહે. પછી હું ઉભો રહું ને સહુથી પાછળ બેમો બેઠાબેઠા બાણ મારશે. એટલે એકેક પછી એકેક આ બધાને પુરા કરીશું. ને વખત જોઇ ઘોડા

બહાર કાઢી નાખી જઈશું." રાજાએ પોતાની યોજના કહી.

"જેવી આજ્ઞા" કહી પરમાર હાદર ઉતર્યો ને પોતાનું પ્રચંડ ખડ્ગ નાગું કરી હાથમાં રાખ્યું. રાજાએ એક હાથમા બરછી ને બીજા હાથમા તરવાર રાખી અને બારણા-થી થોડે કદમ દૂર તે ઉભા. ઘોડાઓ નગારા ફરી આપી પાછા બુરજીએ પડી ખેમાએ શરસંધાન કર્યું.

પરમારે ને ખેમાએ છેલ્લી વખત હોય તેમ મહારાજ તરફ જોયું. ત્રણેને લાગ્યું કે તેઓ છેલ્લી રમત રમતા હતા. અને ત્રણે ત્રણેને લાગ્યું હતું કે આ રસ્તા શીવાય બચવાનો બીજો રસ્તો નહોતો. જ્યાં સુધી ચાલીશ યોદ્ધાઓ વીંટાઈને પડ્યા હતા ત્યાં સુધી છુટવાનો માર્ગ હતો નહીં

"અન્નદાતા! સાવધાન થજો, હુ બારણા ઉઘાડું છું."

"ઉઘાડ" શાંતિથી સોલંકીએ જવાબ આપ્યો

પરમારે મહાકાલેશ્વરનું સ્મરણ કરી આગળો ખેંચ્યો ને એકદમ બેમાથી એક બારણું ઉઘાડી નાખ્યું.

બારણું ઉઘડવાનો અવાજ થતા બહાર બેઠેલા યમકંપ ને સાવચેતી છોડી ઉભા થઈ પાસે આવ્યા બીજી પળે તેમણે જયઘોષણા કરી, ને કેટલાક મજાકમાં હસવા લાગ્યા આગળ ઉભેલા સૈનિકો શસ્ત્ર કાઢી ચોકીમાંથી બહાર પડનારને ભોંયભેગો કરવા તત્પર બન્યા, પણ બીજી પળે તેઓ જરા અજાયબ થઈ ઉભા: ચોકીના અધઉઘાડા બારણામાંથી કોઈ નીકળ્યું નહીં.

સોરઠી સૈનિકો થોડી વાર જોઈ રહ્યા ને આગળ વધ્યા. એક વિપ્લવ તેમણે પરમારનું હમ મુખ ભયાનક હાસ્ય કરતું જોયું—ન જોયું અને અધીરાઈની અસ્વસ્થતામા ચાર પાંચ જણ અધઉઘાડા બારણા તરફ વગરવિચારે દોડ્યા:

ઉત્સાહઘેલા સોરઠીઓ જેવા બારણામાં પેઠા કે એક પ્રચંડ યમરાજ અંધારણા પાછળથી આગળ આવ્યો ને—એક ઝપાટે આગલા બે સૈનિકનાં શિર ધડથી જુદા થઈ ભોંય પર પડ્યા, અને પાછલામાંથી એકને સચોટ તીર લાગવાથી તે ધરણીએ ઢળ્યો. કોઈને ભાન ન રહ્યું કે શું થયું પાછળ આવનારા પાછા હઠ્યા, ને ચોકીનું અધ-ઉઘાડું બારણું હતું તેવું ખાલી દેખાયું.

એકજ પળમા આ ખેલ પુરો થઈ ગયો. હમલો કરનારા ચોકી ગયા, ને જરા દૂર જઈ એકબીજા સાથે મસલત કરવા લાગ્યા. થોડી વારે એક જણે બે સચોટ બાણ છોડ્યાં. તે અંધઉઘાડા બારણામા થઈ સોંસરાં ચાલી ગયા. અને જવાબમા માત્ર પરમારનુ અટ્ટહાસ્ય સંભળાયું

ખેમાના તીરથી જે ઘવાઈ પડ્યો હતો તેને થતી વેદનાની બુમો શીવાય બધુ શાંત થઈ રહ્યુ. ચોકીમા ત્રણે જણ વાટ જોઈ ઉભા હતા

મધ્યાન્હ તપવા લાગ્યો હતો. સોરઠનો પ્રખર સૂર્ય પણ જાણે રસે ચઢ્યો હોય એમ લાગતુ હતુ.

થોડી વારે મહારાજ ને તેના સાથીઓએ નવો ને અપરિચિત અવાજ સાંભળ્યો તે કોઈ વૃદ્ધનો આડંબરી મશ્કરીભર્યો હતો

"છોકરાઓ! શું માંડ્યુ છે?"

"મરી ગયા" પરમાર બબડ્યો ને અંધ-બારણાના એક બાકોરામાંથી તેણે જોયું ને કહ્યું, "બાપુ! મારી પડખે લપાઈને રહેજો. એક બુઢ્ઢો આહેડી સવાર લઈ આવ્યો છે. ખેંગારનાયક કહે છે તે તો નહીં હોય!"

"ધોળી મોટી મુછો છે? ને જાડા ને ગણા?" રાજાએ પુછ્યું, ને પછી જિજ્ઞાસા ન કાવાથી પાસે આવી કહ્યું: "પરમાર! ખસ. જરા જોવા દે."

પરમાર જરા ખસ્યો ને રાજાએ આંખ માંડી.

"મહોકાણુ વળી, એભલજ છે." રાજા બબડ્યો.

પણ બહાર અચુક લડવૈયો આવ્યો છે તેનો તરત પુરાવો મળ્યો. રાજા જોવા આવ્યા એટલે પરમારના શરીરનો જરાક ભાગ ઉઘાડા બારણામાંથી દેખાયો, ન દેખાયો—ને સનનન કરતું એભલનું એક તીર આવ્યું. એભલ નીશાન ચુકે એવો નહોતો પણ પરમારને સદ્દભાગ્યે તેને માત્ર છરતુંજ વાગ્યું.

બહારના સૈનિકોએ એભલને માહીતી આપી હોય એમ લાગ્યું ને થોડીથોડી વારે એ વૃદ્ધ યોદ્ધાનું બેપીકરાઇભર્યું હાસ્ય સંભળાયા કર્યું. બહારના સૈનિકો ઉસ્તાદ નાયકના હુકમ પ્રમાણે કૈં યુક્તિ રચતા હોય એમ લાગ્યું.

એકદમ પરમારના સ્નાયુઓ ઝનુનમાં તણાયા: "અન્નદાતા!" તેણે ધાડે અવાજે કહ્યું, "આ બંધબારણું જોરથી ખોલવા આવે છે. સાવચેત રહેજો. હું એકદમ એમને ધસવા દઇશ ને પછી બારણા વચ્ચે ઉભો રહી લડીશ. સોમનાથ ભગવાન્ તમને સહાય કરે."

પરમાર હોઠ પર હોઠ પીસી પોતાની આંધ બંધબારણા પર ટેકવી ઉભો રહ્યો. બહારથી માણસો બંધબારણાની બહાર રહી, બે ત્રણ મોટી ડાંગો સામટી પકડી તેના જોરથી બારણું ઉઘાડવા આવ્યા. એકદમ તેમણે ધસારો

કર્યો. ઘર ધ્રુજે એમ ડાંગો બારણામાં અફળાઇ. બારણું જરા ઉઘડ્યું ન ઉઘડ્યું–ને પરમારના બળથી તે પાછું દેવાઇ ગયું.

થોડી વાર સોરઠી સૈનિકો પાછા હટ્યા. પાછી ડાંગો સાથે બાંધીને તેને પકડી ધમારો કર્યો. પરમાર આ વખત પાછળ ખસી ઉભો રહ્યો; અને બહારના ધમારાના જોરથી આધાર વિનાનું બારણું ફટ કરતું ઉઘડી ગયું અને ધમારો કરનારા થોડાએક પડી ગયા.

'જય સોમનાથ'ની ભયંકર ઘોષણા કરી પરમાર તેના પર તુટ્યો ને જોતજોતામાં ઘવાયેલા સૈનિકો ચારે તરફ દોડવા લાગ્યા.

હવે બન્ને બારણાં ખુલી ગયાં હતાં એટલે બહાર નીકળી બે બારણાં વચ્ચે ખડ્ગ ફેરવતો પરમાર ઉભો રહ્યો. તેણે અનેક યુદ્ધો આદર્યા હતાં; પણ આજે માલીકના સંરક્ષણ માટે તેને અજબ શૂર ચડ્યું હતું તેની પ્રચંડ ભુજાઓમાં અથાક જોર પ્રગટ્યું. તેની લાંબી તરવાર એક મહા જ્વાળ પવનમાં નાચે તેમ દશે દિશામાં નૃત્ય કરી રહી. ખડ્ગોના પ્રહારો તેને સ્પર્શતા નહીં; તીરોનો વરસાદ ખડ્ગ સાથે અથડાઇ અટકતો. એભલવાળાના હુકમને તાબે થઇ સોરઠી સૈનિકો પંચ ને ગોડા પચ તેના તરફ ફરીફરીને આવ્યા; પણ પરમારને અવારનવાર જખમી કર્યા ઉપરાંત કૈં અસર કરી શક્યા નહીં.

પાટણ મહારાજ પણ સાવધાન થઇ ઉભા હતા. પરમાર પર આવતો અચાનક ઘા ઝીલવો, કે તેના પગ આગળ થઇ આવનારને ઠાર કરવો એ કામ તેમણે કર્યાં કર્યું. પરમાર થોડી વારમાં થાકી જશે, એટલે આ હુમલા સામે થવાનું કામ પોતાને માથે આવશે તે મહારાજ સમજતા હતા, અને તે માટે તે તૈયાર થઇ બેઠા હતા. પાછળ રહેલો ખેમાના તીરે પણ અચુક નેમ સાધ્યા જ કરી.

ઘડી બે ઘડી તો, પરમારે શૌર્યની અવધિ કરી પણ તેનો શ્વાસ ભરાવા માંડ્યો હતો, અને ઠેકઠેકાણેથી રુધિર વહેવા માંડ્યું હતું. અને હજુ સામા ઝાડ નીચે ઘોડી પર બેઠો બેઠો એભલ હસતો હતો ને વીસેક સૈનિકો લગભગ સાજા તાજા હતા.

શું કરવું તેનો વિચાર મહારાજ કરતા હતા એટલામાં ખેમાએ પાછળથી તેમને ખભે હાથ મુક્યો.

"મહારાજ' ચોકીની બહાર નીકળો. પેલા કાળમુખાએ પાછળથી છાપરે માણસ ચડાવ્યા છે તે હમણાં ઉતરી પાછળથી આવશે તો સૂડી વચ્ચે આપણે સોપારી થઇ જવાના."

"ઠીક" જયદેવે બુમ મારી, "પરમાર જરાક આગળ વધ–એટલે હું ને ખેમો બહાર નીકળીએ પાછળથી માણસો આવે છે."

પરમારે સાંભળ્યું, ન સાંભળ્યું. તે જરા દૂર ખસ્યો, અને જયદેવ વાઘની માફક તરાપ મારી બહાર પડ્યો. તેનું રૂપાળું મુખ તેજથી દીપતું હતું. તેની મોટી આંખો લાલચોળ થઇ ગઇ હતી. "જય સોમનાથ" કરી એણે જયઘોષણા કરી, અને બીજાની ઓથ લઇ લડવા માંડ્યું એકથી બે યોદ્ધા થએલા જોઇ બધા સોરઠીઓ તુટી પડ્યા.

ખેમો બારણા આગળ પડેલા મુડદામાં આડો પડી સુઇ ગયો. તે થોડીથોડી વારે પેટે સરતો હતો; અને છતાં તેના હાથમાં તીરકામઠું મજબુતીથી તેણે પકડ્યું હતું. મહારાજે કરેલો હુમલો એટલો અણચીંતવ્યો હતો કે કોઇએ ખેમાને જોયો નહીં.

એભલ વાળાએ તડકો ખાળવા કપાળ પર હાથની ઓથ કરી "કોણ માઝો જેસર

"સોલંકી!" તેણે મોટેથી કહ્યું, "જો એને જીવતો પકડે તેને એભલનાયકનો ગરાસ. દીકરા."

જેસગ સોલંકીને સહેજે આગે પ્રમગે જોઈ એક ખપવાર છકનારા ખંચાયા ને પછી 'રા'ખેંગારની જય' કહી તુટી પડ્યા.

મહારાજનું લોહી ઉછળતું હતું. તેની આંખોએ બધું લાલચોળ દેખાતું હતું. તેણે ખુનતરસ્યા સૈનિકોને ઉકળીઉછળી આવતા જોયા. દૂર એભલનાયકને મુછ મરડતો જોયો. પડખે પરમારને ભયંકર શૌર્ય દાખવતો જોયો. એને લાગ્યું કે પરમાર તેના તરફ આવતા સૈનિકોનો હુમલો તોડતો હતો. પણ તેનો ત્રાસ કેવાનો હતો, ને તેને કૃપાણ ચોકીના રેવા આતુર હતા, એટલે તે ક્યાં સુધી ટકે તે કહેવાય એમ નહોતું.

જયદેવના હાથમાં તરવાર કુસની માફક ફરતી. તે ઘા ઝીલતો, ને કરતો, બાણોનો વરસાદ વરસાવતો; ને અવારનવાર 'જય સોમનાથ'ની ઘોષણા કરતો. આજે એને લાગ્યું કે તેણે રંગ રાખ્યો. તેના વીરપુત્ર જે-ને તેણે પ્રોત્સાહતા સાંભળ્યા. પોતે પરમભટ્ટારક કહેવડાવતો તે સાર્થક થતું લાગ્યું. ગર્વથી તેનું શૌર્ય હતું તેનાથી પણ વધ્યું.

એક પલવાર તેની આંખ આગળ લાલ પડદો આવ્યો-ગયો. તેને વધારે ચોખ્ખું દેખાયું. માત્ર તેના કાનમાં કંઈ અવાજ થવા લાગ્યો. તેનો જમણો હાથ જરા ભુઠ્ઠો થવા લાગ્યો; તેણે એક નિમિષમાં હાથ બદલ્યો, ને ડાબે હાથે તે ઘુમવા લાગ્યો. સામે આવતા સૈનિકોના મુખ પર કાયરતા દેખાતી હતી, કે તેને ભ્રમણા થતી હતી!

એકદમ પરમારે ત્રાડો મારી ને પોતાને ચૌદિશ રહેલા સૈનિકો પર તે ધસ્યો.

એ શા માટે આમ ગભરાતો હશે? પોતે હજુ અણથાક્યો હતો, અને ચારે તરફ ધસા-ધસતા સૈનિકો પડતા જતા હતા. પણ એમ ક્યાં ચાલે?—

એકદમ એક ચીસ સંભળાઈ. મહારાજાએ ઉંચું જોયું. તેણે કપાળ પરથી પરસેવો ને લોહી લુછ્યું. સામે ઘોડા પરથી એભલનાયક ભોંય પર પડ્યો હતો. કોઈએ તેને બાણ માર્યું હતું. શું ખેમાએ માર્યું?

'શાબાશ' મહારાજથી બોલાઈ જવાયું. સૈનિકોમાં ભંગાણ પડ્યું. એભલનાયકને શું થયું તે જોવા થોડા દોડ્યા એમ લાગ્યું. એટલામાં પરમારે પાછા ફરતા થોડાને પુરા કર્યા, ને ક્યાંયથી ખેમો કુદીને આવ્યો. તેણે રાજા પર હુમલો કરતા બે ચાર સૈનિકને પુરા કર્યા. બે ત્રણ નાના રાજાની આંખે અંધારાં આવવા માંડ્યા. તેણે ભીંતે હાથ ટેકવ્યો. તે તરવાર ફેરવતા હતા. પણ હવે કોઈને ફાવતી નહોતી. પરમાર તેની મદદે આવતો હતો, આવ્યો. પણ ભુસ દઈને પડ્યો. રાજાને કંઈ સોસ પડ્યો. તેને ચક્કર આવ્યા.

"બાપુ! આ પાણીથી મોઢું ધુઓ." ખેમાનો અવાજ આવ્યો.

તેણે અણજાણતા પાણી લઈ મોંએ નાખ્યું. તેની આંખોએ ચોખ્ખું દેખાયું. બધા સૈનિકો ભોંય પર પડ્યા હતા. પરમાર તેના પગ આગળ પડ્યો હતો. ખેમો ને તે બે ઉભા હતા.

"બધા ક્યાં ગયા?" રાજાએ કંઈ ન સમજવાથી પૂછ્યું.

"જનને દાગ ને થોડા નાસી ગયા. બાપુ! તમે બેએ મળી બધાનો ખાત્મો કર્યો."

"ને એભલને તે માર્યો?"

"હા બાપુ! તમે બહાર નીકળ્યા ને હું સુતોસુતો તીરકામઠું લઇ નીકળ્યો, ને પેટેપેટે પાસે જઇ તીર માર્યું."

"જીવતો રહે."

"બાપુ! હવે વખત નથી. આ પેલી કાળી ઘોડી પણ ચરે છે. એજ પરશુરામની ઘોડી લાગે છે. તાજી દેખાય છે. હું હવે બાકીનું બધું કરું છું, પણ તમે વંથળી જાઓ. હવે કોઇ આવી લાગશે તો લઢવાનું જોર નથી."

"એમ શું બોલે છે? જયદેવને કોઇ જીત્યું છે?"

"જ્યાં સુધી સોમનાથ ભગવાન્ જીવતો જાગતો બેઠો છે ત્યાં સુધી શું થવાનું છે?" કહી ખેમો ગયો ને પેલી કાળી ઘોડીને લઇ આવ્યો અને ટેકો આપી જયદેવને ચઢાવ્યા.

"આ થોડું પાણી પીઓ ને ઉભા રહો; આ તરવાર સાફ કરી આપું ને આ તીર કામઠું પણ લેતા જાઓ. ને ઉભા રહો આ એક બે મોટા ઘા બાંધી આપું" કહી ખેમો રાજાની સારવારમાં પડ્યો.

"પણ તું ચાલની?"

"જોઉં તો ખરો કે આ પરમારમાં કૈં જીવ છે."

"ખેમા! આજે આપણે હદ કરી છે." રાજાથી ગર્વ દર્શાવ્યા વિના ન રહેવાયું.

"બાપુ! પણ કાકભટ્ટજીની તપાસ કરાવજો." ખેમાએ સંદેશો કહ્યો.

"જરુર" રાજાએ કહ્યું, ને ઘોડીને એડ મારી, અને પરશુરામની સુવિખ્યાત ઘોડી હરણની માફક ઉછળી.

તાપ દુઃસહ હતો, પણ રાજાના મગજમાં વિજયનો નીશો હતો. એકલે હાથે એણે દુર્જય એભલનાયક અને સોરઠી સૈનિકોને પુરા કર્યા હતા, ને પરશુરામની ઘોડી પાછી આણી હતી. તેની રગોમાં લોહી કુદાકુદ કરતું હતું; તેની આંખ આગળ રંગબેરંગી ચિત્રો દેખાતાં હતાં. બધું અપાર્થિવ દેખાતું હતું. ઘોડી પવનવેગે જતી, ને ચારે તરફની વસ્તુઓ જાણે દોડી જતી હોય એમ દેખાતું.

તેનાં નસ્કોરાં ફાટતાં હતાં, તેના ઘામાંથી લોહી નીકળતું હતું. પણ તેના કાનમાં વિજયઘોષણા થતી હતી. એકદમ એક ઘોષણાની અનેક ઘોષણાઓ થઈ આવી. ચારે તરફથી ઘોડેસ્વારો નીકળી આવ્યા. તે બધા ક્યાંથી આવ્યા તે સમજાયું નહીં, આગળ આવનાર પરશુરામ જેવો લાગતો હતો.

સાથે કોઇ અપરિચિત પુરુષ જેવો લાગતો હતો. ના. તે અપરિચિત નહોતો, પણ તેની રાણી જેવું તેનું મોં હતું. તેણે બુમ મારીઃ "જયસિંહદેવ મહારાજની જય" રાજાએ કહ્યુંઃ "જય સોમનાથ."

બધા વીંટાઇ વળ્યા. તેને ગળે શોષ પડ્યો.

"કોણ દેવી! તમે ક્યાંથી? પરશુરામ તમારી...ઘોડી..." રાજાએ બોલવાનો પ્રયત્ન કર્યો. પણ કંઠ રુંધાયો. તેમણે ઘોડાની યાળ પકડવા પ્રયત્ન કર્યો પણ હાથમાં કૈં આવ્યું નહીં. બધા ઉતરી પડ્યા. કેમ તે સમજાયું નહીં, ને તેમણે કહેવાનો પ્રયત્ન કર્યોઃ "પરમાર કાક...ખેમો...એભલ" પણ કૈં સ્પષ્ટ શબ્દો નીકળ્યા નહીં. બધાએ તેમને ઉચક્યા...ને અંધારું થઇ ગયું.

(આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં)



# ઉપતંત્રીની ચાળણીમાંથી

## બાર રત્નોની હરીફાઈ વીશે નોંધ

૧

નરરત્નો ને હીરલો ? તે પણ ગુજરાતના ? અને જીવતા ? આ હરીફાઈ ગોઠવવામાં કોઈકે કૈંક ભૂલ કરી જણાય છે. આવાં રત્નોની વાત ક્યાંક મશ્કરીમાં થાતી હશે તે સાંભળીને કોઈક સાહસિક મદદનીશે જરા ગમ્મત કરવા એને માસિકમાં હરીફાઈ તરીકે છાપી મારી. નક્કી એમજ. નહીં તો— આવું સૂઝે પણ આવો તર્ક કોઈને આવે,—ગરીબ ને ગાંડી ગુજરાતનાં રત્નો ગોતવાનો તર્ક ?... ... ...



મહાત્મા ગાંધીજી

અષાઢના અંકમાં ઉપતંત્રીનું નિવેદન વાંચીને ઘણાના મુખમાંથી ઉપલા ઉદ્ગાર નીકળ્યા હશે. એ 'રસભરી હરીફાઈ'એ વિચારકોની દીપમાંથી કરુણ રસ ટપકાવ્યો હશે ને ઉપહાસકોનાં અંતરમાં હાસ્યરસની સેરો કરાવી હશે. પોતે પણ એક ગુર્જરરત્ન છે–કે હોઈ શકે—એવી સુખદ ને માનવ અમન-રમણામાં રમનાર વાંચનારે નિવેદન વાંચતાંજ પેલા સુભાગી બારબારની ટીપમાં પોતાનું નામ નીરખવા માંડ્યું હશે, અને કીર્તિની કાચની વાટમાં વિચરવા પોતે હવે શી શી વધુ તૈયારીઓ કરવી તેના મનોહર સ્વપ્ન પણ ગુંથ્યાં હશે.

પણ એ ધન્ય નામાવલિમાં કાનાંતરે પણ બીરાજવાની જેને આશા ન હોય એવા સર્વવ્યાપી, સર્વજ્ઞ ને સર્વસત્તાધારી 'સામાન્ય વાચક'નું શું ? તે બીચારાની મનોદશાનું કોઈ શબ્દચિત્ર આલેખવા બેસે તો તે કૈંક આવું થાય:—

પોતાની 'સર્વ–મયતા છતાં પળભર તેણે ન્હાનમ અનુભવી, નિરાશાની કાતીલ દાઝ અનુભવી, ને તૈયાર કરેલાં કાગળ, કલમ ને શાહી ફેંકી દેવા—

ત્યાં કાર્લાઈલ તેની વહારે ચઢ્યો: "તમે વીરજનને પૂજી શકો તો તમારામાં પણ વીરતાનું તત્ત્વ હોવું જ જોઈએ." આ અમોલું સૂત્ર તેણે સ્વીકાર્યું. હું વીરોનો પૂજક છું ને

વીર છું તો વીરરત્નોને શોધતાં મને શી વાર?—તેણે વિચાર્યું; ને આજના ગુર્જરવીરો—વીરેંદ્રો ને વીરાંગનાઓ—ને સ્મરણ-ભૂમિમાં શોધવા માંડયાં.

શોધવા માંડયાં, અને શરુઆતમાં ગુજરાતની ભાગ્યવિધાત્રીએ વિચારના એકજ પ્રવાહથી એ આશાવંત શોધકોને પ્રેર્યા. વગરપુછ્યે, વગરવિચાર્યે, વગરસંકોચે હરેક ઉમેદવારે પહેલું નામ તો લખ્યું: મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. અને પછી—પછી મુશ્કેલી! કવિરત્નો શોધવા બેઠેલા પંડિતો કાલિદાસ-ના નામથી આગળ ચાલી શકયા નહીં અને તેથી અનામિકા સાર્થંવતી થઇ તેવું અહીં પણ બનશે કે શું એમ લાગ્યું.



સૌ. કસ્તુરબા

પણ મુશ્કેલીને હઠાવ્યા વિના છુટકો નહોતો, તેમ વગરસાધને તે હઠાવવાનું પણ અશકય હતું. એટલે કોઇએ છાપાં જોવા માંડયાં, કોઇએ સંસ્થાઓના ધુળ ખાતા રીપોર્ટો ફેંદ્યા, કોઇએ મિત્રમંડળમાં ચર્ચા કરીને કળે-કળે બીજા-ઓ પાસેથી નામો પડા-વ્યાં. તેજ-સ્વી સ્મરણ-શક્તિનું જ સ્વતંત્ર હથી-આર વાપ-રીને પણ



દરભારશ્રી ગોપાળદાસ

કેટલાકે આ આકરાં મનોનિગ્રહનો અંત આણ્યો.

એ ભગીરથ પ્રયત્નો-નાં ફળ સુંદર નીપજ્યાં. અભય થઇને આજના રાજકીય ક્ષેત્રમાં ઘુમનાર, સત્વસંશુદ્ધિની પ્રભાથી સાહિત્યમાં પ્રકાશનાર, શિક્ષણ ખાતર જીવન સમર્પી અજ્ઞાનના અંધકાર ફેડનાર, સમાજસેવામાં કાયા ઘસી નાંખનાર ને વેપાર ઉદ્યોગમાં સાહસથી ઝંપલાવી વિજયને વરનાર: આવાંઆવાં રંગબેરંગી રત્નોનાં નામ એક પછી એક સુઝયાં, લખાયાં ને મોકલાવ્યાં.

## ૨

દિવસો વહેતા ગયા તેમતેમ નામદાર સરકારના ઉદ્યોગી ટપાલખાતા મારફત એ બહુમૂલ્ય નામાભિધાનોથી શોભતા પત્રોનો સંચય 'ગુજરાત' કાર્યાલયમાં થવા લાગ્યો.

તંત્રીઓની જંજાળ ને જહેમતનું કોઇ વાર આખ્યાન કરાવવું હોય—અને એવાં આખ્યાન કોઇ નથી કરાવતું એ આ યુગનું મોટું લાંછન છે-તો અ-થાક આ-ખ્યાનકાર વૈશંપાયન-ની વાણી પણ ઓછી



રા. નાનાલાલ કવિ

ઉત્તરે એવો અમારો અધીન મત છે. આવી અવનવું જંજાળો ને જાહેરખબરોના ભાર નીચે કચડાતા તંત્રીખાતાના એક કર્તવ્યનિષ્ઠ કાર્યકરના ટેબલ પર ઉપનો સંચય દિનપ્રતિદિન થતો હતો. સુખ એટલું હતું કે જવાબોની વિવિધતા ને રમુજ આપવાની શક્તિ તેના એકધારા જીવનમાં રસ રેડતા અને તેના ચીલાચાલુ કાર્યને નવું આકર્ષણ અર્પતા. નહીં તો—પણ તંત્રીખાતાના બદ્ધ બેરો ખોલી દેવાની છૂટ અમારા ધંધામાં હોતી નથી.

બધા ઉત્તરો તંત્રીમંડલ પાસે રજુ થયા. તેમણે તેમાંથી મનોરંજન તો મેળવી, પણ જ્ઞાન એથીએ વધુ મેળવ્યું. તેમણે જોયું કે વસુંધરા નાનારત્ના છે એ વાતને ગુજરાત જેટલે અંશે સાચી સાબીત કરી શકે તેમ છે તેટલે અંશે બીજો ગમે તેવો દોલતમંદ દેશ પણ કરી શકે તેમ નથી. ગુજરાતમાં આરંજ નહીં પણ ૧૦૭ પુરુષરત્નો ને ૯૯ સ્ત્રીરત્નો છે એમ બધા પત્રોની તારવણી કરતા જણાયું. જેનું ક્ષેત્રફળ ફક્ત ૬૬,૯૫૫ ચોરસ માઇલ છે, જેની વસ્તી પુરી બે કરોડ પણ નથી—જ્યાં એવો વિદ્વાન તો પાકેજ નહીં જે આર્યોને ઉત્તર ધ્રુવમાં વસાવ્યાનો જશ ખાટી શકે, જ્યાં એવો કવિ તો અવતરેજ નહીં જે નોબેલ પ્રાઇઝનો નામાંકિત જીતનાર બનીને આલમભરને આંજી શકે—જેના 'શિષ્ટ વતનીઓનું' મુખ અક્ષર મનાયું છે, જેના 'શું થાં'ની બારથી તેરની પાઇ કોઇ આપે તેમ નથી, એવા આ ક્ષુદ્ર ને પ્રભાવહીન પ્રાંતમાં થોડાં ને ઘણાં એકમો જન્નુ રત્નો રાતદહાડો ઝળકે છે ને આપણને તેનું ભાન પણ નહીં! આટલો રત્નવૈભવ તો આખું સામ્રાજ્ય ખરીદી શકે. આવી તક ઝાલવાની હીંમત ને આવડત આપણામાં ક્યારે આવશે?


રા. આનંદશંકર ધ્રુવ

વળી કેટલાક ઉમેદવારોએ રત્નોનાં રમણીય વર્ણનો આપીને પોતાની રસવૃત્તિનો પરિચય પણ કરાવ્યો છે ગાંધીજી 'આધ્યાત્મિક ગુજરાતના આત્મા છે' અને 'હાલમા યરોડા જેલમા પુરાયા છે; રા. ઇંદુલાલ યાજ્ઞિક 'સ્વાર્થત્યાગની મૂર્તિ', રા. નાનાલાલ 'ગુજરાતના કાલિદાસ': 'વનવેલીના યોજનાર', 'કાવ્યમાં અંગ્રેજી શૈલી ઉતારનાર' તથા 'પહેલા ગુજરાતી લેખક'; રા વિભાકર 'આદર્શ રંગભૂમિ રચવાની આકાંક્ષા રાખે છે'; રા કાંતિલાલ પંડ્યા 'ગુજરાતના પ્રોફેસર મોઝ'; રા નરસિંહરાવ 'હકારના હીલોગનન દોસ્ત', કુમારી મણિબહેન પટેલ 'રાષ્ટ્રભાવનાની મૂર્તિ', એક લેખિકા જેમના સાહિત્ય-જન્માક્ષર એક જોશી આ શબ્દોમાં જુએ છે કે તેઓ 'સારાં લેખક થવાની આગાહી આપે છે' તેમને એક બીજા રત્નપારખુએ, તેઓ 'પુરુષત્વને ડારતાં પ્રચંડ લેખિકા છે' એવું પ્રમાણપત્ર આપ્યું છે.

પણ હવે બસ્સ થયું. બેરો નહીં ખોલવા-



રા. વલ્લભભાઈ

ની પ્રતિજ્ઞા છતાં અમારા ખાતાની ઘણીઘણી વિશ્વસનીય વાતો અમે જગતને કહી નાંખી. એ પ્રમાદને વધુ વશ થવાની લાલચ થાય તે પહેલાં ઉપસંહારનું અનિવાર્ય કાર્ય આરોપીએ.

બારબાર અગ્રણી રત્નોનાં નામ શ્રાવણના અંકમાં છપાયાં છે તેમાંનાં ઘણાંખરાંનાં નાનાંનાનાં ખાસ દોરાવેલાં રેખાચિત્રો આ સાથે છે. તેનાં દર્શન કરી પાવન થવાની અણમોલી તક વાંચકો ચુકશે નહીં એવી આશા રાખીશું. અને તે શીવાયનાં જે અનેક રત્નોથી આજે ગુજરાત પ્રભાવંતું બની રહ્યું છે તેમની નામાવલિ, મત સંખ્યાના અનુક્રમમાં, નીચે રજુ કરીએ છીએ.



સૌ. વિદ્યાગૌરી

જગત ને ભારતના મહાન્ પુરુષોની શોધમાં તંત્રીઓ પોતાના વાચકોને મોકલતા એ જમાનો પણ હતો. આજે પ્રાંતિક અસ્મિતાની ભાવના સિદ્ધ કરવા આપણે મથીએ છીએ તે સમયમાં અમારી યોજનાને વાચક બંધુઓએ ઉત્સાહથી વધાવી લીધી એ જોઇ આનંદ થાય છે; તેમના પ્રત્યુત્તર પણ ગુજરાતના વધતા જતા ગૌરવનુંજ શુભ ચિન્હ છે એ જોઇને કોને સંતોષ નહીં થાય?

## બાકીનાં રત્નોની નામાવલિ.

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. શંકરલાલ ઘેલાભાઇ બેંકર, રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. ચંદુલાલ મણિલાલ દેસાઇ, રા. દયાળજી નાથુભાઇ દેસાઇ, સર પ્રભાશંકર ડી. પટ્ટણી, મી૦ અરદેશર ફરામજી ખબરદાર, રા. રવિશંકર મહાશંકર રાવલ, સર લલ્લુભાઇ આશારામ શાહ, રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાલા, રા. અમૃતલાલ વિ. ઠક્કર, નામદાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, સ્વામી ભિક્ષુ અખંડાનંદ, સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ, રા. અંબાલાલ સારાભાઇ, રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. જયશંકર (સુંદરી), રા. નગીનદાસ માણેકલાલ શાહ (સ્ટાર રેંજર), રા. મોતીભાઇ નરસીભાઇ અમીન, રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, રા. ગોકલદાસ તલાટી, પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, મી. મહમદઅલી ઝીણા, સ્વામી આનંદાનંદ, સર ગોકલદાસ કહાનદાસ પારેખ, નામદાર મહારાજા જામશ્રી



સૌ. સારદાગૌરી

રણજીતસિંહજી, રા. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, રા. નૃસિંહ ભગવાનદાસ વિભાકર, રા. નૃસિંહ-પ્રસાદ કાળીપ્રસાદ ભટ્ટ, રા. લલ્લુભાઇ શામળદાસ, રા. અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, રા. કાંતિલાલ છગનલાલ પંડ્યા, સર દીનશા એદલજી વાચ્છા, સર દોરાબ તાતા, રા મનસુખલાલ રવજીભાઇ મહેતા, રા. મણિલાલ ડોક્ટર. (ફીજીવાળા) સર મનુભાઈ નંદશંકર મહેતા, રા. અમૃતલાલ દલપતભાઇ શેઠ મી. એ. બી. ગોદરેજ, શ્રીમાન્ નથુરામ શર્મા, ડોક્ટર પ્રાણજીવન જગજીવન મહેતા. રા. મોહનલાલ કામેશ્વર પંડ્યા, નામદાર ઠાકોરશ્રી લાખાધિરાજ (રાજકોટ) ડોક્ટર એ. કે. દલાલ, રા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, રા. જયકૃષ્ણ ઈંદ્રજી (પોરબંદર) ડોક્ટર જીવરાજ મહેતા, જમશેદ દીનશા ફ મુલ્લા, શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી, રા. ફૂલચંદ ઝવેરદાસ શાહ, રા. મણિલાલ વલ્લભદાસ કોઠારી, પીર મેરઠામીયાં (માંગરોલવાળા), મી સો. શા સકલાતવાળા, મી



રા વિઠ્ઠલભાઈ

એચ એન પોચખાનાવાળા, સર ઇબ્રાહીમ રહીમતુલા ડૉ કુંવરજી ગોસાઇજી નાયક, મર કરીમભાઇ ઇબ્રાહીમ, પ્રોફેસર ખુશાલ તલકશી શાહ, રા ગણેશ વાસુદેવ માવળ-કર, રા. ગીરજાશંકર ભગવાનદાસ બધેકા, રા. ગોરધનભાઇ ઉમેદભાઇ પટેલ, રા. ચંદ્ર-શંકર નર્મદાશંકર પંડ્યા, ડોક્ટર ચંપકલાલ જે. ઘીઆ, રા. ચુનીલાલ વર્ધમાનદાસ મહેતા, મી છોટાણી મીઆ. મી. જમશેદજી કામા, વૈદ્યરાજ મુનિશ્રી જયવિજયજી, રા. જાદવજી ત્રીકમજી આચાર્ય. મહારાજ જિન-



રા. નરસિંહરાવ ભોળાનાથ



રા. મન. દેસાઈ



સૌ. અજિવલક્ષ્મી ગોપાળદાસ

વિજયજીસૂરિ, રા. જીવણલાલ હરિપ્રસાદ દીવાન, સર જગમોહનદાસ વરજીવનદાસ, પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામી નારાયણ, સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થ, સર દીનશા પીટીટ, રા. દેવદાસ ગાંધી, રા. દેશળભાઈ, રા. નરસિંહભાઈ ઈશ્વરભાઈ અમીન (શાંતિનિકેતનમાં જર્મન શિક્ષક), રા. નરહરિ દ્વારકાદાસ પરીખ, રા. નારાયણ વિસનજી ઠક્કર, પંડિત વાલન, પંડિત શ્યામજી કૃષ્ણવર્મા, મી. બરજોરજી ફરામજી ભરુચા, રા. બાપુલાલ બી. નાયક, રા. ભીખાભાઈ પટેલ (આણંદ મોસાળ મીઠાવાળા), રા. ભીમજી હરજીવન (સુશીલ), મહારાજ શ્રી બુદ્ધિસાગરજી, રા. મુળશંકર હરિનંદ કવિ, રા. લાભશંકર લક્ષ્મીશંકર, મી. શાપુરજી, રા. સાકળચંદ જેસંગલાલ શાહ, મી. સોરાબજી મેરવાનજી, શ્રીયુત હરીભાઈ શાસ્ત્રી (જામનગર) બહેન સુલોચના દેસાઈ, ગં. સ્વ. મંગળાબાઈ દયાળજીના માતુશ્રી), મીસીસ જાઈજી જહાંગીર પીટીટ, ગં. સ્વ. ગંગાબેન મજમુદાર, શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ, લેડી સુલોચના ચીનુભાઈ, લેડી જગમોહનદાસ, સૌ. સરલા અંબાલાલ સારાભાઈ, મહારાણી નંદકુંવરબા (ગોંડલ), મીસીસ પુતળીબાઈ કાબરાજી, મીસ મીઠા તાતા, મહારાણી ચીમનાબાઈ ગાયકવાડ બહેન હંસા મનુભાઈ મહેતા, સૌ. સરોજિની મહેતા, સૌ. ભાનુમતી દયાનરામ ત્રિવેદી, સૌ. લક્ષ્મીબહેન, સૌ. રમીબેન કામદાર, સૌ. વિમળાગૌરી સેતલવાડ, લેડી રમાબાઈ પટ્ટણી, સૌ. ગુણવતી બહેન ચંપકલાલ ઘીઆ, સૌ. દીવાળીબેન મોહનલાલ કામેશ્વર પંડ્યા, મીસ એન્જીનીઅર (સેવાસદન), શ્રીમતી ઇન્દિરાદેવી મહારાણીશંકર શર્મા, સૌ. ઉર્મિલાબેન દવે, સૌ. દેવકીબાઈ મુળજી વેદ, સૌ. ચંચળબેન શિવરામ વ્યાસ, સૌ. માણેકબાઈ કહાનજી કવિ, સૌ. હરિસુખગૌરી વાજનગર, શ્રીમતી અનીઆ બેગમ, ઉમરવાડીઆનાં ધર્મપત્ની, બહેન કમળાબેન,



બહેન યમુનાબાઈ લોટવાળા



સર ચીમનલાલ સેતલવાડ



રા. અબ્બાસ તૈયબજી

બહેન કુંવરબેન(મુંબાઇ), બહેન કાશીબેન ગાંધી, ગં. સ્વ. ચેલાબાઇ ભગવાન્‌નદાસ, ગં. સ્વ. રતનબેન લક્ષ્મીદાસ મહેતા, ગં. સ્વ. નામદાર રાણી સાહેબ યુવરાજ ભોજરાજજીનાં (ગોંડલ), બહેન ચંદાબેન ખાંડવાલા, બહેન જમનાંબેન (મુંબાઇમાં ઘેર ઘેર ખાદી પહેરાવનાર), બહેન જમનાબાઇ મર્ચન્ટ, સૌ. દુર્ગાગૌરી મહાદેવભાઇ,



રા. ઇંદુલાલ યાજ્ઞિક

દેવસી, મીસ કોર્નેલીઆ સોરાબજી, મીસીસ ઝીણા, મીસીસ મણિલાલ ડોકટર ( ફીજીવાલા ), બહેન મણિ બેન ગાંધી, મીસ ગુલબાઇ, મીસ શીરીન, સૌ. યશલક્ષ્મી મગનલાલ કવિ, શ્રીમતી રસિકમણી બાલમુકુંદ દેશાઇ, લેડી રતન તાતા, મીસીસ લીમજી પાલમકોટ, બહેન લવંગિકા મહેતા, સૌ. વસુમતી, સૌ. વિનોદ રમણ-

સૌ. નદુગૌરી કાનુગા, સૌ. પદમાબેન દેશાઇ, બહેન પ્રિયમતી શુકલ, નામદાર માણાવદરનાં બેગમ સાહેબ, બહેન મગન બેન ( શ્રાવિકા આશ્રમ ), સૌ. મંગલા સેતલવડ, સૌ. માણેક બાઇ એચ. મહેતા, સૌ. માણેકબાઇ નાનાલાલ કવિ, મીસ અમ્બાસ તૈયબજી, મીસીસ શિવજી લાલ યાજ્ઞિક, બહેન સકીનાબેન કરમાલી પટેલ, બહેન સવિતાબેન ત્રિવેદી (કર્વે યુનિવર્સીટી), સૌ. સુરજબેન મણિલાલ, સૌ. સુલોચનાબેન દેશાઇ (સર મનુભાઇનાં બહેન), બહેન સુશીલા બેન, સૌ. સુરજબેન ( ભગિની સમાજ), મીસ હીરાબાઇ તાતા, બહેન હસુમતી મા. દેશાઇ.



ગં. સ્વ. શિવગૌરી ગજ્જર



ગં. સ્વ. બાજીગૌરી મુનશી

# સ્વીકાર

'ગુજરાતી': દીવાળી પર્વનો ખાસ અંક મૂલ્ય રૂ. ૧-૮-૦. દર વર્ષની માફક આ અંકમાં જુદાજુદા વિષયના ઘણુ ભાગે ગંભીર લેખો તેમજ પ્રાચીન ચિત્રો નજરે પડે છે. વાર્તાવિનોદનું જે સાહિત્ય અપાયુ છે તેમા નવલતા ને વિવિધતા વધારે રખાય એ જરુરનું છે. હમેશ માફક આ અંક સાહિત્યરસિકોમા આદરણીય થાય એમ અભિનંદન ઇચ્છીએ છીએ.

'હિંદુસ્થાન': દીપોત્સવી અંક, મૂલ્ય રૂ. ૧-૪-૦ પ્રાસંગિક તેમજ બીજા અનેક વિવિધ વિષયક લેખોથી આકર્ષક બનેલો આ ખાસ અંક લોકાદરને પાત્ર થાય તેવો છે. દરેક સંસ્કારી વાચકને તેમાંથી કંઇ ને કંઇ વાચવા જેવુ જરૂર મળશે. અંકને અસાધારણ મહેનત લઇ આવો રસિક બનાવવા માટે અમે 'હિંદુસ્થાન'ના કાર્યવાહકોને મુબારકબાદી આપીએ છીએ.



# ગુજરાત

પુસ્તક ૪ માર્ગશીર્ષ ૧૯૮૦ની અનુક્રમણિકા અંક ૩

મુખ્ય ચિત્રો



લેખો



આ "ગુજરાત" માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે સાહિત્ય પ્રેસમાં નં. ૨૨, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

લવાજમઃ રૂ. ૮; દેશાવર રૂ. ૧૦. છુટક નકલનો રૂપીઆ એક.




પુસ્તક ૪] માર્ગશીર્ષ ૧૯૮૦ [અંક ૩

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે ને સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, કડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિર્મલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે, અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે, ધર્માંધતા નથી, છતાં અગાધ હૃદયની શક્તિ છે. એમાં પુરુષના સમાન થવાની હોંસ છે,* છતાં પુરુષને પડખે ઊભા રહેવાનું ડહાપણ છે, નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જલવા માંડી છે.

આ સંગ્રામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઠેરઠેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

[illegible] ભલા એક ને અવિભાજ્ય ગુજરાતના અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાના પરિણામે આત્મા પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિની અનોખી આત્મતાની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઊભી છે, અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને ઉદારતા, શબ્દબ્રહ્મની સર્વાંગસેવા, અને પ્રેમ—નિર્મલ ને નિરંકુશ—આ ગુજરાતમાં નવ-આર્યાવર્તની






લેખક :
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,
મન્ત્રી, સાહિત્યસંસદ.



સુરાષ્ટ્ર અથવા સૌરાષ્ટ્રનો ઉલ્લેખ ઘણાં જુનાં લખાણોમાં મળે છે. મહાભારતમાં પાણિનિના ગણપાઠમાં સુરાષ્ટ્ર નામ છે. એજ નામ રુદ્રદામ (વિ. સં. ૨૦૬)ના તથા સ્કંદગુપ્ત (સં. ૪૮૧)ના શિલાલેખોમાં તથા અનેક વલ્લભી તામ્રપત્રોમાં મળે છે. સુરાષ્ટ્રનું પ્રાકૃતરૂપ સુરઠ ગૌતમીપુત્ર (સં. ૨૦૧) નાસિકના લેખમાં છે. આ દેશનો પરદેશીઓમાં પહેલો ઉલ્લેખ સ્ટ્રેબો (સં. ૬ થી સં. ૭૮) એ સુરેસ્ટ્સ (Saraostus) નામથી અને પ્લીની (સં. ૧૩૬) એ ઓરેટુરા (Oratura) નામથી કર્યો છે. ઇજીપ્તના મહાન પ્રાચીન [illegible]ની ટોલેમી (સં. ૨૦૬) અને [illegible] પેરીપ્લસ (સં. ૨૯૬) સુરાસ્ટ્રેની (Syrastrene) કહે છે. ચીનાઈ મુસાફર [illegible] વલ્લભીરાજ્યને તથા સુરાષ્ટ્રને રાજ્યો તરીકે વર્ણવે છે કેટલા ભાગને જુના વખતમાં સુરાષ્ટ્ર કહેતા હશે એ કહેવું મુશ્કેલ છે. આજે આખો દ્વીપકલ્પ કાઠિઆવાડ કહેવાય છે અને માત્ર દ્વીપકલ્પનો એક દક્ષિણ ભાગ સોરઠના જુના નામથી ઓળખાય છે. પણ કાઠિઆવાડ નામ તો મરાઠાઓએ પાડ્યું છે તે પહેલાં મુસલમાનો તો આખા દ્વીપકલ્પને સોરઠ કહેતા.

આખા કાઠિઆવાડનું ક્ષેત્રફળ અત્યારે [illegible] હજાર ચોરસ માઈલ અને વધારેમાં વધારે લંબાઈ ૨૨૦ માઈલ અને પહોળાઈ ૨૧૫ માઈલ છે પૂર્વમાં ખંભાતના અખાતથી ને ઉત્તરમાં કચ્છના અખાતથી અને પશ્ચિમમાં તથા દક્ષિણમાં અરબ્બી સમુદ્રથી બંધાએલો આ દ્વીપકલ્પ ખંભાતના અખાત અને કચ્છના અખાત વચ્ચે ગુજરાત સાથે જોડાએલો છે, અને આ બે અખાતને જોડનારી સીધી લીટી નળ નામથી ઓળખાય છે. આ નળ ઘણા જુના કાળમાં કોઈ મોટી નદીનું તળું હોય એવો

લાગે છે અને ભૂસ્તરશાસ્ત્રીઓએ નિશ્ચય કર્યો છે કે ઘણા જુના વખતમાં સિંધુ નદી એ નળના સ્થાનમાં થઇને ખંભાતના અખાતને રસ્તે સમુદ્રને મળતી હતી. એ સમયે કાઠીઆવાડ બેટ હતો. બેટમાંથી દ્વીપકલ્પ ક્યારે થયો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે; પણ એક કાળે બેટરૂપ અને અત્યારે દ્વીપકલ્પરૂપ આ પ્રદેશ કેટલીક રીતે ગુજરાતથી જુદો પડે છે. જમીન, ઝાડપાન, જનાવરો અને માણસો ગુજરાતથી જુદાં તરી રહે છે. આખા હીંદુસ્થાનમાં સિંહ તો કાઠીઆવાડ(ગીર)માંજ છે.

આ કાઠીઆવાડ કે સોરઠ દેશ ઘણા જુના કાળથી પશ્ચિમ હીંદુસ્થાનનો પ્રખ્યાત પ્રદેશ છે. પ્રાચીન કાળમાં એ 'દૂધ અને મધની નદીઓનો' દેશ ગણાતો. એની સમૃદ્ધિથી આકર્ષાઇને અરબસ્થાન, તુર્કસ્થાન, ઉત્તર આફ્રીકા અને યુરપના અગ્નિ ખુણાના ભાગનાં વેપારી વહાણો સુરાષ્ટ્રનાં બંદરોમાં આવતાં. એ વખતના ખાસ કરીને અલેકઝાંડ્રીઆના વેપારીઓએ સોરઠનાં જે બંદરોનાં નામો લખ્યાં છે તેનો બરાબર નિશ્ચય થતો નથી. પણ ટોલેમી (સં. ૨૧૭) નું મોનોગ્લોસન (Monglosson) તો આજનું માંગરોળજ લાગે છે.

પ્રાચીન અવશેષો તથા પ્રાચીન દેશી અને પરદેશી ઉલ્લેખો જોતાં એમ લાગે છે કે આખા કાઠીઆવાડમાં એનો દક્ષિણ પ્રદેશ—ઘણું કરી ઉત્તરમાં ભાદર નદી, પશ્ચિમમાં માધવપુર, પૂર્વમાં તુળશીશ્યામ અને દક્ષિણમાં સમુદ્રથી બંધાએલો નાનો પ્રદેશજ—પ્રાચીનકાળમાં સભ્ય આર્યોથી વસાયલો હશે. આ પ્રદેશનેજ પુરાણો 'પ્રભાસક્ષેત્ર' કહે છે. એ પ્રદેશમાંજ ખેડાએલાં ખેતરોવાળાં ગામડાં અને ધીકતા વેપારવાળાં શહેરો તથા બંદરો હતાં. આ પ્રદેશનાંજ સમુદ્રકાંઠાનાં બંદરોનો દૂરદૂર અરબસ્થાન, આફ્રીકા અને યુરપ સાથે વેપારી સંબંધ હતો. આ પ્રદેશના સભ્ય અને સંસ્કારી આર્યોનેજ ભારતવર્ષના ખાસ કરીને કુરુપાંચાલોના આર્યો જોડે નિકટ સંબંધ હતો. ઘણું કરી આ દક્ષિણ પ્રદેશની ફલદ્રૂપતા અને સમૃદ્ધિથીજ સુરાષ્ટ્ર નામ પડ્યું હશે. બાકીનો કાઠીઆવાડ તો અણખેડેલી જમીન, જંગલો અને જંગલી જનાવરો તથા જંગલી મનુષ્યોથી ભર્યો હશે એમ સ્પષ્ટ દેખાય છે; અને બાકીના કાઠીઆવાડ ઉપર દક્ષિણ ભાગનું ઘણા કાળ સુધી આધિપત્ય રહ્યું છે. આ સ્થિતિમાં વલ્લભી રાજ્ય (સં. ૫૫૬ ની આસપાસ) ના ઉદયથી ફેરફાર થયો અને એ વખતથી કાઠીઆવાડનો બાકીનો ભાગ વધારે વધારે વસવાલાયક થવા લાગ્યો.

## નાઘેર

ઉપર કહેલા પ્રભાસક્ષેત્રના દરીઆકાંઠાના ભાગને હાલમાં નાઘેર કહે છે. કાઠીઆવાડમાં અત્યારે એ સૌથી વધારે ફલદ્રૂપ પ્રદેશ છે. એ ભાગમાંજ સમૃદ્ધ બંદરો જુના વખતમાં હતાં. આ લીલાછમ નાઘેરનું મુખ્ય નગર એક કાળે પ્રભાસપાટણ હતું. કદાચ સુરાષ્ટ્રની રાજધાની કોઇ વખત એ સ્થળે હશે. આ પ્રભાસબંદર રાતા સમુદ્ર, ઇરાની અખાત, ઉત્તર આફ્રીકાનો કીનારો અને હીંદુસ્થાન વચ્ચેના વેપારનું મુખ્ય મથક હતું. અર્વાચીન સમયમાં બધાં જુનાં બંદરોની જુની સમૃદ્ધ જતી રહી છે. અને પ્રભાસબંદર બાજુમાં વેરાવળ બંદર તરીકે વધ્યું ત્યારથી પડી ભાંગ્યું છે. પાટણ અત્યારે તીર્થસ્થાન તરીકેજ જીવતું રહ્યું છે. એની વસ્તી ૭ હજારની આસપાસ છે. આ તીર્થસ્થાન પાટણસોમનાથ, પ્રભાસપાટણ, દેવપાટણ અને વેરાવળપાટણના નામથી પણ ઓળખાય છે.

## પ્રભાસ

ગુજરાત વીશે પ્રાચીનતમ પૌરાણિક કથામાં આનર્તનો ઉલ્લેખ છે. આનર્ત મનુનો પૌત્ર અને શર્યાતિનો પુત્ર હતો. તેના નામ ઉપરથી ગુજરાતના કેટલાક ભાગનું નામ આનર્ત પડ્યું છે એમ પુરાણો કહે છે. તે આનર્ત રાજાનો પુત્ર રૈવત કુશસ્થલી અથવા દ્વારકા રાજધાનીમાં રહીને આખા આનર્ત ઉપર રાજ્ય કરતો હતો. આનર્તનું મુખ્ય શહેર દ્વારકા કહ્યું છે અને પાછળથી વલ્લભી તામ્રપત્રોમાં વડનગરને આનર્તપુર કહ્યું છે એ ઉપરથી વિદ્વાનો એમ ધારે છે કે કાઠીઆવાડ સહિત આખો ગુજરાત તે કાળે આનર્ત કહેવાતો હશે, અને આનર્તનો એક ભાગ કાઠીઆવાડ ને સુરાષ્ટ્ર એ જુના કાળમાં પશ્ચિમ હીંદના કેટલા ભાગને આનર્ત કહેતા હશે તે નક્કી કહેવું મુશ્કેલ છે. સુરાષ્ટ્ર અને મહીથી સરસ્વતી વચ્ચેનો હાલના ગુજરાતનો ભાગ તો આનર્તમાં હોવોજ જોઇએ. એ વખતનાં આનર્તાન્તર્ગત ગુજરાતનાં મુખ્ય બે શહેરોનો ઉલ્લેખ મહાભારતમાંથી મળે છે (૧) દ્વારકા, અને (૨) પ્રભાસ. હાલનું દ્વારકા પાછળથી વસેલું જણાય છે. જુનું દ્વારકા જે કદાચ પુરાણો કહે છે તેમ દરીઆમાં ડુબી ગયું હશે તે પ્રભાસથી બહુ દૂર ન હોવું જોઇએ.

આનર્તના વંશજો—રૈવતો પછી દ્વારકામાં મથુરાંના યાદવોનું રાજ્ય થયું. યાદવોની કથાઓમાં પ્રભાસનો ઉલ્લેખ મળે છે. અર્જુન ભગવાન્ કૃષ્ણને મળવા દ્વારકા જાય છે ત્યારે અમરાવતીથી પ્રભાસ, ત્યાંથી રૈવતાચળ અને ત્યાંથી દ્વારકાં જાય છે એમ મહાભારત વર્ણવે છે. પ્રભાસને મહાભારતમાં તીર્થસ્થાન ગણ્યું છે. મહાભારતના યુદ્ધ પછી ૩૬ મે વર્ષે યાદવો મદ્યપાન કરીને અંદરઅંદર લડી મુઆ તે પણ પ્રભાસ આગળ, અને ભગવાન્ શ્રીકૃષ્ણનો શીકારીના બાણથી પીપળા નીચે દેહાત થયો તે પણ પ્રભાસ આગળ. શ્રીકૃષ્ણના દેહાતનું સ્થળ પ્રભાસ અને વેરાવળ વચ્ચે આજે બતાવવામાં આવે છે. મહાભારતના આ અને બીજા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે મૌર્યોના પણ પહેલા દ્વારકા અને પ્રભાસ સુરાષ્ટ્રનાજ નહીં પણ આનર્ત-ગુજરાતના પ્રખ્યાત સ્થાનો હતા.

ભારતકાળમાં પ્રભાસ તીર્થસ્થાન હતું પણ સોમનાથ ભગવાનને લીધે નહીં. એ સ્થળે સરસ્વતી, હિરણ્યા અને કપિલા ત્રણ નદીઓનો સમુદ્રના કાંઠા ઉપર સંગમ થતો હોવાથી એ તીર્થ થયું હશે. એ પ્રદેશ પણ ઘણો રમણીય લાગે છે.

પ્રભાસ એટલે અતિશય પ્રકાશમાન. વળી પ્રભાસક્ષેત્રનું બીજું નામ ભાસ્કરક્ષેત્ર છે. તથા પુરાણોમાં એક કથા એવી છે કે "સૂર્ય પ્રભાસમાં પોતાની પુરી કળાથી પ્રકાશતા હતા. એ પ્રકાશ એવો અસહ્ય હતો કે સૂર્યની સ્ત્રી છાયા પણ પાસે જઇ શકતી નહીં. આથી સૂર્યે પોતાની ૧૬ કળામાંથી બાર કળા પ્રભાસક્ષેત્રના બાર સૂર્યમંદિરોને આપી દીધી અને ચાર પોતે રાખી." આ કથા ઉપરથી પ્રભાસક્ષેત્રમાં જુના વખતમાં સૂર્યપૂજા પ્રચલિત હશે એમ સ્પષ્ટ દેખાય છે. કાઠીઆવાડમાં એક કાળે સૂર્યપૂજાનો જબરો પ્રચાર હતો એમ દેખાડનારા ઘણા અવશેષો મળ્યા છે. માટે પ્રભાસક્ષેત્રમાં સૂર્યમંદિરો હોવાનું માનવામાં વાંધો નથી. આજે પણ એક સૂર્યમંદિર ત્યાં છે. સૂર્યપૂજાનો પ્રચાર આ દેશમાંથી ઓછો થવા માંડ્યો ત્યાં પ્રભાસની ખ્યાતિ શૈવ-તીર્થ તરીકે આખા દેશમાં પ્રસરી ગઇ.

જુનું સાદું તીર્થ ક્યારે સૂર્યપૂજાનું સ્થાન થયું એ કહેવું મુશ્કેલ છે. એની કૈં નીશાનીઓ પણ રહી નથી. છેવટની શિવપૂજામાં બધું ઢંકાઇ ગયું છે.

## સોમનાથ

મહાભારતમાં પ્રભાસનો તીર્થસ્થાન તરીકે ઉલ્લેખ છે પણ સોમનાથનો ઉલ્લેખ નથી. એ ઉલ્લેખ તો પુરાણોમાંજ મળે છે; અર્થાત્ પુરાણોના વખતમાં સોમનાથના સ્થાન તરીકે પ્રભાસ શૈવતીર્થ થયું જણાય છે. પ્રભાસમાં સોમનાથની કેવી રીતે સ્થાપના થઇ એ વીશે પૌરાણિક કથાનો સાર નીચે આપ્યો છે (અલબીરુનીએ પણ આ કથા આપી છે).

સોમનાથ એટલે સોમ-ચંદ્રમાના નાથ; અર્થાત્ પ્રભાસમાં સોમનાથની સ્થાપના પણ પહેલી ચંદ્રે કરી હોવી જોઇએ. આ વ્યુત્પત્તિ ઉપર પૌરાણિક કથા ઉભી થઇ લાગે છે: "ચંદ્ર દક્ષ પ્રજાપતિની ૨૭ કન્યાઓને પરણ્યો હતો, પણ એમાંથી માત્ર એક રોહિણી ઉપરજ તે પ્રેમ રાખતો. આ પક્ષપાતથી રીસાયલી બીજી છવીશ સ્ત્રીઓએ પોતાના પિતા પાસે ફરીઆદ કરી. દક્ષે ચંદ્રને બધી સ્ત્રીઓ ઉપર એકસરખો સ્નેહ રાખવાની શીખામણ આપી, પણ ચંદ્રે માન્યું નહીં એટલે દક્ષે શાપ આપ્યો કે, 'જા તને ક્ષય રોગ થશે.' હવે ચંદ્રને પશ્ચાત્તાપ થવા લાગ્યો. એણે બધાં તીર્થોમાં ભમવા માંડ્યું: છેવટ પ્રભાસમા આવી શિવની ભક્તિ કરવા માંડી. ભોળા શિવે પ્રસન્ન થઇને અનુગ્રહ કર્યો કે ચંદ્રની કળાનો ૧૫ દિવસ ક્ષય થશે અને ૧૫ દિવસ સુધી એ કળા વધતી જશે. ચંદ્રે આ અનુગ્રહથી ખુશી થઇને તે સ્વયંભૂ શિવલિંગ ઉપર સોનાનું મંદિર બંધાવ્યું."

### સોમનાથનું પહેલું મંદિર ક્યારે બંધાયું?

પ્રભાસપાટણનાજ ભદ્રકાળીના મંદિરની ભીંતમાંથી મળી આવેલા ભાંગેલા પથરા ઉપર સોમનાથની ભાવ બૃહસ્પતિની સં. ૧૨૨૫ માં લખાયલી એક પ્રશસ્તિ છે જેમાં સોમનાથ વીશે એવી દંતકથા લખી છે કે: "સોમનાથનું દેવળ પ્રથમ સોમે સોનાનું બંધાવ્યું હતું, પછી રાવણે રુપાનું બંધાવ્યું, પછી કૃષ્ણે લાકડાનું બંધાવ્યું અને છેવટ ભીમદેવે પથ્થરનું બધાવ્યું." આ દંતકથા ઉપરથી એટલી ઐતિહાસિક હકીકત મળે છે કે અણહીલવાડના ભીમદેવ રાજા સ. ૧૦૭૮ થી ૧૧૧૮) એ પથ્થરનું મંદિર બંધાવ્યું તે પહેલાં સોમનાથનું લાકડાનું મંદિર હતું. પણ લાકડાનું મંદિર ક્યારે બંધાયું? જુના વખતમાં આપણા દેશમાં મોટે ભાગે લાકડાનાં મંદિરો થતાં એ સુપ્રસિદ્ધ છે; ગુફામંદિરો શીવાય પથ્થરનાં મંદિરો નવમા દશમા શતક પહેલાંનાં પશ્ચિમભારતમાં ભાગ્યેજ મળે છે, એ વખતે પથ્થરની ઉભણી ઉપર લાકડાનાં મંદિરો બંધાતાં હતાં. સોમનાથનું લાકડાનું મંદિર પહેલવહેલું વલ્લભી રાજાઓ (સં. ૫૩૬ થી ૮૧૬) ના વખતમાં બંધાયું હોય એમ લાગે છે. વલ્લભી રાજાઓ મોટે ભાગે માહેશ્વર શિવભક્ત હતા એમ એમનાં તામ્રપત્રો ઉપરથીજ જણાય છે. મુળથી તીર્થ ગણાતા અને વલ્લભી સમયમાં સૂર્યતીર્થ તરીકે પ્રખ્યાત થએલા પ્રભાસમાં વલ્લભી રાજામાંના કોઇએ સોમનાથનું મંદિર બંધાવ્યું હોય એ સંભવિત છે. એ વખતે પ્રભાસમાં સૂર્યપૂજક ચાવડાઓની સત્તા હશે. વલ્લભી રાજાઓએ આ ચાવડાઓની સત્તા તોડી કરી અને પાટણને શિવપૂજાનું સ્થાન બનાવ્યું.



સોમનાથના પ્રાચીન મંદિરનું ત્રુટિત તોરણ

વલભીના સમયમાં અત્યારનું સોમનાથનું મંદિર કેવું અને કેવડું હશે તે જાણવાનું કે સાધન નથી, પણ સમય સાથે એની પૂજ્યતા વધતી ગઈ હશે, અને મહમદ ગઝનવીએ સં. ૧૦૮૨ (ઇ. સ. ૧૦૨૫)માં એનો નાશ કર્યો ત્યારે એની સમૃદ્ધિ અને ખ્યાતિ આખા ભારતવર્ષમાં અસાધારણ હતી. પોતાના દાન-પત્રોથી જ ઇતિહાસમાં ઓળખાયેલા દાનવીર વલભી માહેશ્વરોનાં દાનોએ સોમનાથનો મહિમા વધારી દીધો હતો; અને તે પછીના ગુજરાતના સોલંકી રાજાઓ પણ સોમનાથની ભક્તિમાં વલભીઓથી ઉતરે એવા ન હતા. સોમનાથના યાત્રાળુઓને સોરઠનો આભીર રાજા ગ્રહરિપુ હેરાન કરતો હતો એ બહાનાથી મૂળરાજે ગ્રહરિપુ ઉપર ચડાઈ કરી હતી. પાછળથી મૂળરાજે (સં. ૧૦૧૭ થી ૧૦૫૨) પ્રભાસની યાત્રા પણ કરી હતી. મૂળરાજ પછી ચામુંડ અને દુર્લભ (સં. ૧૦૫૩ થી ૧૦૭૮) પણ શિવભક્ત હતા. મહમુદે જે મંદિર તોડ્યું તે સો વર્ષ પહેલાં બંધાયું હતું એમ મુસલમાન તવારીખ લેખક અલબીરુની લખે છે. વલભીઓના વખતનું મંદિર ગમે તેવું હોય પણ ઇ. સ. ના દશમા શતકમાં તો મુસલમાન તવારીખ લેખકોએ વર્ણન કરેલું ભવ્ય મંદિર વિદ્યમાન હતું.

ઇબ્નઅસીરે (સ. ૧૨૩૬ થી ૧૨૮૫) સોમનાથનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે.—

"સં. ૧૦૮૦ (ઇ.સ. ૧૦૨૪)માં મહમુદે હીંદનાં ઘણાં શહેરો અને કીલ્લાઓ સર કર્યા; તથા સોમનાથની મૂર્તિ લીધી. હીંદમાં આ સૌથી મોટી (પૂજ્યતમ) મૂર્તિ છે. દરેક ગ્રહણ વખતે લગભગ એક લાખ હીંદુઓ ત્યાં જાત્રા કરવા જાય છે. હીંદુઓ માને છે કે મરણ પછી જીવાત્માઓ સોમનાથમાં એકઠા થાય છે અને સમુદ્રભરતીનાં પાણી દ્વારા શિવની પૂજા કરે છે. હીંદમાં જે કે કીંમતી ચીજ થતી હોય તે સોમનાથમાં આવે છે. આ મંદિરને દશ હજારથી વધારે ગામો દાનમાં મળ્યાં છે. અદ્ભુત અને અમૂલ્ય જવાહીરો મંદિરમાં એકઠાં થયાં છે. જો કે પવિત્ર ગંગાનદી અને સોમનાથ વચ્ચે ૧૨૦૦ માઇલનું અંતર છે છતાં હમેશાં ગંગાના પાણીથી મૂર્તિને નવરાવાય છે.[૧] હમેશાં એક હજાર બ્રાહ્મણો આ મૂર્તિની સેવા કરે છે તથા યાત્રાળુઓને દર્શન કરાવે છે. યાત્રાળુઓના તીર્થમુંડન માટે ત્રણસો હજામો રોકાય છે. સાડાત્રણસો ગાનારીઓ સોમનાથ આગળ હમેશાં ગાન અને નૃત્ય કરે છે. આ બધાંને પગાર મળે છે."

મુસલમાન તવારીખ લેખકોના કહેવા પ્રમાણે સાગના ૫૬ થાંભલાઓ ઉપર સોમનાથનું મંદિર ઉભું હતું. મૂર્તિ અંધારા ઓરડામાં હતી. થાંભલા ઉપર ઉભેલું મંદિર તે સભામંડપ અને અંધારો ઓરડો તે ગર્ભગૃહ. આ વર્ણન ઉપરથી ઇંટ અને લાકડાનું મંદિર હશે એમ સ્પષ્ટ દેખાય છે. પણ થાંભલાઓમાં કીંમતી રત્નો જડયાં હતાં. એના ઉપર કોતરકામ પણ અદ્ભુત હશે. દરેક થાંભલા ઉપર હીંદના જુદાજુદા રાજાનું નામ હતું.

સોમનાથનું લિંગ જમીનની બહાર પાંચ હાથ ઉચું હતું અને બે હાથ જમીનની અંદર હતું. આ લિંગની ગોળાઇ પણ ત્રણ હાથ જેટલી હતી. હાલ બરડામાં આવેલું બીલેશ્વરનું પુરાણું લિંગ જોવાથી સોમનાથનું લિંગ કેવું હશે એનો કંઇક ખ્યાલ આવી શકે. મંદિરના ગર્ભગૃહમાં રાતદિવસ રત્નજડિત મસાલો બળ્યા કરતી. મંદિરમાં બસ્સો મણ વજનની સોનાની સાંકળે મોટા ઘંટ લટકતા હતા. આ મંદિરને લગતી તીજોરીમાં દેવના અલંકારો, રત્નખચિત સુવર્ણની મૂર્તિઓ તથા બીજી અમૂલ્ય વસ્તુઓ હતી. મહમુદને મંદિરની લુંટમાંથી ૨૦ લાખ દીનાર કરતાં વધારે કીંમતનો માલ મળ્યો હતો.

સં. ૧૦૮૧ માં મહમુદ આવ્યો, ભીમ અણહીલવાડથી ભાગી ગયો, વિજેતા મુસલમાને ગુજરાતની રાજધાની લુંટી, બાળી અને એ ગુજરાતનું–હીંદુસ્થાનનું–નાક કાપવા સોમનાથ તરફ ધસ્યો. ઇ. સ. ૧૦૨૫ના જાનેવારીની ૩૦ મીએ મહમુદ સોમનાથ પહોંચ્યો. ૫૦ હજાર હીંદુઓને કાપીને સોમનાથ લુંટયું, મંદિરને તોડયું, બાળ્યું; લિંગ તોડી નાખ્યું, અને લુટેલી સમૃદ્ધિ લઇને તરતજ મહમુદ પાછો ગયો. કહે છે કે મહમુદને પ્રભાસબંદરનો ચીન અને આફ્રીકાને જોડનાર બહોળો વેપાર જોઇને ત્યાં કાયમ રહેવાનું મન થયું હતું પણ છેવટ દાબી શાલીમ નામના હાકેમને નીમી તે ચાલ્યો ગયો.

મહમુદે હજી હીંદુસ્થાન બહાર તો પગે નહીં મુકયો હોય ત્યાં ભાવિક હીંદુઓએ મુસલમાન હાકેમને કાઢી મૂકયો અને સોમનાથ-

---

૧ અલબીરુની પણ કહે છે કે કાશ્મીરથી ફુલ અને (ગંગોત્રીથી?) ગંગાનું પાણી હંમેશાં આવે છે. એવી રીતે બેપીઆ ગોઠવે છે કે હંમેશાં એક કાવડ આવ્યા કરે.

નો જીર્ણોદ્ધાર શરૂ કરી દીધો. આ જીર્ણોદ્ધાર ભીમદેવેજ કરાવ્યો. હવે એ વખતના વિમળશાહનાં દેલવાડાનાં મંદિરની અદ્ભુત અને ભવ્ય રમણીયતા જોઈને દંડનાયક વિમળશાહના રાજા ભીમે ભક્તિથી બંધાવેલું સોમનાથનું મંદિર કેવું હશે એ કલ્પી શકાય છે. હીંદુ સ્થાપત્યકળાનો જે સુંદર ભગ્નાવશેષ અત્યારે સમુદ્રકાંઠે દેખાય છે તે આ ભીમદેવના મંદિરનો અવશેષ હોવાનો સંભવ છે. ભીમદેવે બંધાવેલા મંદિરની સિદ્ધરાજ જયસિંહે તથા કુમારપાળે મોટા પાયા ઉપર મરામત કરાવી હતી અને એમાં ઘણા સુધારાવધારા કર્યા હતા. આ મંદિર એવું મજબુત હતું કે છેલ્લાં ૯૦૦ વર્ષના કાળના ઘસારા સામે તથા એટલા વખતમાં થએલા પાંચ મુસલમાની હુમલા સામે એનો કેટલોક ભાગ ટકી રહ્યો છે.

એક સરકારી લેખકના કહેવા પ્રમાણે આ ભગ્નાવશેષનું યથાર્થ વર્ણન કરવું મુશ્કેલ છે. એ મહાન અને ભવ્ય ખંડેર છે. એનું સર્વાંગસુંદર અષ્ટકોણ છે. આના પથરાઓ સમપ્રમાણતા ઉપર અચુક દૃષ્ટિ રાખીને કાપવામાં આવ્યા છે અને પથરાના બહારના ભાગ ઉપરના કોતરકામની સુંદરતા વીષે તો કળાદૃષ્ટિએ શું કહેવું? આ ભગ્નાવશેષના દરેક પથરામાં ભારતની સ્થાપત્ય-કળાના શ્રેષ્ઠ પનું પ્રતિબિંબ જણાય છે.

ભીમદેવના આ ભવ્ય મંદિરે પાશુપત આચાર્યોના હાથ નીચે અઢીસો વર્ષ સુધી અસાધારણ જાહોજલાલી ભોગવી હતી. છેવટ સં. ૧૩૫૩ (ઇ. સ. ૧૨૯૭)માં અલ્લાઉદ્દીનના સરદાર અલફખાને ગુજરાત જીત્યા પછી સોમનાથ લીધું તથા લુંટયું. સોમનાથ સં. ૧૩૭૪માં બીજી વાર લુંટાયું ત્યારે જુનાગઢના રાંખેંગાર ચોથા (સં. ૧૩૮૧માં ગાદીએ બેઠો) એ સોમનાથનો જીર્ણોદ્ધાર કર્યો. પણ વળી સં. ૧૪૫૧માં, ૧૫૧૧માં અને ૧૫૬૭માં મુસલમાનોને હાથે સોમનાથનો નાશ થયો. અલફખાનની લુંટ પછી સોમનાથે પહેલાની જાહોજલાલી તો કદી પ્રાપ્ત ન કરી. એનો વેપાર ક્ષીણ થઇ ગયો. છેક ચીનથી અને આખા પૂર્વ હીંદુસ્થાનથી ઉજ્જેન રસ્તે આવતો માલ લેવા છેક આફ્રીકાથી પ્રભાસના બંદરમાં આવતાં વહાણો વેપાર ક્ષીણ થઇ જવાથી અને યાત્રીઓની બીકે બીજે જવા લાગ્યાં. શહેરની વસ્તી ઘટી ગઇ. સોમનાથ મંદિરની સમૃદ્ધિ તો રહીજ નહીં. છેલ્લા નાશ પછી તો સોમનાથ સાવ તેજહીન થઇ ગયું. એ મંદિરનો જુનાને મળતો જીર્ણોદ્ધાર કરવાનો વિચાર પડતો મુકાયો. કેટલાં વર્ષ સુધી પ્રભાસ સોમનાથસુનું રહ્યું હશે એ ખબર નથી પણ જુના ખંડેરથી થોડે દૂર હાલનું નવું દહેરું તો સં. ૧૮૩૯માં અહલ્યાબાઇએ બંધાવ્યું છે.

## સોમનાથ પાશુપતમતનું ધામ

ભીમદેવ પહેલાના વખતથી તે ગુજરાતના છેલ્લા રાજા કર્ણવાઘેલાના વખત સુધી સોમનાથ આખા ભારતવર્ષના શૈવધર્મનું ધામ હતું. એનું એક કારણ એના બંદરની સમૃદ્ધિ તથા એ ... પ્રાચીનતા એ ખરું, પણ એનું બ... અને મોટું કારણ પાશુપતમતનું એ ધામ હતું એ છે. શૈવધર્મનો પાશુપતમત જુનામાં જુનો સંપ્રદાય છે. એક કાળે પશ્ચિમ હીંદુસ્થાનમાં પાશુપતમતનુંજ ખરું જોર હતું. પાશુપત સંપ્રદાયના મૂલ આચાર્ય નકુલીશ પાશુપત લાટમાં—કારવણમાં જન્મ્યા હતા; પણ એનું જોર સૌરાષ્ટ્રમાં જામ્યું જણાય છે. ઇ. સ. ના દશમા શતકમાંજ પાશુપતમતનું પશ્ચિમ હીંદમાં જોર થવા માંડયું હોય એમ





પ્રાચીન મંદિરનો સમુદ્ર ઉપરથી દેખાવ

—સોમનાથ.

છે કે: "સોમનાથનું મંદિર પ્રથમ સોમે (ચંદ્રે) સોનાનું બંધાવ્યું, પછી બીજા યુગમાં રાવણે રુપાનું બંધાવ્યું, કૃષ્ણે લાકડાનું બંધાવ્યું અને ભીમદેવે પથ્થરનું બંધાવ્યું; અને છેવટ કુમારપાલના વખતમાં સોમનાથના એ વખતના મઠપતિ ભાવ બૃહસ્પતિની દેખરેખ નીચે મોટા પાયા ઉપર આ મંદિરની મરામત કરાવવામાં આવી."

રાજા કુમારપાળે આચાર્ય ભાવ બૃહસ્પતિને બ્રહ્મપુરી ગામ દાનમાં આપ્યું એમ આ પ્રશસ્તિ કહે છે. પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિને પોતાને માટે પણ થોડી વિગત આપી છે. "ભાવ બૃહસ્પતિ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, માળવાના રાજાના ગુરુ હતા (માળવાના રાજાઓ પણ શિવભક્ત હતા), સિદ્ધરાજ જયસિંહના મિત્ર હતા. એમણે બીજાં અનેક શિવમંદિરો બંધાવ્યાં હતાં, અનેકનો જીર્ણોદ્ધાર કર્યો હતો. સોમપુરની આસપાસ કીલ્લો બંધાવ્યો, બ્રાહ્મણે. માટે ઘરો બંધાવ્યાં અને સોમનાથના રસ્તામાં વાવકુવાઓ ખોદાવ્યાં."

આ શબ્દો ઉપરથી સોમનાથ ભગવાનના મંદિરમાંજ નહીં પણ પાટણમાંએ આચાર્યની સત્તા ચાલતી હતી એમ જણાય છે.

સં. ૧૨૭૩ માં લખાયલી સોમનાથની એક બીજી પ્રશસ્તિ પાટણમાંજ કાઝીના ઘર પાસેથી મળી આવી છે.

સં. ૧૩૨૦ ના વેરાવળના હરસદમાતાના મંદિરના શિલાલેખમાં એ વખતે પાટણના મઠમાં પરમ પાશુપતાચાર્ય મહાપંડિત ગંડશ્રી પરવીરભદ્ર મહત્તર (મહંત) હોવાનો ઉલ્લેખ છે.

વિ. સં. ૧૩૨૮ ની નાનકની પ્રશસ્તિમાં વીશલદેવે સોમનાથની યાત્રા કર્યાનો ઉલ્લેખ છે. નાનક પોતે પણ સોમનાથભક્ત હતો.

સં. ૧૩૪૩ ની સારંગદેવના વખતની ત્રિપુરાંતકેશ્વરપ્રશસ્તિ (જે સીન્ત્રા પ્રશસ્તિ નામથી ઓળખાય છે તે) જોવા જેવી છે. એ વખતે સોમનાથની જાહોજલાલીનું શિખર આવી ગયું હતું. દશેક વર્ષ પછી ગુજરાતનું હીંદુ રાજ્ય અને સોમનાથનું મંદિર છિન્નભિન્ન થઇ જવાનાં હતાં એની કોઇને કલ્પના પણ થતી નહોતી.

આ પ્રશસ્તિમાં શિવસ્તુતિના ત્રણ શ્લોક પછી દશ શ્લોકોમાં વીશલદેવ (विश्वमल्ल), અર્જુનદેવ અને સારંગદેવ રાજાની પ્રશસ્તિ છે. એ વખતના ગુજરાતના વાઘેલા રાજા સારંગદેવનાં વખાણ કરતાં લખ્યું છે કે: "તેણે મોટાં લશ્કરવાળા યાદવ (જુનાગઢના ચુડાસમા) અને માળવાના રાજાને પોતાનાં બળથી યુદ્ધમાં ક્ષીણબળ કરી નાખ્યા.*"

૧૪ મા શ્લોકથી આચાર્ય ત્રિપુરાંતક પોતાની વાત શરુ કરે છે. એ કહે છે કે: "તપ અને ક્રિયાકાંડનું ફળ આપનાર ભગવાન શંકરે જાતે વિશ્વ ઉપર અનુગ્રહ કરવા માટે ભટ્ટારક શ્રી લકુલીશ રૂપે અવતાર લીધે (શ્લો. ૧૪) અને લાટના ભૂષણરૂપ કારવણ (कारोहण) માં આવીને રહ્યા (૧૫). પાશુપતનાં જુદાંજુદાં વ્રત આચરવા માટે કુશિક, ગાર્ગ્ય, કૌરુષ અને મૈત્રેય નામના તેના

* युधि यादवमालवेश्वरावक्रत क्षीणवलौ बलेन यः ।
पृथुविग्रहधारिणौ पुरा पतगेन्द्रो गजकच्छपाविव ॥
પ્રશસ્તિ: શ્લોક 13

ચાર શિષ્યો થયા (૧૬). આ ચાર શિષ્યો માંથી ચાર જાતનાં પાશુપત ગોત્રો થયા (૧૭). આમાંથી ગાર્ગેય ગોત્રના અલંકારરૂપ કાર્તિકરાશિ સ્થાનાધિપતિ (મઠપતિ) થયા [કયાંના?] એના શિષ્ય વાલ્મીકરાશિ થયા. આ વાલ્મીકરાશિએ એક સુવાન્ તપોધનને ત્રિપુરાંતક નામથી પોતાનો શિષ્ય કર્યા (૧૯, ૨૦, ૨૧.) ૨૨ થી ૩૦ શ્લોક સુધી ત્રિપુરાંતકની યાત્રાનું વર્ણન છે. ૩૧ મા શ્લોકમાં કહ્યું છે કે છેવટ ત્રિપુરાંતક ઉપશમના સ્થાનરૂપ શ્રી દેવપત્તન (પ્રભાસપાટણ) આવ્યા (૩૧). સરસ્વતી અને સાગરના સંગમથી જેનો પ્રદેશ સુંદર લાગે છે અને સોમનાથના કપાળ ઉપરના બાલચંદ્રની પ્રભાથી જે પ્રકાશે છે તે જગતના ભૂષણરૂપ સોમનાથમાં, જ્યાં તીર્થોમાં નહાવાથી જાતેજ સર્વ તીર્થરૂપ જેનું શરીર થઇ ગયું છે એવા આ ત્રિપુરાંતક આવ્યા (૩૨, ૩૩). અહીં સાક્ષાત્ શંકરરૂપ શ્રી ગંડબૃહસ્પતિએ એમને ત્યાં મહંત કર્યા અને આ સ્થાનનો પોતાના વિશુદ્ધ ચરિત્રથી આ ઉદ્ધાર કરશે એમ જાણીને ગંડબૃહસ્પતિ ખુશી થયા. (૩૫)* આ ત્રિપુરાંતક દુઃખી દરિદ્રોને પુષ્કળ ધન આપતા કારણ કે:—

सतां प्रसन्नाभिरिह हि सम्पदः (શરણે આવેલાના દુઃખ હરવામાં જ સજ્જનોની સંપત્તિ વપરાય છે) (શ્લો. ૩૭) આ ત્રિપુરાંતકને રમા નામની વહાલી પત્ની હતી (૩૮).

૪૦ મા શ્લોકથી જે માટે આ પ્રશસ્તિ લખવામાં આવી છે તે દેવસ્થાન ઉભા કરવાનું વર્ણન શરૂ થાય છે. પ્રશસ્તિલેખક કહે છે કે "સોમેશ્વરના મંદિરના મંડપની ઉત્તરે, જીર્ણ-ઘટિકાના સ્થાનની પાસે, શંકરના પાંચ મુખથી જાણે અધિષ્ઠિત ન હોય એવા પાંચ શિવાલયો કરાવ્યા.† પોતાની માતા માલ્હણદેવીના નામથી માલ્હણેશ્વર પોતાના ગુરુના નામથી ગંડબૃહસ્પતીશ્વર શ્રી બૃહસ્પતિની સ્ત્રી ઉમાના નામથી ઉમેશ્વર પોતાના નામથી ત્રિપુરાંતકેશ્વર અને પોતાની પ્રિયાના નામથી રમેશ્વર એમ પાંચ શિવમંદિરો કરાવ્યા, (૪૧ થી ૪૮), અને આ પાંચ મંદિરોના વચલા ભાગમાં ગોરક્ષકનું, ભૈરવનું, હનુમાનનું, સરસ્વતીનું અને સિદ્ધિવિનાયકનું

---

* सरस्वतीसागरसंगयोगविभूषितामोमामथागमत् ।
सोमेशचूडावलमानबालचन्द्रप्रभामत्रलित प्रभासम् ॥ ३१ ॥
इह महीतलतीर्थनिमज्जनादखिलतीर्थमयीं दधदाकृतिम् ।
भुवनभूषणभूतमभूत्पुरमिन्दुकलाभरणस्य य ॥ ३३ ॥
इह साक्षादुमाकान्तः श्रीमान्गण्डबृहस्पतिः ।
आर्यमेन विनिर्माय प्राङ् चक्रे महत्तरम् ॥ ३४ ॥
स्थानकं निजविशुद्धचरित्रैरुद्धरिष्यति महत्तरं एष ।
इत्यमस्य मुमुदे हृदि पातुर्वार्तिकेन गुणजातरमेन ॥ ३५ ॥

† सोमेश्वरायतनमण्डपमुत्तरेण
श्रीमाति जीर्णघटिकास्थानसन्निधाने ।
श्रीकण्ठपञ्चमुखवासमधिष्ठिता न
येशाक्रियन्त कृतिना भवनानि पञ्च ॥ ४० ॥

સ્થાન કરાવ્યું (૪૫) અને ઉત્તરનાં દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણ કરાવ્યું (૪૬). શ્લોક ૪૭ થી ક્યા માણસોએ શું કામ કરવું એની કૈંક વિગતવાર સૂચના છે. હમેશાં નૈવેદ્ય માટે કોઠારમાંથી કઇકઇ વસ્તુઓ કેટલીકેટલી કાઢી આપવી એ પણ લખ્યું છે. છેવટ ૭૪ મા શ્લોકમાં આ પાશુમત મહંત ત્રિપુરાંતકની સ્તુતિ છે, અને ૭૫ માં પ્રશસ્તિ રચનાર કવિએ પોતાની ઓળખાણ આપી છે. ધન્ધના પુત્ર ધરણીધરે આ પ્રશસ્તિ લખી છે.* અંતે નીચે પ્રમાણે મિતિ લખી છે. શ્રીનૃપવિક્રમ सं. १३४३ वर्षे माघ शुदि ५ सोमे लिङ्गप्रतिमहोत्सवः समजनि ॥

## ટીપ્પણી

આ ૭૬ શ્લોકની કવિ ધરણીધરે લખેલ ત્રિપુરાંતકપ્રશસ્તિ વાંચતાં સારા સંસ્કૃત મહાકાવ્યનો એકાદ સર્ગ વાંચતા હોઈએ એવો રસ આવે છે. ભાષા અને પદ્યરચના મધુર છે. ગુજરાતની સ્વતંત્રતા ગયા પહેલાં છેવટ છેવટ સોમનાથની સ્થિતિ કેવી હતી એનો આબાદ ખ્યાલ આ પ્રશસ્તિમાંથી



મંદિરની કારીગીરીનો નમુનો

* एषा प्रशस्तिरतनवयवदार्थबन्धा
धन्धात्मजेन विदधे धरणीधरेण ॥ ७५ ॥

આવે છે. ત્રિપુરાંતકે સં. ૧૩૪૩ માં નવાં મંદિરો બંધાવ્યાં અને લિંગપ્રતિષ્ઠાનો મહોત્સવ કર્યો તે પહેલાં સોમનાથના મૂળ મંદિરની આસપાસ કેટલાં મંદિરો હશે એ ચોક્કસ જાણવામાં નથી. પણ ત્રિપુરાંતક પહેલાંના મહંતોએ પણ ઘણા સુધારાવધારા કર્યાનું જુદી જુદી પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે એટલે સોમનાથનું મંદિર વિક્રમની ૧૪ મા સદીના પહેલા અર્ધા ભાગમાં મંદિરોનું [illegible] લાગતું હશે.

ત્રિપુરાંતક પોતાને છઠ્ઠા મહંત કહે છે. દરેક મહંતની કારકિર્દી પચ્ચીસ વર્ષની માનીએ તો તો સં. ૧૨૨૫ ની પ્રશસ્તિવાળા ભાવ બૃહસ્પતિજ પહેલા મહંત હોવા જોઈએ. પણ કંઈ ચોક્કસ ન કહેવાય. સં. ૧૩૫૩ (ઈ. સ. ૧૨૯૭) માં અલફખાને ગુજરાત લીધા પછી સોમનાથની સ્થિતિ કેવી રહી હતી અને ત્યાં કોઈ મહંત હતા કે નહીં એ જાણવામાં નથી. પણ એ પહેલાં સૈકાં વર્ષથી ચોક્કસ (સં. ૧૨૦૦ થી ૧૩૫૩) અને ઘણું કરી તો ત્રણસો વર્ષથી સોમનાથનું મંદિર પાશુપત આચાર્યોના હાથમાં હતું. મહમૂદ ગઝનવી આવ્યો તે પહેલાં મહંતો હતા કે નહીં એ જણાવામાં નથી અને સં. ૧૩૫૩ પછી પણ અંધારો પડદો પડી જાય છે. જો કે રા'ખેંગાર ચોથાએ સોમનાથની ફરી પ્રતિષ્ઠા કરી ત્યારે કોઈ મહંતને સ્થાપ્યો હોય એ અજ્ઞાત છે અને સં. ૧૪૪૫ થી '૫૦, '૫૭ સુધી સોમપુરમાં વાજાગત શિવગણપતિનું રાજ્ય હતું એટલે એ વખતે એ સોમનાથમાં કોઈ મહંત હોવાનો સંભવ છે. ઉપરાંત મુસલમાનોના વારંવાર હુમલાથી અને શૈવધર્મમાં જ અંતર્ગત ફેરફાર થી પાશુપતમત ૧૫ મા શતકમાં અસ્ત થયો જણાય છે. જ્યારે પાશુપત શૈવધર્મ અસ્ત થવામાં હતો એ વખતમાં જ વૈષ્ણવ ધર્મનું ગુજરાતમાં જોર થવા લાગ્યું એ પણ વખતે કારણ હોય.

આજે જૂના સોમનાથનું કંઈ રહ્યું નથી. આજે બાર જ્યોતિર્લિંગમાંના એક સોમનાથના દર્શન કરવા કરતાં નારાયણબલિ કરાવવા લોકો વધારે જાય છે. પ્રભાસનો મહિમા એ અર્થમાં જ હવે રહ્યો છે. સોમપુરા બ્રાહ્મણો અને સોમપુરા સલાટોના નામમાં જૂના સોમપુરનો ભણકાર સંભળાય છે.






લેખક:

**રા. મસ્ત-ફકીર,**

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

**રા. સુશીલ તથા શ્રીમાન્ પુરુષોત્તમ**

---

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૪ થી)

## જેકોર ડોશી

એક દિવસ વચમાં જવા દઇને ત્રીજી સવારે સુમતિની ફોઇ જેકોર ડોશીના પુત્ર લખમીદાસના બંગલાનો મેં રસ્તો લીધો.

મને આગળથી કેટલીક બાતમી મળેલી એટલે ખાદીનો પોષાક, કેસરી ચંદનનું ટીલું અને કોઇનુંએ બ્રહ્મસમર્પણ લીધા વિનાની કંઠી ધારણ કરીને હું પુરદમામમાં સજ્જ થયો હતો.

પાછલા વરંડામાં ડોશીમા એક વિશાળ માંચી પર બેઠાંબેઠાં દાંતે છીંકણી ઘસતાં હતાં. તેમની સમીપ જઇને હું પૂજ્યભાવથી ઉભો ને બાગે બુલંદ અવાજે પોકાર્યું:

"માજી, જે શ્રીકૃષ્ણ!"

"જે સીક્રસ્ણ." પછી જરા ઉંચું જોઇ બોલ્યાં "કોણ કચરો?"

ત્યાં તો બાજુમાં બેઠેલી ઘાટણે સેવકનો પરિચય કરાવ્યો: "નાહીં, બહારચા મનુષ્ય આહે: કોણતરી મંદિરચા મહારાજ આહે, મલા વાટતે."

"માજી" આખરે મારેજ જોખમ ઉઠાવવું પડયું. "માધવબાગમાં ધજા ચઢવાની છે. હમણુંજ મને ખબર પડી. હું છાપાવાળો છું, તમે રાજી થશો એમ ધારીને હું કહેવા આવ્યો."

"જાણુ કાંઈ દુવારકાનું ?"

વળી ધારણ મારી વહારે ચડી. "નાહીં નાહીં તો લખમીદાસ શેઠ વાચનાત તો."

"હં હં...કયરો ઘુસ ઘુસ કરે છે તે ?"

"હા માજી." મેં જરા હસીને કહ્યુ

"આવ દીકરા, બેસ બેસ." માજીએ અહેરણાની બતાવી.

ધારણે એક ચાકળો આગળ કર્યો મે જોયું કે એટલો પાસે બેસીશ તો તમાકુની ગંધથી નાક ભરાઇ જશે મેં નીચા વળી ચાકળો જરા દૂર ખસેડ્યો ને પલાંઠી મારી આસાનીથી બેઠો.

દાત ઘસવાની ક્રિયા પુરી થઇ એટલે ડોશીમા જરા સ્વસ્થ થયાં. મે તો 'ફેટબા' થીજ વાત રાખી. તેમને અચરજ થયુ. મે શું કે હું સર બીહારીલાલની ઓફીસમા શાવારે જનારો, મગનદાસનો દીલોજાન દોસ્ત રમણલાલ બારીસ્ટરના ઉમરનો કટકો, જોકાર ફેટને ન ઓળખુ ? શી વાત !

અને રમણલાલના નામે મે ધારેલો અસર કરી બતાવ્યો.

"રમણ બાલીસ્ટર કીધો ?" ડોસીએ પ્રશ્ન કર્યો: "પેલો બીહારીને ત્યા—"

"હા માજી, એજ. તેની વાત આજે આખું મુંબાઇ કરી રહ્યુ છે."

"અરે તુ મુક એની વાત. તારું મુંબાઇ ની ઉંટાંગ છે કયાંનું !"

"કેમ માજી ?"

"ત્યારે શું ? હું બીહારીને કહેતીતીજ કે તું ફેટનો છોકરીનો ભવ બગાડવા બેઠો છે. વીલાત જનારા બધાજ વંઠે નહીં તો શું થાય છે ?"

"તેમાં મુંબાઇને શું ?" મેં પ્રશ્ન કર્યો, પણ ડોશી પોતાની વાતમાં મશગુલ હતા.

"પહેલેથીજ મેં કહેલું કે એનુ કુળ સારું નહીં, એનું નામ સારું નહીં. એની માને કોણ નથી ઓળખતું ! મારી લલિતાના લગનમાં—સાંભરે છે ને, કાશી ?—મેં પાંચ પાંચ વખત તેડુ મોકલ્યુ પણ દીકરો અંગરેજી ભણ્યો એટલે રાંડનો મીજાજ તો કંઇ માયજ નહીં તે ..આવીજ નહીં."

અહીં એક વૈષ્ણવ ભટ ડોશી માટે દુધ ને મારે માટે ચા લાવ્યો અમે બનેએ મુગે મોઢે પ્યાલા ખાલી કર્યા.

"પાન સગાવ તો, કાશી" કરીને જોકાર ડોસીએ આગળ ચલાવ્યુ.

"એનો નાનો તો હતો રખડેલ, પઠવાડે-થી ફેરી કરતો'તો જામનગરમાં. ને આ છોકરો માને ઉપકાર મારા બીહારીનો કે એણે એને ભણાવ્યો ગણાવ્યો ને વીલાત મોકલ્યો."

"તે...રમણલાલ બીહારીલાલ શેઠના પૈસા-થી ભણેલા ?"

"તો ! એના દેવાળીઆ બાપે તો રખડાવેલા બેઉને—મા ને દીકરો મારા બીહારીએ બાવડી નહીં ઝાલી હોત તો આજે મડદાં હોત કોણ જાણે ક્યાં"

"હા" "મે ટાપશી પુરી "ને શેઠે એને ભણાવ્યો, ફુલાવ્યો, ફુલાવ્યો, તેને અછોઅછો વાના કર્યા—છેવટ તેના માનમા પાર્ટી પણ આપી ને જમાઇ થવાના લોભીલાએ ઉપરથી તો આ કર્યુ."

"જુઓ તો ખરા ! ભાઇ, કેમ જો આ કલજુગનાં કારસ્થાન બધા."

"એમજ. પણ માજી, હું એમ પુછું, કે એ પાર્ટીમા રમણલાલની વરણ કેવી હતી ?"

જેકાર કોઇ કૈં બરાબર સમજ્યાં હોય એમ જણાયું નહીં. હું વિચારમાં પડ્યો કે કૈં કાચું તો નથી કપાયું? પણ તરત "કાશી," ડોકું ફેરવી ડોશીએ કહ્યું "વહુને કહેજે કે નવું વેલણ લલિતા માટે છે, આજે વાપરવાનું નથી તે રાખી મુકે."

હું સમજ્યો. અંગ્રેજશાઇ ભાષા વાપરવાનું આ ફળ. પણ નવો સવાલ ઘડતાં મારા જેવા કાબેલ જર્નાલીસ્ટને વાર શી?

"માજી, રમણલાલ બહુ વિવેકી છે એમ મેં સાંભળ્યું છે એ વાત ખરી?"

"મુકને મુઆનું નામ. તમારું શું કહેવાય પેલું—પાટલું, હા પાટલું—એના ગુંઝામાં કોણ જાણે મુએ હીરામોતી ઘાલેલાં તે હાથ તેમાંથી બહાર કાઢેજ નહીં. રખેને જાણે એના હાથ કોઇ લુંટી લેશે!"

"એ તો માજી, સુધરેલાની રીતોજ એમ હાથ રાખવાની—એને ફેશન કહે ફેશન"

"બળીરે તમારા લોકની ફેસીન ને ફુસીન! ને પાછળથી શું થયું તે ફેસીન આવી ગઇ? આવ્યો ત્યારે તો ફોઇબા ફોઇબા કર્યા કરતો' તો ને કેવો મજેથી વાત કરતો 'તો. પછી કોણે ભુરકી નાંખી જે એમ ઉખડેલ જેવો થઇ ગયો?"

હું કહેવાનો થયો કે સુમતિ જેવી લલનાએ ભુરકી નાંખી હશે; પણ ડહાપણના ભારમાં એ કહેવાની હીંમત દબાઇ રહી.

ડોસીનું ભાષણ આગળ વધ્યું:

"એ તો મેં જરા હસીને બોલાવ્યો કેની, એટલે પાછળથી મુઆના મગજમાં રાઇ આવી. મારીજ ભુલ થઇ કે એવા હલકાને બોલાવ્યા વિના રહેવાયું નહીં."

"હલકો તો ખરો, માજી. કહે છે ચોરી પણ તે દહાડે કરેલી."

"હારે; નહીં કેમ કરે? એનો કાકો ચોર હતો ને એની માસીના છોકરાને તો ત્રણ દહાડા ચાવડી પર રહેવું પડેલું એક વાર. અમે શું કૈં નથી જાણતાં એમ રડયાના મનમાં છે શું? તમને તો શું ખબર, ભાઇ? એનું આખું કુટુંબ ચોર છે. એનાજ ઘરનાએ તો આ મારા કચરાના લગન વખતે લાડુ ચોરેલા—ને? જબરા ચોરો છે એ બધાય તે!—એવા એવાને તો બીહારીજ સંઘરે. બાપડો ભોળો છે—બહુજ ભોળો."

આમને આમ ડોશીમા રમણલાલની સાત પેઢીનો ઇતિહાસ મને સંભળાવત પણ મને ફુરસદ નહીં હોવાથી મેં લાગ જોઇ "જે શ્રીકૃષ્ણ" કહી રજા લીધી.

ઘેર જતાંજતાં વચમાં ભુલેશ્વર શાક લેવા ઉતર્યો ત્યાં એક શીગરામ ઉપર પેલા મકના લાલીઆને જોયો.

"અહ્યા કોણ આવ્યું છે?" એમ પુછતાં તેણે ખબર આપી:

"બુઢ્ઢો રામો હાક લેવા આવેલો છે, હંગાથે પેલી છોટી બાઇ છે."

"કોણ સુમતિ?"

"ના ના, તરલાબેન."

તરલા ને રામાને બટાકાની દુકાન આગળ શોધી કાઢતાં મને મહેનત ન પડી. રામો વેપારી જોડે ભાંજગડમાં હતો ત્યાં પેલી નાનકડી છોકરીને બાજુએ બોલાવી યુક્તિથી પાર્ટીની વાત પુછી જોઇ. એ નાનકડી બુચી તો પાર્ટીની વાત યાદ આવતાં જાણે કોઇ કૌતુક રીતે યાદ આવતી હોય તેમ તાળીઓ પાડી બોલવા

લાગી: "ગંમત હતી ગંમત. સુમનિબહેનના પેલા રમણિકભાઇ છે ને, તે તો પેલા-પેલા સીનેમાવાળા ચાર્લીચેપ્લીનની જેમ નાચતા'તા પાટલુનના ખીસ્સામાં હાથ નાંખી ફર્યા કરે ને હું પાસે જઇને કહું કે ભમરડાની દોરી ભેગી આપો, કે તરત ચકલીની જેમ કુદી ચાલ્યા જાય. પછી તો ચોરી કરવા જતા'તા તે મોટાભાઇએ માર્યા."

કેમ માર્યા તેનો અભિનય કરી મુખી બતાવવા જતી હતી ત્યાં રામો આવી પહોંચ્યો. બીહારીલાલના કુટુંબમાં એકનિષ્ઠાથી સેવા કરતાં બુઝર્ગ થઇ ગયેલા એ રામાને જોઇને મને તેને માટે માન થઇ આવ્યું.

"કાવ ધનુ," હું કોણ છું, શું છું અને શું જાણવા માગું છું તે ટુંકમાં સમજાવી મેં પુછ્યું "તે રમણલાલ બારીસ્ટરની તુમચા બંગલા મધી ચોરી કેલી તે ખરી ગોષ્ટ આહે?"

"નાહીં નાહીં, તમા નાહીં. તે કદી હોણાર નાહીં. શેઠચા ઘરી રાહુન તો શીકલા હોતા તે અસા કરનાર નાહીં."

"પણ તુઝા ગંગાદાસ શેઠ તસા સાંગતે."

"ગંગાદાસ શેઠચી ગોષ્ટીજ નકા કરૂ. કાય સાંગુ!" બુઢ્ઢા રામાનું મોઢું બગડી ગયું.

"પણ તે ચૌકર પળવા તે ખરી ગોષ્ટ કાય?"

"હા ચૌકર ગેલા, જરા ગભરાયલા હોતા. બાકી અસા ચાગલા માનુસ! ચોરી - નકો, નકો, નકો."

પછી અમે છુટા પડ્યા. મેં રામાને રૂપીઓ ધરી જોયો પણ તેણે વિચિત્ર સ્મિત કરીને હાથ જોડ્યા.

હવે કોને માનવું? આ રમણલાલ અને સુમનિના કેસમાં બની શકે તેટલાની મુલાકાત મેં લીધી પણ અત્યારસુધી મેં સાંભળેલી વાત પર અજવાળું પડ્યું નહીં. કોઇને રમણલાલ માંદા તો કોઇને ગભરાયલો, કોઇને તુમાખી તો કોઇને મૂર્ખ લાગેલો, પણ બન્યું'તું શું તે ખબર પડી નહીં. આખરે બે ચાર દિવસે



બેકાર દોશી

એક માણસ મારફત ખબર પડી કે વાલદાસ શેઠને અને રમણલાલને બહુ સારું છે, અને એ બનાવ પછી બીજેજ દિવસે રમણલાલ લાલદાસને બંગલે મળેલો, તે ઉપરથી લાગ્યું કે તમની પાસેથી ખરી હકીકત કદાચ મળી શકશે.

ટેકાણું લઇ બીજે દિવસે બપોરે

બાર વાગે વડગાદી ઉપરની લાલદાસ શેઠની પેઢી ઉપર હું પહોંચ્યો.

## લાલદાસ શેઠને ત્યાં

શેઠ કે ગાદલું! ભરાવદાર આંકડીઆળી મુછોવાળા, ટુંકુ ધોતીઉં ને બાંકી ટોપી પહેરેલા, ઉઘાડા, આજથી પોણોસો વર્ષ પહેલાના મુંબઇના શેઠીઆઓ જેવા પ્રચંડ દેહધારી લાલદાસ શેઠ ગાદીતકીએ પડયા હતા. શેઠ આગળ હું જઇને ઉભો એટલે "કેમ આજે ઘીનો ભાવ શો છે?" તેમણે સવાલ કર્યો.

"નહીં જી, હું દલાલ નથી; હું તો છાપાનો રીપોર્ટર છું."

"પોર્ટર હમાલ?"

"નહીં નહીં શેઠ, અમે લખવાવાળા છાપાના, ન્યુસ છાપીએ."

"કયું?"

"મુંબાઇ ધડાકો."

શેઠે દયાશંકર મહેતાજીને આંખ મારી: "કેમ મહેતાજી, 'ધડાકો' આપણે ત્યાં આવે છે કે?"

મહેતાજીએ ધ્રુજતાં જવાબ દીધો: "જી મારે ઘરેન્ના-પેઢીમાં પેઢીમાં આવે છે." શેઠ કૈં બોલ્યા નહીં, પણ મહેતો પીગળી જાય એવી એકજ નજર તેની પર નાંખી.

"બોલો તેનું શું છે?"

"શેઠ, એક વાત તમને પુછવાની છે. કાલે પેલા જમનાદાસે કહ્યું—"

"કયો જમનાદાસ?"

"ડોકામરડીવાળો—કે લાલદાસ શેઠને બધી ખબર છે."

"શાની?"

"પેલા સર બીહારીલાલને ત્યાંની—"

વાકય પુરું થાય તે પહેલાંજ મોટી કોઠીમાંથી દારુ છુટે તેમ લાલદાસ શેઠના મુખારવિંદમાંથી હાસ્ય ઉડયું, ફાટયું, અને અડધી વડગાદી ગાજી રહે તેમ તે ચોપાસ છવાઇ રહ્યું. શેઠ હસી રહ્યા હશે કે કોણ જાણે, પણ તેમના પેટ અને ખભા તો હજી હાલતાજ હતા. હવે મને, ત્યાં બેઠેલા લૈયાઓને અને ચશ્માંમાંથી જોતા દયાશંકરને પણ હસવું આવ્યું. હસવું બંધ થયું એટલે શેઠ ગાદી ઉપર બેઠા થયા.

"એ તારી ફેશનની મહોકાણ" કહી તેમણે મારો પગ ખેંચ્યો. હું તેમની આગળ ફસડાઇ પડયો. "ગાંધી મહાત્મા ડાહ્યા છે. તમે બધા વીલાયતી વાંદરા એજ લાગના."

ત્યાં કૈંક પાછું યાદ આવી જવાથી તે હસવા મંડી પડયા.

"પણ શેઠ હું જાણવા માગું છું કે રમણલાલે ત્યાં કેવી વર્તણુક ચલાવી હતી!"

મને જવાબ આપવાને બદલે શેઠે લૈયાને હુકમ કર્યો: "લૈયા, ૪૦૦૦૦ જોઇન્ટ કરો. રમણલાલ શેઠકુ બોલો લાલદાસ શેઠ એકદમ બુલાતા હય, જલદી આઓ.... બેશ છોકરા રમણલાલને મોઢેજ બધો ખુલાસો કરાવુંછું." પછી, "લૈયા" બીજા લૈયાને લાલદાસે હુકમ કર્યો, "શેઠને માટે મસાલાનું દુધ ને પાન લઇ આવ."



એને વાંકો વળી સલામ કરવા ગયો. ને પેલું એગીસ—
હા. એનાં બટન તુટી ગયાં.

—એ શું હતું ?

—પૃષ્ઠ ૨૨૫

"આખુ મુંબાઇ બોલબોલ કરે ત્યારે એ શું કરે બીચારા! કોકાબે પણ એજ વાત થતી'તી. સ્ટીમર પરથી ઉતરતાં વેંતજ મારી સલાહ માની હોત તો આ બનાવ ન થાત. પણ તમામ વેપાર ગએરાઓમાં અક્કલજ ક્યાં હોય છે? ભણવા પણ ગણ્યા નહીં લોકને. ફરી દેને આ છોકરાને બધી વાત કે આ ફુલેસ-પણું આડે. તેથી સ્ટીગ્ડીને નહીં જાય છે."

"હું શું કહું!" રમણલાલને એ પ્રસંગ યાદ આવતા એટલી શરમ આવતી હતી કે તે બોલી શક્યો નહીં "તમે જોઇએ તો કહો."

"જો ને આઇ 'પડઘા'વાળા, જે આપણા વાત આમ બનીંતી આ માગો રમણ કેશને મજ બાકુ ક્લાર નાખવાં કરે સ્ટીમરમાંથી ઉતર્યો તેવુંજ મેં કહ્યું'તું કે ગાંધીએ કહ્યું છે તે ખાદી પહેર પણ એ કહે કે, 'ડીગ્નીટી' (ગૌરવ) ન કહેવાય 'ડીગ્નીટી' ના વહાલા થઇ આ લીધો વાકેલા બીહારીલાલને ત્યા પાર્ટીમા ગયા'તા બાઇ અપ ટુ ડેટ. ત્યાંથી સાંકની પાર્લામેન્ટમાંથી ચાલી આવ્યો. ત્યારબાદ જાય એ જોઇને ફરીનુ એને વાગો નવો મનામ કરવા ગયો—' ત્યા પાછો એ બનાવ બાદ આવવાથી પાંચેક કલાક સુધી લાલદાસ શેઠ હસ્યા. "—વાંકો વળ્યો ને પેટુ શું કહેવાય છે-પેન્સીલ-હા એનાં બટન તુટી ગયાં"

"ઓ આઇ સી" (સમજ્યો સમજ્યો) મેં ખરાક મારી.

"આવા ખ્યાલે શરીફ મે!" લાલદાસ શેઠે પાન ખાતા કહ્યું: "પાટલુન નીચે ઉતરી જતું'તું તેથી ખીસામાં હાથ નાખી ફરતો'તો. મીજાજમા નહીં"

"અને પેલા ગગાદાસની રુમમાં ચોરી?"

'ગગાદાસની એસીનેસી. એતો વકીલ છે એની વાત ઉપર તે વજન હોય! આ રમણમાં અક્કલ ઓછી છે. મોટેથી કહ્યું હું-ભાઇ પડીને ચેર એકદમ હાક્યો જો હોત તો કંઇ ન થાત. પણ એને બહુ પાટલુન શોધવા ગયો ને પેલાનું કબાટ ઉઘાડ્યું ચોર ચોરની બુમાબુમ થઇ. આ ગભરાયો, ને દાદર ન જડવાથી આવા રોઝીના રુમમા ઘુસી ગયો. લોકો તો બધી વાતો કરે, પણ ખરી વાત આ છે. શું સમજ્યો? પછી અક્કલ આવી ને ગાડીમા બેગીને નાસી ગયો. આ તારા પાટલુનની મહેરબાની."

એમ કહી શેઠે માગ પાટલુનનો છેડો પકડી એવા જોરથી ખેંચ્યો કે મને માગ બેસીમ તુટી જવાની બીક લાગી......

આ ખરી હકીકત 'પડઘા'માં છપાયા પછી મને આશા છે કે તેઓ બધાના મનમાંથી ખોટી વાતો કાઢી નાખી હશે અને રમણલાલ તથા સુમતિના વેવિશાળ પાછાં સંધાયાં હશે.



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસ[illegible]



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પા[illegible] ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| **જયસિંહદેવ સોલંકી** ... | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| **મીનળદેવી** ... | ... રાજમાતા. |
| **મુંજાલ** ... | ... મહા અમાત્ય. |
| **ઉદા** ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| **દાદાક** ... | ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ. |
| **શોભ** ... | ... મંત્રી. |
| **ત્રિભુવનપાલ** ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| **કાશ્મીરાદેવી** ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| **કાક** ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| **મંજરી** ... | ... તેની પત્ની. |
| **સજ્જન** ... | ... સોરઠનો દંડનાયક. |
| **પરશુરામ** ... | ... તેનો પુત્ર. |
| **રા'ખેંગાર** ... | ... જુનાગઢનો રાજા. |
| **રાણકદેવી** ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાજકુંવરીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર મોકલે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની નાગ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે સેનાથી બનીઅણી રહેલા રેવાપાલને કાકની મંજરીની જેના ઉછેરે છે. કાકની ગેરહાજરીમાં ખજાનો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એવામાં કાક ત્યાં આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના બાગમાં પેઠેલા આમ્રભટથી અપમાનના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ મઢના કોઠારના નાયક અને કારભારી દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબૂલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાગી આવળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્રામુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. ત્રીભાર ઉત્રેનો ઉદાના દીકરા વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને વધથી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક મુરલી ગીત જુનાગઢ જાય છે ને રા' ના કહેવાથી રાણકને પાટણ મોકે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સાધેલું એકું કરી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ગાડી તરફ વહેમ જાય છે, અને બાબરાભૂતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પુરુષનીન વગે રાજમહલમાં પેસી રાણી લીલાદેવીને મળવા કુતેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન ફેરવી નાખવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઈ જાય છે. જગદેવને ગળેશ્વરીની રાણી કાઢી મૂકે છે. કાક સહકારી જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અંદર જતો રહે છે પણ પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદા જુનાગઢ જઈ સંધિ કરવાની ગેરઠી જણાવે છે. એટલામાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો તાજો થઈ બધું ફેરવી નાખે છે. ઉદા જયદેવ તથા કાકે વિધિ માટે જવું એમ કરે છે. દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુજબ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી એક મસલત કરતો હોય છે તેટલામાં કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે. વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની મુખી સમય તેના ઉપર દ્વેષ ભરાય છે. પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજમહેલનો દરવાન પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે આરેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં કાક સાથે તેને ચમક ઝરે છે પણ તુરત સમાધાન થાય છે. કેદ કરેલા નોકરને છોડી દેવાની આજ્ઞા મુજબ પરમારને કરે છે ને તે આથી ચઢાવવા જયસિંહદેવ પરમારને [illegible] આપે છે. સોળની વહુ પ્રેમકુંવર ને [illegible] સતાવેલા કાકને અનામાં છોડાવનાર સમર્થ લીલાદેવીનો ખંડ શણગારતા હોય છે ત્યાં કાક રાણીને મળવા આવે છે, અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. રાણી તે અજમાવવા જાય છે. જગને ફિકરે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈને પરમાર સાથે ચોકીઓ તપાસવા નીકળે છે ત્યાંથી કાક રાજાને લઈ બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી તથા એબલનાયક અને તેના સૈનિકો વચ્ચે ભયંકર યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને ખેમો તેમાં સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને ખેમાને રાજાને લઈ જાય છે.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૨૮ મું

## કાકનું શું થયું?

બીજે દિવસે રાતે જયસિંહદેવ મહારાજને લાગ્યું કે પોતાનાં ગાત્રેગાત્ર ગળતાં હતાં, ને તેના હાથપગ ને માથું બાંધેલાં હતાં. શું તે કેદ પકડાયો હતો? શું તેણે એભલનાયક ને સોરઠીઓ પર જીત મેળવી એ ખોટી વાત? તેને પરશુરામ ને લીલાદેવી મળ્યાં એ સ્વપ્ન જ? તેણે આંખો ઉઘાડવા પ્રયત્ન કર્યો; પણ જાણે તે સીવાઇ ગઇ હોય એમ લાગ્યું. તેણે મહામહેનતે આંખો ઉઘાડી. શું તે કારાગ્રહમાં હતો? પગ આગળ બે વૃદ્ધ માણસો બેઠા હતા. માથા પાસે એક સ્ત્રી બેઠી હતી. તેમનાં બધાંનાં મુખ પરિચિત લાગ્યાં.

"ભાઇ! જયદેવ." પેલી સ્ત્રીનો અવાજ આવ્યો.

જયદેવે ઓળખ્યો. "બા! હું કયાં છું?"

"રાજમહેલમાં." મીનળદેવીએ કહ્યું. "વૈદરાજ! દવા ચટાડો."

"તૈઆર છે" કહી રાજવૈદે દવા ચટાડી. રાજાને જરા સારું લાગ્યું

"બા! પરમાર કેમ છે? કોણ મહેતાજી?" રાજાએ પગ આગળ બેઠેલા બીજા વૃદ્ધને સંબોધીને કહ્યું.

"હા. મહારાજ!" મુંજાલે કહ્યું "પરમારને ઠીક છે ફીકર કરશો નહીં."

"ને એભલનાયક?"

"વખત છે ને સવાર ભાગ્યે દેખે."

"ને કાકનું શું થયું?"

"તું શું કામ ચિંતા કરે છે?" મીનળદેવીએ પુછ્યું.

"હું નહીં કરું તો કરશે કોણ? એ તો મારો જમણો હાથ છે." રાજાએ જરા અકળાઇને કહ્યું. વૈદે તેના હાથ પર હાથ ફેરવ્યો. મીનળદેવીએ રાજાના માથા પર હાથ મુકયો. રાજા જરા અસ્વસ્થ થતા લાગ્યા.

રાજાની મચ્છરદાની પાછળથી એક નિઃશ્વાસ આવ્યો. રાજાએ તે સાંભળ્યો. તેના મગજ આગળ લીલાદેવીનું મુખ આવ્યું.

"મહેતાજી! હું કયાર સારો થઇશ?"

"અરે બે ત્રણ દહાડામાં. નામનું થોડું વાગ્યું છે."

"પરશુરામ કયાં છે?"

"બેટા! એને બોલાવા મોકલું?"

"હા."

મીનળબાએ હુકમ કર્યો એટલે એક અનુચર પરશુરામને તેડવા ગયો; અને રાજા આંખ મીંચીને પડી રહ્યા. થોડી વારે દંડનાયક આવી પહોંચ્યા. રાજા તેને માટે વાટ જોતા હતા એટલે તરત આંખો ઉઘાડી.

"પરશુરામ!"

"જી."

"કાકની તપાસ કરી?"

"મહારાજ! જરા ફીકર કરશો નહીં. એને માટે ચારે તરફ માણસો દોડાવ્યા છે."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૮૮]

ઢીલી ખોખી ઠરાવવા જેટલુએ તેમનુ સામર્થ્ય દેખાયું નથી સર તેજબહાદુરની નાસીપાસીની, નિરાશાની કે મુંઝવણની દયા આવ્યા વિના કોણ રહેશે?

હીંદના પ્રતિનિધિઓની ગૌરવહીન દશાનો ભાસ રોઈટરના સભાળપૂર્વક કરેલા તારમાથી થનો ત્યારે કયા સાચા હીંદવાસીઓના હૃદય ચીરાતા ન હતા? આઈરીશ પ્રતિનિધિ રીટ્ઝ જેરલ્ડના વચનોમા રહેલું સત્ય કોને સાલ્યુ ન હતુ?

સર તેજબહાદુરની હાર કે જીત માટે વિનીતો અને ઉદ્દામો બન્ને પરસ્પર વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા હોય પણ હીંદીઓની દશા તો એક તસુભર પણ આ પરિષદના જલસાથી ઉંચે આવી નથી એ દેખીતુ સત્ય જોયા વિના કેમ રહેવાશે?

## સામ્રાજ્ય અને સંસ્કારવિગ્રહ

સામ્રાજ્યપરિષદમા થયેલા વિવેચનના વાંચનારને એટલુ તો સ્પષ્ટ લાગશે કે ત્યા હીંદીઓ વીશે ચર્ચાયેલા પ્રશ્ને ઘણુજ સ્પષ્ટ સ્વરૂપ પકડ્યું હતું અને એ સવાલ સંસ્થાનો ની સમાનતાનો નથી. હીંદીઓના સરખા હક્કનો નથી, પણ હીંદી અને અંગ્રેજી સંસ્કૃતિ વચ્ચેના વિગ્રહનો છે જનરલ સ્મટ્સે ચોખ્ખી રીતે કહ્યુ તે પ્રમાણે હીંદીઓની સંસ્કૃતિ અંગ્રેજી સંસ્કૃતિથી નીરાળી છે, અને જ્યા એ સંસ્કૃતિઓ વચ્ચે સ્પર્ધા થાય ત્યા હીંદી સંસ્કૃતિને અંગ્રેજી સંસ્કૃતિની સમાન ગણવામા નહીંજ આવે અને ઈંગ્લંડ અને બીજાં સંસ્થાનોના પ્રતિનિધિઓએ આવો સ્પષ્ટ સિદ્ધાંત ઉચ્ચાર્યો નથી, છતાં પણ એ સિદ્ધાંતને સામ્રાજ્યની રાજ્યનીતિમાથી ઉખેડી નાખવાની હીંમત કરી નથી. એટલે બ્રીટીશ સામ્રાજ્ય કહેવાય ખરુ, પણ તેમાં બે સંસ્કૃતિઓ હોઇ શકે, અને તે બેમાંથી એક સંસ્કૃતિ એવી સર્વોપરી ગણાય કે સ્પર્ધા થાય ત્યાં ગમે તે ભોગે તેનો વિજય અને બીજીનો વિનાશ, સધાવો જોઈએ. આ સ્થિતિ એક મોટો સવાલ ઉભો કરે છે. બ્રીટીશ સામ્રાજ્યમા દરેક સંસ્કૃતિને સ્વાતંત્ર્ય કે સમાનતા મળે છે એવી માન્યતા શું ખરી છે?

સામ્રાજ્યનો આદર્શ એવોજ હોઇ શકે કે જુદા જુદા સંસ્કારોવાળા રાષ્ટ્રોમાં એકતાનતા આણી આખા સમૂહમા વ્યક્તિત્વ પ્રગટાવવું; અને આ આદર્શ ત્યારેજ પુરો પડે કે જ્યારે દરેક રાષ્ટ્રને પોતાના સંસ્કારો ખિલાવવાની અને સમાન હકો ભોગવવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોય તેને બદલે જનરલ સ્મટ્સનો સિદ્ધાંત તો એવો લાગે છે કે આખુ અંગ્રેજી સામ્રાજ્ય, અંગ્રેજી સંસ્કારો વિજયી કરવાનું એક

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૬૧]



સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી

આ અંકનો વધારો

ગુજરાતની ઉગતી પ્રજાનું માસિક

# કુમાર

## :: બારથી બાવીસ વર્ષ સુધીનાંઓને માટે ::

પહેલો અંક જાન્યુઆરી મહિનામાં બહાર પડશે




### સાહિત્ય અને કલા, ચારિત્ર્ય અને સંસ્કાર ઉત્સાહ અને પ્રેરણા તથા જ્ઞાન સાથે વિનોદ આપતું અનોખી ઢબનું પહેલું જ ગુજરાતી માસિક

આપણે ત્યાં છ સાત વર્ષથી માંડીને બાર ચૌદ વર્ષ સુધીનાં બાળકો માટે પુષ્કળ શિક્ષણસામગ્રી છે, વીસ બાવીસ વર્ષ પછીની પુખ્ત બુદ્ધિ માટે પણ ઘણી જ્ઞાનસામગ્રી છે પરંતુ એ બેની વચ્ચેની વયની ઉગતી પ્રજા—કુમારો અને કુમારીઓને

જીવનદૃષ્ટિ આપે, સાહિત્ય અને કલાનો રસ ચખાડી તેમાં પ્રવેશ કરાવે, ઉચ્ચ સંસ્કાર રેડી પ્રબળ ચારિત્ર્ય ઘડે, તેમના ઉછરતા લોહીમાં ઉત્સાહ અને પ્રેરણા ભરે, તથા મનરંજન કરવા સાથે જીવન્ત જ્ઞાન આપી ખરું મનુષ્યત્વ પોષે એવાં સાધનો નથી એ ઉણપ પૂરવાનો આ નમ્ર પ્રયાસ છે

### જેમાં દર માસે

સંગીન સાહિત્ય-સામગ્રી, કલાની રસભરી કૃતિઓ, વિશ્વની ચમત્કૃતિઓ તથા કુદરતની ભવ્ય લીલાનું દર્શન, આપણી પ્રાચીન સંસ્કૃતિ અને સંતોની પ્રાણ પોષતી પ્રસાદીઓ, ઇતિહાસનું ચિત્રમય દર્શન, લોકકથાનો અમૂલ્ય વારસો, રસભરી કાવ્યસામગ્રી, વિજ્ઞાનના ચમત્કારો અને શોધો, ફુરસદે આનંદ અને શિક્ષણ આપતા હુન્નરો તથા મનરંજક વિનોદની વાનીઓ વગેરે આપવાના યત્નો થશે.

લવાજમ
એક વરસના
રૂ. ૬
છ મહિનાના
રૂ. ૩
પોસ્ટેજ સાથે
(અગાઉથી)

• દરેક મહિને
૪૦
પાનાનું
સચિત્ર સંગીન
વાંચન

### આજે જ નીચેને સરનામે નામ નોંધાવો

¶ લવાજમ વી. પી. કરવા કરતાં મનીઓર્ડરથી મોકલવું વધારે સગવડવાળું અને ઓછું ખર્ચાળ થશે.
¶ આખા વરસનું એકસામટું લવાજમ ન ભરી શકનાર રૂ. ૩ ભરીને અરધા વરસના ગ્રાહક થઈ શકે
¶ જાહેરખબર આપવા ઇચ્છનાર શાખોએ ભાવ તથા શરતો માટે છાપેલી વિગતો વાળી પત્રિકા મગાવી લેવી

ભામથી 'મારે ગણેશ બેસાડવા જોઇતા હતા. સૌ બાબતમાં અનુક્રમ સાચવનારા આપણા આર્ય સ્વભાવમાં આવું અનાર્યત્વ કેમ પેસવા માંડયું? હાય હાય, હવે? 'મારી અનાર્યતાની બીક આ શબ્દો પછી હવે તદ્દન જતી રહે છે.

Attention please !

(જરા ધ્યાન આપો હવે)

મીલાનના ભવ્ય કેથેડ્રલ માટે તમને મેં કે લખ્યું છે કે નહીં?

મીલાનનું કેથેડ્રલ આખી દુનીઆમાં ગોથીક સ્થાપત્યનો સર્વોત્તમ નમુનો છે. ? જોવું એટલે વખાણવું; અને વખાણવું એટલુંજ નહીં પણ એનું ચિત્ર મગજમાં રોજ સાથે લઇને ફરવું. એ એટલું મોટું છે છતાં એટલું નાજુક લાગે છે કે રખેને એને કે ઇજા તો નહીં થાય એવો ભય લાગે છે. એની બાંધણી, એના 'Spires' ની અણીઓ, એના પર મુકેલાં પુતળાં, એના પર ચડવાનો મીનારો એ બધાં નાજુક ને સાથે એવાં મજબુત લાગે છે કે એને જોઇ રહેવાનુંજ મન થાય. દેવળની અંદરની રચના ઘણીજ ગંભીર અસર કરનારી છે. બીજાં બધાં દેવળો કરતાં મીલાનના કેથેડ્રલનું અંદરનું વાતાવરણ ખાસ એનું લાક્ષણિક છે. સેંટ પીટરમાંએ કલા તો ઘણીએ છે પણ એ બહુ અલંકૃત લાગે છે. મીલાનના કેથેડ્રલની અસર શાંત, ગંભીર, અને ગૂઢ ભાવોને જગાડનારી છે. કદાચ અમે એવા 'Mood' (મનોર્ગત)માં પણ હોઇએ.

મીલાનની બી[illegible] સરસ વસ્તુ એ ત્યાંનું કબ્રસ્તાન. શી કલા અ[illegible] ભાવનાઓ ત્યાં વેરાઇ રહી છે! ત્યાં [illegible]નો મૃત્યુની સાથે એ પ્રેમમાં [illegible] મૃત્યુને દ્વારે આંસુ કરતાંએ અમૂલ્ય ભાવોની ભેટ વહાલાંને કાજે ત્યાં ચઢાવેલી છે. મૃત્યુએ ત્યાં એની ભય કરતા મુકી દીધી છે; પણ એના લક્ષ્યાને એવા બાગમાંથી એ આમંત્રણો કાઢેજ જાય છે. અમારામાં મરતી વખતે 'સિદ્ધક્ષેત્રમાં વાસ હજો' એમ મરનાર આગળ કહેવાય છે. મીલાનના કબ્રસ્તાનનું નામ એને બદલે કોઇ મારે માટે ઉચ્ચારે તો મને જરાએ વાંધો નથી.

મીલાનથી થોડે દૂર 'શર્ટોઝા ડી પાવીઆ' નામનો એક સાધુઓનો સુંદર મઠ છે. ત્યાંના સાધુઓએ ચિત્રો અને આરસની આકૃતિઓ કાઢીને સુંદર કામ ત્યાં કરેલું છે. દિવસ ને રાત મઠના કેદખાનાંમાં એમને આ પડછાયાઓ ઘેરતા હશે. આ જીવતા માણસની ઘોરમાં (કોણ જાણે કેમ પણ અસલના મઠો મને એવાજ ખ્યાલ આપે છે) આ ચિત્રોને બહારની દુનીઆમાં કોઇ પણ રૂપે આકાર લેવાની પરવાનગી ન હતી. રુંધાઇ જતી એ શક્તિઓએ છેવટે આ મઠના ખુણેખુણા પર આકાર લેવા માંડ્યો. માણસો પોતે પથ્થર જેવા થયા ત્યારે પથ્થરમાં એમણે જીવ આણ્યો. એમને એથી શું આશ્વાસન મળતું હશે?

પણ જેમને માટે જીવનનાં દ્વાર સ[illegible] રીતે ઉઘાડાં ન હતાં તેમની પાસે જીવ પાછલે બારણેથી ચોરની માફક આવ[illegible] અને સાધારણ માણસને જે વસ્તુ પ[illegible] રાખે તે એમના પર ગુનેગારની છ[illegible] દઇને જતી. આપણા સામાન્ય જીવનમાં કેટલી નિર્મલ મનવૃત્તિઓએ ચોરીનું રૂપ લીધું છે!

મીલાન છોડયા પછી તો અમે ઘણ[illegible] ખરા સરોવરોનો પ્રદેશજ ફર્યાં છીએ. [illegible]

માર્કો

નહીં, બેટા, તે ટાળી શકાશે નહીં; વૃદ્ધાવસ્થાએ અને તને અફળ લાગે છે એ અભ્યાસે મને શીખવ્યું છે કે ગમે તે કારણ હોય છતાં માણસની જીંદગી ટાળી દેવી એ કદી સારું હોઇ શકે નહીં; તારી આંખમાં જે હીંમત ઝબકે છે તે હવે મારામાં નથી, છતાં એથી ઓછી જ્વલંત, કદાચ તે થોડું સારું છે તેથી ઓછો આદર પામતી એવી વસ્તુ મારામાં છે. પોતાને દુઃખી કરે તેવી વાત માણસને બહુ પ્રિય હોય છે. ...બાકી રહેલું મારું કર્તવ્ય સાધવામાં એ મને શક્તિ આપશે...

ગીડો

એવું તે શું કર્તવ્ય હોય?

માર્કો

વિપરીત સંજોગોમાં આદરેલું હું પુરું તો જરૂર કરીશ...હું એકલોજ આ વાતનો નિર્ણય ન કરી શકું. જેઓનાં જીવનમૃત્યુ આ ઘડી પર અવલંબે છે તેઓને પોતાના ફીરમતની જાણ થવી જોઇએ. તેમજ શાની પર તેમની મુક્તિનો આધાર છે તે પણ આપણે એમને કહેવું જોઇએ...

ગીડો

મને સમજ ન પડી,—એટલે, ન પડી હોય તો સારું. તમે કહો છો કે...

માર્કો

—કે આ ઓરડો છોડતાંજ હું પ્રીન્ઝીવેલી-ની માંગણી અને તમે કરેલો એનો અસ્વીકાર લોકોને જણાવી દઇશ...

ગીડો

ઠીક છે. હવે સમજ્યો. નકામી છબા-જોડી માટે હું દીલગીર છું અને હું દીલગીર છું કે તમારા શ્રમને લીધે, તમ સરખા વડીલ-ને છાજતું માન મારાથી આપી શકાતું ન? ...મોંઘાંય પિતાને તેની જાત સામે રક્ષ આપવાનો પુત્રનો ધર્મ છે; અને પીસા ટ રહે ત્યાં સુધી તો હું તેનો સ્વામી, અને તે પ્રતિજ્ઞાનો રક્ષક છું...બોરસો અને ટોરે મારા પિતાના અંતરમાં ફરીથી ધર્મબુદ્ધિ જા ત્યાં સુધી તેમને હું તમારી સંભાળમાં સોં છું....કશુંજ બન્યું નથી. કોઇને કંઈ ખબર નહીં એ જોજો...પિતાજી, તમને હું ક્ષમા આ છું; અને તમે એક વખત મને આપબળ માગી શ્રાપ જીઝવાની અને નિર્ભય થવા... આપી હતી તે યાદ લાવશો સારે છેલ્લી ક્ષ તમેય મને માફી આપશો...

માર્કો

તને માફી આપવાને, બેટા, મારે છેલ્લી ક્ષણની રાહ જોવી નહીં પડે....હું પણ તારી પેઠે બન્યો હોત.... મને કેદ કર્યે તમે મારા મનમાંના ભેદને દફનાવી શકશો નહીં, કારણ ! તે ક્યારનો ગુપ્ત થઇ ચુક્યો છે અને હવે તેને ગુંગળાવી શકાશે નહીં....

ગીડો

એટલે? તમે કહો છો શું?

માર્કો

આજ ક્ષણે પ્રધાનમંડળ પ્રીન્ઝીવેલીની દરખાસ્તનો વિચાર ચલાવી રહ્યું છે.......

ગીડો

પ્રધાનમંડળ! તેને કોણે કહ્યું?

માર્કો

અહીં આવતાં પહેલાં મેં કહ્યું.......

ગીડો

તમે! ના, ના. એ બને કેમ? તમે ગમે તેટલા ખીજાણ હો કે ઘડપણે તમારા હૈયામાં ગમે તેવી ખરાબી કરી હોય, તોપણ જે મારા

માણી શકો. મસ્તાન બાલકની માફક કારણ વગર તે ગુસ્સે થાય છે. પણ તેની સ્થિરતા કરતાં તેની બદલાતી વૃત્તિઓ અને મરડાટ વધારે આકર્ષક લાગે છે. ત્યારે તે શબ્દો વર્ણવે તે કરતાંએ વધારે સુંદર લાગે છે. ફેરફારોથી પર રહેવાનો હક્ક તો માત્ર તે પરમ પુરુષને એકલાનેજ છે. આપણે અસ્થિરતાથી થાકી જઇએ ત્યારે એની અખંડતામાં વિશ્રામ લેવા માટે આપણે એને અજર અને અમર કલ્પ્યો છે, કારણ કે આ વિવિધતાઓથી થાકીને કોઇ દિવસ આપણને વીસામો જોઇશે એમ આપણને ખાત્રી છે. અને પ્રકૃતિના ઉદય કે પ્રલય વખતે એ સર્વથી પર કોઇ એક વસ્તુ એવી છે કે એ સર્વ વિવિધતાઓમાં અચલ અને અસ્પર્શ્ય રહી શકે; એવું માનવામાં આપણને કેટલી નીરાંત વળે છે? આ અનિત્ય સંસારમાં પકડી રાખવાને-વળગી રહેવાને-એ એક નિત્યસ્થાન છે. નિરાશા અને દુઃખથી એના વિના આપણે રઝળી ગયાં હોત!

પણ તમે કહેશો કે આ તો બધી ફીલ્સુફી છે, અને મારે ને એને તો બાર ગાઉનું છેટું છે. કોઇ મહર્ષિનું પદ મળે નહીં ત્યાં સુધી મેં એની સાથે દોસ્તી ન કરવાનો નિશ્ચય કર્યો છે. કોઇ વાર આવી રીતે છાનીમાની આવી જાય તો એને કાઢી મુકવાને હું વાર લગાડતી નથી.

ઇટલી અને સ્વીટ્ઝરલાંડનાં સરોવરો રચતી વખતે સ્રષ્ટાને ઘણી ફુરસદ હતી એમ લાગે છે. એ પરમેશ્વર જરા ફાંટાબાજ તો ખરોજ કે આવી રીતે આ પાણી અહીં બધું રેડી દીધું અને પાણી વિના આપણા કચ્છનાં ગામડાં ઉનાળામાં બીચારાં ટળવળે છે તોએ ત્યાં થોડું મોકલવાની દરકારે કરી નહીં. શું સૃષ્ટિ રચવા બેઠા છે તે એક જગાએ ખોબે ભરી સુંદરતા વેરી દીધી ત્યારે બીજા સ્થળમાં તદ્દન ઉજ્જડ! 'સીમેટ્રી' કે સરખાપણું તો મળેજ નહીં. એક સ્થળે મોટો ટેકરો ત્યારે બીજે મોટો પાર વિનાનો ખાડો. એના કરતાં તો આપણે માણસો સારાં કે એક નાનો સરખો બાગ બનાવીએ તોએ કેવો સરસ ને માપસર કે એક ખુણો ન વધારે કે ઓછો. આપણી સરખી કરેલી વાડોની ભાત જોવા એક વાર જરૂર એણે અહીં આવવું જોઇએ. શું ધારો છો!

પહાડોની વચ્ચે આ સરોવરો આવેલાં છે. દરેક સરોવરની બંને પાસ કીનારા પર ગામો આવેલાં છે. સફાઇ અને સ્વચ્છતા રાખવાની તો આ લોકોને ઘણી ખરાબ ટેવ છે. આપણે ત્યાં તો એ ઘણુંજ અક્ષમ્ય ગણાય. પણ અનાર્યોને બધુંજ કરવાની છુટ છે. પર્વતના એક દૂરના છેડાના ગામડામાંએ આ લોકોએ અર્વાચીન જગતનો ખ્યાલ આપે તેવા 'શો રુમ' અને દુકાનો વસાવેલાં છે. મોટા શહેરમાં મળી શકે તેટલીજ સગવડવાળાં ઘરો ને હોટેલો બાંધેલાં છે. બરફનાં ઉંચામાં ઉંચાં શિખરો પર જવાને રેલ્વેઓ બાંધેલી છે, અને મોટરોને માટે સરસ રસ્તા બાંધેલા છે. આપણા રસ્તાની તો મુંબાઇની મ્યુનીસીપાલીટી સંભાળ નહીં રાખે ત્યાં બીજાની શી આશા?

લોકો સુંદર ન કહેવાય પણ તંદુરસ્ત, મનોહર ને આંખને ગમે એવા છે. માતેલાં ઢોરો જોઇ આપણાં મુડદાલ ઢોરોની સાથે સરખામણી કર્યા વિના રહેવાતી નથી. સ્વીટ્ઝરલાંડમાં જર્મન, ફ્રેંચ, ઇટાલીઅન અને સ્વીસ એ ચાર ભાષાઓ તો સાધારણ રીતે ચાલે છે. સ્વીટ્ઝરલાંડનાં બધાં પ્રગણાંઓ જુદાં છે, ભાષાઓમાં ફેર છે, આધિપત્ય જુદાંજુદાં છે; છતાં ઐક્ય અને સ્વતંત્રતાની ભાવના અ-

દેશમાં ફરે છે. એમને નથી ખાવાનો
ફિકર નડતો કે નથી ધંધો. સુખી લોકો!
દુનિયાની દશાની એમને શી ખબર!

અમે યુંગફ્રાઉ અને ગ્રીન્ડલવોલ્ડનાં બરફના
શિખરો પર જઈ આવ્યાં. હિમલક્ષ્મીને કલ્પેલા
રનાં જોવામાં વધારે મજાહ છે ગ્રીન્ડલવોલ્ડમા
અમે 'આઇસ ગ્રોટો' (બરફની ગુફા) મા
ગએલાં. સંસ્કૃત કવિઓએ હિમાલયનાં શિખરો-
નાં વર્ણન લખેલાં છે પણ કોઈ દિવસ
હિમાલય પર ચડવાની તસ્દી લીધી હશે કે
નહીં! આ શિખરો તો ચંદ્રમૌલિની
ચંદ્રલેખાના પ્રકાશથી પાવન નથી થયાં.
શિખરોના પણ અહીંઆં વખના જાણ્યાના
રી. દેવદારનાં વન છે, પણ ચમરી
ના શરીરની એન ઉતારવાનું સદ્ભાગ્ય
દિવસ એમને મળ્યું હશે કે કેમ એની
ને શકા છે. પણ જાણે-શું કહું-મરમ?
શીવાય બીજો શબ્દ મને જડતો નથી-
ઝુંજ મરેલ લાગતું હતું. પ્રકૃતિની 'wild-
ness' અને 'Abandon' વિના આવો
આનંદ બીજે ક્યાં જડશે!
અહીંનાં બરફ વિનાનાં શિખરો પણ સુંદર
રંગે છે. નેત્ર અને ભવાના ભેદ જેવા આવા
ળામાં આંખે ચડે છે અને અનેક પ્રકારની
તાઓ કરી આકર્ષણ કરે છે તેવા
કે કોઈ સ્થળે નથી થતા. બરફ અને
ગ, પાણી અને જમીન, કીનારા અને
ણી એ સર્વનો સંગમ અહીંઆં એટલી
રીતે થયો છે કે બધાથી આ સ્થળો
ણ બન્યાં છે. લોકો એમનાં ઘરો ને
સજાવવામાં એટલો 'taste' (રસવૃત્તિ)
કે છે કે બધાંની વચ્ચે સંવાદિતા રહે છે.
મ્યુઝીઅમમાં અમે અસલના સરોવરશહેરોના
લોકો કેમ રહેતા અને 'ગ્લેશીઅલ પીરીઅડ'
(બરફમય યુગ) કેવો હતો તેનું એક સંગ્રહસ્થાન
તે જોવા ગયાં હતાં. ત્યાંની ગોઠવણ ઘણી
રસ પડે એવી છે એને માટે વિસ્તારથી
લખવા જેટલી ધીરજ તો મારામાં અત્યારે
નથી પણ ત્યાંની 'ગુરીશ' ભુલભુલામણીઓમાં
ફરી મજા પડી હતી! તમે આ વાંચશો ત્યારે
મને ખાત્રી છે કે એ જોવાની ઉત્સુકતા તમને
થયા વિના રહેવાની નથી તમે જ્યાં સુધી
નથી જોયું ત્યાં સુધી ખુબ ભાર દઈને
એના વખાણ કરવામાં મને અજબ રસ
આવવાનો.

ઇન્ટરલાકનમાં અમે બે મોટા ધોધ અને
ગુફાઓ જોયા. એક ગુફા તો એટલી મોટી
હતી કે અંદર ને અંદર અમે એક કલાક તો
ચાલ્યા. એમાંથી એક મોટો ધોધ જોરથી
બહાર નીકળે છે અંદર ઠેકઠેકાણે પથ્થરમાં
સ્વાભાવિક આકારો થઈ ગયા છે. કેટલા તો
શિવલિંગો બન્યા છે આપણે ત્યાં હોત તો
એ જાત્રાનું ધામ બનત, કેટલાએ ભાવિક ભક્તો
આવીને કૃતાર્થ થાત અને હવા પાવન કરત.
આ દેશમાં બીચારાને યુગો સુધી ભક્તો માટે
વાટ જોયાજ કરવી પડશે. આટલી બધી
મૂર્તિઓ અને કોઇ એમને નમનાર નહીં.
આટલી બધી પૂજ્યતા છતાં કોઈને અહીંઆં
સમાગસિદ્ધ તત્ત્વાની દાનત નહીં." અફસોસ!

અમે અહીંઆ મસાર સાંજ ફરવા જઈ
શકીએ છીએ. કોઈકોઇ વખત તો આકાશમા-
થી ફુલો ખરતા હોય તેવો બરફ પડે છે ત્યારે
તો ખુબ મજાહ પડે છે છત્રી પર ને કોટ
પર એનાં બિંદુઓ એવાં સુરમ બાઝે છે કે
મોતી ટાંક્યાં હોય એવું લાગે છે અને અમારો
પોશાક મહારાજાઓ કરતાંએ મહા મુલ્યવાન
બની રહે છે.

પણ ઘણી વાર મને સ્વર્ગ કરતાં નરક વધારે પસંદ પડે છે. સ્વપ્નમાં જોવા માટે સ્વર્ગ એ ઘણી સરસ જગ્યા છે. વાદળાંના રથમાં ઉડવામાંએ એક જાતનું સંવેદન થાય છે, પણ જમીન પર ચાલવાની મઝાહ સાદી છે છતાં ઉતરતી નથી. સ્વર્ગમાં તમે શું કરો? કોઇ વૃક્ષની છાયામાં લાંબા પગ દુઃખનો અભાવ હોય એટલે સુખ કીંમત વિનાનું થઇ જાય છે. ત્યાં સદા પ્રકાશજ હોય એટલે અંધકારના અતલ ઉંડાણમાં રહેલી અદ્દ્ભુતતાઓ નીરખવાની તક તો કદી મળેજ નહીં. છેવટે તો તમે કંટાળો ને શું કરવું તેએ સુઝે નહીં. માણસથી વિલક્ષણતા વગર સુખીજ નથી થવાતું.



યુંગફ્રાઉ અને ઇન્ટર્લાકન

કરીને બેસો અને એક જાતનો સંતોષ અનુભવો, કે પરીઓની વાતમાં આવે છે તેવા સોનારુપાના મહેલોમાં રહી કે કામ વગર શું કરવું તે સુઝ ન પડવાથી બગાસાં ખાયા કરો? ત્યાં તમારે નથી કે શીખવાનું કે જાણવાનું હોતું. કારણ કે તમે તો જ્ઞાનની જરુર ન પડે એવા સ્વર્ગના ભોક્તા છો. ત્યાં

પણ નરકમાં તેમ નથી. વેદનાઓ સહન કરવા ત્યાં રોજ તૈયાર રહેવું પડે છે. સમરાંગણમાં ઝુઝવા ત્યાં સદા વ્યવસાયી રહેવું પડે છે. શક્તિઓને કટાવા દેવી ત્યાં પાલવતી નથી, થાક ખાવાનો સમય નથી હોતો એટલે થાકવાનો વિચાર સરખોએ ત્યાં નથી આવતો. ત્યાં શક્તિઓ રોજ સરાણે ચડેલી રહે છે. ત્યાં

તમારી શક્તિઓનું સદા તમને ભાન હોય છે. There you can act, you can live, and not die a death of boredom! ત્યાં તમે કંઈક પ્રવૃત્તિ કરી શકો. કંટાળાના માર્યા ત્યાં મરી જવું નથી પડતું. સ્વર્ગ એ હવા ખાવાની, સ્વપ્નાં જોવાની, થાક ખાવાની જગ્યા છે. રહેવાને માટે તો નરક વધારે સુયોગ્ય સ્થળ છે. સ્ત્રીહૃદયાંકના આ સુંદર સ્વર્ગમાંએ આખી જીંદગી જીવવાનું નહીં પાલવે. મન અને શરીરના પસારા પુરતાજ અહીં તો આવી શકાય.

આ કથા પછી બે શબ્દો ઉમેરું નહીં તો તમારા સાક્ષર આત્માને ચેન નહીં પડે. દર સ્થાનનાં તો માત્ર વખાણુજ કરવાં જોઈએ એ આપણી જુની પ્રણાલિકાને મેં બરાબર સાચવી નથી, તેથી તમારા આત્માને બહુ દુખાવા નહીં દેશો એવી આશા રાખું છું.

સ્ત્રીહૃદયાંક સુંદર છે. શબ્દોથી કહી શકાય તે કરતાં પણ વધારે સુંદર છે અમારી ત્રિમૂર્તિના જુદાજુદા દૃષ્ટિબિંદુથી એને અમે જુદીજુદી રીતે જોઈ શકીએ છીએ. શ્રી. અતિલક્ષ્મી બહેન સાદી ઉપમાઓથી એને 'homely' (ભલું આપણુંજ) બનાવે છે, તેથી બીક વિના અમે એની સાથે સંબંધમાં આવી શકીએ છીએ. ભાઈ મુનશી એમની રીત પ્રમાણે એનામાં ભવ્યતા અને ગૌરવ અર્પે છે તેથી એની ગૂઢતા વધારે સૂક્ષ્મ રીતે જોઈ શકાય છે. અને હું તો ઘડીઆળના લોલકની માફક એ બન્ને છેડે અથડી કંઈક નવું કહું છું કે કંઈ નવું લઈ આવું છું.

ત્યાંના ખબર તો તમે લખતાજ નથી. હવેથી જરા વધારે વિગતવાર લખજો.

લી.

લીલાવતીના

વંદેમાતરમ્.






લેખક:
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ
બી. એ., એલએલ. બી.

ચિત્રકાર:
રા. દત્તાત્રેય
એ. એમ.

આ દે. [illegible]ન્સનો કેસ ઘણોજ દીલ [illegible]કરનારો છે. કોર્ટમાં લોકોની ધમાલ જબરી છે. વકીલ બારીસ્ટરોમાંથી પણ જેઓને ફુરસદ હતી તે સર્વ ત્યાં આવી બેઠા હતા. જ્યુરીના ગૃહસ્થો એક તરફ ગંભીર મુદ્રાએ ગોઠવાઇને બેઠા હતા. બધવાને પાંજરામાં પુરેલો હતો. તેની આસપાસ બંદુકવાળા સીપાઇઓ ઉભેલા હતા.

બરાબર અગીઆર વાગે જજ સાહેબ લાલ ઝભ્ભો અને મોટી સફેદ 'વીગ' પહેરી ન્યાયની મૂર્તિરૂપે હાજર થયા. તેમની એક તરફ મુંબાઇના શેરીફ બેઠા. બીજી તરફ વડા પ્રેસીડેંસી મેજીસ્ટ્રેટ બેઠા. શેરીફનો ઢંઢેરો ત્યાં વંચાયો. જ્યુરીના સભાસદોને સોગન આપવામાં આવ્યા.

પ્રથમજ કેસ "તાજ વિરુદ્ધ—જોન જોસેફ" નો હતો. જોન જોસેફ બાવીસ વર્ષનો દેશી ખ્રીસ્તી હતો. શરીરે ઉજળો ઘઉંવર્ણો હતો. મુખ કાંતિવાળું હતું. કપડાં કીંમતી નહીં, પણ સુઘડ પહેરેલાં હતાં. અને તે પીંજરામ બેદરકારીથી ઉભેલો હતો. લોકોના મનમ સહજ આવી જતું હતું કે, આ મોઢ મુખનો બાલિશ યુવાન્ કરપીણુ ખુન કર્ શકે નહીં.

એડવોકેટ જનરલ ઉભા થયા. પૂર્ણ ગંભીરાઇથી મુકદમાની વિગત તેમણે રજુ કરવા માંડી:

"જ્યુરીના મહેરબાન સદ્ગૃહસ્થો આપણા જીવનમાં એવા ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે કે જ્યારે ન્યાય અને દયાની ભિન્ન ભિન્ન લાગણીઓ વચ્ચે આપણા અંતરમાં યુદ્ધ થાય છે. આજનો પણ પ્રસંગ કંઇક એવો જ છે. માહીમના દરીઆ પાસે એક સુંદર સ્થાન આવેલું છે. ત્યાં દરીઓ જરા જમીનમાં પેસી નાની સરખી ખાડી બનાવે છે. આસપાસ લીલોતરીવાળો રમ્ય પ્રદેશ છે. ત્યાં દરીઆના છેક કીનારા પાસે એક દિવસ સવારના પહોરમાં, આપણા શહેરના નામીચા વેપારી

મી. વખતચંદ અને તેમનાં પરોપકારી પત્ની બાઈ ગુલાબનાં મડદાં પડેલાં હતાં. કોઈક તીક્ષ્ણ ધારદાર હથીઆરથી આ બંને જણના જીવ લેવામાં આવેલા લાગતા હતા. તેમના શરીર પરથી કીંમતી ચીજો જેમની તેમ હતી. ખુન કરવાનો મુદ્દો કે હેતુ જણાતો નહોતો. ખુનીનો કે પત્તો નહોતો.

"મી. વખતચંદ એક સુધારક તરીકે અને આગેવાન ઝવેરી તરીકે આ શહેરમાં જાણીતા હતા. જાહેર જીવનનું તેમનું કાર્ય જાણીતું છે. તેમનાં પત્ની પણ સુશિક્ષિત હોઈ, સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે મનન પ્રયત્ન કરતાં હતાં. આવાં બે ઉપયોગી જીવનો કોઈ ખૂનીના મનના તરંગને લીધે કમના કપાઈ ગયાં છે.

"મેજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ આવ્યો ત્યાં સુધી તો ખુની કોણ હશે તેનો કોઈને ખ્યાલ પણ નહોતો. પરંતુ તે સમયે, આ પીંજરામાં ઊભો છે તે શખસ જનેન જોસફ, પોતાની મેળે આવીને હાજર થયો, અને તેણે મેજીસ્ટ્રેટની સમક્ષ, સ્વેચ્છાથી એકરાર કર્યો કે, "મી. વખતચંદ તથા તેમના પત્ની બાઈ ગુલાબનાં ખૂન મેં કર્યાં છે." તેને બીજા જે કંઈ પ્રશ્ન પુછ્યા તેનો ઉત્તર આપવાની તેણે ચોખ્ખી ના પાડી. તેણે કહ્યું કે, "વખતચંદ-ને હું બે વર્ષથી ઓળખતો હતો. તેમની વહુને છ માસથી ઓળખતો હતો. તેઓ મારી પાસે ફરનીચર બનાવડાવતા હતાં. કેટલી કોઈ વાર મારે ત્યાં પણ આવતા હતાં. મેં તેમને મારી નાંખ્યાં છે. મારી નાંખવાની મારી ઈચ્છા થઈ અને મેં મારી નાંખ્યાં."

"બસ આટલો તેનો એકરાર છે. તેણે તે સ્વેચ્છાએ કર્યો છે. તે પોલીસના કબજામાં પણ નહોતો એટલે પોલીસે તે જુલમથી કરાવી લીધો તેમ પણ કહી શકાય નહીં. આરોપી કેળવાયેલો છે, યુવક ઉપરનો છે, પુરતી સમજણવાળો છે. આ કાર્યનું કૃત્ય કરવામાં કોણ જાણે તેનો શોએ મુદ્દો હશે. આવા ભયંકર માણસોને-આવા વિચિત્ર માનસિક વલણવાળાં માણસોને-સમાજના રક્ષણ અર્થે સખતમાં સખત સજા થવી જોઈએ. આવો માણસ ભવિષ્યમાં વળી બીજાને આમ નહીં મારી નાંખે તેની શી ખાત્રી?

"મારે જ્યુરીના સદ્‌ગૃહસ્થોને મારી ખાસ વિનંતિ છે કે આ માણસના મોહક મુખ તરફ કે તેની ઉછરતી જુવાની તરફ દયાથી દોરવાઈ ના જતાં સમાજના રક્ષણ અર્થે તેમણે આ માણસની સખત ખબર લેવી જોઈએ."

એડવોકેટ જનરલનું ભાષણ પુરું થયું. આરોપીએ પોતે રજુ કરેલો એકરાર જ્યુરી સમક્ષ મુકાયો. પોલીસવાળાઓએ મુડદાં મળી આવવા વીશે જુબાની આપી. લોકોને લાગ્યું કે આ સુંદર યુવકનું આવી બન્યું. આરોપીએ તો વકીલ રોકયો જ નહોતો. પરંતુ ગુનો ગંભીર હોવાથી રાજ્ય તરફથી એના બચાવ માટે બારીસ્ટર આપવામાં આવ્યો હતો. તે બારીસ્ટરે પોતાનું ભાષણ શરુ કર્યું:

"જ્યુરીના ગૃહસ્થો, મારા વિદ્વાન્ મિત્ર એડવોકેટ જનરલે આપને વિનંતિ કરી છે કે: 'દયા, કોમળતા, આદિના વિચારો દૂર કરી, સમાજના રક્ષણાર્થે શુદ્ધ ન્યાય આપજો.' મારી પણ તમને એ જ વિનંતિ છે. આપ ન્યાય આપજો પણ તે ખાત્રી બાંધી આપજો.

"હવે હું આ કેસની વિગતો ઉપર આવીશ. આ યુવકે આ બે ખુન કર્યાં એ વાત તો એ પોતે પણ કબુલ કરે છે. પરંતુ આપ જોઈ શકો છો કે તે બુદ્ધિમાન છે, ભણેલો છે. એના ઘરની જડતી લેતાં તેમાં ટૉલ્સ્ટૉયની નવલકથાઓ તથા સમાજવાદનાં પુસ્તકો મળી આવ્યાં છે. એ માણસ પોતે જ કરે

તેનાં પરિણામ સામાન્ય રીતે સમજી શકે તેવો એ હતો. એટલે જો ખુન કરે તો ફાંસીએ જવું પડે એ વાત એ ચોક્કસ જાણી શકે તેવી સ્થિતિમાં હતો. એટલે ફાંસીએ જવાને માટે એ કે ખુન કરે નહીં.

"ખુન તેણે શા માટે કર્યાં તે વાત એડવોકેટ જનરલ સાબીત કરી શકયા નથી. મરનારના અંગ ઉપરથી કૈં પણ મીલકત ગઇ નથી. આરોપી ફરનીચર બનાવતો હતો. મરનાર તેનાં ઘણાંજ કદરદાન ઘરાક હતાં. તેની કમાણીનો મોટો ભાગ મરનાર પાસેથી આવતો હતો. એટલે આ ખુન શા માટે કરવામાં આવે તે સમજી શકાતું નથી. પરંતુ સામાન્ય માણસો જે કામ ન કરે તે અસામાન્ય માણસો કરે, ચિત્તભ્રમવાળા કે ગાંડા માણસો કરે. એટલે પોતાની જીવાઇની ડાળ કાપનાર માણસ ગાંડપણ શીવાય અન્ય કોઇ રીતે આ કાર્ય કરે નહીં. આ ગાંડપણ શી રીતે આવ્યું તે હું આપને સમજાવીશ.

"એની પાસેથી સમાજવાદનાં પુસ્તકો મળી આવ્યાં છે. આ પુસ્તકોમાં ધનવાનોને સમાજના શત્રુ લેખવામાં આવે છે. નીહીલીઝમ, એનાર્કીઝમ, અને બોલ્શેવીઝમનાં પુસ્તકો એણે ઘણાં વાંચ્યાં હોય તો નવાઇ જેવું નથી.

"આરોપી નબાપો—અનાથ—હતો. અહમદનગરના મીશનમાં તે ભણ્યો છે. એની જીવાઇ અર્થે એને સુતારી કામ શીખવવામાં આવ્યું હતું, તેમાંથી તે ફરનીચર બનાવતાં શીખ્યો. એ મેટ્રીક પાસ થયલો છે. એણે ધાર્યું હોત તો આ અંગમહેનતનો ધંધો કર્યા વિના પણ તે પોતાનું પેટ ભરી શકત. પણ નહીં, તેના ભેજામાં ટોલ્સ્ટોયના વિચારો હશે. અંગમહેનત વિનાની કમાઇ નકામી છે એમ એનાં મનમાં ઠસેલું હશે. એટલે તેણે શિક્ષક કે કારકુનનો ધંધો ન લેતાં, હલકો સુતારનો ધંધો લીધો.

"ગૃહસ્થો! આમાં તમને ચક્રમપણું નથી જણાતું? તેજ ચક્રમપણું એકાંતમાં આગળ વધ્યું. બુદ્ધિશાલી માણસોને જ્યારે પરાણે પેટ ભરવું પડે છે, ત્યારે તેઓ ધનવાન્ વર્ગના શત્રુ બને છે. તેમાંએ સમાજવાદનું સાહિત્ય તે વાંચતો હતો એટલે તેનું ચિત્ત કેવળ ભમી ગયલું. પશ્ચિમના મુલકના વિચિત્ર વિચારોભર્યાં કૈં કૈં ચોપાનીઆં આ દેશમાં નિરંકુશપણે આણવામાં આવે છે, તેનો ભોગ આ બીચારો આરોપી થઇ પડયો છે. એ સાહિત્યનું ઝેર એને ચઢી ગયું છે. એક દુષ્ટ સિદ્ધાંતનો ભોગ આ ગરીબ બીચારો યુવક થઇ પડયો છે. એ સિદ્ધાંતે એને ચિત્તભ્રમ કર્યો, એના એ વિચારોએ એને ગાંડો બનાવી દીધો, અને એ ઘેલછાનો ભોગ મરનાર દંપતી થઇ પડયાં.

"તેઓ એને ઘેર કોઇકોઇ વાર આવતાં હતાં. તેઓ ધનવાન્ હોવાથી સમાજનાં શત્રુ છે, એમ એની ઘેલાઇએ એને મનાવ્યું. એટલે સમાજનાં વેરીના એણે જીવ લીધા. ગરીબ બીચારો ઘેલો! વળી જુઓ, પોલીસને એની સામે વહેમ સુદ્ધાં નહોતો, એને પકડાઇ જવાની લેશમાત્ર પણ ભીતિ નહોતી, છતાંએ આ પ્રામાણિક ઘેલો ખુદ પોતે આવીને શરણે થયો. આવા ઘેલાને—ગાંડાને—દીવાનાને—સજા કરવી તેમાં ન્યાય સમાયલો છે કે કેમ તે વિચારવાનું હું આપ સર્વને સોંપું છું.

"હું તેને માટે દયા નથી માંગતો, ન્યાય માગું છું; પણ શુદ્ધ ન્યાય માંગુ છું. એને ગાંડો કરીને ઇશ્વરે તો સજા કરી છે. તમારે હવે સજા એને ગાંડો કરી મુકનાર સાહિત્યને કરવી

છે કે એક દુષ્ટ વિદ્વાનનો ભોગ થઇ પડેલા આ ગરીબ ગંડીઆને!"

ભગવત્પ્રભુને માજીસ્ટ્રેટ આટલું બોલી બેસી ગયો. કોર્ટમાંથી થોડીક તાળીઓ પડી ગઇ. સર્વને લાગ્યું કે આ કૃત્ય પૈશાચિક થયું હોવું જોઇએ, અને જજ તથા જ્યુરી આરોપીને છોડી મુકી દીવાનાશાળામાં મોકલવા ફરમાવશે.

ત્યાર પછી રીત મુજબ ન્યાયાધીશે આરોપીને ઉદ્દેશીને કહ્યું: "તારી સામે ગંભીર આરોપ છે. વળી તેં એકરાર કર્યો છે તેને ફાંસીની સજા શા માટે ફરમાવવામાં ન આવે, તે બાબત તારે આ કોર્ટને કે જ્યુરીના સાહેબો-ને કંઇ કહેવું છે?"

આરોપીએ ખુંખારો ખાધો. ખુલ્લા રણશિંગા અવાજે, અને સુંદર અંગ્રેજી ભાષામાં તેણે જવાબ આપ્યો. તેના બોલવા-માં આવેશ જરા વિશેષ હતો અને તેનો અવાજ કોર્ટના આખા ખંડમાં ચોતરફ ગુંજી રહ્યો:

"નામદાર સાહેબ! અને જ્યુરીના ગૃહસ્થો! મારા તરફથી કામ કરવાને સોંપાયલા બારીસ્ટર-ના ભાષણ પછી મને દહેશત લાગવા માંડી છે કે કદાચ આપ સૌ મને ગાંડાની ઇસ્પીતાલ-માં મોકલાવશો. ફાંસી કરતાં પણ વધારે બીક મને ગાંડાની ઇસ્પીતાલની લાગે છે. કારણ કે ત્યાંની અવ્યવસ્થા તથા નિર્દયતા-જનિત દુઃખો મેં નજરે જોયાં છે. તે અનુભવવા-નો મારો લેશમાત્ર વિચાર ન હોવાથી મારા કૃત્યનો હું પુરતો ખુલાસો કરીશ.

"એડવોકેટ જનરલ સાહેબે મરનાર [illegible]ની ધાર્મિકતાનાં તથા સમાજસેવાનાં બહુ વખાણ કર્યાં. તે ઢોંગીને મેં મારી નાંખ્યા, કારણ કે તેણે મારાં માતપિતા હતાં.

"તમે ગભરાશો નહીં. આ મારી ઘેલછા નથી. ધીરજથી આખી વાત સાંભળો. પછી તમને જે ઠીક લાગે તે ન્યાય મને આપજો. હું નિર્ભય છું.

"—શહેરમાં એક મોટી વયની કુમારિકા હતી. ત્રીસમે વર્ષે એક દુષ્ટ પાડોશીએ તેને ફસાવી. પરિણામે તેને ગર્ભ રહ્યો. એ કુમારિકા તે મારી ગુલાબ, અને પેલો દુષ્ટ ફસાવનાર પાડોશી, તે તમારા પરોપકારી શ્રી. વખતચંદ. તે પરણેલો હતો. ગુલાબનાં માબાપને ખબર પડી એટલે સમાજના મારથી અથવા [illegible] તેઓ નાઠાં ગયાં. નાસીક, પંઢરપુર, વગેરે જગ્યાએ તેઓ ફર્યાં. ત્યાં આગળ એક સ્થળે ગુલાબની સુવાવડ કરવા ગોઠવણ કરી. ત્યાં સુવાવડ થઇ, અને તેનું પરિણામ-ગુલાબનો કંટક—તે આ તમારો આરોપી.

"મને તેઓ કોઇ ગરીબ ઘરમાં સોંપીને ચાલ્યાં ગયાં. પછી શું થયું તે જાણવાની કોઇને પરવા નહોતી. મારા પાલકો મજુરીઆ હતા. તેમનો દેશ અહમદનગર હતો. મને લઇને તેઓ ત્યાં ગયા. ત્યાં દુકાળ પડ્યો અને હું ખ્રીસ્તીઓને આશરે પડ્યો. મારા પાલકો મારાં સગાંઓનાં નામ જાણતા હતા. તેમણે મીશનના સાહેબને તે કહેલાં. તેણે તે નોંધી રાખ્યાં હતાં.

"હું મીશનમાં મોટો થયો. ત્યાં મેટ્રીક સુધી ભણ્યો. ત્યાંના આચાર્ય વ્યવસ્થાપકોએ હુન્નરની કેળવણીની ગોઠવણ પણ કરી હતી. હું ફરનીચર બનાવવાનું કામ શીખ્યો. મને તે અનુકૂળ-પસંદ હતું. અને મીશનમાંથી



"માય લોર્ડ! અને જ્યુરીના ગૃહસ્થો! ... ... ... ધીરજથી આખી વાત સાંભળો."

ડી અહીં માહીમ આગળ ઓરડી રાખી
ાં મેં મારું કામ કરવા માંડયું. મીશનરી
ાતાંઓમાંથી મને સારું કામ મળતું હતું.

"હું કોઇકનો હરામનો બાળક છું એમ
તો મને મીશનમાંજ ખબર પડેલી. પાછળથી
મેં જાણ્યું કે આ વખતચંદ મારો જનક—

પિતા હતો. તેણે જ્યારે પાપકર્મ કર્યું, ત્યારે તે પરણેલો હતો. ગુલાબ ભત્રીજે જ આવી, પણ. તેની ખરી હકીકતનો કેક સંદેહ લોકોમાં પડ્યો હતો તેથી ગુલાબને કોઈ પરણવા તત્પર નહોતું. ભાગ્યયોગે વખતચંદ રાંડ્યો. તેણે ગુલાબ સાથે લગ્ન કર્યાં

"હું એક ચાલાક વિદ્યાર્થી હતો. મને તક મળી હોત તો હુ શ્રેષ્ટ પદવીએ પહોચત એમ મારું મન મને કહે છે જો મારા જન્મદાતાઓએ મને તજ્યો ન હોત તો મને પુરતી તક મળત. હું ભીખારીની માફક ઉછરત નહીં. વટલાઇને પેટ ભરત નહીં. ધર્માદાનો ટુકડો ખાનાર બનત નહીં: આ સર્વને માટે મારા મરનાર માતપિતા જોખમદાર છે. તેઓએ એ મારો ગુનો સખતમાં સખત કર્યો છે ગુનેગાર તેઓ હતાં. ગુનાનો ભોગ હું છુ હુ નિરાશ્રિત હતો; તેઓ દયાહીન હતાં. મારા પ્રત્યે, તેમના બાળક પ્રત્યે, પ્રેમ અને મમતા બતાવવાને બદલે, તેમણે મને તજી દીધો—ફેંકી દીધો

"ખરું, તેઓ મારા જન્મદાતા હતા તેમણે મને જીવનની બક્ષીસ કરી હતી પરતુ કહો જીવનની બક્ષીસ એ કૈં અમૂલ્ય બક્ષીસ છે! મારા 'જીવનની તો નહોતીજ. વળી મને જન્મ આપવાનો તેમનો વિચાર પણ ક્યાં હતો? એમનો વિચાર તો મારો જન્મ અટકાવવાનો, મને મારી નાંખવાનો હશે, અને તેથી મને સર્વથા એમ લાગતું હતું કે એનું વેર લેવાનો મને હક્ક છે

"તેઓએ ક્રૂરતા અને અન્યાયથી મારી પ્રત્યે વર્તન કર્યું હતું. કોઇને તમે કૈં કરો છો તો તે તમને ધક્કો લગાવે છે. કોઇનો માલ ચોરી લો છો તો તે પાછો લઇ લે છે જેમ ગુનો ગંભીર તેમ સામેથી પ્રત્યાઘાત પણ ગંભીર .થાય છે.

"અને મે મારું વેર લીધુ છે. મેં તેમનો બદલો લીધો છે. તેમ કરવાનો હું મારો હક્ક ગણું છું. તેઓએ મને આબરૂહીન, દુઃખી, કંગાળ,, જીવન આપ્યું હતું તેના બદલામાં મેં તેમનું સુખી જીવન લુંટી લીધુ છે. હું સુખી નહીં થાઉં પણ તેથી શું! તેઓને સુખમાં મહાલતાં હું કેમ જોઇ શકુ?

"છતાએ હું મારો પ્રેમ તેમને અર્પવા આતુર હતો. ખરેખર બે વર્ષ ઉપર મારો પિતા માહીમમાં મારે ઘેર આવ્યો તે વખતે મને કૈં ખ્યાલ નહોતો. પરતુ મને પાછળથી ખબર પડી કે મારે વીશે ભીશનમાથી બધી માહીતી મેળવીને, તેણે મારુ ઘર ખોળી કાઢ્યું હતુ. એણે ફરનીચર બનાવવાનો મને ઓર્ડર આપ્યો. બદલામાં સારી રકમ મને આપી. હું ખુશ થયો. એના પ્રત્યે મારુ દીલ ખેચાયું. ત્યાર પછી તે ઘણી વાર આવતો હતો. મારી સાથે આડી-અવળી વાતો પણ કરતો હતો.

"છએક મહીના ઉપર તે મારી માતાને લઇને મારે ઘેર આવ્યો મારી માતાનો પગ મારા ઘરમાં આવતા લથડતો હતો. તે મારા તરફ સીધી નજર નાખી શકતી નહોતી. તેનો જીવ ગભરાતો હતો મને લાગ્યું તેનું શરીર બગડેલું હશે. મેં પાણીનું પ્યાલ પણ આપ્યુ. થોડી વારમાં તો તે બે જણાં પાછાં પણ ગયાં.

"મહીના પછી વળી પાછી તે આવી. આ વખતે તે શાંત હતી. તેણે મારી સાથે થોડીઘણી વાતચીત કરી ફરનીચરની પુછપરછ કરી અને પછી મારાં માબાપ વીશે સવાલ

પુછ્યો. મેં કહ્યું: 'બાઇ, મારાં માતપિતા કોઇ સ્વાર્થી, લંપટ, અને પાશવવૃત્તિનાં હતાં.' આ શબ્દો સાંભળી તેણે હૃદય ઉપર હાથ મુકયો, અને બેભાન થઇ ગઇ. મારા પિતાએ તેને જેમતેમ શુદ્ધિમાં આણી, અને પછી તેઓ ગયાં.

"મને આથી બહુજ આશ્ચર્ય લાગ્યું. હું છુપાઇને તેમની પાછળ ગયો. થોડે દૂર જઇ મારો પિતા બોલ્યો: 'આ તે તારું કેવું ઘેલપણ! તું એને ભુલી જા. એ તારો છોકરો છે એમ તું મનમાં શું કરવા રાખે છે? આપણાથી કૈં લાવીને એને ઘરમાં રંખાવાનો છે?'

"મારાં ચક્ષુ ખુલ્યાં. હું બીજેજ દીવસે અહમદનગર ગયો. ત્યાંના કારકુન પાસેથી ખુશામત કરી થોડીઘણી હકીકત મેળવી. બાઇ ગુલાબનું નામ મળ્યું. તેના બાપનું નામ પણ મળ્યું. હું પાછો આવ્યો. એમને વતન ગયો ત્યાં પણ થોડીક ભાળ મળી. મારું ચિત્ત ચકડોળે ચઢ્યું. આજ મારાં માતપિતા છે એમ મારી ખાત્રી થઇ. અહો! એ લોકોએ જો મને ન્યાય આપ્યો હોત, તક આપી હોત તો હું આ દુનીઆમાં શું ન કરત?

"વળી મહીના પછી પાછાં તે બે જણાં આવ્યાં. આ વખતે બાઇએ મારી સાથે બહુજ માયાથી વાત કરવા માંડી ને કહ્યું કે: 'તું ફરનીચર-ની દુકાન સારા પાયા ઉપર કાઢે તો અમે પણ થોડી મુડી અંદર રોકીશું. તું બહુ સારો અને હોશીઆર છોકરો છે. તારે માટે હું આ થોડી ભેટ લાવી છું. તને જીંદગી સુધીએ બહુ ખપ લાગશે. કદાચ એની મદદથી તું લગ્ન પણ કરી શકીશ.'

"આ સાંભળી હું બહુજ ગરમ થઇ ગયો. મેં એની ભેટ પાછી ફેંકી અને કહ્યું: 'તમે મારી મા છો,' એમ કહી મેં તેના ઉપર નજર ફેરવી.

"એ તો એકદમ ચમકી. મેં એને પ્રહાર કર્યો હોય તેમ તે ઉઠી ચાલવા માંડી અને કહ્યું: 'તું દીવાનો થઇ ગયો લાગે છે.'

"મેં કહ્યું: 'હું દીવાનો નથી. તમે મારાં માતપિતા છો, તેની મેં ખાત્રી કરી છે.. હું તમારા તરફ કુભાવ નહીં રાખું. તમે એક વાર તે કબુલ કરો. હું તમને નહીં ફજેત કરું. નહીં હેરાન કરું. નહીં પૈસા માંગવા આવું. પણ એક વાર મને ત પુત્ર કહી સંબોધન કરો. મને પડખામાં લ્યો અને હું સુખી થઇશ. તમે મારા ઉપર કરેલા અન્યાય ભુલી જઇશ. તમને દુવા દઇશ.'

"પણ મારી કાકલુદી તેમણે સાંભળી નહીં. તેઓ બંને ગુપચુપ બહાર નીકળવા લાગ્યાં. મેં બારણાં વાસી દીધાં અને કહ્યું: 'જો હીંમત હોય તો મારા સામે જુઓ, અને કહો કે મારી વાત જુઠી છે.'

"મારી માતાએ કીકીઆરીઓ પાડવા માંડી. પિતાએ ધમકી આપવા માંડી. મને કહ્યું: 'એકદમ દ્વાર ખોલ નહીં તો હું તને પોલીસને સ્વાધીન કરીશ. તું લુચ્ચો છે. હરામખોર છે. ગજેપડુ છે. અમારે ગળે પડી, ફજેતીની દહેશત આપી, તું પૈસા રળવાનો માર્ગ ખોળે છે. ખોલ, હરામખોર.'

"મને તેણે ધક્કો માર્યો, બારણું ઉઘાડી નાંખ્યું અને બે જણ ઉતાવળાં ચાલવા લાગ્યાં. હું ટુંકે રસ્તેથી તેમની આગળ નીકળ્યો. અગાઉથી જઇ ખાડી આગળ ઉભો. તેઓ ત્યાં આવ્યાં. ફરી હું તેમને પગે પડ્યો. મેં

કહ્યું કે, 'એક વાર મને પુત્ર કહી સંબોધન કરો. હું તમને નહીં હેરાન કરું. મારે ધન નથી જોઈતું.' પણ મારા પિતાએ મને ઓરડીમાંથી ધકેલ્યો, માર્યો અને કહ્યુંઃ 'ફરીથી બોલીશ તો તારો જીવ લઈશ.'

"હવે હું કેવળ બેફામ બની ગયો. શું કરું છું તેનું મને ભાન રહ્યું નહીં. મારા હાથમાં મારો મોટો સુતારી, અણીદાર કંપાસ હતો. એકદમ ઉશ્કેરાઈને મેં તે મારા પિતાના ગળામાં ભોંકી દીધો. તે તરત જ ભોંય પર પડ્યો. મારી માતાએ મદદ માટે ચીસો પાડી એટલે તેને પણ મેં એજ પ્રમાણે પૂરી કરી. પછી મને લાગે છે કે મેં તેમને ભઠ્ઠીમાં નાંખવા પ્રયત્ન કર્યો હશે.

"કોઈને મારા ઉપર વહેમ આવે તેવું હતું નહીં. હું મારી પોતાની ઓરડીમાં સલામત હતો. અને ત્યાર પછી તો શું બન્યું તે સૌ જાણો છો.

"હવે મેં મારી કબૂલાત કરી છે. તમારે જે ન્યાય કરવો હોય તે કરજો."

* * *

આરોપી પાછો બેસી ગયો. કોર્ટમાં સંપૂર્ણ શાંતિ હતી. ન્યાયાધીશે કેસ બીજે દિવસે મુલતવી રાખ્યો.

બીજે દિવસે જ્યુરી શો ન્યાય આપશે તે કોણ કહી શકે છે!



'એક વાર મને પુત્ર કહી સંબોધન કરો —'



# મોના વાના



અનુવાદક:

**રા. ભાઇશંકર ડાહ્યાભાઇ દ્વિવેદી,**
બી. એ.

ચિત્રકાર:

**રા. સુંદરરાવ બોરક્ષકર**



[ અર્વાચીન યુરપના સાહિત્યમાં મેરીસ મેટરલીંક્નું આ નાટક બહુ ઉંચું સ્થાન ધરાવે છે. પોતાની અપૂર્વ શક્તિઓ ને કૃતિઓથી વિરોધીઓને પણ ચકિત કરનાર આ બેલ્જીઅન-ફ્રેંચ નાટકકાર ૧૮૬૨માં બેલ્જીઅન શહેર ઘેંટમાં જન્મ્યો હતો. શાળા તથા પાઠશાળાની કેળવણી પછી તે ચોવીસમે વર્ષે બારીસ્ટર થયો અને ૧૮૮૭માં પારીસ જઇને રહ્યા. ત્યાં ફ્રેંચ કવિતાની 'સીમ્બોલીસ્ટ સ્કુલ'ના નેતાઓના સમાગમમાં તે આવ્યો. તેનો પિતા ગુજરી જતાં તેની મોટી મીલકતનો પોતે વારસ થયો એટલે સાહિત્યસેવા માટે તેને પુષ્કળ અવકાશ મળી શકયો. તેણે સંગીતકલ્પ કાવ્યોથી શરૂઆત કરી ને નાટકો પણ લખવા માંડયાં. તે વખતે તેના યુવાન ભક્તોએ તેને 'બેલ્જીઅમના શેકસપીઅર' તરીકે ઓળખાવવા માંડયો. ૧૮૮૯ થી માંડીને લાગટ બાર વર્ષ સુધી તેણે કાવ્યો, નાટકો, તથા તત્ત્વજ્ઞાનની ચર્ચા વીશે પુસ્તકો બહાર પાડયાં અને ૧૯૦૧ માં બ્રસેલ્સથી પોતાનો સંપૂર્ણ કૃતિસંગ્રહ પ્રસિદ્ધ કર્યો.

કલાધર તરીકે મેટરલીંક્નું કાર્ય ખાસ ધ્યાન ખેંચે તેવું છે. સામાન્ય જીવનની સપાટી નીચેનાં રહસ્યો તે અચુક ઝીણવટથી ઉકેલે છે અને સરલ, મર્મગામી ભાષામાં તેને વ્યક્ત કરે છે. નોવાલીસ અને એમર્સનનો પોતે અભ્યાસક હતો એટલે અગમ્યવાદની ગાઢ છાયા તેનાં પાત્રો પર ઘણી વાર પથરાય છે. આજ કારણથી, તેનાં નાટકોમાં કાર્ય (action)નું તત્ત્વ જોઇએ તેવું સબળ નથી હોતું; છતાં, તે સર્વનો પ્રભાવ એવો છે કે યુરપનાં શહેરોમાં તે ભજવાય ત્યારે પ્રેક્ષકો પહેલેથી છેલ્લે સુધી રસમગ્ન રહે છે.

આ નાટક આ કવિની સર્વોત્તમ કૃતિ અને યુરોપીય નાટ્યકલાનો અપ્રતિમ નમુનો મનાય છે. ]

## પાત્રો

ગીડો કોલોના ... ... ... પીસાનો સેનાની
માર્કો કોલોના ... ... ... ગીડોનો પિતા
પ્રીન્ઝીવેલી ... ... ... ફ્લોરેન્સનો સેનાપતિ.
બોર્સો, }
ટોરેલો } ... . ... ગીડોના સામંતો
ટ્રીવુલ્ઝીઓ ... .. ફ્લોરેન્સનો અધિકારી
વેડીઓ ... ... ... ... પ્રીન્ઝીવેલીનો કારભારી.
ગીઓવાના .. ... .. .. (મોના વાના), ગીડોની પત્ની.

સમય : ઇસ્વીસનના પંદરમા સૈકાનો અંત.
સ્થલ : પહેલા અને ત્રીજા અંકમા ઇટલીનું શહેર પીસા અને બીજામાં નગરની બહાર.

આ નાટકનું વસ્તુ પીસા શહેરને ફ્લોરેન્સના લશ્કરે ઘેરો ઘાલ્યો હતો તે વખતની હકીકત પર રચાયું છે.

## અંક પહેલો.

[ગીડો કોલોનાના મહેલનો એક ઓરડો. ગીડો અને તેના સામંતો, બોર્સો અને ટોરેલો, ખુલ્લી બારી પાસે ઉભા છે, અને ત્યાંથી પીસાની આસપાસનો પ્રદેશ દેખાય છે]

ગીડો

સ્થિતિ એવી ભયંકર થઇ પડી છે કે આજ સુધી ગુપ્ત રાખેલી આફતો મને જણાવ્યા વિના પ્રધાનમંડલને છુટકો નથી. વેનીસે આપણી કુમકે મોકલેલાં બે સૈન્યો ફ્લોરેન્ટાઇનો-એ ઘેરી લીધાં છેઃ એક બીબીએના આગળ. બીજું એસ્સી આગળ. અફ્રીકા, મોટાલ્ડોની, વર્નીઆ અને એરેઝોના માર્ગો, અને ફેસ ટાઇ-નની ખીણોઃ આ બધાં દુશ્મનોએ કબજે કર્યાં છે.......

બોર્સો

મારાં માણસોએ છેલ્લાં તીર ફેંક્યાં છે, દારૂગોળો ખુટ્યો છે. ભોંયરામાં ખુણે ખુણા શોધી વળતાંય ચપટી દારૂ પણ મળે તેમ નથી....

ટોરેલો

સેંટ એન્ટોનીઓના તોપખાના આગળ બે દિવસ પહેલાં અમે છેલ્લા ગોળા ખલાસ કર્યા, અને સ્ટ્રેડીગોટ્સની ફોજ પાસે પણ આજ તપતારોજ રહી છે અને તેઓ રાંગ સાચવવાની ના પાડે છે.

બોર્સો

પ્રીન્ઝીવેલીની તોપોએ આપણા કોટની દીવાલોમાં પાડેલું બાકોરું આ બારીમાંથી દેખાય છે....તે પચાસ કદમ પહોળું છે, એમાંથી ઘેટાંનું આખું ટોળું નીકળી શકે તેવડું તે છે...

આ જગ્યા આપણે લાંબો સમય ટકાવી શકીશું નહીં. અને રોમેનીઅનો, સ્કેલ્વેનીઅનો અને અલ્બેનીઅનોએ પોતાનો નિશ્ચય જાહેર કર્યો છે કે આજ રાત્રે સંધિપત્રમાં સહી નહીં થાય તો એકસાથે બધાએ લશ્કર છોડી ચાલ્યા જવું.

ગીરા

આ અઠવાડીઆમાં ત્રણ વાર મહાજને અગ્રેસરોને સંધિ લીખવા મોકલ્યા. આમાંનો એકે હજુ પાછો વળ્યો નથી.

ટોરેલો

આપણા પાદરમાં પ્રીન્ઝીવેલીના સરદાર એંટોનીઓ રેણોનું ઉશ્કેરાએલા ખેડુતોએ ખુન કર્યું તેને માટે તે આપણને માફી આપતો નથી. આ ખુનને બહાને ફ્લોરેંસ આપણને કાયદાનું શરણુ નહીં આપતાં બહારવટીઆ ગણે છે....

ગીરા

આપણી ઉંડી દીલગીરી બતાવવા અને ખુનના દુઃખે ઝનુની થયલા ગામડીઆઓને કાબુમાં રાખવાને અમે સર્વથી અશક્ત હતા એ સમજાવવાને મારા પોતાના પિતાને મેં પ્રીન્ઝીવેલી પાસે મોકલ્યા છે. મારા પિતા અવધ્ય પ્રતિનિધિ તરીકે ગયા છે. તે હજુ પાછા ફર્યા નથી.

બોર્સો

અઠવાડીઉં થયું આ નગર ઉઘાડુ પડ્યું છે, અને દરેક બાજુએ ખુલ્લું છે. આપણા કીલ્લાની દીવાલો તુટી છે, આપણી તોપો નિઃશબ્દ પડી છે. શા માટે પ્રીન્ઝીવેલી હલ્લો નહીં કરતો હોય? તે હીંમત હારી ગયો છે? કે કેં કાવતરાંથી ડરે છે? કદાચ ફ્લોરેંસથી ભેદી પેગામ આવ્યો હોય.

ગીડો

ફ્લોરેંસના પેગામ હમેશાં ભેદી હોય છે, પણ તેની યોજના સ્પષ્ટ હોય છે. પીસાએ વેનીસ પ્રત્યે નિશ્ચલ એકનિષ્ઠા દાખવીને નાનાં ટસ્કન નગરોને ભયંકર દાખલો બેસાડ્યો છે; માટે પીસાના પ્રજાતંત્રનો અંત આવવો જોઇએ. આમાં ફ્લોરેંસે વિરલ કુનેહ અને કળા બતાવી છે. આ વેરની નિર્દયતા વધારવા, આ વિગ્રહની કડુતા વધારવા, અને વિશ્વાસઘાતી અને ક્રૂર કામોથી તેમાં ઝેર રેડવા તેણે ધીમેધીમે પ્રયત્ન કર્યા છે. રેણોનું ખુન કરવામાં અને આપણા ગામડીઆઓને ઉશ્કેરવામાંએ તેના ગુપ્તચરોનો હાથ હતો. વળી આ ઘેરામાં પ્રીન્ઝીવેલીને સરદાર નીમવામાં પણ કૈંક ભેદ છે. પ્લાસેંઝાની લુંટ વખતે શસ્ત્રધારી દરેક માણસની કતલ કરીને અને પાંચ હજાર સ્ત્રીઓને ગુલામ તરીકે વેચીને એણે અધમ કીર્તિ મેળવી છે—જો કે પાછળથી એણે જાહેર કર્યું કે એ બધું એના હુકમથી વિરુદ્ધ થયું હતું......

બોર્સો

એવી અફવા છે તે હું જાણું છું, પણ એ સાચું નથી. એ કતલ અને લીલામ માટે પ્રીન્ઝીવેલી નહીં પણ ફ્લોરેંસના કમીશનરો જવાબદાર છે. મેં પ્રીન્ઝીવેલીને નથી જોયો, પણ મારો ભાઇ તેને સારી રીતે ઓળખતો. તે પરદેશી કુળનો છે. તેનો બાપ વેનીસમાં સોનીની દુકાન ચલાવતો. તે જાતે બારક કે બ્રીટન હશે. તે નીચા કુળનો છે છતાં લોકો કહે છે એટલો ઘાતકી નથી. મારા સાંભળવા પ્રમાણે તે ભયંકર માણસ છે; સ્વચ્છંદી વૃત્તિવાળો, ઝનુની અને જુલ્મી છે છતાં તે વફાદાર છે. અને હું સંકોચ વિના એને મારી તલવાર આપું......

અજબ શ્રદ્ધા જાગેલી હોવાથી નદી પરથી તે ત્યાં જતા; અને ફરતાફરતા રાતના તેજપાલ નગરશેઠને ત્યાં સુવા આવી પહોંચતા. રસ્તે જતા માણસની મોઢેથી મજાક કરવી, શોભીતી દુકાનોમાં જઇ આવવું, ભજનકીર્તન થતાં હોય ત્યાં સાંભળવા ઉભા રહેવું, રાતના બેટ પર જઇ હવાઇઓ છોડવી, નિરંકુશ રીતે ફરવું તે હસવું—આ બધું નવા દુર્ગપાલના આચરણથી શિષ્ટાચાર લેખાવા લાગ્યું. એમના પહેરવેશની નવીનતા, એમની પાઘડીનો રંગ, એમની ચાલવાની ઢબ, એમના ઔદાર્યની નિઃસીમતાઃ આ સર્વમાં કૈં એવા પ્રકારની મોહક નફટાઇ હતી કે ભૃગુકચ્છના સુનંદા લહેરીઓએ પાટણ ને ખંભાતના અગ્રગણ્ય મોજીલા આગળ શિર ઝુકાવ્યું; અને તેની રીતભાતનું અનુકરણ કરી લાટીય લહેરીપણામાં પટ્ટણીતત્ત્વોનું ઉમેરણ ઝપાટાબંધ કરવા માંડ્યું. ગંભીર, વયોવૃદ્ધ કે શુષ્ક શહેરીઓ પરાપૂર્વથી ચાલી આવેલી પ્રતિષ્ઠાની ભાવનાઓ આ પ્રમાણે તોડાતી જોઇ નવા જમાનાના દુર્ભાગ્ય પર નિઃશ્વાસપરંપરા મુકતા ચાલ્યા.

નેરો ઓબડો દુર્ગપાલનો અનુચર થયો હતો; અને તેનું હસતું મોઢું ને હસવું આવે એવું શરીર દુર્ગપાલના રસાલાની શોભામાં અભિવૃદ્ધિ કરી રહેતાં.

આંબડ મહેતા મેળાના ઉત્સવનો લાભ લઇ દહાડામાં બે વખત મંજરીની ખબર લેવા જતા; પણ વિદ્વત્તા ને સંસ્કારની નિરંતર સેવામાં પરિપક્વ થએલી મંજરીની રસિકતાને અને પતિવિયોગથી નિવૃત્ત થએલી તેની રસવૃત્તિને આમ્રભટનું આ મોજીલાપણું દુઃસહ થઇ પડતું. નવા દુર્ગપાલને આ મનોદશા પારખવા જેટલી નીરાંત નહોતી.

અખાત્રીજને દિવસે આંબડ મહેતાએ પોતાના સ્વભાવને પુરેપુરો ઝોક આપ્યો. તેની ખુબીઓ હતી તેનાથી વધારે ધ્યાન ખેંચે એવી થવા માંડી; અને દુર્ગપાલનો દાખલો જોઇ લાટના યુવકોને અજબ પ્રેરણા મળી.

સવારના આમ્રભટે નેરાને બોલાવ્યો. નેરો નવા દુર્ગપાલનો માનીતો અનુચર ને સલાહકાર થઇ પડ્યો હતો.

"નેરા! આજે શું?"

"બા-બાપુ! સાં-સાંજે" નેરાએ અવાજ ધીમો કરી કહ્યું, "બ-બ-બા ર-રેવાજીની આરતીમાં જશે. ત-ત-મે તો ગં-ગંનાથની આરતીમાં જ-જ-જ-શોની?"

આમ્રભટને જરાં કચવાટ થયો.

"હું ગંગનાથની આરતીમાં નથી જવાનો. પણ રેવાજીની આરતીમાં તો એકલાં બૈરાંજ જશે. મારાથી કેમ જવાશે?"

નેરાના મોઢા પર એક વિશાલ હાસ્ય ખીલી રહ્યું. "ન-નેરા પર ભરોસો રાખો મારા અન્નદાતા! પ-પડોશમાં એક ધન્વર છે. ત્યાંથી બ-બ-બધું જોવાશે."

"પણ ઘરના લોકો જાણશે તો?"

"ક-ક-કૈં વાત છે, મ-મારા શેઠ!" નેરાએ થોડા દહાડામાં આંબડ મહેતા જોડે દોસ્તી બનાવી દીધી હતી. "આખા ઘ-ઘરમાં આપણે બે એકલાજ."

"શાબાશ નેરાભટ" આંબડે સંતોષથી કહ્યું. "બ-બ-બાપુને ઘ-ઘણી ખમ્મા" કહી નેરાએ નીચા નમી નમસ્કાર કર્યો.

ગાડો

ગમે તેનું હોય! અહીં સવાલ ત્રીસ હજાર જીંદગીનો છે; એક ઘડીની ઢીલ, ડહાપણ વીસારી કરેલું એકજ, કામ તેમનો વિનાશ લાવશે, પણ એકજ શબ્દ તેમને બચાવી શકે; શુભ સમાચારનો અણસારો પણ તેમને સુખી કરશે. તમે પુતળા કે તુટેલા હાથ માટે ત્યાં નહોતા ગયા. તેઓએ તમને કહ્યું શું? ફ્લોરેંસ કે પ્રીન્ઝીવેલી શી યુક્તિઓ ઘડી રહ્યાં છે? અમને જલદી કહો. શા માટે તેઓ આમ રમત રમે છે?...આ આપણી બારી નીચે બુમો સાંભળી? પથ્થર વચ્ચે ઉગેલા ઘાસ માટે બીચારા લઢી મરે છે.

માર્કો

ખરી વાત. વસંત ખીલી રહી છે, ખુશનુમા આકાશ પૃથ્વી પર હાસ્ય વેરી રહ્યું છે, સ્વર્ગના દેવોને અર્પવા કોઇ દેવી ધરી રહી હોય તેવા ચકચકિત કટોરા સમો સમુદ્ર નીલાકાશ પ્રતિ પથરાઇ રહ્યો છે, અને સૃષ્ટિ એટલી સુંદર અને વત્સલ જણાય છે કે મનુષ્યો પરસ્પર વિગ્રહ આદરી બેઠા છે એ તો હું વીસરીજ ગયો...પણ તમારા આનંદો જુદા છે; મારા આનંદમાં હું બહુ મશગુલ રહ્યો...વળી તમારી વાત ખરી છે. આણેલો સંદેશો મારે તમને એકદમ કહેવો જોઇએ...ત્રીસ હજાર જીંદગીને મુક્તિ અપાવનાર અને એકને ભારે દુઃખ દે તેવો સંદેશો હું લાવ્યો છું...પણ આ એક જણ એને વિગ્રહના પરાક્રમો કરતાંએ વધારે મહિમાવંતો પ્રસંગ માની વધાવી શકે...એકાદ વ્યક્તિ તરફનો પ્રેમ સારો અને સુખદાયી છે, પણ અનેક તરફનો વધારે મહાન્ અને વધારે સૂક્ષ્મ છે...મનુષ્યમાત્રની પ્રશંસા પામે એ સદ્‌ગુણ સારા છે, પણ એક એવો દિવસ આવે છે જ્યારે આપણે એનાથી પર થઇએ છીએ, અને એની કીંમત ઓછી આંકીએ છીએ...સાંભળ.

ગાડો

[ઈસારાથી પોતાના સામંતોને જવાનું કહે છે] જાઓ!

માર્કો

નહીં! ઉભા રહો....આપણે આપણા બધાના નશીબનું નિરાકરણ કરવાનું છે. આપણે જેમને બચાવવાના છે એ બધા અહીં હાજર હોત તો સારું હતું; કારણકે હું મુક્તિ લાવ્યો છું, જો બુદ્ધિ એ કબુલે તો.

ગાડો

ઉલટુંસુલટું બોલવાનું બંધ કરો. બાપુજી, હું વીનવું છું. એવી તે શી બાબત છે કે આટલું બધું બોલવાની જરુર પડે છે? અમને બધું કહો. અમને ડરાવી શકે એવી હવે એકે ચીજ નથી.

માર્કો

ઠીક ત્યારે, સાંભળો. હું પ્રીન્ઝીવેલીને મળ્યો; એની સાથે મારે વાત થઇ......જેનાથી પોતે ડરી મરે છે એવાનું લોકો કેવું જુદું ચિત્ર દોરે છે, એ નવાઇ જેવું છે...એકીલીસના તંબુએ પ્રાયમ ગયો તેમ હું તેની આગળ ગયો. મેં તો એકાદ છાકટા, લોહીથી ખરડાએલા જંગલીને—લડાઇમાં કાબેલ બેજાગેપને જોવાની આશા રાખી હતી...કારણકે મારી પાસે તો એને વીશે એવીજ વાતો આવેલી!...મેં તો ઝનુની અને—

ગાડો

અને પ્રીન્ઝીવેલી એવોજ છે—માત્ર એ રાજદ્રોહી નહીં હોય!

બોર્સો

હા, રાજદ્રોહી નથી; ફ્લોરેન્સની એ ચાકરી કરે છે, અને એની વફાદારીએ અડગ છે.

માર્કો

હું મળ્યો તે માણસે પોતે મારો શિષ્ય હોય અને હું તેનો પૂજ્ય ગુરુ હોઉં તેમ મને પ્રણામ કર્યા. એ વિદ્વાન્, ઉદ્યોગી, શાણો અને જ્ઞાનનો તરસ્યો છે તે ધીરજથી વાત સાંભળે છે ને સુંદરતા પારખવાની શક્તિ ધરાવે છે. તે દયાળુ છે, ને લડાઈનો ખામ ચહાનાર નથી: દીલ દઈને કામ કરનારો, નિષ્ઠાવાન્ અને પૈસા દગાબાજ પ્રજાતંત્રની કમને નોકરી કરનારો છે. નસીબ જોગે તે લડવૈયો બન્યો, પણ કીર્તિનો ભૂખ્યો નથી. ઉલટો તેને ધિક્કારવા તૈયાર છે; પણ ક્યારે કે તેની એક વાસના પુરી પડે. અદ્વિતીય અને અસાધ્ય પ્રેમના કુડા અદ્યોગમાં જડ-મેલાનેજ થાય તેવી એ ભયંકર વાસના—

ગીડો

પિતાજી, પિતાજી, અહીં માણસો ભુખે મરવા પડ્યા છે અને તેઓ તમારી આવી ઢીલ સહી શકશે નહીં. આ માણસના ગુણો સાથે આપણે શી નીસ્બત છે? તમે મુક્તિની વાત કરતા હતા, અમને એ સંદેશો કહો

માર્કો

ખરું, અચકાયા કરવું એ ખોટું છું, કારણ કે આ દુનીઆમાં મને અતિ પ્રિય એવા બે જીવોને એ ખબરથી બહુ દુઃખ થશે છતાં......

ગીડો

મારો હીસ્સો હું સ્વીકારું છું. પછી તે ગમે તે હોય, પણ બીજું કોણ છે?

માર્કો

સાંભળ, કહું છું ...આ ઓરડામાં હું પેઠો ત્યારે એ વાત મને વિચિત્ર અને મુશ્કેલ લાગી અને જ્યાંએ મુક્તિની તારનું પ્રાબલ્ય ભારે હતું......

ગીડો

બોલો।

માર્કો

આપણો નાશ કરવાનો ફ્લોરેન્સે નિશ્ચય કર્યો છે. વિગ્રહસમિતિએ તે આવશ્યક ગણ્યો છે, ને પ્રધાનમંડળે તે કબુલ રાખ્યો છે; એ ઠરાવ હવે ફરે તેમ નથી. પણ ઠંડી ફ્લોરેન્સના કારભારીઓ એટલા પક્કા ને દૂરઅંદેશ છે કે વિનાકારણ આપણું લોહી વહેવરાવવાનો આરોપ દુનીઆ પોતા પર મુકે નહીં એટલા માટે તેઓ જાહેર કરશે કે, શરણ થાઓ તો રહેમ લાવીએ એવી તેમની માગણી આપણે નકારી. નગર પર હલ્લો કરી તેઓ તેને સર કરશે. જાડુલી સ્પેનીશ અને જર્મન સીપાઇઓને તેની પર છોડી મુકશે. લુંટ અને આગ, બલાત્કાર અને હત્યાની લાલચ સામે હોય ત્યારે એ જાડુલીઓને બીજી ઉશ્કેરણીની જરુર રહે નહીં એ ક્રુર ઉપાય એટલીજ વાર છે. અને નેતાઓ તે દિવસે અસહાય અને અંકુશ રાખવાને અશક્ત બન્યાનો દેખાવ કરશે......આપણી આવી દશા થવાની; અને રાતા કમળનું ચિન્હ ધરનાર તે નગરી આ પદ માટે શોક સૌથી પહેલો દર્શાવશે પરદેશી સીપાહીઓના અણધાર્યા બંડથી તે બધું થયું એમ તે જાહેર કરશે, અને એ સીપાહીઓને રજા આપશે—આપણો નાશ થયે એમની જરુર નહીં રહે તેથી .....

ગીડો

હા. ફ્લોરેન્સની નીતિ એવીજ છે...

માર્કો

પ્રજાસત્તાકના કમીશનરોએ પ્રીન્વેલીને આવી ખાનગી સુચનાઓ મોકલાવી છે. આ

છેલ્લા અઠવાડીઆમાં રોજરોજ તેઓએ છેલ્લો હલ્લો કરવાને તેને ઉશ્કેર્યો છે. આજ સુધી જુદાજુદા બહાનાથી તેણે ઢીલ કરી છે. વળી એણે કમીશનરોના પત્રો પણ આંતર્યા છે; તેઓ તેની દરેક હીલચાલની બારીક છુપી તપાસ રાખે છે, અને પ્રધાનમંડળના દ્રોહનો આરોપ મુકે છે એવું તે પત્રોથી જણાયું છે. પીસાનો વિનાશ થાય અને વિગ્રહ પુરો થાય કે ફીટકાર, રીબામણી ને મોત, બીજા ભયરૂપ સેનાપતિઓની પેઠે તેની પણ ફ્લોરેન્સમાં રાહ જોઇ રહ્યાં છે, એટલે પોતાની શી વલે થવાની છે તે એ જાણે છે...

ગીડો

વારુ, ત્યારે હવે એ શું કરવાનું કહે છે?

માર્કો

તેને તેના પોતાના સીપાહીઓ પર તો પુરો ભરોસો છેઃ અને એકસો અંગરક્ષકો તો ગમે તે થાય તો પણ તેને વફાદાર રહેશેજ. તેની માગણી એવી છે કે તેની સાથે આવવા તૈઆર હોય તે બધાને પોતે પીસામાં લાવે અને પોતે તજી દીધેલા લશ્કર સામે બચાવ કરવામાં તેઓ તેને મદદ કરે.

ગીડો

આપણે જરૂર માણસોની નથી. અને આ ભયંકર સીપાહીઓને મેળવવાનો આપણને લોભ નથી. તેને આપવાં હોય તો દારુગોળો અને ખોરાકી આપણને આપે.

માર્કો

તેની માગણી વીશે તમને વહેમ આવશે અને કદાચ તમે એ નકરશો એમ એ ચેતી ગયો હતો. તેથી હમણાંજ એની છાવણીમાં આવી પહોંચેલા દારુગોળા અને ખોરાકીનાં ત્રણસો ગાડાં તે અહીં મોકલાવશે.

ગીડો

એમ શા માટે?

માર્કો

કોણ જાણે. વિગ્રહ અને રાજનીતિની રીતોથી હું અજાણ છું. પણ તે ધાર્યું કરવાનો છે...ફ્લોરેન્સના કમીશનરોની હોંસાતોંસી છતાં, જ્યાં સુધી પ્રધાનમંડળ તેને સેનાપતિના પદેથી ખસેડે નહીં ત્યાં સુધી પોતાની છાવણીમાં કર્તાહર્તા તેજ છે; અને વિજય મળવાની અણી પર છે તે વખતે, તેનામાં શ્રદ્ધા ધરાવનાર સૈન્યની વચ્ચેથી તેને ખસેડવાની હીંમત તેઓ કેમ કરે?...વેરની ઘડી માટે ફ્લોરેન્સે હજુ વાટ જોવી પડશે.

ગીડો

હું સમજ્યો. પોતે બચી શકે તે સારુ પ્રીન્ઝીવેલી આપણને બચાવવા ધારે છે. તેને વેર પણ વાળવું છે. પણ એ તો બીજી રીતે પણ થઇ શકે—ને વધારે ચાલાકીથી. ત્યારે દુશ્મનોને બચાવવામાં તેનો શો સ્વાર્થ હશે? પછી એ કયાં જશે ને શું કરશે?......એ બદલામાં શું માગે છે?

માર્કો

બેટા ગીડો, જ્યારે શબ્દો દયાહીન ને સર્વશક્તિમાન નીવડે છે, જ્યારે એ ત્રણ અક્ષર અચાનક દૈવની સત્તારૂપ બને છે ને પોતાના ભોગને કબજે કરે છે તે પળ આવી છે......મારે જે કૈં કહેવાનું છે તેના એકજ ઉચ્ચારથી કેટલાંય માણસ બેજાન થશે કે બચી શકશે. એ વાતનો ખ્યાલ કરતાં હું કંપું છું......

ગીડો

અચકાઓ છો શા માટે?...આપણી આ આફતમાં ગમે તેવા દયાહીન શબ્દોથી પણ વધારો થાય તેમ નથી......

માર્કો

મેં તમને કહ્યું કે પ્રીન્ઝીવેલી ડાહ્યો દેખાય છે તે સમજુ છે, દયાળુ છે; પણ એવો ડાહ્યો માણસ ક્યાં છે જેના જીવનમાં મુર્ખાઈની ક્ષણો આવીજ ન હોય? એવો સદ્‌ગુણી ક્યાં છે જેણે કદી રાક્ષસી વિચારને મનમાં આવવાજ ન દીધો હોય? મેં પણ એવુંજ કર્યું અને મારું મુખ્ય વચન એ સાધુચિત મુર્ખાઈભરેલી રીતિ પાળશે. વિવેકશક્તિને નામે બોલવાની હીંમત કરે છે તે સાધુચિત. તમે આ માગણી નકારશો તો દુશ્મનની છાવણીમાં પાછો જવાને હું બંધાયો છું ..અને મારું ત્યાં શું થશે? મારી મુર્ખાઈભરી વફાદારીના બદલામાં ઘણે ભાગે મોત અને રીબાવાનું મને મળશે અને આમ છતાંય હું જઈશ. પણ પસ્તાવો કરવો પડે તોયે હું તે એ સમ્પૂર્ણ કરવાનો કારણ કે વિવેકશક્તિમાંજ શ્રદ્ધા રાખવાનું સામર્થ્ય મારામાં નથી.

પણ મેં તમને હજુ કહ્યું નથી મારા વાક્યોના તાણાવાણા હું વણુ છું ને ઝીણું છું શબ્દ ઉપર શબ્દ ગોઠવું છું નિશ્ચય કરવાની કુંચી પોતાને કઈ રીતિએ દૂર ખસેડી શકાય છે? પણ હું કદાચ મારી શંકાઓથી તમને અન્યાય કરતો હોઉં. ત્યારે જુઓ અનાજ, દારૂ અને દારૂગોળાથી ભરેલા આ ગાડા વેઢાના ટોળાં અને ઢોરોના આ ધણ, લોકોને અઠવાડીઆ સુધી ચાલે એટલા એ વધારે મારી નજરે મેં જોયા એ વિશાળ કાફલો, ફ્લોરેન્સ જીતી શકાય અને પીસાને ફરીથી આબાદ કરી શકાય એવા દારૂના કોથળા અને ગોળાના સળીઆ આ રથ, બદલામાં, હું તેને મોકલે અને પ્રીન્ઝીવેલીને સોંપે તો આજ રાત્રે આપણા નગરમાં આ બધું આવે; અને તે ઉઘાડાપગું ' થતાં તો પાછી આવી પહોંચશે-પણ પોતાના વિજયના અને આપણે તેને શરણ થવાના ચિન્હ તરીકે તે માંગણી કરે છે કે તેણીએ એકલી અને માત્ર ઝભ્ભાભેર આવવું ..

ગાઈડો

કોણ? કોણ જાય? તે તો તમો કહ્યું નહીં

માર્કો

ગીઓવાના

ગાઈડો

શું! મારી પત્ની—વાના?

માર્કો

હા, તારી વાના એ તો મેં કહ્યું ખરું!

ગાઈડો

પણ વાત શા માટે? બીજી હજારો સ્ત્રીઓ નથી શું?

માર્કો

કારણ તે સૌથી સુંદર છે અને તે તેને ચાહે છે

ગાઈડો

તેને ચાહે છે! તેણે તેને જોઈ ક્યાં? તે તો તેને ઓળખતોય નથી.

માર્કો

તેણે તેને જોઈ છે. તે તેને ઓળખે છે. પણ ક્યારે અને કેવી રીતે એ કહેતો નથી.

ગાઈડો

પણ તેણે-તેણે તેને જોઈ છે? તેઓ ક્યાં મળ્યા હશે!

માર્કો

તેણે તેને કદી જોયો નથી જોયાનું યાદ નથી એ તો ચોક્કસ.

ગાઈડો

એ તમે ક્યાંથી જાણ્યું!

માર્કો

મને વાનાએ પોતે કહ્યું...

ગીડો

હેં!

માર્કો

હું અહીં તમારી પાસે આવ્યો તે પહેલાં...

ગીડો

અને તમે તેને આ બધું કહ્યું?

માર્કો

બધું......

ગીડો

શું? પણ આ અધમ સાટાની વાત સૂચવતાં તો તમારી છાતી નહીંજ ચાલી હોય.

માર્કો

હા...ચાલી.

ગીડો

ને તે શું બોલી?

માર્કો

કૈં નહીં...તેનો ચહેરો સફેદપુણી થઇ ગયો. તે જતી રહી...

ગીડો

આહ, તેણે ઠીક કર્યું...તમને મહેણાં મારવા અને તમારા ચરણે પડવા કરતાં આ વધારે સારું હતું. હા, તે ઠીક કર્યું...ને ફીક્કી પડી ગઇ અને જતી રહી કેમ?...દેવદૂતે એમજ કર્યું હોત; વાના એમજ કરે... એમાં કહેવાનું શું હતું? કશુંજ નહીં! અને અમે પણ કશુંજ નહીં કહીએ... મિત્રો! આવો આપણે ગઢ પર જઇએ, અને આખરે મરવું ચોક્કસ છે તો કલંક ચોંટ્યા પહેલાં મરી જઇએ......

માર્કો

અહા! ગીડો, કસોટી ભયંકર, હું જાણું છું. હવે ઘા પડ્યો છે તો આપણે ધીરજ રાખવી જોઇએ. કર્તવ્ય ને અંગત શોકમાં મોટું કોને ગણવું તેનો નિર્ણય શાંત થઇને ડહાપણથી કરવો જોઇએ.

ગીડો

કર્તવ્ય! મારું કર્તવ્ય દીવા જેવું ચોખ્ખું છે. તમારી આસુરી માગણી પછી મારે એકજ કર્તવ્ય છે. વિચાર કરવાનો વખત મારે નથી જોઇતો.

એમ છતાં, તારા દીલને પુછી જો....... અહીં તો હજારો જીંદગીની હોડ છે; અહીંઆં તારા સશસ્ત્ર ભાઇઓ, તેમની સ્ત્રીઓ અને બાળકોનો સવાલ છે!...તું મારા જેવા ગાંડા માણસના ઉન્માદને વશ થશે તો તને આસુરી જણાતું કામ ભાવિ પ્રજાને વીરતાભર્યું જણાશે કારણ કે તેઓ વધારે સ્થિર દૃષ્ટિથી, વધારે ન્યાયબુદ્ધિથી અને વધારે દયાથી અભિપ્રાય બાંધશે...નક્કી માનજે કે માણસનો જીવ બચાવ્યાની તોલે આવે તેવું દુનીઆમાં કૈં નથી. વિશુદ્ધિ ને ભાવનાઓ, ગૌરવ ને એકનિષ્ઠાઃ બધું પ્રાણરક્ષા સાથે સરખાવતાં તુચ્છ છે....તારી ઇચ્છા માત્ર આ કસોટીને મરણીઆંની માફક વધાવી લેવાની, તેને સાંખીને જરાય કલંક નહીં વહોરવાની છે; પણ મૃત્યુ એ વીરતાનું ઉંચામાં ઉંચું શિખર છે એ માન્યતા ખોટી છે... જેમાં વધારે ભોગ આપવો પડે તે વધારે પરાક્રમી કાર્ય, અને મૃત્યુ તો ઘણી વાર જીંદગી કરતાં ઘણું સહેલું છે...

ગીડો

તમે મારા પિતાજી છો?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૬૧]

# 'કાંત'ને સંબોધન

રચનાર:
રા. અમૃતલાલ કુંવરજી વૈદ્ય

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ)

રે અહિછત્રમણિ! તું આંખો ક્યાં પડ્યો?
દિવ્ય તેજ તુજ શાંત પડ્યાં કો સ્થાન જો?
રસિકમણિ! રસ લેવાને તું ક્યાં ગયો?
શાંત પડ્યાં તુજ મધુરાં ક્યાં સંગાન જો?

રે અહિછત્રમણિ- ૧

તુજ કવિતા મોહન મધુરીશી વાસળી,
શ્રવણ કરાવતી હતી મધુરાં સંગાન જો,
હતી અનુપમ સ્વરધારા તુજ રસ રેલતી,
નિત્ય પામતી કવિગણમાં સન્માન જો

રે અહિછત્રમણિ- ૨

અનુચિત અર્થજનક વચનો ન ઉચ્ચારતી,
કુલવધૂ સમ ધારણ કરતી સદ્‌વૃત્ત જો,
ક્ષુલ્લક એક વિચાર ન આપતી કો પળે,
બ્રહ્મભાવી વૃત્તિ સમ વિમલ અમૃત જો

રે અહિછત્રમણિ- ૩

કુલ મરજાદ તજી જે કદી નવ ચાલતી,
સરિતા શી કવિતા તમ કદી એકાન જો,
જેવી નિર્મલ શરદ્ તણી સરિતા વહે,
તમ કવિતા રસ નિર્મલ વહેતી તેમ જો.

રે અહિછત્રમણિ- ૪

હતી પરાત્પર અર્થાર્જનના કામની,
અને આપતી વ્યવહારિક ઉપદેશ જો,
'નારી ધર્મ મર્મનો કરનારી' 'નારી શી—
—ઉપદેશક' સમ કવિતા તજી હમેશ જો?

રે અહિછત્રમણિ- ૫

મરણ જડવું છે માથે સર્વ તણે સદા,
આવાનો જવું એ નિત્ય સ્વભાવ જો,
તેમાં ક્યાંથી તુજ વારો આવી ગયો?
ડુબ્યા ભવસાગરમાં તારાં નાવ જો!

રે અહિછત્રમણિ- ૬

જવું આવવું એ તો જીવવિલાસ છે,
જઇ ન આવવું એ છે બ્રહ્મવિલાસ જો;
જઇ ન આવવામાં મુક્તિ નથી જીવને,
આવ્યા નહીં તેથી શું આત્મારામ જો.

રે અહિછત્રમણિ- ૭

કલા-લીલાની અનુપમતા જોવા તમે,
રસિક! ગયા'તા છોડીને નિજ દેશ જો;
પણ પાછા ન વળ્યા નિજ દેશભણી તમે,
એમ ન ભજવો મુક્તપણાનો વેષ જો.

રે અહિછત્રમણિ- ૮

એક વાર 'અસ્થિર મન કેનું નામ એ'—
સૌને દીધો હતો તમે ઉપદેશ જો,
શું અસ્થિર મન સમતિથી ભુલ્યા તમે?
રસિક! તજ્યો સૌરાષ્ટ્ર અનુપમ દેશ જો.

રે અહિછત્રમણિ- ૯

અવનિપટ પર હોઃ તો વ્હેલા આવજો,
એકનાદ રહી દૂર સુણાવો કાન જો,
પછી સંચરજો સુરવરવનિતાવૃંદમાં
સાં જઇ કરજો સ્વામીનાં સંગાન જો.

રે અહિછત્રમણિ-૧૦

પ્રભુ ગોપાલક આપ તણા રખવાળ છે,
સેવો એ ઉત્તમ રીતે સંભાળજો,
કરે 'પીયૂષ' ગોપાલક પ્રભુને પ્રાર્થના
શાંતિ 'કાંત'ને આપો પ્રભુ હમેશ જો.

રે અહિછત્રમણિ-૧૧




લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવલ,
સભ્ય સાહિત્યસંસદ્.

**રાજર્ષિ ભરત:** લેખક: રા. નાનાલાલ દલપતરામ કવિ. પ્રકાશક: રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૪–૦.

રા. નાનાલાલ કવિનું સ્થાન આપણા આધુનિક સાહિત્યકારોમાં પ્રથમ પંક્તિનું છે. વીશ વર્ષથી અખંડ ચાલુ રહેતી એમની સાહિત્યભક્તિ આપણી સાહિત્યદેવીને પ્રસંગે પ્રસંગે નવપુષ્પો ચઢાવતી આવી છે. 'રાજર્ષિ ભરત' ગયા વર્ષની પ્રસિદ્ધિ છે. આ પ્રસિદ્ધિને એક વર્ષ જેટલા લાંબા ગાળામાં વાંચીવિચારી એના ગુણદોષોથી માહીતગાર થવા ગુજરાતને પુરતો અવકાશ મળ્યો છે. રા. કવિની એકેએક કૃતિને સામાન્ય રીતે આપણા સાહિત્યરસિકો તરફથી હૃદયભેર આદર મળે છે. આ કૃતિને એવો કે એટલો આદર મળ્યો છે કે કેમ એ વીશે અમને શંકા રહે છે.

રા. કવિ આપણી પુરાણ અને નવીન સાહિત્યવાડીના રસીઆ કવિરાજ છે. આપણી પૌર્વાત્ય સાહિત્યભાવનાઓ સાથે પશ્ચિમની વિસ્તૃત અને વિવિધ સાહિત્યસમૃદ્ધિઓની ભાવનાનાં યથેચ્છ પાન કરવાનો એમને પુરતો અવકાશ મળ્યો છે. ગુજરાતી ભાષા અને સાહિત્યના—કવિ નર્મદથી આરંભાયલા અને હજીએ પ્રવર્તી રહેલા—આ અંગ્રેજી યુગનાં આંદોલનોના એ પ્રખર જ્ઞાની છે. કવિઓમાં જેને દ્રષ્ટા કહીએ તેવા એ છે. આવા કવિ–દ્રષ્ટા–સાહિત્યકારની કૃતિને સ્વાભાવિક રીતે આકરી કસોટીએ ચઢવાનું હોયજ. અને ગુજરાતના ઉછરતા લેખકોમાંજ માત્ર નહીં, પણ આપણા રૂઢ.લેખકોને હાથે પણ હાલ પ્રસિદ્ધ થતી લગભગ ઘણીએક સાહિત્યકૃતિઓમાં સ્પષ્ટ દેખાતી એમની કૈં ને કૈં સારી ખોટી અસર જોતાં એમની કૃતિઓના ગુણદોષો જેટલા વિશેષ સ્પષ્ટ કરી દેખાડાય તેટલો આપણા સાહિત્યને વિશેષ લાભ છે. એમ અમે માનીએ છીએ.

માંથી પસાર થયા હશે? ધારાસભાઓનો એમને અનુભવ છે. ધારાસભાના સભ્ય અને જોખમદાર મંત્રી એ બન્ને સ્થિતિમાંથી તેઓ પસાર થયા છે. આ ગરીબ દેશ પર સરકાર-દેવની પ્રસન્નતા સાધવા પુષ્પપ્રકોપ ઉછળે એવા પ્રસંગો-માં પણ એમણે તેની સાથે રહેવાનું અને તેની સામે એક શબ્દ સુદ્ધાંએ ન કાઢવાનું ધૈર્ય બતાવ્યું છે. દેશ આખો ઉકળી ઉઠયો ત્યારે પણ સ્થિર મન રાખી એ દેવની સેવા કરવાનું કઠણ તપ એમણે પાર પાડયું એમની શ્રદ્ધા ને ભક્તિ-માંથી એ કદી ચળ્યા નથી.

આ શ્રદ્ધા અને ભક્તિને પરિણામે એમને આ પરિષદમાં અહીંના દેવોનાએ દેવો સાથે એક પંક્તિએ બેસવાનું અને એમના દેશના દર્દની ફરીઆદ સંભળાવવાનું નોતરું મળ્યું ને તેમણે તે સ્વીકાર્યું. આટલાં વર્ષોના કઠણ તપનો બદલો એમને ત્યાં મળશે એમ જરૂર તેમને લાગ્યું હશે. આ ગરીબડા દેશના પ્રતિનિધિઓને શા શાં અાનખડેનો સહેવાં પડે છે એ તેઓ જાણતા હશે તો પણ એમને પોતાને માટે તો જરૂર એ પ્રથા ભાગી પડશે એમ એમણે માન્યું હશે.



શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ

મુંબાઈના બીનમુસલમાનો તરફથી ધારાસભા માટે ચુંટાયલા ગુજરાતી સભ્ય

આશાભર્યા સર તેજબહાદુર ત્યાં ગયા અને ત્યાંના મહાન્ રાજનીતિજ્ઞોના ટોળામાં એક પંક્તિએ બેસવાનું સન્માન તેમને મળ્યું. એ માને એમને શરુઆતમાં હરખાવ્યા હોય તોપણ તે ક્ષમ્ય કરવા યોગ્ય છે.



હીંદુસ્થાનના] રા. જમનાદાસ મહેતા [બંધુકૃત્યથી
ઉત્તર વિભાગ તરફથી વડી ધારાસભામાં ચુંટાયલા ગુજરાતી સભ્ય

આતુરતા દેખાઇ નહોતી. એમની વિનંતિઓ ઉપર લક્ષ આપવાની ત્યાં કોઇને અનુકૂલતા ન હતી. એમની વિગતો ધ્યાનમાં લેવાનો ત્યાં કોઇને સમય ન હતો છતાં પોતાનાં દુઃખ રડવાની તક મેળવવા એ ભાગ્યશાળી થયા.

એમણે સંસ્થાનોના સંબંધમાં કમીટીઓ નીમવાની ભલામણ કરી તે સ્વીકારાઇ છતાં હાલના સંજોગોમાં હાલના નિર્ણયોમાં કંઇ ફેર પડે એવી આશા ત્યાંના મંત્રીઓ રાખતા નહતા તે તેમને ચોખ્ખું સંભળાવવામાં આવ્યું. કેનીઆ માટે તો સંસ્થાનના મંત્રીવર્ય કંઇ કરવાને તૈઆરજ ન હતા. બીજા સંસ્થાનોને માટે ઘણું થાય તો માત્ર મસલતજ કરવાની મહેરબાની બતાવી શકયા.

પણ એ ઇંદ્રજાલ લાંબો વખત તો ન પહોંચી. જેમની સાથે એમને બેસવાનું હતું તેમણે એમને ગોઠીઆ તરીકે બોલાવવા કરતાં શોભાને ખાતર બોલાવ્યા હોય એટલું જોતાં એમને ઘણો લાંબો વખત તો નહીંજ લાગ્યો હોય. એમના જ્ઞાન ને અનુભવનો ત્યાં કોઇને ખપ હોય એમ લાગ્યું નહીં. એમની માંગણીઓ કે ફરીઆદો સાંભળવાની ત્યાં કોઇને

કેટલાક સર તેજબહાદુરની નિષ્ફલ હીંમતને વખાણે છે, કે શરમાળ હીંદુસ્તાનનો એક પુત્ર શરમ છાંડીને સામ્રાજ્યના અગ્રણીઓની સભામાં હીંદુસ્તાનના ગૌરવ વીશે બે શબ્દ બોલવાનીએ હીંમત બતાવી શકયો. કેટલાક એમને નાલાયક ગણવાની તૈઆરી કરે છે કારણ કે સામ્રાજ્યના ચક્રવર્તી એક

ઝીણી ખામી હલાવવા જેટલુંએ તેમનું સામર્થ્ય દેખાયું નથી. સર તેજબહાદુરની નાસીપાસીની, નિરાશાની કે મુંઝવણની દયા ખાધા વિના કોણ રહેશે?

હીંદના પ્રતિનિધિઓની ગૌરવહીન દશાનો ખાસ રીપોર્ટરના સભાનપૂર્વક કરેલા તારમાંથી થયો ત્યારે કયા સાચા હીંદવાસીઓના હૃદય ચીરાતાં ન હતાં? આઇરીશ પ્રતિનિધિ ફીટ્ઝ જેરલ્ડના વચનોમાં રહેલું સત્ય કોને સાલ્યું ન હતું?

સર તેજબહાદુરની હાર કે જીત માટે વિનીતો અને ઉદ્દામો બન્ને પરસ્પર વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા હોય પણ હીંદીઓની દશા તો એક તસુભર પણ આ પરિષદના જલસાથી ઉંચે આવી નથી એ દેખીતુ સત્ય જોયા વિના કેમ રહેવાશે?

### સામ્રાજ્ય અને સંસ્કારવિગ્રહ

સામ્રાજ્યપરિષદમાં થયેલા વિવેચનોના વાંચનારને એટલુ તો સ્પષ્ટ લાગશે કે આ હીંદીઓ વીગે ચર્ચાયેલા પ્રશ્ને ઘણુંજ સ્પષ્ટ સ્વરૂપ પકડ્યું હતું અને એ સવાલ સરસ્થાનોની સમાનતાનો નથી. હીંદીઓના સરખા હક્કનો નથી. પણ હીંદી અને અંગ્રેજ સંસ્કૃતિ વચ્ચેના વિગ્રહનો છે. જનરલ સ્મટ્સે ચોખ્ખી રીતે કહ્યું તે પ્રમાણે હીંદીઓની સંસ્કૃતિ અંગ્રેજ સંસ્કૃતિથી નીરાળી છે, અને જ્યાં એ સંસ્કૃતિઓ વચ્ચે રસાકસી થાય ત્યાં હીંદી સંસ્કૃતિને અંગ્રેજ સંસ્કૃતિની સમાન ગણવામાં નહીંજ આવે અને ઈંગ્લંડ અને બીજાં સંસ્થાનોના પ્રતિનિધિઓએ આવો સ્પષ્ટ સિદ્ધાંત ઉચ્ચાર્યો નથી, છતાં પણ એ સિદ્ધાંતને સામ્રાજ્યની રાજ્યનીતિમાંથી ઉખેડી નાખવાની હીંમત કરી નથી. એટલે બ્રીટીશ સામ્રાજ્ય કહેવાય ખરું: પણ તેમાં બે સંસ્કૃતિઓ હોઇ શકે; અને તે બેમાંથી એક સંસ્કૃતિ એવી સર્વોપરી ગણાય કે સ્પર્ધા થાય ત્યાં ગમે તે ભોગે તેનો વિજય અને બીજીનો વિનાશ, સધાવો જોઇએ. આ સ્થિતિ એક મોટો સવાલ ઉભો કરે છે. બ્રીટીશ સામ્રાજ્યમાં દરેક સંસ્કૃતિને સ્વાતંત્ર્ય કે સમાનતા મળે છે એવી માન્યતા શું ખરી છે?

સામ્રાજ્યનો આદર્શ એવોજ હોઇ શકે કે જુદા જુદા સંસ્કારોવાળા રાષ્ટ્રોમાં એકતાનતા આણી આખા સમૂહમાં વ્યક્તિત્વ પ્રગટાવવું; અને આ આદર્શ ત્યારેજ પુરો પડે કે જ્યારે દરેક રાષ્ટ્રને પોતાના સંસ્કારો વિકસાવવાની અને સમાન હક્કો ભોગવવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોય. તેને બદલે જનરલ સ્મટ્સનો સિદ્ધાંત તો એવો લાગે છે કે આખું અંગ્રેજી સામ્રાજ્ય, અંગ્રેજી સંસ્કારો વિજયી કરવાનું એક

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૬૧]



સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી

## નવેમ્બર ૧૯૨૩

**તા૦ ૧ લી** —હમોઇમાં ઘરઆકારણીના અન્યાય સામે પ્રજાને કર ન ભરવાની લડત.

સુરતના મ્યુનીસીપાલીટી નોકરોએ પોતાનું સહકારી મંડળ સ્થાપ્યું.

કાઠીઆવાડ રાજકીય પરિષદની કાર્યવાહક સમિતિએ કાઠીઆવાડ નરેંદ્રમંડળ સ્થાપવાની રાજકોટ નરેશની પ્રવૃત્તિને ટેકો આપ્યો.

**તા૦ ૩ જી** —મુંબાઇની ધારાસભામાં મુંબાઈ-ઉત્તર વિભાગ તરફથી ગુજરાતીઓમાં રા. જયસુખલાલ મહેતા, રા. ખુરશેદ નરીમાન અને રા. પુંજાભાઈ ઠાકરસી ચુંટાયા.

જે. જે. હોસ્પીટલમાં ઓનરરી ફીઝીશીઅન તરીકે પહેલીજ વાર એક ગુજરાતી ડૉ. બાલુભાઇ કાશીદાસ કોઠારી નીમાયા.

**તા૦ ૬ ઠ્ઠી—** અમદાવાદમાં ટેરીટોરીઅલ બેટેલીઅનના ૪ પારસી સ્વયંસેવકોને પકડવામાં આવ્યા.

અમદાવાદમાં મીલમજુરોને બોનસ નહીં આપવાના માલેકોના ઠરાવ સામે મજુરોએ વાંધો ઉઠાવ્યો, પરંતુ કામ પર ચાલુ રહ્યા.

**તા૦ ૮ મી** ડૉ. ટાગોર વહોંચ્યા.

**તા૦ ૧૦ મી** —અમદાવાદમાં સૌ. કસ્તુરબાને હાથે સંગીતવિદ્યાલય સ્થપાયું.

**તા૦ ૧૨ મી** —મુંબાઇની ધારાસભામાં ગુજરાત તરફથી રા. જી. કે. માલવનકર (અમદાવાદ), રા. હીરાલાલ હરજીવનદાસ નારીએલવાળા (ભરુચ), રા. દાદુભાઇ પરશોતમદાસ દેસાઇ અને રા. ધનભાઇ નરસીભાઇ (ખેડા), ડૉ. મહેતા, ડૉ. દીક્ષિત અને રા. એચ. બી. શિવદાસાણી (સુરત) ચુંટાયલા જાહેર થયા.

**તા૦ ૧૩ મી—** ડૉ. ટાગોરના વિશ્વભારતીને ધ્રાંગધ્રાના મહારાજા તરફથી રૂ. ૧૫ હજાર, પોરબંદરના રાણા તરફથી રૂ. ૧૦ હજાર અને મોરબીના ઠાકોર સાહેબ તરફથી રૂ. ૧૦ હજારની મદદ મળી.

મુંબાઇની ધારાસભામાં ગુજરાત તરફથી પ્રોફેસર સ્વામીનારાયણ અને રા. હરિલાલ દલસુખરામ સાહેબો, (અમદાવાદ જીલ્લે) અને રા. ગોરધનદાસ પટેલ (અમદાવાદ મીલમાલેક મંડળ) ચુંટાયલા જાહેર થયા.

ગુજરાતમાં સુરત જીલ્લામાં પૂર્ણા નદીના કીનારા પર ગુરુકુલની સ્થાપના.

**તા૦ ૧૪ મી—** રા. શિવદાસાણી મહાસભામાં જોડાયા.

મુંબઇ—અમદાવાદની આવતી મ્યુનીસીપલ ચુંટણીમાં મહાસભાના ઉમેદવારો મોકલવા રા. વલ્લભભાઇ પટેલે યાદી અને પ્રતિજ્ઞાપત્ર બહાર પાડયું.

**તા૦ ૧૬ મી** —વિશ્વભારતીને લીંબડીના ઠાકોર સાહેબે રૂ. ૧૫ હજાર અને વઢવાણના ઠાકોર સાહેબે રૂ. ૫ હજારની મદદ કરી.

**તા૦ ૧૯ મી** —મહાત્મા ગાંધીજી સંબંધી મુંબાઇના ગવર્નરે કાઢેલા ઉદ્ગારોવાળો ન્યુ પીઅર્સનનો પત્ર પ્રગટ થયો.

**તા૦ ૨૦ મી** —વડી ધારાસભામાં મુંબઇમાંથી રા. વિઠ્ઠલભાઇ પટેલ, મુસલમાનો તરફથી રા. મહમદઅલી ઝીણા તથા ઉત્તર વિભાગમાંથી રા. જમનાદાસ મહેતા ચુંટાયલા જાહેર થયા.

દરબાર શ્રી ગોપાલદાસે બોરસદમાં વધારાની પોલીસનો કર નહીં ભરવાની યાદી બહાર પાડી.

**તા૦ ૨૧ મી—** ડૉ. ટાગોરના વિશ્વભારતીને પોરબંદરના ના. રાણાએ રૂ. ૧૦ હજારથી વધીને રૂ. ૨૫ હજારની ભેટ કરી.

**તા૦ ૨૨ મી** —કાઠીઆવાડમાં વીરપુર રાજ્યે ગોપાલનના ઉત્તેજનાર્થે ધેનુપ્રદર્શન ભરી ઈનામો વહેંચ્યાં.

કાઠીઆવાડના પોલીટીકલ એજંટ કર્નલ વુડે હુકમ બહાર પાડી દરબાર શ્રી ગોપાલદાસના પુત્રોને તાલુકાના વારસાના હકમાંથી બાતલ કર્યા અને દરબારશ્રીના ભાઇ ચતુરભાઈને તાલુકદાર નીમ્યા છે.

વડોદરા રાજ્યના દીવાન સર મનુભાઈએ વડોદરા રાજ્યના મહુવા, વ્યારા, સોનગઢ, વાજપુર, માંગરોળ, વાંકલ અને ઉમરપાડા વિભાગમાં કાળીપરજ સંબંધી સભા ભરવાનો મનાઇ હુકમ કર્યો.

**તા૦ ૨૩ મી** —નામદાર ગાયકવાડ, ના. જામસાહેબ, અને સર પ્રભાશંકર પટ્ટણી ઇંગ્લંડથી મુંબાઈ આવી પહોંચ્યા.

**તા૦ ૨૪ મી** —'કેકારવની પુરવણી' બહાર પડી.

**તા૦ ૨૫ મી** —સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં મહાસભાની કારોબારી સભાની બેઠક મળી અને રચનાત્મક કાર્યક્રમનો ઠરાવ કર્યો.

નામદાર ગાયકવાડ વડોદરે પહોંચ્યા.

અમરેલીવાળા અંધકવિ રા. હંસરાજ હરખજી પાસેથી એક વર્ષની સારી ચાલ માટે રૂ. ૫૦૦ ની જામીનગીરી મંગાઇ.

નામદાર જામસાહેબે વિશ્વભારતીને રૂ. ૫૦ હજાર ભેટ કર્યા.

ગુજરાતની ઉગતી  પ્રજાનું માસિક



¶ 'કુમાર' તમારો 'શિક્ષક' થવા નથી ઇચ્છતું, પણ તમારો 'સાથી' થવા માગે છે.

¶ 'કુમાર' એટલે ગુજરાતનું 'કૌમાર': એ કુમારો અને કુમારીઓ બન્નેના વિકાસ પર સરખું ધ્યાન આપશે.

¶ ચારિત્ર્યસંગઠન એ 'કુમાર'નું મુખ્ય કાર્યઅંગ બનશે.

¶ 'કુમાર'માંથી નાનામોટા સૌને ઉચ્ચ સંસ્કાર અને પ્રેરણા જરૂર મળશે.

¶ જ્ઞાનની માત્ર વાતો જ કરીને 'કુમાર' નહિ અટકે; પણ તે જીવનમાં કેમ પચાવવું એ પણ સાથોસાથ બતાવશે.

¶ 'કુમાર'ને દેશમાં ભણેલા પંડિતો નહિ, પણ સચેતન નાગરિકો સરજાવવા છે.

¶ આપણે બધા જીવન 'ગાળીએ છીએ'; 'કુમાર' જીવન 'જીવતાં' શીખવવાની અભિલાષા રાખે છે.

¶ પોતાનાં બાળકો ઉપર 'કુમાર'ની અદ્ભુત અસર થતી જોઇ માબાપો જરૂર સંતોષ પામશે.

¶ 'કુમાર'ને ઉગતી પ્રજામાંથી પ્રાણવાન અને સાહસિક બાલવીરો સરજાવવા છે.

¶ સાહિત્ય, કલા, ઇતિહાસ, વિજ્ઞાન, વૈદક, ખેતીવાડીનું જ્ઞાન, વિજળી કામ અને સાંચાકામને લગતું જ્ઞાન, શરીરશાસ્ત્ર, કેળવણી, વગેરે 'કુમાર'ના દરેક અંગને લગતા લેખો તે તે વિષયમાં પારંગત સજ્જનો તરફથી મેળવવાનો 'કુમાર' યત્ન કરશે.

¶ જેમ ખોરાકમાં લુણ તેમ જીવનમાં વિનોદ; તમારા જીવનને રસમય બનાવવા 'કુમાર'ના દરેક અંકમાં વિનોદની વાતો તમને મળશે.

¶ 'કુમાર'ના લેખોની ભાષા સ્પષ્ટ, સાદી, પણ સચોટ હશે; અને જોડણી ગુંચવનારી નહિ પણ એકધારી રહેશે.

માર્કો

નહીં, બેટા, તે દાટી શકાશે નહીં; વૃદ્ધાવસ્થાએ અને તને અફળ લાગે છે એ અભ્યાસે મને શીખવ્યું છે કે ગમે તે કારણ હોય છતાં માણસની જીંદગી દાટી દેવી એ કદી સારું હોઇ શકે નહીં; તારી આંખમાં જે હીંમત ઝબકે છે તે હવે મારામાં નથી, છતાં એથી ઓછી જ્વલંત, કદાચ તે થોડું સાધે છે તેથી ઓછો આદર પામતી એવી વસ્તુ મારામાં છે. પોતાને દુઃખી કરે તેવી વાત માણસને બહુ પ્રિય હોય છે. ...બાકી રહેલું મારું કર્તવ્ય સાધવામાં એ મને શક્તિ આપશે...

ગીડો

એવું તે શું કર્તવ્ય હોય!

માર્કો

વિપરીત સ[illegible]ામાં આદરેલું હું પુરું તો જરૂર કરીશ...હું એકલોજ આ વાતનો નિર્ણય ન કરી શકે. જેઓનાં જીવનમૃત્યુ આ ઘડી પર અવલંબે છે તેઓને પોતાના કીસ્મતની જાણ થવી જોઇએ. તેમજ શાની પર તેમની મુક્તિનો આધાર છે તે પણ આપણે એમને કહેવું જોઇએ...

ગીડો

મને સમજ ન પડી,—એટલે, ન પડી હોય તો સારું. તમે કહો છો કે...

માર્કો

—કે આ ઓરડો છોડતાંજ હું પ્રીન્ઝીવેલીની માંગણી અને તમે કરેલો એનો અસ્વીકાર લોકોને જણાવી દઇશ...

ગીડો

ઠીક છે. હવે સમજ્યો. નકામી છળભાજોડી માટે હું દીલગીર છું અને હું દીલગીર છું કે તમારા ભ્રમને લીધે, તમ સરખા વડીલને છાજતું માન મારાથી આપી શકાતું નથી. ...મોહાંધ પિતાને તેની જાત સામે રક્ષણ આપવાનો પુત્રનો ધર્મ છે; અને પીસા ટકી રહે ત્યાં સુધી તો હું તેનો સ્વામી, અને તેની પ્રતિષ્ઠાનો રક્ષક છું...ઓરસો અને ટોરેલો! મારા પિતાના અંતરમાં ફરીથી ધર્મબુદ્ધિ જાગે ત્યાં સુધી તેમને હું તમારી સંભાળમાં સોંપું છું....કશુંજ બન્યું નથી. કોઇને કૈં ખબર પડે નહીં એ જોજો...પિતાજી, તમને હું ક્ષમા આપું છું; અને તમે એક વખત મા[illegible] ઝુઝવાની અને નિર્ણય થવા[illegible] આપી હતી તે યાદ લાવશો ત્યારે છેલ્લા દ[illegible] તમેય મને માફી આપશો...

માર્કો

તને માફી આપવાને, બેટા, મારે છેલ્લ[illegible] ક્ષણની રાહ જોવી નહીં પડે....હું પણ તારા પેઠે બન્યો હોત.... મને કેદ કર્યે તમે મારા મનમાંના ભેદને દફનાવી શકશો નહીં, કારણ કે તે કયારનો મુક્ત થઇ ચુકયો છે અને હવે તેને ગુંગળાવી શકાશે નહીં....

ગીડો

એટલે? તમે કહો છો શું?

માર્કો

આજ ક્ષણે પ્રધાનમંડળ પ્રીન્ઝીવેલીની દરખાસ્તનો વિચાર ચલાવી રહ્યું છે.......

ગીડો

પ્રધાનમંડળ! તેને કોણે કહ્યું?

માર્કો

અહીં આવતાં પહેલાં મેં કહ્યું.......

ગીડો

તમે! ના, ના. એ બને કેમ? તમે ગમે તેટલા ખીકણ હો કે ઘડપણે તમારા હૈયામાં ગમે તેવી ખરાબી કરી હોય, તોપણ જે મારા

જા. તેનો હુકમ ઉઠાવ!" અહા, ખરેખર તેઓએ જોરજુલમ ન કર્યો એટલી તેઓની ખાનદાની! હું હજુ અહીં જીવતો જાગતો છું એમ તેઓને ખબર હતી તેથીજ! તમે કહો છો કે તેઓએ એની રજા માંગી! અને મારી-મારી રજા માંગવાની કોની મગદુર છે?

માર્કો

મેં રજા માંગી નહીં. બેટા! મને તું ના પાડશે તો એઓ અહીં આવશે.

ગીડો

આવવા દો! અમારી બનેની વતી વાનાએ જવાબ આપી દીધો હશે...

માર્કો

એમ હોય તો સારું. અને તે આપે એ ઉત્તર તું સ્વીકારશે એવી મને ખાત્રી છે.

ગીડો

માર્કો

કોઇ મહા તેજની આગળ, બેટા, એ ઉઘડવાની તૈયારીમાંએ હોય! તારાથી અધિક વાનામાં મેં એવું સામર્થ્ય જોયું છે એથે હું આ વચનો ઉચ્ચારું છું, અને તેથીજ તે શું જવાબ આપશે એ વીશે મને જરા પણ શંકા નથી.

ગીડો

તમને શંકા નથી. અહા! મારું માનો તો મનેય શંકા નથી. અને એનો ઉત્તર હું અગાઉથી અંધશ્રદ્ધાપૂર્વક સ્વીકારું છું. જો એ ઉત્તર મારા જેવો ન હોય તો અમે બને પહેલી ક્ષણથી તે આજ સુધી છેતરાયાં છીએ...અને અમારો પ્રેમ માત્ર દંભ હશે, જે આજે ધુળ મળે છે; એનામાં જે બધું મેં પૂજ્યું છે તે આ મારા પામર ભોળા હૈયામાં

પહોંચાડી શકયા નથી. બાળકો હવામાં પથ્થર ઉછાળે ને પોતે આકાશ પર ઘા કરે છે એમ માને તેના જેવા એ છે...તને જોતાં વેંત તેઓના શબ્દો હોઠ પરજ થીજી ગયા હશે. ત્યારે એ લોકોને ઉત્તર આપવાની જરૂરજ નહીં પડી હોય. તારી એક નજર બસ થઇ હશે... અને ત્યારે તેમની અને તારી વચ્ચે તેઓના અને તારા વિચારો વચ્ચે એક સરોવર, જીવન અને પ્રેમનો એક અગાધ સાગર, ઉલટયો હશે....પણ આમ જો, અહીંઆં એક પુરુષ ઉભો છે—જેને હું પિતાજી કહું છું તે. તે નીચું ઘાલી દે છે. તેના સફેદ વાળમા તેનું મોઢું ઢંકાઇ જાય છે...આપણે તેને ક્ષમા આપવી જોઇએ. એ વૃદ્ધ અને અંધ છે. આપણે દયાળુ થવું જોઇએ આપણે મહા પ્રયત્ન આદરવો જોઇએ. તારી નજરથી એ સમજે તેમ નથી—એની અને આપણી વચ્ચે એવું અંતર પડયું છે. એ અજાણ્યા નીવડયા છે, વસંતનો વરસાદ ચકમક પર પડે તેમ આપણો પ્રેમ એની દીલગીર વૃદ્ધાવસ્થા પર પડયો છે ..આપણો પ્રેમ એને મન કંઈ નથી; તેની એમને દરકાર નથી પ્રેમ શું વસ્તુ છે એના ભાન વગરના માણસો નો હોય તેવો આપણો પ્રેમ છે એમ એ ધારે છે...તેની સમજશક્તિ બહેર મારી ગઇ છે. તેને કૈંક કહેવાની જરૂર છે.. તેને સંભળાવ કૈં. તેને તારો જવાબ દે.

વાના

[માર્કો નજીક જતાં] પિતાજી, આજ રાત્રે હું જઇશ.

માર્કો

[તેની ભમર ચુમતાં] દીકરી, મને ખબર છે...

ગીડો

શું? તું શું કહે છે?

વાના

ગીડો, હું જઇશ; મારે જવું જોઇએ. મારે આજ્ઞા ઉઠાવવી જોઇએ..

ગીડો

આજ્ઞા ઉઠાવવી? કોની? કહે જોઉં?

વાના

આજ રાત્રે હું પ્રીન્ઝીવેલીના તંબુમાં જઇશ .

ગીડો

તેની સાથે મરવા? તેનું ખુન કરવા? તે તો મને સુઝયુંજ નહીં. હા, હા, હવે સમજ્યો.

વાના

હું તેને હણું તો આપણું નગર બચશે નહીં

ગીડો

શું! તું? તું તેને ચાહે છે ત્યારે—ક્યારથી તેને ચાહે છે?

વાના

હું તેને ઓળખતી નથી. મેં તેને કદી જોયો નથી .

ગીડો

પણ તે એના વીશે સાંભળ્યું તો છે. હા, હા, તે સાંભળ્યું છે. લોકોએ તને કહ્યું છે...

વાના

કશું નહીં. કોઇએ કેમણુજ કહ્યું કે તે ઘણો ઘરડો છે...

ગીડો

ખોટી વાત તે જુવાન છે, સુંદર છે, મારા કરતાં ઘણો નાનો છે. પણ! લોકોએ બીજું

કે માંગ્યું હોત તો આપણા નગરને બચાવવા હાથ અને ઘુંટડીઓ ઘસતો હું તેની પાસે ગયો. હોત!...કે તેણીની સાથે દૂર દૂર ભમતો હોત અને અજાણ્યો અને વીસરાએલો રહી ચોરે ચોરે ભીખ માંગતો બાકીની જીંદગી પુરી કરત...પણ, આ-આ! સમસ્ત દુનીઆના ઇતિહાસમાં કોઇ વિજેતાની આટલી હીંમત નથી ચાલી–[વાના પાસે જઇને પોતાના બાહુમાં તેને ભીડતાં] અરે વાના, મારી વાના, મારાથી એ મનાતું નથી. હું સાંભળું છું એ અવાજ તારો નથી, પણ મારા પિતાનો છે, એનોજ છે. ના, મેં કૈં સાંભળ્યું નથી; બધું જેમનું તેમ છે...તું કહે કે હું ભુલ્યો હતો, કહે કે તારો પ્રેમ, તારું સર્વસ્વ, આટલું બોલી બતાવવું પડે છે તેથી શરમાતાં 'નહીં' 'નહીં' એમ પોકારે છે... હું કહું છું કે મેં કૈં સાંભળ્યું નથી? શાંતિ અખંડ જળવાઇ છે... પણ જો, હવે તારે બોલવું પડશે...સૌ સાંભળવા તૈઆર છે... કોઇએ હજુ કૈં સાંભળ્યું નથી...તારે જે કહેવુંજ પડશે તેની રાહ બધા જોઇ રહ્યા છે...જલદી તે કહે, વાના, કે તેઓ તને ઓળખી લે! જલદી! આપણો પ્રેમ કહી બતાવ અને આ સ્વપ્નાનો અંત આણ...... હું રાહ જોઇ રહ્યો છું. એ શબ્દ બોલી નાખ, મારી આસપાસ સઘળુંજ પડીને પાદર થવાનું ન હોય તો બોલાવો. જોઇએ તે શબ્દ...

વાના

એ: ગીડો! તે સહેવું કેટલું કઠણ છે તેની મને ખબર છે...

ગીડો

[તેને આઘી હડસેલતો] કેટલું કઠણ! તને ખબર છે? તું જાણે છે? મારે–તને ચહાનારને શું તે સઘળું સહેવાનું નથી? તેં કદી મારા પર પ્રેમ રાખ્યોજ નથી. નહીં, હવે મને ખબર પડતી જાય છે. આ સઘળાનો અર્થ શો સમજવો? મને છોડવા તું ખુશી છે; તું આ માણસને ચાહે છે. કોને ખબર! અરે, પણ અહીં હજુ હું સ્વામી છું, એ લોકો ફાવે તેમ કહે!...

અને તું શું એમ ધારે છે કે હું ચુપ ઉભો રહીશ અને આ બધું થવા દઇશ? આ ઓરડા નીચે એક ભોંયરું છે, અંધકાર અને ભેજવાળું ભોંયરું. તારી વીરતાનો ઉભરો શમે નહીં અને તારા કર્તવ્યનું તને ભાન આવે નહીં ત્યાં સુધી તારે એમાં રહેવું પડશે. અને મારા સ્ટ્રેડાયટસ સીપાઇઓ તેની પર ચોકી રાખશે... થયું. એ મારો હુકમ છે. જાઓ, એ બાર લાવો.

વાના

ગીડો, ગીડો, ખરેખર મારે તમને કહેવાની જરુર નથી......

ગીડો

કોઇજ મારું કહ્યું કરતું નથી! મારો હુકમ ઉઠાવવા અહીં કોઇ નહીં! તમે, બોરસો, ટોરેલો, તમારાં શસ્ત્રો પથ્થર થઇ પડયાં છે? મારુ બોલ્યું સંભળાતું નથી કે શું? ત્યાં ઉભેલા તમે, ઉભેલાં અને સાંભળનારાં તમે બીજાંઓ–મારો અવાજ સાંભળી શકતાં નથી? હું ત્રાડ મારું છું. તેઓ ચસકતા પણ નથી...એને લઇ જાઓ, અલ્યાઓ...લઇ જાઓ!...અરે, સમજ્યો, આ શું! તેઓ ડરી ગયા છે. તેમને જીવવું છે. જીવવાનીજ તેમને દરકાર છે. તેઓ જીવતા રહે એટલા માટે મારે મરવું; પણ એમ નહીં બને...નહીં, નહીં. એમાં તે મોઢું શું કરવાનું છે? આ ટોળા સામે હું એકલોજ છું અને

ને બધાનો ભાર મારે વહેવો?......શા માટે મારે અને તમારે નહીં? તમારે બધાને પણ વહુઓ છે!... [તલવાર અર્ધી બહાર ખેંચતો વાના પ્રતિ ધસતો] આ કલંક કરતાં મૃત્યુને હું વહાલું ગણું તો કેમ?......તે તને સુઝ્યુ નહીં...પણ જો હું હાથ ઉગામુ એટલીજ—

વાના

તારો પ્રેમ ફરમાવતો હોય તો, ગીડો.

ગીડો

"તારો પ્રેમ ફરમાવતો હોય તો"! અરે, હા, જેનુ તને ભાન નથી તે પ્રેમ વીશે તુ બોલ! તારા દીલમા પ્રેમ કેવો? હવે તારા તરફ જોતા હુ વેરાન જોઉં છુ—વેરાન રણ જ્યા બધુ ઉજ્જડ ને સુકુ થઇ ગયુ છે. એક આસુ પણ નહીં—એક નહીં! હુ ગણુ! તારે મન હુ કોણ હતો? જેના બાહુએ તને આશ્રય આપ્યો એવો એક માણસ બસ એટલુજ એક ક્ષણ પણ તે...

વાના

ગીડો, સામે જો, મારી સામે જો! તને દેખાતુ નથી—આખ નથી તને! હુ તને શુ કહું, ગીડો? મારા દેહમા જે થાય છે તે કહેવાના શબ્દો ક્યા! એક શબ્દ પણ બોલુ કે મારુ સામર્થ્ય હરાઇ જવાનું! મારાથી બોલાતુ નથી.. હું તને ચાહુ છુ, હુ જે છુ તે તારે લીધે. છતા હુ જઇશ મારે જવુ જોઇએ, જવુજ જોઇએ.

ગીડો

[તેને પોતાની પાસેથી ધકેલતા] બાહુ સારું! જા, ટળ ત્યારે! જા એની આગળ, હું તને જતી કરું છું. જા! હવે તું મારી નથી...

વાના

[તેના હાથ પકડીને] ગીડો!...

ગીડો

[તેને દૂર ખસેડીને] અરે, એ હુંફાળા મૃદુ હાથ વડે મને પકડ નહીં...પિતાજી ખરા હતા, તેમણે તને વધારે સારી રીતે પીછાની.. પિતાજી, આ રહી વાના. આ તમારુ કામ છે. હવે તે પાર ઉતારો. એ માણસના તંબુએ એને લઇ જાઓ. હુ અહીંજ રહીશ, અને તમને બનેને સાથે જતા જોઇશ...પણ એ વહોરી લાવશે તે સૌદાગાટમા મારા હીસ્સાનો હુ દાવો કરીશ એવુ ધારતા નહીં. મારે તો એકજ કરવાનુ રહેશે, અને તે તમે જલદી જાણશો.

વાના

[એને આલિંગીને] ગીડો, મારી સામે જો. મારા પરથી નજર ફેરવ નહીં. એ બહુ વસમુ છે. નજર મેળવ મારી સાથે, ગીડો!

ગીડો

જો ત્યારે! મારી આખોમાં જો અને ઉકેલ. જા, હવે હુ તને ઓળખતો નથી! સ્વપ્ન થઇ ગયો છે—આ પેલો ચાંદ જોઇ રહ્યો છે; રાત પડવા મંડી છે..જા તને શાની બીક છે? હુ આત્મહત્યા નહીં કરું, હુ ગાંડો નથી. પ્રેમ વિજય મેળવે છે ત્યારેજ વિવેકશક્તિ લથડે છે, પ્રેમ પડી ખડીઓર થાય ત્યારે નહીં...મેં પ્રેમના, અરે પ્રેમ, અને વફાદારીના ઉંડાણમા નીહાળી જોયુ છે. મારે વધુ કે કહેવાનું નથી. નહીં, નહીં, હાથ જોડ માં. સરી જતા સ્નેહને તે સાહી શકશે નહીં. બધુ ખલાસ, ખતમ, પુરું થયું છે...એક લીસોટો પણ રહ્યો નથી...ભૂતકાળ ને વર્તમાન વચ્ચે અંતર પડી ગયું છે, અને ભવિષ્ય-

કાલ વચ્ચે પણ...અરે હા,·એ પવિત્ર શ્વેત અંગુલીઓ, એ રસઝરતાં ચક્ષુઓ, એ હોઠ એક સમયે એ મને સાચાં લાગતાં...હવે કૈં બાકી રહ્યું નથી...[વાનાનો હાથ તરછોડીને] કૈં નહીં, કૈં નહીં, કશુંએ નહીં! સલામ વાના! સીધાવો, સલામ...તું ત્યાં જાય છે– જાય છે, ખરું? જાય છે.

વાના

હા...

ગીડો

તું પાછી નહીં આવે?...

વાના

હા, આવીશ...

ગીડો

એ તો આપણે જોઇશું...જોઇશું... મારા પિતા મારા કરતાં એને વધારે ઓળખે છે એમ મને કોણ કહી શકત!..........

[તે લથડે છે, અને આરસના એક સ્થંભને પકડી લે છે. વાના તેના ભણી નજર નાંખ્યા વિના ધીમે પગલે એકલી જાય છે.]

[આ રસમય નાટકનો વધુ ભાગ હવે પછી]



# રાજાધિરાજ



[ અનુસંધાન પૃષ્ઠ ૨૨૮ થી ]

"આ! મેં એને અન્યાય કર્યો, ને મારે માટે એ મોતના મોમાં ગયો. એ નહીં હોત તો આજે અમે બધા એભલનાયકના કેદી થાત"

"મને એમાએ બધું કહ્યું," મીનળદેવીએ કહ્યું "અને એમો પોતે કાકને શોધવા ગયો છે"

"કોણ જાય ને કોણ રહે તેની મને પરવા નથી. પણ કાક જડવો જોઈએ"

"મહારાજ!" મુંજાલે કહ્યું "તમે અત્યારે શાંત થઈ પડી રહો. કાલે સવારે તમે જાતે જોઈએ તો શોધવા જજો મને પણ કાકનીજ ચિંતા છે."

"નહીં તો પેલા બેમારનો આખો ગીરનાર ઉખેડી નાખીશ." રાજાએ કહ્યું

'અન્નદાતા! હવે મુંગા સુઈ રહો તો સારું' વૈદરાજે કહ્યું ને રાજાએ પાસું બદલ્યું.

બીજે દિવસે સવારે બેમો પાછો આવ્યો એણે ગઈ રાતે જે ચોકી આગળ લડાઈ થઈ હતી ત્યાંથી પગીઓની મદદથી કાકના ઘોડાએ લીધેલો રસ્તો પણ શોધી કાઢ્યો. પગલા ઉપરથી લાગતુ હતું કે રાજાને છોડી કાક બેજનેક તો આગળ ગયો, પાછળ સોરઠી એની ટોળી પણ આવતી જણાઈ, અને સામેથી બીજાં ઘોડા આવતાં માણસોના પગલા પરખાયાં. ત્યાં ઝપાઝપીનાં ચિન્હો પણ હતા. થોડાંક માણસો મરાયાં હોય એમ લાગ્યું. ત્યાંથી બધા એભલનાયકની ચોકી તરફ ગયા દેખાયા.

એમાને આગળ વતનું ફકાપણુબધું લાગ્યું પણ બે વાત ચોકકસ થઈ એક તો એ કે કાક પકડાયો, ને બીજી એ કે તેને એભલની ચોકી પર લઈ જવામાં આવ્યો. પણ કાક જીવતો પકડાયો કે મરેલો, એભલે તેને કેદ કર્યો કે મારી નાંખ્યો, એ ચોકીમાં હતો કે નહીં. એ પ્રશ્નોનો નિર્ણય થઈ શકયો નહીં. મુંજાલ ને પરશુરામે મસલત કરી નક્કી કર્યું કે હાલ એભલની ચોકી પર હલ્લો કરવામાં માલ નહોતો, કારણ કે વીફરેલા સોરઠીઓ ખુને ભરાય તો કાકનો જીવ લે. એભલ તો બેભાન અવસ્થામાં હતો એટલે એની પાસે કંઈ બાતમી મળે એમ નહોતી.

સ્થિતિ ગંભીર થઈ. મહારાજને સારા થઈ કાકને શોધવાની અધીરાઈ એટલી વધી ગઈ હતી કે તેમા તેને ફરીથી તાવ આવ્યો. જગદેવ પરમાર જીવન ને મૃત્યુ વચ્ચે હીંચોળા ખાતો હતો એભલનાયક મૃત્યુના દ્વારમાં જઈ ઉભો હતો મુંજાલે બધી હકુમત હાથમાં લીધી. રાજગઢના બારણાં બંધ રાખી, રાજાની તબીયતના શુભ સમાચાર ચારે તરફ પ્રસારવામાં આવ્યા રખેને એભલનું વેર લેવા સોરઠીઓ કાકને કંઈ કરે તે બીકે એભલ પણ સારો તાજો છે એવી અફવા જુનાગઢ પહોંચે એમ પેરવી કરવામા આવી. ચારે તરફની ચોકીઓ મજબુત કરવામાં આવી. રખેને બેગાર આ પ્રસંગનો લાભ લઈ હલ્લો કરે તો તે વિજયી ન નીવડે તેને માટે બંદોબસ્ત કરવામા આવ્યો. પરશુરામને ચોરે મુંજાલ મહેતા ઉતરીને બેઠા, ને ચારે દિશાના હુકમોનો કબજો મહાઅમાત્યે લીધો.

મીનળદેવી અને વૈદરાજે રાજાની તબીયત સુધારવા પ્રયત્ન કર્યા. લીલાદેવી મર્યાદાથી રાજા પાસે બેસી ન શકી.

ત્રણ દહાડા થયાં કાકનો પત્તો નહોતો. જો તે જીવતો હોય ને છુટો હોય તો તો

જરુર પાછો આવે. જો તેને એભલનાયકે પકડયો હોય તો તે એભલનાયકની સાથે કેમ નહોતો? બધાના મગજમાં ધ્રાસ્કો પડયો હતો કે કાકનો દેહ એભલ સાથે લડતાં પડયો.

આ વહેમ જેમજેમ જુદાજુદા માણસના મગજમાં દૃઢ થતો ગયો તેમતેમ તેમનાં આચરણમાં જુદો ફેર પડતો ગયો.. મુંજાલનું મોઢું ગંભીર થઇ ગયું, ને તેની વાણીમાં મૃદુતા જઇ સખ્તાઇ આવી. મીનળદેવીને લાગ્યું કે કાકનું મરણ ઘણુંજ અશુભ ચિન્હ હતું અને તેની તેના પુત્ર ને પુત્રવધૂ પર માઠી અસર થવાની. પરશુરામ ઉગ્ર થઇ ગયા ને તેના મોટા ડોળા ઘુરકી રહ્યા; અને ગુસ્સાના આવેશમાં આવ્યા હતા છતાં પણ તે પોતાની બેચેની છુપાવી શકયા નહીં. લીલાદેવીએ તો વાઘણની માફક એકલાં એકલાં ફાળો ભર્યા કરી.

ચિંતાનું વાદળ રાજગઢ પર આવ્યું હતું. દરેક જણના હૃદયમાં કૈંક નવું, કૈંક અપશુકનભર્યું સાંભળવાના ભણકારા વાગ્યા કરતા.

---

# વિભાગ ત્રીજો

—०००—

## પ્રકરણ ૧ લું

### અખાત્રીજનો ઉત્સવ

અખાત્રીજની સંધ્યા હતી. ભૃગુકચ્છમાં ગંગનાથનો મોટો મેળો ભરાયો હતો. આજે કેટલા દિવસ થયાં ગામેગામથી લોકો આ ઉત્સવમાં ભાગ લેવા આવ્યા હતા. આટલાં બધાં માણસો કોઈ પણ અખાત્રીજ પર એકઠાં મળ્યાં હોય એવું કોઈના સ્મરણમાં નહોતું.

રેવાસ્નાન ને જાત્રાને બહાને, લાટના પાટનગરમાં ફરી આવવાને બહાને, ગમ્મત કરવાને બહાને, વ્યાપારની વૃદ્ધિ ને આકાત નક્કી કરવા માટે, જુદીજુદી જગ્યાની વસ્તુઓનું પ્રદર્શન કરવા માટે કે વરસ માટે રસદ ભરી જવાને કાજે—એમ અનેક કારણે અખાત્રીજે આખા લાટમાંથી લોકો ભેગા થતા અને આવે વખતે રેવાસ્નાનનું માહાત્મ્ય પણ વધી જતું અને બ્રાહ્મણોનો સંઘ ગામેગામથી શ્રદ્ધા પ્રમાણવા ને શ્રદ્ધાનો લાભ લેવા આવી પહોંચતો. ત્રણ ચાર દિવસ જાત્રાળુઓ ઉત્સાહઘેલા બની જતા, અને દરેક પ્રકારની રમતગમતમાં નિરંકુશ બની મશગુલ થઈ જતા.

રેવાજીના વિશાલ તટ પર લોકો કામડાંના કામચલાઉ ઝુંપડાં કરી પડ્યા હતા, અને આખા ગામમાં લોકો કીડીઓની માફક ઉભરાતા. દિવસ ને રાત કીર્તન ને ભજન ચાલ્યા કરતાં ને લોકોની ઠઠ મંદિરોમાં ને ઓવારા પર જામતી.

આ વર્ષના મેળામાં બે વસ્તુઓ અસાધારણ હતી. મેળામાં આવનાર થોડાંજ બૈરાં-છોકરાં લઈને આવતા, અને આટલા મોટા મેળાના પ્રમાણમાં પરદેશી ચીજોની દુકાનો માત્ર ગણીગાંઠીજ હતી. અને લુંટાવાનો ભય હોય એવા કંઈક ગપાટા ચારે ગમ ફેલાયા હતા; પણ તેને કોઈ માનતું નહીં. અને લોકોનો ઉત્સાહ એટલો બધો હતો, અને શોખીન શહેરીઓ પ્રસંગનો આનંદ લુટવામાં એટલા તલ્લીન થયેલા જણાતા હતા કે આ પ્રસંગમાં કંઈ વસ્તુ અસાધારણ છે એમ કોઈને ખાસ લાગતું નહીં.

અખાત્રીજની સાંજે નદીતીરે લોકોની ભીડ કંઈ અજબ હતી. કોઈ ગાતા; કોઈ 'ગંગનાથની જય' બોલાવતા; કોઈ ભજન-મંડળીઓ કીર્તન કરતી, કોઈક લહેરી ગુંજળાં વળી ગપ્પા મારતા. કેટલાક નદીમાં દીવા તરવા મુકવાની તૈયારી કરતા; કેટલાક હવાઈઓ ફોડવાની હોંસથી અંધકારની વાટ જોતા, કેટલાક હોડીવાળાઓ જોડે નદીમાં ફરવા જવા ભાવ ઠેરવી રહ્યા હતા.

છતાં કોણ જાણે કેમ પણ કેટલાક પરદેશીઓ છાનામાના મુગામુગા ફરતા; અને જેમ અંધારું થતું ગયું તેમતેમ કેટલાક લોકો શેરીઓમાંથી ઝપાઝપ જવા માંડ્યા.

પટ્ટણી સૈનિકોએ પણ આવા પર્વનો પુરેપુરો લાભ લેવા ગળે હાર પહેરી, હાથમાં છડી લઇ લોકોમાં આનંદથી ફરવા માંડ્યું.

રાત પડવા આવી 'ને શહેરમાં દીવાળીના જેવી રોશની થઇ રહી.

આ મેળાનાં મુખ્ય અંગ ગંગનાથ મહાદેવની અને નર્મદાની મૂર્તિની આરતી હતાં. મહાદેવની આરતીઓમાં પુરુષોની મેદની થતી; નર્મદાની મૂર્તિની આરતીમાં સ્ત્રીઓ જતી.

ગંગનાથનું પુરાણું મંદિર નીચું છતાં ભવ્ય હતું. એનું ગર્ભદ્વાર નાનું હતું અને તેમાંથી અંધારા ભોંયરામાં વિરાજતું શિવનું મોટું લિંગ નામનુંજ દેખાતું. અત્યારે લિંગ પર રુપેરી જલાધારી ટપકતી; ને ચાર દીવીઓ અંદરના અંધકારને અસ્થિર ને ઝાંખા પ્રકાશથી ભેદતી. ત્રણ બ્રાહ્મણો નીચું માથું રાખી, રદ્રી કર્યા કરતા હતા.

બહાર મંડપમાં પોઠીઆ પાસે બે દીવીઓમાં બળતી અનેક જ્યોત નહીં જેવું અજવાળું પાડી, વાતાવરણને પુન્યભાવ પોષવાની અદ્ભુત શક્તિ આપતી. એ વાતાવરણમાં રહીરહી ભક્તજન સજલનયને જગપાવની ગંગાના નાથનાં દર્શન કરી પાવન થતા.

સંધ્યાસમય થયો એટલે દર્શન કરનારાઓને આવતા બંધ કરવામાં આવ્યા અને જેટલા મંડપમાં હતા તેટલાજ ત્યાં ઉભા રહ્યા અને જોતજોતામાં મંદિરની બહાર દર્શન કરનારની ને મેળામાં ફરનારની ઠઠ જામી ગઇ. આરતીનો વખત થયો હોવાથી ગામના મોટા માણસો આવી લાગ્યા. નગરશેઠ તેજપાલ, તથા તેને ત્યાં લાટના બીજે ગામથી આવેલા પરોણાઓ: પટ્ટણી સેનાનો નાયક ભટ્ટરાજ માધવ અને લાટની સેનાનો નાયક રુદ્રમલ્લ; કોઠારી ભાભશેઠ અને બીજા બેચાર આગેવાન શહેરીઓ—આ બધા આવ્યા.

ગંગનાથ મહાદેવની અખાત્રીજની આરતી અસલી જમાનાથી ઘણો મોટો પ્રસંગ મનાતો. લાટના સ્વતંત્ર રાજાઓ દરબાર સહિત આ પ્રસંગે હાજર રહેતા અને આરતી થઇ રહેતાં રાજાની સ્વારી ગામમાં નીકળતી. લાટનું સ્વાતંત્ર્ય ગયું ત્યાર પછી પણ પટ્ટણી સત્તાધીશો આ આરતીનું માહાત્મ્ય જાળવી રહ્યા હતા. માત્ર આરતી થઇ રહ્યા પછી સ્વારી કાઢવાની પ્રથા તેમણે બંધ કરી હતી.

બધા અગ્રણીઓ આવ્યા પણ દુર્ગપાલ આંબડ મહેતા નહોતા આવ્યા. આ ત્રણ દિવસ થયાં મેળાનો બધો ઉત્સાહ તેમનામાં આવી ગયો હતો; અને તેમણે મજાહ મારવી શરુ કરી હતી. માધવ પણ શોખી હતો એટલે તેણે પણ બને તેટલી મજાહ કરી; પણ દંડનાયક ને દુર્ગપાલ બંનેની ગેરહાજરીમાં પાટણની સત્તાના પ્રતિનિધિ તરીકે પોતે આરતીમાં હાજર રહેવું જોઇએ એવા હેતુથી તે તો અત્યારે આવી લાગ્યો. સવારે આંબડ મહેતાને તેણે આરતીમાં આવવા વીશે પુછ્યું હતું ત્યારે તેને તો આ આરતીમાં હાજર રહેવાનું કંઇ જરુરનું જણાયું નહોતું; અને દેવભદ્રસૂરિને ઉપાસરે એમણે અત્યારે જવુંજ જોઇએ એવું કંઇ બબડ્યા હતા. માધવને આ પસંદ પડ્યું નહીં; પણ દુર્ગપાલ અને ઉદા મહેતાના પુત્રને શીખામણ દેવાની તેણે ધૃષ્ટતા કરવાનું દુરસ્ત ધાર્યું નહીં. તેજપાલ નગરશેઠે ભાવિ જમાઇની તપાસ કરી; પણ તેમનો કંઇ પત્તો ન લાગવાથી તેમણે પણ એ વાત પડતી મુકી.

# હેર ઓઇલમાં ઘાસલેટ કેરોસીન વીશે
# આપણા લોકોની અજાયબ સમજ

## સર્ટીફીકેટો શું કહે છે?

અમારી બનાવટોના અકસીર પણા માટે જે સમજુત અમો આપી રહ્યા છીએ, તે પુરવાર કરતું ફક્ત એકજ સર્ટીફીકેટ તમારી ખાત્રી અને સંતોષ માટે અહીંઆં આ રહ્યું:—

મુંબઈ, તા. ૧૦મી જુન ૧૯૨૩.

વ્હાલા સાહેબ,

આપની જાહેરખબરથી પ્લાન્ટા એગ્યુમીક્ષ્ચરનો ઉપયોગ કરનારનો અભિપ્રાય પુછાવવાના બારામાં મને જણાવતાં ખુશાલી ઉપજે છે કે તાવથી સપડાએલાઓ માટે તો તે ખરેજ એક આશીર્વાદ સમાન છે. છેલ્લા એપ્રીલમાં લંડનથી અહીં આવતાંજ હું તાવથી સપડાયો. પાસ થએલા ડાકટરોની દવા ઉપરાંત પણ મેં ઘણીએ દવાઓની અજમાએશ કરેલી પણ તે તમામજ નીષ્ફળ નીવડેલી. આપની દવાનો પણ મેં ઉપયોગ કર્યો, અને હું આ પીડાએથી મુક્ત થઇ શક્યો. મારે પોતાને માટે તો તે રામબાણ પુરવાર થઇજ, પણ જેઓને મેં તેની ભલામણ કરેલી તેઓને પણ તે તેટલીજ અસરકારક નીવડેલી જણાઇ છે. મને આશ્ચર્ય થાય છે કે લોકો શા માટે આ અકસીર ઇલાજ અજમાવતા નથી. બજારમાં મળતી દવાઓની હરીફાઇમાં પ્લાન્ટા એગ્યુમીક્ષ્ચર ચઢીઆતું જ છે. તેના રામબાણ હોવા શીવાય હું જે કહેવા ઇચ્છું છું તે એજ કે આ દવામાં તાવથી પેદા થતી નબળાઇનો પુરતો અટકાવ કરી તાકાત આપવાની જે શક્તિ છે તેવી જાતની બીજી દવાઓમાં નથી.

લી.

હું છું આપનો,
બી. આર. આંબેડકર,
એમ. એ., એમ. એસ. સી.,
પી. એચ. ડી. (Col)
ડી. એસ. સી. (London)

ભભકાદાર પહેરવેશથી જેમ માણસની પરીક્ષા થઇ નથી શકતી, તેમ હેર ઓઇલની પરીક્ષા કંઇ સુગંધ કે રંગથી થઇ શકેજ નહીં. વીલાયતથી સારું થઇ આવતું વાસ વગરનું ઘાસલેટ એક પૈસાનું લઇ, જેસમીન કે રોઝની એક પૈસાનીજ સુગંધ તેમાં નાંખી બાટલી ભરી સુંદર લાંબા વાળવાળી અબળાના પીકચરવાળું ખેંચાણકારક પેકીંગ કરી તેલના ગુણોની મોટી મોટી તદન ખોટી વાતો લખી વેચનારાઓ તો આજે સેંકડો છે. એ તો સીધી સાદી સમજ છે કે બાલપોષક વનસ્પતિઓનાં મુળીઆંઓમાંથી બનાવેલું અમારું હેર ઓઇલ ઘાસલેટના તેલમાં બનાવેલા હેર ઓઇલ જેટલું તો સફાઇદાર અને પારદર્શક નાજ લાગે. એક પૈસાનીજ સુગંધ નાંખતાં જે વાસ તેમાં આવે તેવી એક રૂપીઆની સુગંધી નાંખતાંએ અમારા હેર ઓઇલમાં નાજ આવી શકે. હેર ઓઇલની પરીક્ષા કરવાની એક ઘરગતુ રીત છે. કોઇપણ હેર ઓઇલ થોડુંક નાના વાસણમાં લઇ ચુલા પર ધુમાડો નીકળતાં સુધી ગરમ કરતાં જો ઘાસલેટ જેવો ધુમાડો નીકળે તો સમજવું કે ઘાસલેટનું અંદર મીશ્રણ છે.

ખરી પડતા–ધોળા થતા બાલ–નબળું મગજ અને આંખોનાં નુર ઘટાડનારાં કહેવાતાં હેર ઓઇલો વાપરી જુવાનીમાં બુઢાપો નોતરવા કરતાં અમારું શુદ્ધ વનસ્પતીય સુગંધીદાર પ્લાન્ટા હેર ઓઇલ વાપરી તેના ગુણોનો ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ.

બનાવનારાઓ:—ધી પ્લાન્ટા ડ્રગ મેન્યુ. કું.
સુરતી મહોલ્લો–પારસી સ્ટેન્ડ પાસે, બાયખલા, મુંબઇ.

રે. નં. ૪૦૬૮૭.

સોલ સેલીંગ એજન્ટસ:—
લક્ષ્મીદાસ તેરસીની કું.,
સુરતી મહોલ્લો—પારસી સ્ટેન્ડ પાસે,
બાયખલા, મુંબઇ.

કોઇ આરતીની તૈયારી નહોતું કરતુ એ જોઇ તેજપાલે ગર્ભદ્વારમાં ડોકીયું કરી કહ્યું: "કેમ ગોર! કેટલી વાર છે?"

એક આધેડ વયના બ્રાહ્મણે ઉંચુ જોયું. "આજે તો બાપા આવવાના છે"

તેજપાલ શેઠની આંખ જરાક પહોળી થઇ જ્યારથી લાટનું સ્વાતંત્ર્ય ગયું ત્યારથી વૃદ્ધ રાજગોરે કોઇ પણ ક્રિયામાં ભાગ લેવો છોડી દીધો હતો. આજે તેને આરતી કરવા આવવાનું મન થયું જોઇ નગરશેઠને કૈં શંકા ઉત્પન્ન થઇ. તેણે ચારે તરફ જોયું. થોડાઘણા પરદેશી માણસો હતાં, થોડાક ગામના આગેવાનો હતા. એને શંકા અસ્થાને લાગી

એટલામાં દીકરાની મદદથી ચાલતા, લગભગ આંધળા થઇ ગએલા રાજગોર આવ્યા. બધાએ આવકાર દીધો. જયજયકાર સ્વીકારતા તે અંદર ગયા, અને એના છોકરાએ પુછ્યું

"બાપા! આરતી શરુ કરીશું?"

"હા સમયાસમય થયો છે. પણ—પણ—" કહી તેણે ચારે તરફ જોવા માંડ્યું

તેના છોકરાએ આરતીની દીવેટો ચેતાવવા માંડી બહાર લોકો વાત કરતા અટકી ગયા રાજગોરે આરતી હાથમાં લેવા હાથ લંબાવ્યો—ને બારણા આગળ એક ગંભીર ને પ્રૌઢ અવાજ આવ્યો, "ગુરુ! જરા ઉભા રહો સ્વામી મહારાજ બ્રહ્માનંદ સરસ્વતીને આવી જવા દો"

બધાને મંદિર ડોલતું લાગ્યું. ચકિત થઇ બધાએ બારણા તરફ જોયું. રેવાપાલ બારણા વચ્ચે ઉભો હતો. તેના ગંભીર ચહેરા પર અમાનુષી ગાંભીર્ય હતું તેની આંખમાં ઉંડું ઝનુન હતું. બ્રહ્માનંદ સરસ્વતી—પૂર્વાશ્રમના ભેરુ સેનાપતિ—અસ્ત થએલા લાટની અશ્રુ-ભીંસાએલી મહત્તાની સજીવ મૂર્તિ—આ સમયે અહીંઆં! તેજપાલ શેઠના મગજમાં કૈંક અજવાળું પડ્યું. તેણે ગભરાઇને પોતાના દીકરાની ભાપકર મુખમુદ્રા તરફ જોયું. માધવ ભટરાજના કપાળ પર કરચલી પડી. એને થયું કે તે પોતે અહીંઆ અત્યારે નહીં આવ્યો હોત તો સારું.

બ્રહ્માનંદ સરસ્વતી હાથમાં દંડ લઇ દાખલ થયા અને સબહુમાન બધાએ રસ્તો કરી આપ્યો. મંદિરના વાતાવરણમાં પૂજ્યભાવનું પ્રાબલ્ય લાગી ગયું. વે ધીમેધીમે ચાલતા, પોઠીઆ પાસે જઇ, તેજપાલની પાસે બેઠા. રેવાપાલ કાલભૈરવ સરખો ભયાનક ને નિશ્ચલ બારણા આગળ ઉભો રહ્યો

સ્વામીજી આવ્યા તેથી બહાર ઉભા રહેલ લોકોમાં થોડો ખળભળાટ થયો હતો; અને તે ધમાચકડીનો લાભ લઇ એક યુવાન્ થોડો મંડળના બારણા સુધી આવી પહોંચ્યો. સોમેશ્વર—કાકનો શિષ્ય ને નવા ગઢનો કીલ્લેદાર આરતીમાં મોડો પડવાની બીકે દોડતો દોડતો આવી લાગ્યો હતો

તે બારણામાં પેઠો ને ત્યાં તેણે રેવાપાલને તેણે જોયો તેણે અંદર નજર કરી તો બ્રહ્માનંદ સરસ્વતીને પોઠીઆ તરફ જતા જોયા. મહાદેવના લિંગ આગળ વૃદ્ધ રાજગોરને આરતી કરવાની તૈયારી કરતા જોયા, અને છેલ્લા થોડા દિવસમાં કેટલીક અપરિચિત વસ્તુઓ જોઇ હતી, ને કેટલાક ગપાટા સાંભળ્યા હતા તે બધા તેને યાદ આવ્યા. તેની આંખો ચમકી. તેને કૈં સમજ પડી. તે અંદર ઘુસી માધવ પાસે જવા ગયો રેવાપાલે હાથ આડો ધર્યો ને બારણા પર મુક્યો.

"સોમેશ્વર ! આગળ જવાનું નથી" તેણે સત્તાવાહી અવાજે કહ્યું. સોમેશ્વરે ગુસ્સામાં રેવાપાલ તરફ જોયું. તેણે રેવાપાલની આંખમાં ખુની તેજ જોયું. તે, રેવાપાલનો સ્વભાવ જાણતો હતો. વહેમથી દોરાઇ, આવે પ્રસંગે, તકરાર કરી છમકલું મચાવવામાં તેને અર્થ દેખાયો નહીં. અને તે રેવાપાલની પાછળ બારણામાં ઉભો રહ્યો.

બધાને ન સમજાય એવું ગુંગળામણ થતું લાગ્યું. રાજગોરે આરતી ધ્રુજતે હાથે લીધી ને તે થરથરભમર કરતા ઉભા થયા. ઉભા થતાં, પગ સરક્યો—ને હાથમાંથી આરતી સરી પડી.—

ત્યાર પછી શું થયું તે કોઇને સમજાયું નહીં. ભયંકર સ્વપ્ના સમું વાતાવરણ પ્રસર્યું. મંત્ર ભણતા બ્રાહ્મણોએ ફુંક મારી દીવાઓ હોલવી નાંખ્યા. જોરથી રેવાપાલે આગલાં બારણાં બંધ કર્યાં. આખા મંડપમાં ગાઢ અંધકાર પ્રસરી રહ્યો. કૈં લોકોનો પગરવ—કે ગરબડ—એક બે ચીસો ને ધક્કામુક્કીનો અવાજ—ને રેવાપાલનો અવાજ જાણે ભુતાવળમાં પ્રતિશબ્દ થતો હોય એવો અપાર્થિવ સંભળાયો: "રાજગુરુ ! સ્વતંત્ર લાટની આરતી હવે ગગનાથ ભગવાનને કરો."

બ્રાહ્મણોએ દીવા કર્યા. મંડપમાં ભરાઇ રહેલા કેટલાક શહેરીઓએ આંખો ચોળી. ત્યાં ઉભેલા ઘણાખરાના હાથમાં નાગી તરવારો હતી, અને તેજપાલ, માધવ, રુદ્રમલ્લ ને ભાભશેઠ—પાટણની સત્તાના પ્રતિનિધિઓ—ત્યાંથી અદ્દષ્ટ થઇ ગયા હતા.

ધોડીઆ આગળ સ્વામી બ્રહ્માનંદ સરસ્વતી ઉભા થઇ ગયા. "લાટવાસીઓ ! ગભરાશો નહીં. લાટ આજે સ્વતંત્ર થયું છે. રાજગુરુ ! આરતી આરંભો. રેવાપાલ ! હું કાલે સવારે ભગવાં ઉતારીશ."

"ગુરુદેવની જય. ગંગનાથ ભગવાનનો જય" રેવાપાલે ઉત્સાહમાં આવી ગર્જના કરી.

"ગંગનાથ ભગવાનનો જય" ત્યાં ઉભેલા બધાએ ઘોષણા કરી.

રાજગુરુ ઉભા થયા ને આરતી શરુ કરી. રેવાપાલ બહાર નીકળ્યો, ગંગનાથની અગાશી પર ચઢ્યો ને એક હવાઇ લઇ ફોડી. હવાઇ ઉડી ને ઉંચે જઇ ફાટી. આખા નદી-તીર પર તે દેખાઇ. નીચે તીર પર હજારો માણસો આનંદ કરતા હતા તેમણે આ હવાઇ ફુટેલી જોઇ.

× × ×

સોમેશ્વર આ બધું જોતા રહ્યા નહીં. તેણે તો રાજગુરુને જાણીજોઇ આરતી હોલવતાં જોયા; બ્રાહ્મણોને દીવા હોલવતા જોયા; ને રેવાપાલને બારણાં બંધ કરવા હાથ લંબાવતો જોયો. તેને બધું સમજાયું. તેને મંજરી ને તેનાં છોકરાં સાંભર્યાં. તેણે એકદમ મંદિર છોડયું; ને લોકોને ધક્કા મારી રસ્તો કાપતો તે સાંબા બૃહસ્પતિના વાડા તરફ દોડયો.

× × ×

નદીકીનારે આનંદ કરતા પટ્ટણી સૈનિકોએ રેવાપાલે ફોડેલી હવાઇ જોઇને હસવા માંડયું. પણ તે હાસ્ય પુરું થાય તે પહેલાં બે હજાર હથીઆરબંધ માણસો તેમના પર તુટી પડયા ને તેમને મુશ્કેટાટ બાંધી લઇ ગયા. મેળામાં હાહાકાર મચ્યો. લોકોમાં ભંગાણ પડયું. ગામમાં બારણાં બંધ થવા માંડયાં.

× × ×

હવાઈ હોડી રેવાપાલ અગાશી પર ઊભો રહ્યો ને પ્રૌઢ અવાજે ત્યાં એકઠા થયલા લોકોને કહ્યું:

"લાટવાસીઓ! આજે આપણે પણ મગીનર થયા છીએ. પહૂણી સૈન્યને ભૃગુકચ્છમાંથી નિર્મૂલ કર્યું છે. અત્યારે આખા લાટમા—બેટકપુરામાં, વટપદ્રમાં, જંબુસરમા, અંકલેશ્વર ને નાંદોદમા, માંડવી ને કામરેજમા તેમનાં સૈન્યનો વિનાશ શરુ થઈ ચુકયો હશે

બંધુઓ! લાટની બેડીઓ આજે તુટી છે-કાલે સવારે સોનાનો સુરજ ઉગશે હાથમાંથી ગયલું લાટ કાલે સવારે તમારા હાથમાં આવશે. ગુરુદેવ ધ્રુવસેન સેનાપતિ કાલે ભગવાં ઉતારી કવચ પહેરશે ને લાટ પર તેમની આણ ફરશે. જાઓ આનંદ કરો. ને બોલો ગગનાથ ભગવાનની જય!"

ત્યાં ઉભેલા લોકો કેટલાક સમજ્યા, કેટલાક ન સમજ્યે સાંભળી રહ્યા; અને બધાએ "ધ્રુવસેન સેનાપતિની જય, ગગનાથ મહાદેવની જય" નો પ્રતિશબ્દ કર્યો.

આનંદમગ્ન ભૃગુકચ્છમા ગભરાટ પ્રસર્યો. લોકોએ વગરસમજ્યે દોડવા માંડયુ. તેમના ઉત્સાહે ત્રાસનું સ્વરૂપ લીધું. દુકાનદારોએ દીવા હોલવી દુકાનો બંધ કરવા માંડી. યાત્રાળુઓને કંઈ સમજ પડી નહીં. કોઈએ છોકરાં ખોયાં; કોઈએ માબાપ ખોયા. કોઈને કયાં જવું તે સુઝ્યું નહીં. કોઈએ કહ્યું કે પહૂણીઓની કતલ થઈ; કોઈએ માન્યું કે પહૂણીઓએ કતલચલાવી કોઈએ "ધ્રુવસેન સેનાપતિની જય"ની ઘોષણા સાંભળી; કોઈને ખાત્રી હતી કે ધ્રુવસેન સેનાપતિ પરલોકવાસી થયા. દરેક જણે દોડવા માંડયું, દરેક જણે કાંપવા માંડયું, દરેક જણે પોતાને ઘેર કે ઉતારે જઈ ભરાઈ જવા માંડયું.

થોડી વારે ગામમાં શસ્ત્રસજ્જિત પુરુષો ફરવા લાગ્યા ને પહૂણી અત્તાધીશોના ઘરની જડતી લેવા લાગ્યા; અને પહૂણી પાઘડીનો પહેરનારો જોયો કે તેને પરહેજ કરવા લાગ્યા

× × ×

ત્રણ ચાર ઘડી પછી રેવાપાલ થોડાક માણસો સાથે ગગનાથના મંદિરની બહાર નીકળ્યો ને ઘોડા પર ચઢી ગામની તપાસ કરવા નીકળ્યો.

---

## પ્રકરણ ૨ જું

## નર્મદાની આરતી

ભૃગુકચ્છના નવા દુર્ગપાલ આંબડ મહેતાએ અખાત્રીજની જાત્રાની લહેર પુરેપુરી માણવાનો નિશ્ચય કર્યો હતો. પહેલા બે દિવસ ને નીરાંતે ઉઠતા, ન તેલફુલેલથી સ્નાન કરી, પાલખીએ ચઢી લાંબા ભુદરપતિના વાડામાં દરબાર ભરતા. પછી ઠેકાણેઠેકાણેથી આવેલાં નિમંત્રણ સ્વીકારવામા, ને મેળામાં માધવ નાગર સાથે ફરવામા દિવસ જતો સાંજના તે હોડીમા બેસી નદીમા ફરવા નીકળતા, અને લહેરમાં આવતાં નદીમાં દીવા મુકવાનું કામ હમતાંહસતાં સ્વહસ્તે કરતા

આંબડ મહેતાના હૃદયમાં અવિમુક્તેશ્વરના મંદિરમાં આરતી વખતે દર્શન કરવા જવાની

---

૧ બેઠા. ૨ બંદીવાન

અજબ શ્રદ્ધા જાગેલી હોવાથી નદી પરથી તે ત્યાં જતા; અને ફરતાફરતા રાતના તેજપાલ નગરશેઠને ત્યાં સુવા આવી પહોંચતા. રસ્તે જતા માણસની મોટેથી'મજાક કરવી, શોભીતી દુકાનોમાં જઇ આવવું, ભજનકીર્તન થતાં હોય ત્યાં સાંભળવા ઉભા રહેવું, રાતના ખેટ પર જઇ હવાઇઓ છોડવી, નિરંકુશ રીતે ફરવું ને હસવું—આ બધું નવા દુર્ગપાલના આચરણથી શિષ્ટાચાર લેખાવા લાગ્યું. એમના પહેરવેશની નવીનત', એમની પાઘડીનો રંગ, એમની ચાલવાની ઢબ, એમના ઔદાર્યની નિઃસીમતાઃ આ સર્વમાં કૈં એવા પ્રકારની મોહક નફટાઇ હતી કે ભૃગુકચ્છના ચુનંદા લહેરીઓએ પાટણ ને ખંભાતના અગ્રગણ્ય મોજીલા આગળ શિર ઝુકાવ્યું; અને તેની રીતભાતનું અનુકરણ કરી લાટીય લહેરીપણામાં પટ્ટણીતત્ત્વોનું ઉમેરણ ઝપાટાબંધ કરવા માંડયું. ગંભીર, વયોવૃદ્ધ કે શુષ્ક શહેરીઓ પરાપૂર્વથી ચાલી આવેલી પ્રતિષ્ઠાની ભાવનાઓ આ પ્રમાણે તોડાતી જોઇ નવા જમાનાના દુર્ભાગ્ય પર નિઃશ્વાસપરંપરા મુકતા ચાલ્યા.

નેરો બોબડો દુર્ગપાલનો અનુચર થયો હતો; અને તેનું હસતું મોઢું ને હસવું આવે એવું શરીર દુર્ગપાલના રસાલાની શોભામાં અભિવૃદ્ધિ કરી રહેતાં.

આંબડ મહેતા મેળાના ઉત્સવનો લાભ લઇ દહાડામાં બે વખત મંજરીની ખબર લેવા જતા; પણ વિદ્વત્તા ને સંસ્કારની નિરંતર સેવામાં પરિપક્વ થએલી મંજરીની રૃસિકતાને અને પતિવિયોગથી નિવૃત્ત થએલી તેની રસવૃત્તિને આમ્રભટનું આ મોજીલાપણું દુઃસહ થઇ પડતું. નવા દુર્ગપાલને આ મનોદશા પારખવા જેટલી નીરાંત નહોતી.

અખાત્રીજને દિવસે આંબડ મહેતાએ પોતાના સ્વભાવને પુરેપુરો ઝોક આપ્યો. તેની ખુબીઓ હતી તેનાથી વધારે ધ્યાન ખેંચે એવી થવા માંડી; અને દુર્ગપાલનો દાખલો જોઇ લાટના યુવકોને અજબ પ્રેરણા મળી.

સવારના આમ્રભટે નેરાને બોલાવ્યો. નેરો નવા દુર્ગપાલનો માનીતો અનુચર ને સલાહકાર થઇ પડયો હતો.

"નેરા! આજે શું?"

"બા-બાપુ! સાં-સાંજે" નેરાએ અવાજ ધીમો કરી કહ્યું, "બ-બ-બા ર-રેવાજીની આરતીમાં જશે. ત-ત-મે તો ગં-ગંનાથની આરતીમાં જ-જ-જ-શેની?"

આમ્રભટને જરાં કચવાટ થયો.

"હું ગંગનાથની આરતીમાં નથી જવાનો. પણ રેવાજીની આરતીમાં તો એકલાં બૈરાંજ જશે. મારાથી કેમ જવાશે?"

નેરાના મોંઢા પર એક વિશાલ હાસ્ય ખીલી રહ્યું. "ન-નેરા પર ભરોસો રાખો મારા અન્નદાતા! પ-પડોશમાં એક ઘ-ઘર છે. ત્યાંથી બ-બ-બધું જોવાશે."

"પણ ઘરના લોકો જાણશે તો?"

"ક-ક-કૈં વાત છે, મ-મારા શેઠ!" નેરાએ થોડા દહાડામાં આંબડ મહેતા જોડે દોસ્તી બનાવી દીધી હતી. "આખા ઘ-ઘરમાં આપણે બે એકલાજ."

"શાબાશ નેરાભટ" આંબડે સંતોષથી કહ્યું. "બ-બ-બાપુને ઘ-ઘણી ખમ્મા" કહી નેરાએ નીચા નમી નમસ્કાર કર્યો.

આંબડે ઘણી યુક્તિથી તેજપાલ શેઠને ચુકવ્યા, માધવને વળાવ્યો અને સાંજ પડવા આવી એટલે નેરાને સાથે લઈ પગે ચાલી દેવભદ્રસૂરિના અપાસરા તરફ તે નીકળ્યો. મેળાનો દિવસ એટલે દુર્ગપાલને આમ જતાં જોઈ કોઈને વિસ્મય થયું નહીં. અપાસરા પાસે આવતાં એક નિર્જન રસ્તો આવ્યો કે બન્ને જણ એક ગલીમાં વળ્યા; અને આમ્રભટે પોતાનો ભપકાદાર પહેરવેશ કાઢી, તદ્દન સાદો પોશાક પહેરી લીધો. બન્ને જણ ઝપાટાબંધ પાછા નદી-કિનારે આવી નર્મદાના મંદિર પાસે આવી લાગ્યા.

મંદિર આગળ એક નાનું ઘર હતું. નેરાએ ગજવામાંથી કુંચી કાઢી બારણાનું તાળું ઉઘાડ્યું અને બન્નેએ અંદર જઈ બારણું વાસ્યું. બારણા પાસે એક બારી હતી તે નેરાએ ઉઘાડી ને તેની પાસે એક ગાદી પાથરી તકીઓ મુકી આપ્યો. બારીમાંથી રેવાજીના મંદિરમાં નજર પડતી.

આ મંદિર નાનું પણ ઘાટીલું હતું. અને મૂર્તિ ઘણી પુરાણી હતી છતાં ગયે વર્ષેજ ત્રિભુવનપાલ દંડનાયકે પાટણથી કારીગરો બોલાવી તેનો પુનરુદ્ધાર કરાવ્યો હતો. તેનું નાનકડું ને સુકુમાર લાગતું શિખર રુદ્રદુહિતા નર્મદાના લાવણ્યમય શરીરની પ્રતિમારૂપ હોય એમ લાગતું. મંદિરનો મંડપ એટલો નાનો હતો કે આવે પ્રસંગે દર્શન કરવા આવનારને બહારના વિશાળ ઓટલા પરજ ઉભા રહેવું પડતું.

આશરે પચ્ચીસેક સ્ત્રીઓ આ ઓટલા પર આવી લાગી હતી, અને ધીમેધીમે બીજીઓ આવતી હતી. આંબડે તકીઆ પર માથું નાંખી આવતી સ્ત્રીઓને જોવા માંડી. ત્યાં ગરીબ સ્ત્રીઓ પણ હતી, ને ધનાઢ્યોની આભૂષણોના ભારથી લચેલી સ્ત્રીઓ પણ હતી. ધનવાનોની કુલવધૂઓમાં પણ રસાકસી સ્પષ્ટ દેખાતી; અને તેમનામાં એક બીજાને આંજવાના પ્રયત્નો ચાલી રહ્યા હતા. ગરીબાઈમાંથી ધનવાન્ થયેલાની સ્ત્રીઓનો આડંબર ને પેઢીધર ધન ખરચ્યાથી આવેલા સંસ્કારવાળી સ્ત્રીની આભૂષણ પહેરવાની સરળતા; ગરીબ છતાં પૈસાવાળા મનાવા મથતી સ્ત્રીઓનો ભપકો ને પૈસા છતાં સાદાઈમાં શોભતી કોઈ સ્ત્રીઓની છટા—આ બધાં ત્યાં દેખાતાં. કેટલીક વૃદ્ધ છતાં જુવાનમાં ખપવા મથતી; કેટલીક જુવાન છતાં વયનો ભાર ને ડહાપણનો ડોળ કરતી; કેટલીક રૂપગર્વિતાનો ન છુપાવાય એવો ઠસ્સો બહાર પડી આવતો; કેટલીક શરમાળ સુંદરીઓ નીચું જોઈ, પોતાનું રૂપ ઢાંકવાના નિષ્ફળ પ્રયત્ન કરતી. એક ઘણીજ જાડી સ્ત્રી, ઘણુંજ મોટાં કડલાં પહેરી ઘણીજ ઉતાવળે આવવાનો પ્રયત્ન કરતી હતી બે સ્વરૂપવાન્ બહેનો, એકબીજાના હાથમાં હાથ નાંખી, જાણે બે વેલીઓ પવનમાં ડોલતી હોય તેમ આવી લાગી. નાની બાળકીઓનો એક સમૂહ કલ્લોલતો ને કુદતો આવી પહોંચ્યો. આંબડ મહેતા મંજરીની વાટ જોતાં જોતાં, અનુભવી લહેરીની ઝીણવટથી આ વૃંદને જોઈ રહ્યા.

નગરશેઠના ઘરના આવી લાગ્યાં. રેવાપાલની સ્ત્રી બેનાં આગળ આવી. આંબડ મહેતાને આ સ્ત્રી જોઈ ઘણોજ કંટાળો આવતો હતો, અને તે જો તેની સામાસામી થાય તો તેના સંસર્ગથી કેમ દૂર રહેવું તેની યુક્તિ તેણે ક્યારની કરી મુકી હતી. તેની પાછળ પોતાની ભાવિ પત્ની, મેઘવર્ણની ઉજળતી,

કુદતી ને હસતી, આવી. આંબડે વિચાર કરવા માંડયો કે આની જોડે જીવન જશે તો ઠીક–ને તેનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું. ત્રણ જણીઓ આવી–ને તેનું હૈયું ઉછળી રહ્યું.

ત્રણમાંથી આગળ આવનાર દેવદારુ સમી ઉંચી ને ઘાટીલી હતી. તે ડગ ધરતી ત્યાં છટા નીતરતી ને ડોલતી ત્યાં રસ ઝરતો. જેમ રાજહંસી તરી આવે તેમ તે આવી–ધીમી ને સ્વાભાવિક પણ ગૌરવશીલ ગતિથી. તેના મુખ પર તેજભર્યું હાસ્ય દીપતું. તેનો અવાજ વાતો કરતી સ્ત્રીઓના કીલખીલાટથી નીરાળો, વાંસળીના કોમળ સુર સમો સંભળાયો.

મંજરીએ સાદાં ને સફેત વસ્ત્રો પહેર્યાં હતાં. તેના અંગ ઉપર આભૂષણો નામનાંજ હતાં. આ પ્રસંગને માટે તેણે કૈં પણ ટાપટીપ કરી હોય એમ જણાતું નહોતું; અને છતાં તેની સાદાઇમાં રહેલી વિશિષ્ટતામાં આકર્ષણ કૈં ઓરજ હતું.

મંજરી આવી–નિરભિમાન રૂપથી બધાંને આંજતી; અને સ્ત્રીઓમાં શાંતિ પ્રસરી. આંબડ મહેતાના હૈયામાં તોફાન શરુ થયું.

તે અને તેની બ્હેનપણીઓ ઓળખીતીઓ જોડે હસતી બોલતી આવી.

"કેમ બેનાં ભાભી?" મંજરીએ પુછયું.

"સારું."

"ને પ્રાણકુંવર તું–" આંબડની ભાવિ પત્નીને મંજરીએ પુછયું.

"મંજરીબા! કેમ આજે સાદાં સાદાં?" તેણે મંજરીનાં સફેત વસ્ત્ર ને આભૂષણ વિનાના અંગ તરફ નજર કરી.

મંજરી હસી. તેમાં જરાક મ્લાનિ હતી. "બ્હેન! હજુ તને એ સમજતાં વાર છે."

"મંજરીબા! તમારા વગર બધું અંધારું-જ હતું" એક વૃદ્ધ સ્ત્રીએ કહ્યું. આંબડે એકલાં એકલાં એ અભિપ્રાયને અનુમતિ આપી.

"બા!" પુજારી આગળ આવ્યો. "બા! હવે તમે આરતી શરુ કરો. તમારા વગર કોઇ એકડોજ નથી કરતું."

"હા! બા." મોટાં કલ્લાંવાળી સ્ત્રીનો મોટો ને કઠોર અવાજ આવ્યો. "તમારા વગર આવડે છે કોને?" આંબડનું હૈયું ગર્વે છલકાયું.

"પણ તમે બધાં કૈં બોલો. મને જે આવડે છે તે તમે ઉપાડશો કેમ કરીને?"

"ના, બા! તમેજ શરુ કરો. પછી અમે બીજું કૈ બોલીશું" બે ત્રણ સ્ત્રીઓએ આગ્રહ કર્યો.

એનાંને આ લોકપ્રિયતા નહોતી ગમતી એ તેના મોઢા પર સ્પષ્ટ દેખાતું હતું.

"ઉભાં રહો" મંજરીએ હસીને કહ્યું. "મને પુરાણની એક ઘણીજ જુની સ્તુતિ આવડે છે તે બોલું? ચાલશે?"

"હા-હા" બધાં બોલી ઉઠયાં. ને પેલી નાની છોકરીઓએ તાળી પાડી. "હા બા; હા બા." મંજરીએ જવાબમાં એક હેતભર્યું હાસ્ય મોકલાવ્યું.

તે પલવાર મુગી રહી ને ગળું ખંખાર્યું આંબડ મહેતાના હૃદયમાં કૈં કૈં નાદ થઇ ઉઠયા.

તે ઝાંખા પ્રકાશમાં, સ્વર્ગથી ઉતરી આવેલી અપ્સરા સમી તે સુંદરીના અનુપમ સૌંદર્યને તે જોઇ રહ્યો. તેનું મુખ આ સુંદરીએ

ના સમૂહમાં પણ અસાધારણ તેજે મઢ્યું હોય એવું લાગ્યું. તેનાં મોટાં, ચંચલ નેત્રોમાં દબાવેલા અંતરના ભાવોની, જરાક ખિન્નતાભરી છાયા હતી. તેના હોઠની અકથ્ય રસસમૃદ્ધિ ઢાળવવા તે તત્પર થઇ હોય તેમ જરાક નમી હતી. અને તેની લાંબી ડોકનો મોહક મરોડ સૌંદર્યનાં અમૂર્ત સ્વપ્નાંઓ તેના મનમાં ખડાં કરી રહ્યો હતો.

કોઇ ઉસ્તાદ શિલ્પીએ કોરી કાઢેલી અપૂર્વ મૂર્તિ જોઇ વિલાસવૃત્તિ નષ્ટ થાય ને નિર્મલ રસવૃત્તિ કે સૌંદર્યભક્તિ જાગે તેમ આંબડ મહેતાને થયું. આંબડ શોખીન હતો, પણ તેની વૃત્તિઓ જડ થઇ નહોતી ગઇ. તેના મોજીલા સ્વભાવનાં મૂલોમાં સૌંદર્ય પારખવાની, સૌંદર્યની પૂજા કરવાની શક્તિ સમાઇ હતી. વિલાસી જીવનમાં આ શક્તિ જરા કટાઇ ગઇ હતી; પણ અત્યારે જ્યારે મંજરી દૂર ને દુષ્પ્રાપ્ય લાગતી હતી, જ્યારે તેનાં દર્શન ને પ્રશંસા પરજ જીવન વીતાવવાની ફરજ પડી હતી ત્યારે તેની આ શક્તિ પાછી સતેજ થઇ.

અત્યારે તે ભક્તના આત્મસમર્પણથી આ સુંદરીને જોઇ રહ્યો. પોતાની મોટાઇનો ખ્યાલ અત્યારે તે વીસરી ગયો. તેની લાલસા નષ્ટ થઇ. તેના હૃદયના અશુદ્ધ ભાવો દબાઇ ગયા. તેને એટલુંજ ભાન રહ્યું કે જેને તે સૌંદર્ય ને છટા ગણતો હતો, લાવણ્ય ને ગૌરવ માનતો હતો તે બધા લક્ષણોની વિશુદ્ધ ને અપૂર્વ પ્રતિમા અત્યારે ત્યાં ઉભી હતી. અને તેનું અંતર, અર્ઘ્ય આપતાંઆપતાં, અલ્પના અનુભવી પ્રણિપાત કરી રહ્યું હતું

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

## નવું સાહિત્ય

[ અનુસંધાન પૃષ્ઠ ૨૪૫ થી ]

રા. કવિએ પોતાની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે મહાકાવ્ય લખવા મનોરથ રાખ્યો હતો. એ મહાકાવ્યને બદલે એમણે આ નાટક લખ્યું. આપણાં નાટકોની ગદ્યપદ્યાત્મક પ્રચલિત શૈલીમાં ગદ્યને સ્થાને એમણે પોતાની નવીનતર કાવ્યશૈલીની અને પદ્યને સ્થાને એમને પ્રિય ખંડકાવ્યોની યોજના કરી છે. ગદ્યને સ્થાને વપરાયલી એમની કાવ્યશૈલીનું સ્થાન આપણે સ્વીકારેલું ગદ્ય યોજીને એ ફેરવી આપે તો આપણને એમના તરફથી રસાત્મક અને પ્રભાવશાળી ગદ્યનો વિરલ પ્રકાર મળે. નાટ્યાચાર્ય ભરતના સાહિત્યનિયમોનું ઉલ્લંઘન રસિકતાથી કરીને કે કર્યા વગર મોજવતી આપણી પ્રચલિત નાટકશૈલીની સરલ ગદ્યપદ્યાત્મક ભાવમયતા અને અર્થવાહકતાનું નિર્મલ સ્વરૂપ—મણિલાલકૃત 'કાંતા' કે રમણભાઈકૃત 'રાઈનો પર્વત'નું શૈલીસ્વરૂપ—આલેખી આપણને તેઓ પોતાનો એક નાટકપ્રકાર આપે એમ આપણે ઇચ્છીશું. 'ઇંદુકુમાર'થી માંડી છેલ્લા 'પ્રેમકુંજ'માં એક ધારે અને એકજ સુરે વપરાતી આવી એમની શુષ્ક થઇ જતી નવીનતર શૈલી એકસુરી અને તેટલા માટે અરુચિકર લાગી આવે છે. અતિ પરિચયને લીધે એમ લાગે છે એવો કોઇનો બચાવ પણ સ્વીકારવા યોગ્ય લાગતો નથી; કારણ કે સુંદર આત્માવાળી અનુપમ કાવ્યવિધાયક પ્રભુની કોઇ અગમ્ય છતાં પણ નિયમવશ નિર્મલ માનવકૃતિના પરિચયમાં, એના ગાઢ પ્રેમપ્રસંગમાં કે હૃદયરસના ઉંડાણોમાં આપણે જેમજેમ વિશેષ પેસતા જઇએ તેમતેમ વધુ અવગણના કરવાને બદલે આપણે એનો પ્રેમપૂર્વક વિશેષ સાક્ષાત્કાર કરતા જઇ એને વશવર્તી બની જઇએ છીએ. નાટકમાંના ગદ્યને એના સ્થાન પરથી ભ્રષ્ટ કરી એનું સ્થાન ગદ્યહીન પદ્યાભાસી પદ્યને આપવામાં ગદ્યપદ્ય બનેના વિકાસક્રમમાં આપણા આ પ્રથમ પંક્તિના લેખક વિકાસક થવાને બદલે કેટલેક અંશે આ રીતે વિઘ્નકર્તા થાય છે ગદ્યની રીતે બોલવામાં કે પદ્યની નિયમવશતાનુરૂપ ગાવામાં ઉભય રીતે રા. કવિની આ નવીનતર કાવ્યશૈલી આપણા કાવ્યાદર્શોના સાચા, ઉન્નત, વિશાલ અને પુરાણા તેટલા નવીન આત્માને ધારણ કરી શકે એવા સપ્રમાણ અને સર્વાંગસુંદર દેહો સરજવા આમ અસમર્થ નીવડી છે. એમાંથી નિર્ઝરતા કાવ્યરસની અમે આમ કહી બીલકુલ અવગણના કરતા નથી. રા. કવિના શુદ્ધ ગદ્યાત્મક ગદ્યના વિકાસસ્વરૂપમાં નડતી આ અક્ષમ્ય ખામીઓનું નીદાનમણ આપણા ગદ્યાત્મક સાહિત્યમાંથી વહેલું થઇ જાય એટલુંજ અમે આગ્રહપૂર્વક ઇચ્છીએ છીએ. કાવ્યના નવીન પ્રકાર તરી પછી ભલે રા. નાનાલાલની કાવ્યશૈલીનો પ્રકાર દીર્ઘાયુ કે અમર થાય

રા કવિએ પસંદ કરેલો નાટકપ્રસંગ જેટલો વિરલ તેટલો ભવ્ય છે. પૂર્વની કે પશ્ચિમની શૈલીના આદર્શ નાટકને અનુરૂપ અને યોગ્ય આ પ્રસંગ છે. મહાકવિ કાલિદાસના જગન્માન્ય પુરસ્કિકતાભર શાકુંતલ નાટકની ઉત્તરકૃતિ બનવા પ્રેરાયલું નાટક સર્વાંગ સફલતા સાધી શક્યું હોત તો પ્રાચીન આર્યાવર્તના મહાકવિની કૃતિની સાથે જગતભરના સાહિત્યકારોને આધુનિક ગુજરાતના એક મહાકવિની કૃતિ જોવાનું સૈકાઓ પછી સૌભાગ્ય મળીત અને ગુજરાતને યથાર્થ રીતે મગરૂર થવાનું થાત 'રાજર્ષિ ભરત' 'શાકુંતલ'

ની સમાન કક્ષામાં આવે, તેમ તો નથીજ તેમ તેના પોતાના યુગનુંએ યથાર્થતા કે સબલતાથી એ પ્રતિનિધિત્વ કરી શકતું નથી. સમૃદ્ધ અધુરા 'ઇંદુકુમાર' કે 'જયા અને જયંત'નું અનુજ છતાં એ ઉતરતી પ્રતિનું બાલક લાગે છે. એના પિતાની વિકાસ પામતી અમરતા એમાં ઝાંખીઝાંખીજ સંસ્કારરૂપે ઉતરી છે.

આપણી રંગભૂમિને યોગ્ય કરવાને માટે લખાયું હોય તેમ એ નાટકને ત્રણ અંક છે. એના વસ્તુનો સારાંશ સંક્ષેપમાં અવલોકી લઇશું.

પ્રથમ અંકનો પ્રથમ પ્રવેશ ભરતમુનિના નિયમાનુસાર નાંદી પછી થાય છે. રાજસૂય યજ્ઞનો અશ્વ (અમારી ભુલ થતી ન હોય તો અશ્વમેધ યજ્ઞનો અશ્વ એ વિશેષ યથાર્થ છે) ભરતદેવના દિગ્વિજયનો આરંભ કરવા નીકળેલા સૈન્યથી રક્ષાયલો ઉભો છે. ભારતની મહાકથાનું ગીત પ્રાચીન અને અર્વાચીન ભારતનું અનુચિત સામ્ય દાખવતી સ્થિતિ કવિની માનસિક સ્થિતિનું અને નાટકના બીજનું આપણને તરત જ્ઞાન કરાવે છે. આર્યત્વનું રક્ષણ કરવા ભરતદેવ, અમાત્યો, સુભટપતિઓ અને સ્વદેશભક્ત સૈન્યો એકપગે થઇ રહ્યાં છે. ચારણીઆણીઓનાં ગીતશકુનો લઇ સૌ પ્રયાણ આરંભે છે.

અવંતીનાથની કુમારી વસુંધરા અને એનો સહીઅરસંઘ વિનોદી રસચર્ચા કરે છે. રસમીમાંસા અને પ્રેમનાથનાં રસવિવેચન થાય છે. સૌરભ લુંટવા આવતા ભ્રમરોને રાજકુમારી ઉડાડી મુકે છે. જીવનવનનાં મધુરાં સ્વપ્નોનું મધુર અને કુમળું ગીત ગવાય છે. આજ વખતે રસભંગ કરતો ગંગાદ્વારમાં વસતો દસ્યુસંઘ–અનાર્યોનો સંઘ–આવી, અબલાઓ ઉપર હુમલો કરે છે. પણ એમની અને આ સહીઅરોની ઝપાઝપીમાં જીત તો વીરાંગના અબલા સુંદરીઓને મળે છે.

ત્રીજા પ્રવેશમાં યોદ્ધાઓની સભા મળી મંત્ર કરે છે. અવંતીનાથ પેલા દસ્યુઓ પાછળ પડેલા છે. યુદ્ધનાં કહેણુ આવે છે.

ચોથા પ્રવેશમાં રાજ્યમાતા વૃદ્ધ વિધવા શકુંતલા માલિનીતીરના તપોવનમાં દેખાય છે. એમના પૂર્વજીવનનાં સંસ્મરણો એમને વૃદ્ધ હૈડે જગાડવામાં આવે છે. એમનાં બાલસ્નેહીઓ–તપોવન, હરણાં, વનજ્યોત્સ્ના, સખીજનોઃ સર્વ તાજાં મનશ્ચક્ષુ સમીપ ખડાં થઇ જાય છે. રા. કવિએ અહીં શકુંતલા જેવા વૃદ્ધ પાત્રને મુખે સંસ્મરણો ભેગા કેટલાક અનુચિત શબ્દો મુકી ઔચિત્યનો ભંગ કર્યો છે. ભરત આ સ્થલે આવે છે અને વૃદ્ધ માતા ને કણ્વમુનિ તરફથી આશીર્વાદ મેળવે છે. પુત્ર માટે માતાનું વત્સલ હૃદય એને અનુગુણ સહચારિણી વાંછે છે. ભરતને વીદાય દેતાં કણ્વ શાકુંતલ નાટક માંહેનાજ સુંદર શબ્દોનો ઉપયોગ કરે છે. અંકને અંતે "ઊર્ધ્વહસ્તે આશીર્વાદ દેતાં આશ્રમવાસીઓ સ્નેહભીની આંખે પાછળ નીહાળતા તપોવનમાં ઉભાં રહે છે."

આ અંકમાં રા. કવિએ આર્યત્વને માટે ઉચ્ચ ભાવનાભર્યા ભાવો દાખવ્યા છે. પણ એ આર્યત્વને એ પુરતું વ્યાખ્યામાં ઉતારી સ્પષ્ટ કરી શક્યા નથી. એની પ્રત્યક્ષ છાપ એ આ યુગના આપણુ આર્યો ઉપર સચોટ પાડી શકતા નથી. વક્તવ્યને શબ્દો આવરી દે છે. શબ્દોના મર્મવિભાગમાં તીવ્ર આવેશ લાગતો નથી.

વસુંધરા અને એનો સખીવિનોદ ઘણો આકર્ષક અને અસરકારક પ્રસંગ આલેખાયેલ છે. એકજ દૃષ્ટાંત લઇશુંઃ

આશાની અમરવેલ કરમાઈ જશે?
ને મહુલેલાં ફૂલડાં ખરી પડશે?
દીલ દાઝે છે એમનાં દર્શને
પણ વાગે છે સંસારની ઠોકરે.

આ ભાવ સુંદર, સરળ અને પુરતા ઔચિત્યભર્યા આલેખાયા છે.

આ અંકમાં ઋષિકુમારો પાસે કવિએ ગવડાવેલા ભારતના મહાગાનનું ગીત આજકાલ ગવાતા મહાસભાના સ્વદેશગીતો જેવું ગીત છે એમાંના શબ્દો એમાં શુષ્કતાજ ઉમેરે છે. ગીત આપણા હાલના નિર્માલ્ય ગીતોના એક નિરસ અનુકરણ જેવું છે. એના અંતરમાં નથી નિર્મલ ભાવોની ઉન્નત ઉર્મિના કે કાવ્યની નિસર્ગભર સુંદરતા. અનૈતિહાસિકતાનો એમાં અક્ષમ્ય દોષ છે અને રા. કવિ જેવા સૂક્ષ્મ અને સુઘડ કલાધરને હાથે એ થયલો જોઈ રસવૃત્તિને આઘાત કે ગ્લાનિ થયા વગર રહેતાં નથી. આપણી ક્ષુદ્ર નાટકમંડળીઓ પ્રાચીન, અર્વાચીન, ઐતિહાસિક કે અનૈતિહાસિક સૌ કાળનો ખીચડો કરી નાખે છે એમને તો માફ કરી શકાય. ભરતનો યુગ આલેખતું આ નાટક જાણે તે પછીના યુગોના કે આધુનિક યુગ ન હોય એવો ભ્રમ ઉત્પન્ન કરે છે હાલનો સ્વદેશભક્તિપૂર્ણ સ્વાભિમાન યુગ ભરતદેવના યુગનું આમ અધ્યાસ ચરણ જાણે કરતો ન હોય! જે યુગનું પ્રતિબિમ્બ કરવા નાટક લખાયું છે તેને કવિ આ યુગના રંગોથી જાણે રંગે છે આવી સ્વદેશભક્તિનું પ્રોત્સાહન કરતી સ્થિતિ તે યુગમાં મૂર્તિમંત હોવાનું સમજાતું નથી એ સૂક્ષ્મ વાચકને સમજાશે.

બીજો અંક મદોન્મત્ત સરોવરના ઉદ્યાનથી શરૂ થાય છે. ભરતદેવ માટેનો બીજભૂત થયલો વસુંધરાનો પ્રેમ ઉકળી રહ્યો છે. એની સહીઅરો એને બનાવી રહી છે. ગૌરીના જાગરણમાં દીપના દેવનાં દર્શનો થાય છે. "મા મારો, મા મારો" એ વસુંધરાનું મનોહર ગીત 'ઇંદુ કુમાર'ના વધુ કુમળા "કુલડા મો મીરો હો કુલડા વાગેઠ"—ની તાજી યાદી આપે છે રા. કવિના મધુરતમ ગીતોમાંથી પહેલાનો અપૂર્વ અને તાજો રસ આ નાટકના ગીતોમાંથી થોડા અપવાદો શિવાય ઉડી જતો લાગે છે. એમનાં રસગીતોની પ્રાતઃકાળની કુસુમકુમારતા ઓછી થતી જાય છે.

સુજગાની કાવ્ય અને સંગીતની મીઠી મસ્તીભોર માધુરી છલકે ને નયનોને નચવી નાખતી એમાં કંઈ ઓટ આવી ગયો છે તેમાં ભરતીની આશા રખાય છે.

શકુંતલાની સખીઓને ચમકાવી દુષ્યંત જેમ રંગભૂમિ પર ખડો થયો હતો તેમ આ નાટકમાં ભરતદેવ આ વખતે ખડા થાય છે. શાકુંતલની ભારે અસરોમાંથી કે એમાંના કેટલાક મુખ્ય ભાવનિર્દેશોથી આપણા કવિ આમ ઉગરી સ્વતંત્ર રહી શક્યા નથી. આ અંગે રા. કવિની આ કૃતિને પરતંત્ર અને વિશેષ ઝાંખી બનાવે છે પ્રાચીન કવિઓનું ગાયલું ગાવામાં આપણા સાહિત્યકારોની પ્રતિભા આમ ઘણા લુપ્ત થઈ જાય છે એ આપણે અનુભવીએ છીએ. આધુનિક પ્રતિભાઓ જુના દ્રશ્યોને નવેસરથી ઉપયોગમાં લઈને યથાર્થ વિકાસક્રમ માંડી શકે. અનુકરણોનો ભંડાર ઓછો પીરસાય તોજ સારું. આરંભનો લેખક એ પીરસે તો શોભી શકે.

શાકુંતલ નાટકની પેઠે અપ્સરાઓનાં જ્યોતિઓની જેમ રા. કવિએ આ નાટકમાં દૈત્યામનાઓને પાડવી છે. દસ્યુઓના હાથે થનાર અપહરણની બીક શકુંતલા, મેનકા અને

દેવપતિના જુના ઉરસંબંધોનો ભાવ સમજી જનારી દેવાંગનાઓ વહારે આવી વસુંધરાને બચાવવા માગે છે. પણ તે પહેલાં તેને તો દસ્યુઓ ઉપાડી ગયા છે. ગંગાદ્વાર તરફ વસુંધરાસનું સર્વ જોઇ એ પાછી ઉડી જાય છે.

બીજા અંકનો બીજો પ્રવેશ શિપ્રા (ક્ષિપ્રા?) ના આરાઓ રંગભૂમિ ઉપર રજુ કરે છે. આર્યસેનાનાં શિબિરો, આર્યધ્વજ અને સૈન્યનાં કેટલાંક મુખ્ય પાત્રો અને તેમની પશ્ચાદ્ભૂમિ ઉજ્જયિનીની રમ્ય નગરી દેખા દે છે. પ્રવેશમાં વિશેષ કૈં નથી. રા. કવિની વસ્તુસંકલનાની ત્રુટીઓ અહીં પ્રત્યક્ષ થાય છે. એમના આ વણતરમાં સપ્રમાણ એકભાત પાડતા તારોની સુઘટિત કલા નથી. વણતરની ગુલાબી કુમાશ અનુભવાતી નથી.

પ્રવેશ ત્રીજો ઉત્સાહપ્રેરક છે. અમરકંટકના ગેગિરાજ ને ભરતદેવનો પ્રોત્સાહક ભેટો થાય છે. આ ચિત્ર એની ભવ્યતા સાથે રા. કવિ સફલતાથી આલેખી શકયા છે. આર્ય સંસ્કૃતિનાં અને સમાજનાં અંગોના સમન્વયના સિદ્ધાંતોનું અહીં રાજયોગી અને યોગીરાજ વચ્ચે વિવેચન થાય છે. આર્યાવર્ત ઉપરાંત 'सबही भूमि गोपालकी' સાથે આપણા સમાગમ, સદાચાર અને સંબધોની વાતો એ ભરતદેવના યુગમાં થાય છે અને આંતર રાષ્ટ્રીય લગ્નોનાં વિવેચન પણ થાય છે.

એ યુગ પછી મહાકાલે ઘણાં પગલાં ભર્યાં છે. આજ પણ એ જયમંત્ર ભારત આગળ ઉભો છે. આપણા સંસારશાસ્ત્રીઓ અને રાજ્યશાસ્ત્રીઓ આગળ આપણા કવિ આવાઆવા પ્રશ્નો મુકે છે. એમનો ઉકેલ કરવાનો આ યુગને માથે છે.

ચોથો પ્રવેશ યોધરાજોનો રંગઅખાડો રજુ કરે છે. યોદ્ધાઓની સરતો આમાં થાય છે. આ રમતો વસ્તુસંકલના સાથે સુગ્રથિત નથી

પાંચમો પ્રવેશ ગંગાદ્વાર આગળ ગોઠવેલો છે. "મેઘલી અમાસની અંધારી રાતની કાલિમા સર્વત્ર આચ્છાદાયલી છે. સર્વે મૂક છે. પાછળ આથે મહાસાગર લહરતો દેખાય છે."

આ અંકમાં રસની જમાવટ સારી જામી રહી છે. વસુંધરાને દેવાંગનાઓ 'પેલા આભઝરુખે અભંગ' એ સુંદર, ભવ્ય અને ભાવપૂર્ણ રસભર ગીતથી જાગ્રત્ કરે છે. બીજી પાસ ભીષણમાંથાનું ભીષણ પાત્ર અને અઘોરકર્મા દસ્યુઓ વસુંધરાવધના આગાહી ઉત્સવની ઘેલછાનાં ગીત ગાય છે.

નાટકના ત્રીજા અંકના પહેલા પ્રવેશમાં મહાકાલેશ્વરની સાથે આરતીનું દશ્ય રજુ થાય છે. અવંતીનાથ અને ગોવરાજ નીતિયુદ્ધ અને ધર્મયુદ્ધની જુની મીમાંસા કરે છે.

બીજા પ્રવેશમાં બ્રહ્માવર્તમાં બ્રહ્મસભા ભરાણી છે. ઋષિ અને ઋષિકુમારો ભારતનો મહિમા ગાયે જાય છે. અનૈતિહાસિકતાની અહીં પાછી રસભંગ કરતી પુનરાવૃત્તિ થાય છે. ભારતના અતિમહિમાથી આ પ્રવેશ અતિવિસ્તારી લાગી જાય છે.

પ્રવેશ ત્રીજામાં ઉજ્જયિનીનો નગરચોક ગોઠવાયો છે. આ પ્રવેશ પણ અતિવિસ્તારી હોઇ નાટકની પ્રમાણપુરઃસરતાનો ભંગ કરે છે. નગરીનાં સ્ત્રીપાત્રો સ્વયંવરની પ્રસ્તુત–અપ્રસ્તુત ચર્ચા કરતાં જણાય છે. દેવાંગનાઓએ આમાં અલગ અદશ્ય રહી ભાગ લે છે. એમનું ગીત—"સ્ત્રીત્વ પ્રધાન—" એ શબ્દોથી શરુ થતું જેવું ભાંગ્યુંતુટયું તેવું ઇતિહાસક્રમને ગમે તેમ આલેખતું જાય છે. પ્રવેશને વિશેષ બગાડવા રા. કવિ એક જયલંકા હાથીને ગાંડો કરી છુટો મુકે છે. આ હાથીના પ્રસંગ વગર ચાલે તેમ નહોતું? બાલવિનોદની જેમ ગાંભીર્યનો અહીં ભંગ થઇ ગયો છે.

રાખો. તેનો બીજો ઘણો ખપ છે. દેવા! કે પણ અનાજ ગઢમાં છે કે નહીં?"

"આટલાં બધાને તો આઠેક દહાડા પણ નહીં ચાલે."

"આ। ઉભાં રહો. આપણે ગઢમાં આવ્યા છીએ તે ગામમાં કોઈને ખબર નથી. હું જઈ દોઢુંઘણું અનાજ ઉપર લઈ આવવાની ગોઠવણ કરું."

"પણ તમે બહાર પકડાઈ ગયા તો?" મંજરીએ કહ્યું

"ભોળાનાથની મરજી. આમ્બડ મહેતા—" તેની સામે જોઈ સોમેશ્વર જરા ખચાયો. "આમ્બડ મહેતા તમે અહીંઆ બાને જો જો ને મણિભદ્ર તુ પણ અહીંઆજ રહે નેરા તુ મારી સાથે ચાલ"

"હું આવું?" આમ્બડે પુછ્યુ

"ના આપણા બેમાંથી એક જણે તો અહીંઆં રહેવુંજ જોઈએ

"વખત છે ને રૈવાપાલ ગઢને ઘેરા ઘાલે તો સામે કોણ થાય?"

"ઠીક. નેરા, સોમેશ્વરભટ્ટ જોડે જા"

"બ—બાપુ—" પાછળ ઉભેલા નેરાને ગઢમાંથી બહાર જવાનું રુચ્યુ નહીં.

"જા" આમ્બડે ડોળા કાઢયા નેરો નીચી મુંડી કરીને સોમેશ્વર સાથે બહાર ગયો.

"દેવા! હવે કે બેસવાનુ ઠેકાણું છે કે? આ છોકરાં બીચારાં થાકી ગયાં છે"

"અરે હારે આ, હા" કહી દેવો બધાને ગઢમા થોડે દૂર એક નાનું ઘર હતું ત્યાં લઈ ગયો. અને જોઈતી ચીજો કાઢી-આપી. કોઈ ઘેરા ઘાલે તો પટણી સૈન્યને માટે ગઢમાં એવી સોઈ હતી કે રસોઈ કરવાને માટે તો કોઈને કંઈ આડચણ આવે એમ નહોતી.

મણિભદ્ર પાણી કાઢી લાવ્યો. મંજરીએ ગભરાયલા છોકરાને આશ્વાસન આપી સુવાડવા માંડયાં અને દેવો અને આમ્બડ મહેતા ગઢને તપાસવા નીકળ્યા.

આમ્બડ ગંભીર થઈ ગયો હતો. પાટણની સત્તાને ગઢમાં રહ્યા રહ્યા ટકાવી રાખવી, ને પાટણથી મદદ આવે ત્યાં સુધી મંજરીનુ રક્ષણ કરવુ—એ બે હૃદયે તેની મહાઈ સતેજ કરી. આ ગઢ સુરક્ષિત હતો, અને સહેલથી લેવાય એવો નહોતો, છતા ત્રણ ચાર માણસની મદદ-થી તેને ટકાવી રાખવો કે સહેલી વાત નહોતી. અને તેમા ખોરાક ખુટે તો શુ થાય તે સમજાયુ નહીં, છતા આમ્બડે હીંમત હાર્યો નહીં. મંજરીની નજર આગળ આ ગઢ ટકાવી રાખવો, પોતાનું શૂરાતન દેખાડવુ, અને વખત આવે તો મરવુ—એનાથી વધારે રુચિકર તેને કંઈ દેખાયુ નહીં

કોઈની મદદ ન હોવાથી તેણે જાતે આખી ગઢની પુરેપુરી તપાસ કરી, ને કઈ દિશાથી હુમલો આવી શકે, કયે ઠેકાણેથી સંરક્ષણ બરોબર થઈ શકે, અને કયે ખુણેથી ચારે દિશાનું નિરીક્ષણ થઈ શકે તેની તેણે માહીતી મેળવી

તેણે શહેર તરફના કોટ પર જઈ નીચે નજર નાખી મધ્યરાત્રિ થવા આવી હતી, છતા ગામમા ઠેકાણે ઠેકાણે બળતી મશાલો આમતેમ જતી દેખાતી કોઈ ઠેકાણેથી અવાર-નવાર ચીસ પણ સંભળાતી. દૂર કોઈએકના ઘરમા આગ લાગી હોય એમ લાગતુ હતું નહીતીરે બધુ શાંત હતું.

ફરતા ફરતાં આમ્બડ મહેતાએ દેવા જોડે વાત કરી, અને જેમજેમ તે વાત કરતો ગયો તેમતેમ દેવાનું હૃદય, તેનો અનુભવ, ને તેનું ગઢ વીશેનું જ્ઞાન જાણવાની તક મળી.

# સ્વીકાર

સ્વપ્નની સુંદરીઃ (આવૃત્તિ ૨ જી–મહાકવિ ભાસના 'સ્વપ્નવાસવદત્તા' નાટક પરથી) રચનાર તથા પ્રસિદ્ધ કરનારઃ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ. મૂલ્યઃ રુ. ૦–૧૫–૦

પ્રધાનની પ્રતિજ્ઞાઃ (આવૃત્તિ ૨ જી–મહાકવિ ભાસના 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' નાટક પરથી) રચનાર તથા પ્રસિદ્ધ કરનારઃ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ. મૂલ્યઃ રુ. ૦–૧૨–૦

ત્રણ વાર્તાઓઃ (શરત બાબુની) અનુવાદકઃ રા. મહાદેવ હરિભાઇ દેશાઇ. પ્રકાશકઃ રા. રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્યઃ રુ. ૧–૪–૦.

સુંદર ભેટઃ સંગ્રહ કરનારઃ રા. ગિરિજાશંકર ભગવાનજી બધેકા. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર. મૂલ્ય રુ. ૦–૧૦–૦.

મોટી બહેનઃ લખનારઃ રા. ગીજુભાઇ અને રા. જુગતરામ. પ્રકાશકઃ રા. રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્ય રુ. ૦–૮–૦.

સંસાર ('નવરંગ'ની ૯ મા વર્ષની ભેટ. આવૃત્તિ ૨ જી) લખનારઃ (અંગ્રેજી પરથી) રા. બહમનજી નવરોજજી કાબરાજી.

રસિકાઃ (અથવા આદર્શ આર્યબાલા–સચિત્ર ભાગ ૧ લો) કર્તાઃ રા. ત્રિકમલાલ મીઠાભાઇ દેશાઇ. પ્રકાશકઃ પટેલ એન્ડ દેશાઇ કમીશન એજંટસ. ૧૩૫, ખેતવાડી મેનરોડ, મુંબાઇ નં. ૪. મૂલ્યઃ રુ. ૨–૦–૦.

કેટલાંએક સ્તોત્રઃ (સંસ્કૃત) પ્રકાશકઃ રા. નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ, શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર.

વાર્તા કહેનારનેઃ લેખકઃ રા. ગીજુભાઇ. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ - વિદ્યાર્થીભવન. ભાવનગર.

સંક્ષિપ્ત કરણઘેલોઃ મૂલ લેખકઃ રા. નંદશંકર તુલજાશંકર. સંક્ષેપ કરાવનારઃ રાષ્ટ્રીય વિદ્યામંદિર, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. પ્રકાશકઃ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્યઃ રુ. ૦–૧૨–૦.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (સચિત્ર). લેખકઃ રા. કાનજી કાલીદાસ જોશી. પ્રકાશકઃ રા. મણિલાલ કે. દેશાઇ. મૂલ્યઃ રુ. ૦–૧૨–૦.

હીંદનો અસહ્ય લશ્કરી ખર્ચઃ (સર પુરુષોત્તમદાસની નોંધ પરથી). પ્રકાશકઃ રા. અમૃતલાલ વિ. ઠક્કર. મૂલ્યઃ રુ. ૦–૨–૦.

શ્રી ટાંગાનેકા કાવ્યસંગ્રહઃ લેખકઃ રા. ગુલાબચંદ મૂલચંદ બાવીશી (ચુડાવાલા) પી. ઓ. બોક્સ નં. ૧૦૧, દારેસલામ (આફ્રીકા). મૂલ્યઃ રુ. ૦–૪–૦.

ત્રીજું સાધુસંમેલનઃ (પ્રાંગધ્રામાં થએલા સમારંભનો સંપૂર્ણ વૃત્તાંત) લખનારઃ રા. જીવનદાસ લક્ષ્મીદાસ નીમાવત. પ્રગટ કરનારઃ સાધુસંમેલનમંડળ–કાડી. અમૂલ્ય.

સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાયઃ લેખકઃ રા. કીશોરીલાલ ઘનશ્યામલાલ મશરુવાલા. પ્રકાશકઃ નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્યઃ રુ. ૦–૧૧–૦.

સૌરાષ્ટ્રની રસધારઃ સંગ્રાહકઃ સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર. પ્રકાશકઃ રા. અમૃતલાલ દલપતભાઇ શેઠ, રાણપુર, કાઠીઆવાડ. મૂલ્ય રુ. ૧–૮–૦.



# તંત્રીસ્થાનેથી



[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૯ થી ]

પ્રબળ મંત્ર છે, અને તેમાં ભિન્ન સંસ્કૃતિને જીવવાનો કે વિકસવાનો અધિકાર નથી. જો આ સિદ્ધાંત સામ્રાજ્યની રાજ્યનીતિમાં સ્વીકારાય તો સામ્રાજ્યની એકતાનતાની વાતો મશ્કરી જેવી લાગ્યા વિના રહેતી નથી.

હીંદીવાનો જનરલ સ્મટ્સના સિદ્ધાંતો પર સ્થપાયલી સામ્રાજ્યનીતિ કદી પણ સ્વીકારી શકે નહીં, તેમની સંસ્કૃતિ પુરાતન છે, તેમજ પવિત્ર છે તેમનું જીવન તેના પર રચાયું છે તેનો વિકાસ ને વિજય તેમને પ્રાણથી પણ વહાલો છે. તેનો આત્મા વ્યક્ત કરવા આજે હજારો હીંદીઓ જહેમત ઉઠાવી રહ્યા છે અને જો આ સામ્રાજ્યમાં તેમની સંસ્કૃતિને માટે સ્થાન નથી એમ લાગે તો તેમને પોતાને માટે ક્યાંથી હોય એમ હીંદીઓને લાગશેજ.

રાષ્ટ્રીયતાજ દરેક દેશનો જીવનમંત્ર છે અને સ્વસંસ્કૃતિના વિકાસમાંજ રાષ્ટ્રીયતા સમાય છે. એટલે જુદાંજુદાં રાષ્ટ્રોનો સંઘ થઈ શકે કે કેમ એ જોવાનું છે તેમે એ કરવા નિષ્ફળ પ્રયત્ન કર્યો, હવે ઈંગ્લંડ કરવા મથે છે. રાષ્ટ્રસંઘ – Commonwealth of Nation—ની વાત કરવી સહેલી છે પણ સામ્રાજ્યપરિષદના વિવેચનો સિદ્ધ કરી આપે છે કે રાષ્ટ્રસંઘ બનાવવાનો ઈંગ્લંડનો પ્રયત્ન કે આશા સફળ થશે નથી જનરલ સ્મટ્સે નહીં કહ્યું કે જેવું 'લીગ ઓફ નેશન્સ'નું અવસાન તેવું જ 'બ્રિટિશ સામ્રાજ્ય'નું જે મુત્સદ્દીઓએ રાષ્ટ્રસંઘનાં સ્વપ્નાં સેવ્યાં, જે વીરોએ તે સ્વપ્નાં માટે પ્રાણ આપ્યા, તે જે મુરખોએ તેની પાછળ સ્વાર્થ ગુમાવ્યો તેની કોઈ દયા ખાય ખરું?

## ચુંટણી

ચુંટણીઓ પુરી થઈ; અને ધારાસભા માટેની લાયકાત પર પ્રજાએ અભિપ્રાય આપ્યો. જે જે ઉમેદવારો સરકાર સાથે સહકાર રાખવા ખુશી નથી તેવાનેજ લોકોએ ચુંટ્યા છે. ગમે તે વ્યક્તિ હોય ગમે તે અભિપ્રાય ધરાવતો હોય તેની પરવા નહોતી; પણ જે પ્રધાનપદ વહાને કે લીધા વગર સરકાર સાથે સહકાર રાખે એવા હતા તે લગભગ બધા નીકળી ગયા.

અપરોક્ષ ચુંટણીમાં જાહેર જીવનનું પ્રતિબિંબ પડે છે; અને તેમાં સરકાર સાથે અસહકાર—ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે નહીં પણ સ્વાભાવિક અર્થ પ્રમાણે અસહકાર—જ દેખાય છે. શ્રી. શેષગિરિ આયરની સેવા થોડી નહોતી. સર ચીમનલાલ સેતલવાડની બુદ્ધિ માટે બે મત નહોતા—પણ તે સેવા અને બુદ્ધિ કરતાં પ્રજાને ઉમેદવારનું સ્થાન ગમ્યું. રા. ઝીણા ને રા. જયકર જેવા પણ ચુંટાયા તે આજ ગુણ માટે એ નિર્વિવાદ છે.

મોન્ટેગ્યુના ગુપાગમાં જો કે પણ વસ્તુ સારી હોય તો તે આ ચુંટણી. સામાન્ય ચળવળ જે પાંચ વર્ષે ન કરી શકે તે આવી એક ચુંટણી કરે. આ ચુંટણીનાં પરિણામ દૂરગામી આવશે એમ લાગે છે. એનાથી તદ્દન અનોખો અસહકાર અશક્ય થયો. અને સરકાર સાથે સહકાર પણ અસંભવિત થઈ ગયો. પ્રજાને પોતાની શક્તિનું ભાન થયું: અને સરકારની આધારહીન સ્થિતિ સ્પષ્ટ થઈ. હવે આ પરિણામનો એ પક્ષ કેવો ઉપયોગ કરે છે તે જોવાનું છે

## સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી

રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના અવસાનથી ગુજરાતે એક વિચારક અને શિષ્ટ લેખક ગુમાવ્યો છે. ગઇ પેઢીનાં ગંભીર અને અભ્યાસશીલ સાહિત્યસેવકોમાંના તેઓ એક હતા. તે સમયમાં સાહિત્યના અભ્યાસ અને લેખનને ધર્મભાવનાનું સ્વરૂપ મળ્યું હતું. તે યુગના લેખકોનું ખાસ લક્ષણ ખરા દીલથી, એકલક્ષી બનીને કાર્ય કરવું એ હતું. આવી સંગીન સાહિત્યસેવા કરનાર વર્ગમાંના સ્વ. ઉત્તમલાલ હતા. તત્ત્વજ્ઞાન તેમનો પ્રિય વિષય હતો અને સાહિત્યવિવેચનના પણ પોતે સારા શોખીન હતા. તેમણે 'વસંત' ને 'સમાલોચક'માં લખેલા લેખો ઉપરાંત 'ગીતારહસ્ય'નું એમનું સરસ ભાષાંતર ધર્મ તથા તત્ત્વચિંતન તરફના તેમના ખાસ વલણની સાક્ષી પુરે છે. તે વિષયોનો તેમનો અભ્યાસ તેમના જીવનને પણ પ્રકાશ અને એક પ્રકારનું શાંત આકર્ષણ અર્પતો. જે ઋજુતા ને નિષ્કામવૃત્તિ, ધીરતા, સાત્ત્વિક ભાવ ને સમતોલ ચિત્ત ગીતાના સતત અભ્યાસકને સહજ થઇ પડે તે તેમને થયાં હતાં અને તેમના સમાગમમાં આવનાર દરેક જણ પર પ્રભાવ પાડ્યા વિના રહેતાં નહીં.

આવા નિષ્ઠાવાન્, સાહિત્યરસિક પુરુષની સેવાઓને સંસ્કારી ગુજરાતીઓ લાંબા વખત સુધી સંભારશે એ નિઃસંદેહ છે.

આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, એકહાઉસ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

# ગુજરાત

પુસ્તક ૪ પૌષ ૧૯૮૦ ની અનુક્રમણિકા અંક ૪

## મુખ્ય ચિત્રો



## લેખો

નવું સાહિત્યઃ રા. વિજયરાય કલ્યાણરાય ૩૫૭

તંત્રીસ્થાનેથીઃ ૩૬૬

આ "ગુજરાત" માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે સાહિત્ય પ્રેસમાં નં. ૨૨, એકઝાકિંગ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ મધ્યે છાપ્યું અને નં. ૫૭, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું

લવાજમઃ રૂ. ૮, દેશાવર રૂ ૧૦ છુટક નકલનો રૂપીઓ એક.

---

## અમારો માઘ ૧૯૮૦ નો અંક

પ્રાયશ્ચિત્તઃ રા. ઐરચ જહાંગીર તારાપોરવાળા. કવિવર ટાગોરની એક દીલચસ્પ ટુંકી વાર્તા ચિત્રકાર રા. દત્તાત્રેય

મીસરની સંસ્કૃતિઃ રા. રમેશ રંગનાથ ઘારેખાન. મશહુર શહેનશાહ તુતાનખામનની પુરાણી ભૂમિ વીશે અતિ રસિક સચિત્ર માહીતી.

ઇંદુઃ રા. ચંદ્રવદન ચીમનલાલ મહેતા. કોમળ ભાવભર્યું મનોરમ્ય કાવ્ય

રાજારાણીઃ રા. ધૂમકેતુ. ગ્રામ્ય જીવનનું સુરચિત આલેખન કરતી સુંદર વાર્તા. ચિત્રકાર રા. રવિશંકર શિવશંકર પંડિત

હર્ષકાલીન હીંદઃ રા. નાજુકલાલ નંદલાલ ચોકસી. પ્રાચીન ભારતના ઇતિહાસનો મનનીય લેખ

મારો પતિ પશુ કે પથ્થર? રા. 'દરના' હીંદુ સ્ત્રીજીવનનું કરુણરસિક ચિત્ર. ચિત્રકાર રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી

આ સીવાય બીજા ઘણા, સ્મરણમુકુર, રાજવિતાન તેમજ નવું સાહિત્ય તથા તંત્રીસ્થાનેથી એ ચાલુ વિષયો

બહાર પડી ચુકી છે. સંસદ્-ગ્રંથાવલિઃ અંક ચોથો

## કોનો વાંક ?

લેખકઃ—રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

આ અપૂર્વ સામાજિક નવલકથા પુસ્તકના રૂપમાં પહેલીજ વાર પ્રસિદ્ધ થાય છે.

કીંમત રુ. ૩–૦–૦ (પોસ્ટેજ જુદું).

સોલ એજંટઃ—આર. વનમાળીદાસ. જુની ભાટીઆ મહાજનવાડી સામે, ૧૮૩/૮૫, કાલબાદેવી રોડ, મુંબાઇ નં. ૨.

---

સંસદ્-ગ્રંથાવલિઃ અંક પહેલો

ગંભીર અને વિચારમય લેખોનો સંગ્રહ

## રણજીતરામના નિબંધો

લેખકઃ—સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા

બહાર પડી ચુકી છે

સ્વ. રણજીતરામના વિવેચનાત્મક અને વિચારશીલ નિબંધો આ પુસ્તકમાં એકત્ર સંગ્રહરૂપે પહેલીજ વાર પ્રગટ થયા છે. કીંમત રુ. ૧–૮–૦ (પોસ્ટેજ જુદું).

'ગુજરાત' કાર્યાલય, ૨૨, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧. — વ્યવસ્થાપક, 'ગુજરાત'.

---

તૈયાર છેઃ સંસદ્-ગ્રંથાવલિઃ અંક બીજો

## ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ

સાહિત્યસંસદના પ્રથમ વાર્ષિક ઉત્સવ વખતે રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી-એ પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ જેમાં ગુર્જર સંસ્કૃતિનું ઐતિહાસિક દૃષ્ટિએ મનોહર ને સચોટ ભાષામાં નિરૂપણ કરેલું છે. કીં. રુ. ૦–૪–૦ (પોસ્ટેજ જુદું.)

---

ટુંક વખતમાં બહાર પડશે. સંસદ્-ગ્રંથાવલિઃ અંક ત્રીજો

## પુરંદરપરાજય અને અવિભક્ત આત્મા

લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

આ વેદકાલનાં બે અતિ લોકપ્રિય અને અપૂર્વ નાટકો છે. તેમને જાણીતા ચિત્રકાર રા. ગોરધનભાઇ પટેલનાં કેટલાંક સુંદર ચિત્રોથી સુશોભિત કરવામાં આવ્યાં છે.

કીંમત રુ. ૦–૧૨–૦ (પોસ્ટેજ જુદું.)

આ બંને પુસ્તકો 'ગુજરાત' કાર્યાલયઃ ૨૨, બેકહાઉસ લેન, મુંબાઇ નં. ૧ માં મળશે.




પુસ્તક ૪] પોષ ૧૯૮૭ [અંક ૪

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા ઘડી ગઈ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઉચ્ચ અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, આત્મશ્રીમંતાઈ છે અને સેવાધર્મનો પ્રેમ છે, અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંસ્કાર વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે; ધર્મઘેલા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઊભા રહેવાનું ડહાપણ છે, નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હિંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઠેરઠેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

ભાવિઅવસરે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે; અને જેમ અંબિકામાતા ઓતાનના જ્યોતિર્લિંગ આજમાં પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કર્ણતીર્થ ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજય-ધ્વજ ધરી ઊભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો—મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને ભૂતદયા, સૌંદર્યની સર્વગ્રાહિતા અને પ્રેમ નિર્મળ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી ફરી દિશામાં પ્રસરશે.

—'ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી

ની છાપી આપણે જોઇજ ગયા છિયે. શંકર પા. પંડિત અને રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકર એ બે જણા ભોપાળરાવની પેઠે ગુજરાતી બની ગયેલા નહોતા, તેમ બનવાનો પ્રસંગ જ નહોતો આવ્યો. પરંતુ મ્હારે એ બે પંડિતોનો સંપર્ક પાછલાં પચાસ વર્ષમાં થયેલો, તે કાંઇક અંશે ગુજરાતમાં, તેમ જ શંકર પંડિતની તો કાર્યપ્રવૃત્તિ ગુજરાતમાં પણ થોડો વખત હતી,-તેથી એ બે વિદ્વાનોને અહિં સ્થાન આપ્યું.

પ્રસ્તાવના જરાક લાંબી થઈ ગઈ, વાચક ક્ષમા કરશે. હવે એકદમ મુકુરનાં પ્રતિબિમ્બ પ્રગટ કરૂં છું.

શંકર પાંડુરંગ પંડિત* ગુજરાતમાં ખેડા જિલ્લામાં ડેપ્યુટી કલેકટરની પદવી ઉપર હતા તે વખતે હેમનું પ્રથમ દર્શન-મ્હારા પિતાજીની મિત્રતાને પરિણામે-થયેલું યાદ આવે છે. એઓ પ્રાર્થનાસમાજના દઢ ભક્ત હતા, તે ગ્રન્થિ વડે ભોળાનાથ સારાભાઇનો સંબન્ધ બંધાણો હતો, તેમ જ પ્રાચીન સંસ્કૃત હસ્તલેખો મેળવી આપવા વગેરે મિત્રસેવાને યોગે પણ બને વચ્ચે સ્નેહયોગ થયો હતો. ખેડા જિલ્લામાં ઠાસરા તાલુકો શંકરરાવના 'ડિવિઝન'માં હતો, તે પ્રસંગે માણેકઠારી પૂન્યમનો ડાકોરનો મેળો જોવાને મ્હારા પિતા જોડે કુટુમ્બનાં કેટલાંક જણ ગયેલાં તેમાં હું હતો. એ મેળામાં ભીડ એટલી તો થાયછે કે 'માણેકઠારી' ને બદલે 'માણસમારી' એમ સંજ્ઞા અપાયછે. એ માણસમારીની ભીડમાં સહીસલામત પસાર થવામાં શંકરરાવ હમને બહુ સારી રીતે સહાયકારક થયા. પોતે ઘોડા ઉપર સવાર થઈને-અધિકારને હકે-ભીડમાં થઈને માર્ગ કરતા ગયા અને હમે ઘોડાના સાધનથી થયેલા માર્ગનો આશ્રય લઈને ચાલતા ગયા, તે છેક મન્દિરનાં પગથિયાં સુધી. પછી અંદર જવાને તો હેમની સાથે બધાએ ચાલતા ગયા.

ઈ. સ. ૧૮૭૮ માં હું F. E. A. માં નાપાસ થયો, તે પછી અમદાવાદમાં શંકરરાવ† આવેલા તે વખતે મળ્યો. મ્હને કહેછેઃ "હમે શા વિષયમાં નપાસ થયા?" ઉત્તરઃ "ઇતિહાસમાં." એ વિષય મ્હને રુચતો નહોતો. શંકરરાવ કહેઃ "ઇતિહાસનું જ્ઞાન સારું મળવાનો ઉપાય કહું." કહીને મ્હને પૂછેછેઃ "કોઇ મકાનને વિશે સંપૂર્ણ ખ્યાલ શી રીતે હમે મેળવો?"—હું તાજો, કાચો વિદ્યાર્થી હતો; પરીક્ષામાં નિશ્ચિત કરેલાં પુસ્તક બહુ વાર વાંચવાં એ વિદ્યાર્થી વર્ગમાં પરાક્રમરૂપ ગણાતું હતું-જે પરાક્રમ હું કદી કરી સકયો નથી;-એક મ્હારા સહાધ્યાયીને પ્રો. ભાંડારકરે ધમકાવ્યોઃ "શા માટે આ નાટકમાં તું નપાસ થયો?" એ વિદ્યાર્થી કહેઃ "સાહેબ! મ્હેં એ નાટક સાતવાર વાંચ્યું હતું."-પ્રો. ભાંડારકર કહેઃ "તો ત્હારે તે આઠમી વાર વાંચવું હતું!"-આ પ્રકારની માન્યતાના સંસ્કારને પ્રભાવે મ્હેં શંકરરાવને ઉત્તર આપ્યોઃ "એ ઘરને વારંવાર જોવું-એ રીતે સંપૂર્ણ ખ્યાલ આવે." શંકરરાવ કહેઃ "ના; એ ઘરને જુદે જુદે સ્થળે રહીને જોવું; જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી જોવું. તે જ રીતે ઇતિહાસ પણ જુદી જુદી દિશાથી.

† આ પ્રસંગે શંકરરાવ ન્હાવાને બેઠા, તે ઓરડીનાં બારણાં બંધ કરીને બેઠા. હમારા એક નોકરને આથી નવાઈ લાગી, તે કહેવા લાગ્યોઃ "આ તે વળી ચેવા? બાયડીઓની ગોડે બંધ બારણે ન્હાયછે!" હવે ખુલ્લામાં ન્હાનારા ઘટી ગયાછે; બંધબારણે ન્હાનારાની સંખ્યા કાંઇક વધીછે—અમુક વર્ગમાં ને અમુક સ્થળમાં.

સ્મરણમાત્રથીજ પ્રજા વીશે આપણને ગૌરવ ઉત્પન્ન થાય છે.

ગુર્જર પ્રજાની એકજ વિશિષ્ટતા લઇએ કે તે પારસી, મુસલમાન અને હીંદુ, એ ત્રણે સંસ્કૃતિના સંગમસ્વરૂપ છે અર્થાત્ એનો આત્મા એ ત્રણ મહાન્ સંસ્કૃતિઓથી પુનિત થયલો છે અને અત્યારે 'ગુજરાતી અથવા ગુર્જર' એનો અર્થ અમે એજ મહાન્ ત્રિપુટિનો સંયુક્ત આત્મા એવો કરીશું.

## બૃહદ્ ગુજરાત

ગુજરાતના એ આત્માના સરલતા, પ્રેમ, ઐક્ય આદિ અનેક ગુણોનો અત્રે ઉલ્લેખ ન કરતાં અમે એકજ ગુણનો ઉલ્લેખ કરીએઃ– તેનું અપ્રતિમ સાહસ. ગુજરાત ભૂમિની સીમા તો તેના 'પ્રેમશૌર્ય–અંકિત' કવિએ 'ઉત્તરમાં અંબા માત' અને 'છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા કુંતેશ્વર મહાદેવ' કહીને આંકી પરંતુ તેના સાહસરૂપી સમુદ્રની સીમા તો, દિગ્પાલોનો ગજસમૂહ પણ કીનારેજ સ્નાન કરવા પડ્યો હોય અને ખરી વિસ્તીર્ણતા તો તે પછીથીજ શરુ થાય એટલી વિશાલ છે એમ કહીએ તો એમાં અતિશયોક્તિ જેવું કંઇજ નથી. પ્રાચીન ભરુચ, ખંભાત, સુરત અને માંડવીને જગતનાં કેંદ્રરૂપ બનાવી સ્પેન અને જાવા, ચીન અને દક્ષિણ આફ્રિકાને, પોતાના ગૃહના રૂપમાં ફેરવતા એ સમૃદ્ધ સૂર્યાત્માને તો 'આપણને આપણા પૂર્વજોની પ્રશંસા કરવાની ટેવ પડી છે' એમ કહી કાઢી નાખીએ, પણ આજ સુધી એ સાહસ તો જેમ આપણે આપણા પૂર્વજોમાંથી ઉતરી આવ્યા છીએ તેમજ આપણી સાથેસાથેજ ઉતરી આવ્યું છે. અત્યારે પણ ફાટેલાં કપડાં સાથે મુશ્કેલીની સામે જંગ મચાવી રહેલો એક બહાદુર મેમણ અને રાત્રે રાજમાર્ગ પર સુધ્ધ પોતાના વ્યક્તિત્વને ચમકાવવા યત્ન કરી રહેલો બીજો કોઇ ગુજરાતી આપણને એ સાહસનું સદેહ દર્શન કરાવે છે. એ સાહસે એક એવા બૃહદ્ ગુજરાતની સ્થાપના કરી છે જેનો વિસ્તાર હાલ કેનીઆમાં ઘટાડવાનો પ્રયત્ન થાય છે તેમ ઘટાડવામાં આવ્યો હશે; પણ જે શક્તિ અને સાહસનું એ પરિણામ છે તે તો હજી એવાં ને એવાંજ ભવ્ય અને અખંડ છે.

એ બૃહદ્ ગુજરાત પોતાની માતૃભૂમિનું કંઇ ઓછું ગૌરવ નથી. જ્યારે આપણે વિચાર કરીએ કે એક નવા સંસ્થાનની સ્થાપનામાં, તેને જમાવવામાં અને તેના વ્યક્તિત્વની છાપ પાડવામાં કેટલી બધી ઉચ્ચ શક્તિઓની જરૂર પડે છે ત્યારે આપણે એ ગૌરવ જાણ્યે અજાણ્યે સ્વીકારવું પડે છે. અને ફરી, રાજ્યલોભથી રહિત થવા જતાં, એ બીજી પ્રજાઓની નીચ લાલસાની સામે ટક્કર ઝીલે છે ત્યારે આપણને તે ગૌરવને અભિનંદન આપવુંજ પડે છે. ગુજરાતના પનોતા પુત્ર 'મોહન મહાન્ નરે' પણ પ્રથમ વિકાસ તો બૃહદ્ ગુજરાતમાંજ કર્યોને!

## એ ગુજરાતનું અંગ–કલકત્તા

એજ પરમ ગૌરવશાલી બૃહદ્ ગુજરાતનાં અનેક અંગોમાં એક નાનું અંગ કલકત્તા પણ છે. જેમ તેજનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ બિંદુ પણ એજ ઓજસ્ અને એજ દિવ્યતાનું બનેલું છે તેમ આ કલકત્તા પણ બૃહદ્ ગુજરાતના એજ સાહસાદિ ગુણોનું નાના પ્રમાણમાં પરિણામ છે. એ કલકત્તાના જીવનવિકાસનું 'ઐતિહાસિક દૃષ્ટિબિંદુ'-થી અવલોકન અને ભવિષ્યવિકાસનું

એ અનેક જાતની મુશ્કેલીઓનાં વાદળમાંથી પોતાનાં વ્યક્તિત્વનું પ્રતિપાદન કરવા યત્ન કરતા એક સમર્થ આત્માનું જીવંત ચિત્રજ હશે.

### વિકાસનું પહેલું પગથીઉં

શરુઆતમાં ગુર્જર કલકત્તા એક નાનું કુટુંબ સરખું હતું. હજી સંખ્યા એટલી મોટી નહોતી થઇ કે એ એક પ્રજા કહીશકાય, પરંતુ ત્યાર પછી આગમનનો વેગ વધતો ગયો અને થોડા વખતમાં સંખ્યા એટલી મોટી થઇ કે કૌટુંબિક એકતા તુટવા લાગીઅને કોઇ ઇતર ભાવે ગઠિત થવાની આવશ્યકતા જણાઇ. પોતાનાં બાળકોને શિક્ષણ આપવાની અગત્યે. પ્રજાની અસ્મિતાનાં બીજ રોપ્યાં અને અહીંની ગુજરાતી નીશાળની બત્રીસ વર્ષ પર સ્થાપના થઇ.



'નવરોઝ'ના] [સૌજન્યથી
મરહુમ શેઠ જમશેદજી ફરામજી માદનઃ ગુર્જર કલકત્તાના એક સમર્થ પ્રતિનિધિ

### 'આપણી' નીશાળ

એ નીશાળ અહીંનું માત્ર વિદ્યામંદિર નથી. પ્રજાના જીવનનું, પ્રજાની એકતાનું, એ પ્રતિનિધિરૂપ ગૃહ છે. પ્રજાના આત્માનું એ મંદિર છે, પ્રજાના પ્રજાતત્ત્વની એ પ્રતિમા છે. એનો ઇતિહાસ એ અહીંના ગુજરાતી ભાઇઓનો પ્રજા તરીકેનો ઇતિહાસ. એનો વાર્ષિક મેળાવડો એ પ્રજાનો રાષ્ટ્રીય દિવસ--પ્રજાની દીવાળી. એની નિયામક સમિતિની બેઠક એ પ્રજામંડળની બેઠક. એના ચાલક સજ્જનોનું મંડળ અને એના મંત્રી એ પ્રજાના વડીલોનું મંડળ અને પ્રજાના મંત્રી. સંક્ષેપમાં 'આપણી' નીશાળ એ અહીંના પ્રજાકીય જીવનનું મધ્યબિંદુ. એમાંથીજ એ જીવન ફેલાય છે અને પરિણમે છે પણ એમાંજ.

### વિકાસના એક અંગનો ઇતિહાસ

અને એ ઇતિહાસ પણ બહુ મોટો નથી. જેમજેમ પ્રજા સંખ્યામાં વધતી ચાલી, વધારે ને વધારે ગુજરાતી બાળકો પોતાના

કુટુંબની સંસ્થાના દોષો, નણંદ ભોજાઇના ઝઘડા, સાસુવહુનો સહાનુભૂતિ રહિત સંબંધ, આળસને ઉત્તેજનઃ એ બધાંથી અહીં માતપિતા અને બાળકનું બનેલું નાનું કુટુંબ મુક્ત છે, અને સદ્‌ભાગ્યે, કલકત્તાનો મર્યાદિત વિલાસ-પ્રજાની સ્થાપિત રીતિ પ્રમાણે ચાલવાની વૃત્તિ–સ્વચ્છંદતા અને ઉચ્છૃંખલતાને પણ એ દૂર રાખી શકી છે. માતૃભૂમિથી સમીપ છતાં છેટે હોવાને લીધે વાર-વાર દાંપત્યે ભોગવવી પડતી વિયોગની લાગણીઓ અને કૌટુંબિક પ્રેમને ગાઢતર બનાવે છે.

અને હજી એમાં પણ વિકાસ થ-શકે એમ છે. પારસી ભાઇઓની અંજુમન જેવી કોઇ સંસ્થા, સામાજિક પ્રગતિ થાય છે કે અધોગતિ એ માપવાનું સામાજિક પત્રરૂપી કોઇ થર્મામીટર, કાંઇ છિદ્રો હોય તો તે શીઘ્ર પુરવાની આવશ્યકતા, પ્રજાને આગળ પ્રેરી શકે છે.



બાલકોના વર્ગ

## સાહિત્ય

સાહિત્યવિષયક સ્થિતિ કંઇક શોચનીય છે. 'સાહિત્ય' પ્રવૃત્તિનો અર્થ, અહીંના શબ્દકોષમાં 'જેમાં પૈસા કમાતાં ખુટી જવાય એવું કામ' એમ થાય છે.–પ્રજાની આવી અનભિરુચિને લીધે કેટલાં સાહિત્યઝરણાં સુકાઇ જતાં હશે. ઉલટું, બસો માઇલ દૂર ઝરીઆમાં એક 'સાહિત્યસમાજ' અસ્તિત્વ ધરાવે છે. હા, અહીંથી 'નવચેતન' જેવું સુંદર માસિક નીકળે છે પણ તે પ્રજાના સાહિત્યના શોખનું પરિણામ નથી–એક ભાઇના સાહસનુંજ પરિણામ છે. શી નવાઇ કે અહીં ડૉ. તારાપોરવાળા જેવા સમર્થ વિદ્વાન છતાં સાહિત્યનું એકે મંડળજ નથી? તેમ હોય ત્યારે શી નવાઇ કે પ્રજા પોતાની પ્રગતિમાં અટકી પડે?

અને અહીં સાહિત્ય માટે ક્ષેત્ર પણ કેવું વિશાલ છે! તેની આગળ બંગાળી સાહિત્યનો વિશાલ સાગર પથરાય છે, જ્યારે આ બાજુએ ગુજરાતી સાહિત્યના રત્નાકરથી તે જોડાયલું છે. " એ બે રત્નાકરોનો સંગમ કરી, એકબીજાને પોતાનાં મહામૂલ્ય રત્નો દેખાડી –અદલબદલ કરી, રવીંદ્ર અને શરચ્ચંદ્રોપાધ્યાયને ગુજરાતી બનાવી, નાનાલાલ, નરસિંહરાવ, કલાપી અને મુનશીને બંગાળી બનાવી, બંગાળી સાહિત્યનાં રસગુલ્લાં અને રાજભોગ



કહેવું જો એ તે સુશીલ, તંદુરસ્ત અને સીધા સ્વભાવનો હતો પણ હમણાં બે દિવસથી તેણે નવું રમખાણ જમાવ્યું હતું. કન્યાની શોધની વાત જાણી તેણે પોતાની માને કહ્યું કે, "મારે માટે કન્યા તમારે શોધવાની જરૂર નથી. મેં મારી મેળે શોધી કાઢી છે. માબાપે શોધી આપેલી ગમે તેવી કન્યા સાથે જન્મારો કાઢવાનો મારો વિચાર નથી મારા વિચારો ને તમારા વિચારો સરખા હોય નહીં અને છે પણ નહીં એટલે તમે પસંદ કરેલી કન્યા મને કેમ રુચે?" તેની મા તો આ સાંભળી મૂંઝાઈ ગઈ. પોતે જુના જમાનાની હોવા છતાં પુત્રસ્નેહને ખાતર તેને મરજી મુજબ વર્તવા દે, પણ નિરંજનના પિતા મોતીલાલ ચુસ્ત અસલી વિચારો ધરાવતા

રૂપવાન મજૂર નામની પ્રકૃતિના હતા. અને તેથી તે જો આ વાત જાણશે તો પરિણામ શું આવશે એમ તેની ખાત્રી થઈ, અને તે બીચારીનાં ગાત્ર શિથિલ થઈ ગયાં વળી નિરંજનની આ બાબતમાં બેદરકારી જોતાં તેને વધારે ચિંતા થઈ.

ગઈકાલ સવારે લખેલી વાત થઈ તેજ દિવસે રાતે જમ્યા પછી મોતીલાલ શેઠે વાત ઉપાડી "સાંભળ્યું કે આજ સમાચાર મળ્યા હતા એમની છોકરીનું આપણા નિરંજન સાથે નક્કી કરવા હા કહી છે સારું મુહૂર્ત જોઈ ચાંલ્લો કરી નાખીએ."

વાત સાંભળી નિરંજન ચમક્યો. જો કે આપણા રીવાજ મુજબ તેને આમાં કંઈ બોલવા દેવા હોયજ નહીં, વડીલોજ બધી ગોઠવણ કરે જેને જીંદગી સુધીનાં સુખદુઃખ વેઠવાનાં તેને તો બોલવાનો અધિકાર હોયજ નહીં વીસ પચીસ વરસના પુત્રને પુછ્યા વિના માબાપ તેનો કેટ સીવડાવે નહીં, કારણ કે બન્ને તેને ગમે કે ન ગમે, પણ તેને પુછ્યા વગર તેના જીવનની સહચારિણી શોધી કાઢે ખરા એમાં વળી ગમે શું ને ન ગમે શું? માબાપ જેમ કહે તેમ કરવાનું.

તોપણ નિરંજને બોલવાની હીંમત કરી "બાપાજી, તમે કહ્યું પણ મને પુછ્યા વિના

ત્યારે એ શિથિલતાને ત્યાગી, અવ્યવસ્થાનું સ્થાન સંપૂર્ણ વ્યવસ્થાને આપી, પોતાની અસ્મિતા બધી દિશામાં જાગૃત કરી, સંસ્કારાત્મક બની, પોતાના સંસ્કારદ્વારા રોજરોજ પોતાનો વિકાસ નિશ્ચિત કરી, પોતાનું વ્યક્તિત્વ જગાડી, પોતાને અને પોતાની માતૃભૂમિ ગુજરાતને ધન્ય કહેવડાવે એ સૌભાગ્યનો દિવસ, કલકત્તાની ગુર્જર પ્રજા ધારે તેટલો જલદી આણી શકે એમ છે. તે આણવા એ સત્વર પ્રવૃત્ત થાય એમ ઇચ્છીશું.*

---

* આ લેખમાંનાં નીશાળનાં ત્રણ ચિત્રો રા. શ્રી કે. લેશી, આર્ટિસ્ટ તરફથી મળેલાં છે.



[illegible]







લેખક.

સૌ. બહેન લીલાવતી




પેરીસ,

રા. ભાઈ શંકરલાલ,

દુનીઆની સર્વોત્તમ નગરી પેરીસમાં અમે એક અઠવાડીઉં થયાં આવ્યાં છીએ જેનાં સ્વપ્નાં જોઈજોઈ થાકી ગયાં હતાં, જેનાં વર્ણનો વાંચી જેને જોવાને મન તલપાપડ થઈ રહ્યું હતું તે પેરીસ તે આજ કે બીજું !

એક વરસાદવાળી સવારે અમે ઉતના પેરીસમાં આવી પહોંચ્યાં. સ્ટેશન આવ્યું ને હૃદય કુદી ઉઠ્યું. સી-સાલોંમાં આખી રાત મુસાફરી કરી અમે કંટાળી ગયા હતા. પેરીસીઅનોને સી-સાલો ગમે તેટલો અનુકૂળ અને સગવડવાળો ડબ્બો લાગતો હશે, પણ બીજાનાં પાયરી હીંદુસ્તાનમાં નીરાંતે મુસાફરી કરનારને વગરબીછાને સી-સાલોંની ડબ્બા બેંક પર સૂવું એ કંઈ ઘણો સુખકારક અનુભવ નહી લાગે અને અમે એક એક બનુમ સાથે રાખ્યું હતું તે અમારે માટે પુરતું ન હતું. ગમે તેમ અમે યુરોપના સી-સાલોમાં તો બેઠા.

ઉતરતી વખતે આશા આવી કે હોટેલમાં ઝટ જઈ ગરમ પીઆનામાં તરત ભરાઈ જવાનું મળશે પણ ધરણીધરે અમારે માટે નસીબમાં તે દિવસે તે નિર્માયું નહોતું. સ્ટેશન પર ઉતરી અમે કસ્ટમઓફિસમાં ગયા ત્યાં અમારો 'લગેજ' કંઈયે સામાનજ મળે નહીં. માત્ર પહેરેલાં કપડાં સીવાય અમારી પાસે બીજું કંઈજ નહોતું બધોજ કરેલો સામાન સરહદ પર અટકાવ્યો હતો. સરહદ પર સામાન દેખાડવો પડશે એ ભાન ઊંઘ અવસ્થાએ આવ્યું એટલે નકામું હતું હોટેલમાં ઝટ પહોંચી જવાની આશાએ મારા માથા પર સરીર

ધારણ કરી મેળમેળ કરવા માંડ્યું એને કપડાં હતી હોઉં તેમ હવામાં હું જોઈ રહી. પેરીસપ્રવેશનો આ પહેલો અનુભવ.

કુકને ત્યાંથી પોન્ટર્લીઅર તાર કરાવવા નો વિચાર કરી ત્યાંથી તો જેમતેમ નીકળ્યા. બાનો રસ્તો, ઘનઘોર આકાશ અને ઉજ્જડ પેરીસ એ તે વખતે તો ઘણુંજ અનાકર્ષક લાગ્યાં. લગભગ અડધા કલાકના 'ડ્રાઈવ' પછી અમે હોટેલમાં પહોંચ્યા. 'કૉન્ટીનેન્ટલ' માં રાજામહારાજા જેવા માનપૂર્વક અમારું સ્વાગત થતું તેને બદલે અહીંના 'કૉન્સીઅર્જ' અમારી ખાસ દરકાર કર્યા વગર, નામઠામ લખાવી રમની ચાવીઓ સાથે માણસ મોકલ્યા. એ અમને કંઈ ઘણું પસંદ પડ્યું નહીં. અમે કેવાં મોટા માણસ છીએ તેની એ બીચારાને શી ખબર? કદાચ અમારો ઉતરેલ દેખાવ અને ગાતના ચોળાયેલા કપડા જોઈને એણે ભૂલ કરી હશે. વખતે કંઈ પણ સામાન વિના આવનાર તરફ એની 'માનવૃત્તિએ' એકદમ ધસારો નહીં કર્યો હોય. ગમે તેમ પણ બહારના દેખાવને આટલું બધું મહત્ત્વ આપવાથી દુનીઆમાં ઘણાં સારાં માણસો ની કીંમત થતી નથી. છેવટે એ તો ગરીબ બીચારો 'કૉન્સીઅર્જ' જ હતો.

મીલાનથી અમારી મોટી કેબીન ટ્રંક કુકનમાં અહીં સીધી મોકલી આપી હતી એટલે ઉંઘ રખડી નહીં જવાય એવી થોડી ઘણી તો આશા હતી. રૂમમાં જઈ બીછાના માં પડવાને બદલે ગરમ પાણીનો નાહ લીધો અને નાસ્તો કરી ભાઈ મુનશી એ પેટીઓની તપાસમાં સીધાવ્યા. કુકને ત્યાંથી ખબર મળી કે અમારાં કપડાં પહેરવાના કપડા હોઈ શકે નહીં પણ વેચવાનાં છે, એમ જાણી કસ્ટમહાઉસમાંથી લઈ જવા દેવામાં નહોતાં આવ્યાં. તેને ખાત્રી કરાવવા ભાઈ મનશી અમને લેવા પાછા આવ્યા. વળી પાછા અડધા કલાકે અમે ત્યાં પહોંચ્યા, અને અમારી હાજરી અને કપડાના દર્શન કરાવી ત્યાંના અમલદારો નો સંશય છેદવાનું મહાકાર્ય કર્યું. વગરબોલ્યે બીચારે પેટીઓ સોંપી દીધી, અને અમે હાથી માણસોની મશ્કરીમાંથી નામ છેકાઈ જાય એટલું હસતાહસતા પાછા આવ્યા. કેટલીક વિધિ પછી આજ દહાડે પોન્ટર્લીઅરથી પેટીઓ આવી, પણ તે બદલ તો ફ્રાન્સ દેશના વ્યાપારને હીંદુસ્તાનની અફીણના પૈસા થી કેટલુંક ઉત્તેજન આપવું પડ્યું હતું. મુશ્કેલીમાંથી આમ અકસ્માત્ બચી જવા માટે ત્યાં આવ્યા પછી મેં પેમાનું તેમ હનુમાનજીને ચઢાવવાની મેં માનતા રાખી છે.

પેરીસ વીશે મનમાં કંઈ અજબ ખ્યાલ હતો. એ શહેરની કલ્પ અને સુંદરતા માટે એટલું એટલું વાંચી મુક્યું હતું કે એ પણ આ યુગનું એના ઠેકાણામાં છેલ્લા 'સુધારા મહિમાનું શહેર છે એમ હું ટેકથી માનતી હતી. મેં જ્યારે અહીંઆ વાદળ પીળા ભયંકર લાગતા પોસ્ટર 'ફ્રેકાણું' જોયાં અને ટ્રામોના ગડગડાટનું નવીન સાંભળ્યું ત્યારે એકદમ સ્વપ્નામાંથી જાગતી હોઉં એમ સમજી ને બોલ્યું. 'આ પેરીસ! પેરીસ તે આવું! એ આવું હોઈ શકે?' એમ ખાત્રી કરી કે પેરીસ તે આજ હતું.'

પણ આ અઠવાડીઉં ગયા પછી હવે તો ખાત્રી થઈ ગઈ છે કે પેરીસ તે આજ છે. સુખના અને જમવાના સમય શીવાય અમે મોટરને અમારું નિવાસસ્થાન બનાવ્યું છે, અને એની મદદથી પેરીસના જેટલા ખુણા ફરાય તેટલા ફરવામાં બાકી નથી રાખ્યા.



એફીલ ટાવર

પ્રખ્યાત માર્ગોમાં શ્રેષ્ઠ શાંઝ્એલીસી કેટલીએ વાર પસાર કર્યો; અને બાસ્ટીલનો કીલ્લો જ્યાં હતો તે નગરચોક કેટલીએ વાર ઓળંગ્યો. નોત્રદામના ટાવર પર ચઢી આવ્યાં; અને એફીલ ટાવર પર ચઢી પેરીસ જોયું. માલમેઝન જઇ જોસફાઇન અને નેપોલીઅનનાં સ્મરણો પર ઓપ આપ્યો; અને વેરસાઇ જઇ લુઇઓના વિલાસોની ઝાંખી કરી આવ્યાં. લેટીન ક્વાર્ટર્સનાં દૂરથી દર્શન કરી ત્યાંના જીવનનાં કંઇ કંઇ છાયાચિત્રો દોર્યાં; અને લુવ્રમાં ફરી આંખો, પગ અને બુદ્ધિને થકવી આવ્યાં. પેરીસ આવીને કરવા લાયક અમે શું શું નથી કર્યું?

ઇતિહાસને જીવંત રાખવાની આ લોકોની શક્તિ માટે શું કહેવું? લુઇઓનાં સારાં ખોટાં સ્મરણચિન્હો હજુ અહીં મોજુદ છે. કેથેરાઇન ડી મેડીસી અને મેરી એન્ટોઇનેટ. પોમ્પાડુર ને મેડમ ડુબારી, માર્ગરેટ અને એન ઓફ ઓસ્ટ્રીઆનાં પરાક્રમો (!) આ લોકો હજુ ભુલી નથી ગયા. ફ્રેન્ચ રેવોલ્યુશનના સેંકડો અવશેષો હજુ એમ ને એમ છે. નેપોલીઅન જોન ઓફ આર્ક તો હજુ સદેહે અહીંઆં જીવે છે, અને જોસફાઇન ને કેટલેક અંશે મેરીઆ પણ એની સાથેસાથે જીવ્યાજ કરવાનાં. નેપોલીઅન ત્રીજો અને એની રાણી તો હજુ જુનાંએ નથી થયાં. વોલ્ટેર, રુસો ને ડીડેરોટ. મીરાબો ને ડેંટન, હ્યુગો અને ડુમાઃ એ સૌ પોતપોતાના ક્ષેત્રોમાં હજુ એમ ને એમ ભવિષ્યકાળમાં દૃષ્ટિ નાંખતા ઉભા છે. લોકો એ બધામાંથી હજુ પ્રેરણા લે છે. નિત્ય વિવિધતા દાખવતા ફ્રેન્ચસ્વભાવના આ બધા વળગી રહેવાના ખીલાઓ છે. એને બધાઇને એ બધાં ગમે તેટલાં ફરે તોએ

સ્થાનભ્રષ્ટ થતા નથી કે પ્રગતિની કૂચમાં ખોવાઇ જતાં નથી. આવી પ્રજા ઘા ઝીલતા-ઝીલતાય ઘવાય નહીં અને પડે તોય પાછી ઉઠે એમાં શું આશ્ચર્ય !

અહીંના લોકો આનંદી અને મોજીલા છે. વિવિધતાની પાછળ દોડનારા છે શોખીન અને વિનોદ-પ્રિય છે. દર દહાડે એમને વાત બદલવા જોઇએ છે. દર અઠવાડીએ એમને નાટક જોવા જોઇએ છે. દર મહીને એ પોતાના કપડાંની ફેશન બદલે છે. દર વર્ષે એમના સાહિત્યમાં નવા પુર આવે છે. દર દસકે એમની સંસ્કૃતિનાં રૂપરંગ બદલાય છે. પેઢી બદલાય તે પહેલાં એમની ફીલસુફી નવી દિશા શોધે છે. સૈકો પુરો થાય તે પહેલા એમના રાજ્ય-બંધારણમાં ઉથલપાથલ થયા વિના રહેતી નથી. અને તોએ આ બધા ફેરફારોમાં એ લોકો તદ્દન ફ્રેન્ચ રહે છે. એમનું દેશાભિમાન, એમનું જાત્યભિમાન, એમનું ભાષાભિમાન દરેક ર.. ' ના ઘા ખાવા છતાં અચલ રહે છે. એને [illegible] નથી ખોવાઇ જતા કે [illegible] ખરાબે ચડતા.



મેરી એન્ટ્રાએને

ફ્રેન્ચ સંસ્કૃતિ બીજી બધાથી તદ્દન જુદીજ પરખાઇ આવે છે. એની ભાષા દરેક સૂક્ષ્મ-ભાવને સ્પષ્ટ રીતે બતાવે અથવા એ ભાષાને લીધેજ એની સૂક્ષ્મતા વધારે સમજાય એટલી સમૃદ્ધ લાગે છે. લોકોના વર્તનમાં પ્રજાની સુઘડતાઇ જણાઇ આવે છે એમની કલા-પ્રિયતાએ એમના વ્યક્તિત્વમાં પણ કલામયતા આણી છે. એમના સૌંદર્ય પ્રેમે એમના સ્વાભાવિક સૌંદર્યમાં ઉમેરો કર્યો છે. ગંભીરતા કરતાં એમનામાં આંજી નાખવાની શક્તિ—ચમત્કાર—વધારે હોય છે કુરૂપતાનો અને ગંદાપણાનો એમને ઘણો તિરસ્કાર છે. નૂતનતા અને નૈસર્ગિકતાની ખોજમાં એ લોકો સદા જીવે છે. કંટાળા વગર જીવવું એ એમનો મુદ્રાલેખ છે.

નાટકો એ ફ્રેન્ચોના જીવનની ખાસ આવશ્યકતા છે. ફ્રાન્સને બારણે યુદ્ધની નોબતો ગગડતી હોય કે શાંતિ અને આબાદીના સમયમાં અનેકવિધ પ્રવૃત્તિઓનો દોર દેશમાં ચાલતો હોય પણ ફ્રેન્ચો તો નાટક જોવાનાજ. મૃત્યુ પછી (કયામત) Judgment day આવતાં સુધી ફ્રેન્ચોથી નાટક જોયા વિના કેમ દહાડ રહેવાતું હશે એ

ચિન્હ છે. આપણે ત્યાંએ કાશીનાં ત્રાંબા પીતળનાં ભાંગેલાં વાસણો અને ભરવાડણોના અભરખભરેલા પછેડાના નમુના ઘરમાં રાખવા એ સંસ્કારિતા દર્શાવવામાં આવશ્યક મનાય છે. જનસ્વભાવ તો બધે એક સરખોજ કની?

વેરસાઇમાંએ કલાઓનું સુંદર સંગ્રહસ્થાન છે. પણ મને તો એના મહેલ કરતાં ત્યાંનો બાગ વધારે ગમ્યો. ત્યાંના ફુવારા અને ઢોળાવ પડતું દૂર સુધી લંબાતું ઉપવન એ અત્યંત રમણીય લાગતાં હતાં. વખત હોત તો હું એ વાટિકામાં આખો દિવસ ઘુમ્યા કરત અને એની ગલીએ ગલીની મનોહરતાઓનાં સ્મરણો લઇ આવત. પાણી ભરેલાં વાદળમાંથી તેજ મારતા આકાશે આખી વાડીને કૈં અનેરા પ્રકાશથી રસી દીધી હતી. વસંતની નવી કુંપળોથી ઉઘડેલાં વૃક્ષો તરતનાંજ ધોવાઇને ચળકતાં હતાં. ફુવારાની પાળ પર નદીઓ અને સમુદ્રના માનવસ્વરૂપની કાલ્પનિક મૂર્તિઓ મને ઘણીજ ગમે છે.

નેપોલીઅનની સમાધિનાં દર્શન અમે ગઇ કાલેજ કરી આવ્યાં. એની સમાધિ પરનો કીંમતી આરસ યોદ્ધાને શોભે એવો ભવ્ય છતાં સાદો છે. સોરબોનની મહાપાઠશાળાએ અમે જોઇ આવ્યાં. નોત્રદામનું મંદિર મીલાનના મંદિર જેટલું સરસ નથી. એમાં રાખેલાં પોપોનાં વસ્ત્રો અને જુદાજુદા રાજાઓએ આપેલી જવાહીરની ભેટોનાં વર્ણન સાંભળવા માટે તો તમે ભાગ્યેજ ઉત્સુક હશો.

એક પ્રો. શાલાઇ જેની મારફતે અમારે પ્રખ્યાત નવલકથાકાર એનાટોલ ફ્રાન્સનું ઓળખાણ થવાનું હતું તેને ત્યાં અમે મળવા અને એક વાર જમવા ગયાં હતાં. એનાટોલ ફ્રાન્સ તો હમણાં પેરીસમાંજ નથી એટલે એ આશા તો નિરર્થક થઇ. એક વાર માદામ અને મોં. શાલાઇને અમે પણ તેડયા હતા.

પ્રોફેસર શાલાઇ એક Typical (નમુનારૂપ) ફ્રેન્ચ પ્રોફેસર છે. પ્રોફેસરો ઘડવામાં પૃથ્વીના પડ પર દરેક ભાગમાં પરમેશ્વર થોડાં ઘણાં મિશ્રણો તો એકજ જાતની ટયુબોમાંથી વાપરતો હોય એમ લાગે છે. સાદી ભાષામાં કહીએ તો પુસ્તકોના અપરિમિત જ્ઞાનના ઉપાસક હોવાથી વ્યવહારના પરિમિત જ્ઞાનની પ્રાપ્તિ માટે સમય અને શક્તિની સગવડ વિનાના; આપણી ગ્રામ્ય ભાષામાં, ભણેલા પણ ગણેલા નહીં. વાળ કેમ ઓળવા એમાંએ સિદ્ધાંતો અને પુસ્તકોની સલાહ લેનારા, મરેલાંઓના નિત્ય પરિચયથી સમકાલીન વ્યવસ્થાઓ માટે બહુ સારો અભિપ્રાય નહીં રાખનારાઃ એવાંએવાં ખાસ લક્ષણોથી પ્રોફેસરો અંકિત હોય છે. સરલતા એ એમનો ખાસ ગુણ હોય છે. મગજ બહુ વ્યવસ્થિત હોવાથી પોતાની આસપાસની બહારની અવ્યવસ્થાઓ એમને બહુ સાલતી નથી.

પણ આ ગુણો સામાન્ય માણસોમાં અનાકર્ષક થઇ પડે તે પ્રોફેસરોમાં ખાસ આકર્ષણનાં સાધનરૂપ બને છે. અને તેમાંએ હૃદયનો ભાવ, ઉમળકો અને નીખાલસતા ભળે તો તો એ બેવડા બળથી ખેંચે છે.

પ્રો. શાલાઇની મુખમુદ્રા રૂપાળાં કહેવરાવવાના કશાએ આડંબર વગરની છે. પણ ભોળા, આનંદી અને હસમુખા સ્વભાવની ત્યાં છાપ છે એટલે પહેલી અસરમાંએ અભાવ નથી થતો. એમની વાત કરવાની રીતમાં નથી કૈં અસાધારણતા કે નથી છેક સામાન્યતા. પ્રોફેસરોની રીત પ્રમાણે એ હમેશાં પુસ્તકો, ચોપાનીઆંઓ, એકેડેમીઓ અને રોમન રોલાંડ કે એનાટોલ

ફ્રાન્સ જેવા જીવતા સાક્ષરોની વાત કરે છે વચ્ચે વચ્ચે હીંદુસ્તાન વીશે જાણવાની ઉત્સુકતા બતાવે છે. અંગ્રેજી બહુ ભયંકર બોલે છે ઘણી વાર કંઈ અભિપ્રાય આપતા પહેલાં કે કશાનો નિર્દેશ કરતા માદામ શાલાદનો અભિપ્રાય પુછે છે અને કોઈક વાર માદામ શાલાદને અમારી કહેલી વાતનું ભાષાન્તર ફ્રેન્ચમાં કરી સમજાવે છે. તેથી માદામ શાલાદ ફરી વાર અમારા તરફ જોઈ હસે છે, અને એના જવાબમાં અમે ફરી મુખ મલકાવીએ છીએ.

અમને એમણે ક્લબ-માં લન્ચ આપ્યું ત્યારે તો એમણે બીજાં ત્રણ ચાર જણને નોતર્યાં હતા, પણ ભાષાના અભાવથી માત્ર એક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર શીવાય બીજા કોઈની સાથે સીધી વાત થઈ શકે તેમ ન હતું.

આ લોકોનું ભાષાનું અભિમાન કે અજબ છે. બીબ્લીઓથીક નેશનલ–અહીંની મહાપુસ્તકશાળાનો મુખ્ય અધિકારી–પણ અંગ્રેજી નહીં બોલે. ફ્રાન્સ અને ઇંગ્લંડ આટલાં પાસે પાસે છે તોએ અંગ્રેજી ભાષા જાણનાર બહુજ થોડાં માણસો જોવામાં આવે. પણ તેઓએ ખાસ જરૂરને વખતેજ એ ઉપયોગ કરવાનાં. એમની પરસ્પરની વાતોમાં તો કદીએ અંગ્રેજી વપરાતું હશે કે કેમ એ સંશય પડતી વાત છે.

હીંદુસ્તાન છોડ્યા પછી બે મહીને અમારા નિવાસમાં ગુજરાતીઓનો પ્રવેશ એ એક અગત્યની બીના ગણાય. વસુંધરાના એક ટુકડા પર હીંદીઓ વસે છે એ તો અહીં આવ્યા પછીજ યાદ આવે છે. યુરોપના બીજા



યુલ હાર્ડવીન માન્સાર્ડ

નેપોલીઅનની સમાધિ આ ભવ્ય ઈમારતમાં આવેલી છે.

ભાગોમાં હીંદીઓ ક્વચિતજ દેખાય છે અને ગુજરાતીઓને મળવાનું સદ્ભાગ્ય તો અમને ભાગ્યે કેવાય ન મળ્યું. અહીંઆ સૌથી પહેલાં મેસર્સ આર બમનજીથી શરુઆત થઈ. હોટેલ-માં તે અચાનકજ મળ્યા બીચારા રાજકીય ચળવળથી થાકી ગયા છે કે લગભગ થાકી જવાની તૈયારીમાં છે એની મને સમજણ ન પડી. એકલે હાથે એ શું શું કરતા હતા તે કહ્યા પછી નિરાશા અને આશા બંનેનો સુર એમણે સાથે વગાડ્યો. હવે એ પરવારી ગયા લાગે છે.

તે પછી બીજો નંબર રા......નો. બાદ મુનશીના એ મિત્ર થાય છે એટલુંજ હું એમને

મારે જાણવું છું. મેં એમને એક વખત પુછ્યું કે 'ફ્રેન્ચ લાઇફ' (ફ્રેંચોની જીંદગી) તમને કેવી લાગે છે? 'ફ્રેન્ચ લાઇફ' શબ્દથી કેંક ભડકયા હોય એમ એક બે પલ તો એમણે મારી સામે ધારીધારીને જોયું. એનો જવાબ એમણે એ વખત તો બરાબર ન આપ્યો પણ એક બીજી વખત અમને એક કાફેમાં એ લઇ ગયા અને ત્યાં આસપાસ થાતું ડ્રિન્કીંગ, દેખતો આગળ ફરતા વેઇટરોના પડછાયા અને કોઇકોઇ ખુણેથી આવતો ચુંબનો અવાજ, આનંદી અને રંગીલી મુખમુદ્રાઓ અને મ્યુઝીક ની સાથે ડોલતા અવયવો: એ સર્વ બતાવતાં એમણે મને એકદમ કહ્યું કે આનું નામ તે 'ફ્રેન્ચ લાઇફ' પ્રો. શાલાણનુ ચાન ઘર મને તરતજ યાદ આવ્યું. બીજાં હજારો પુસ્તકોના ચોપાટ વિનાના ડ્રોઇંગ રૂમના કલ્પનાચિત્રો ત્યાજ હવામાં અદ્ધર ઝુલતા હોય તેમ નજર સામે તર્યાં. અને 'ફ્રેન્ચ લાઇફ' તે આજ એમ માનનારા એ ભાઇ સામે એક સ્મિત ફેંકી એમની દેખાડેલી આસપાસની ફ્રેન્ચ લાઇફ જોવામાં હું ગુંથાઇ ગયો...... આપણા લોકો અહીંઆ આવે છે. વર્ષોનાં વર્ષો સુધી અહીંઆં વસે છે પણ કોઇ ચીનાપુ અહીંની સંસ્કૃતિ કે સમાજ-જીવનમાં એક નાની સરખી ડુબકીએ એમનામાં ભરતી નથી. યુરોપ આવનારાઓ આટેનો ખારો મોહ હવે ઉતરવા માંડ્યો છે.

એક ગુજરાતી કુટુંબમાં અમે જમવા ગયાં હતાં. ઘરના મુખ્ય પુરુષે અમને ઘરમાં આવકાર્યાં અને બેસાડ્યાં પણ સ્ત્રીઓના સ્વાગતનો લાભ તો ઘરમાં બેઠા પછી અડધા કલાકે છેક જમવાના વખતેજ અમને મળ્યો. ફ્રેન્ચ લાઇફનું આ અનુકરણ છે કે નહીં તેની મને ખબર નથી. પણ અમે એ લોકો (ફ્રેન્ચો) સાથે વસ્યા વિના કે જુદોજ ખ્યાલ ફ્રેન્ચ લાઇફ માટે બાંધી દેવાની ઉતાવળ કરી છે એટલે આ રીત જરા વિચિત્ર લાગી એટલુંજ.

આવા લાંબા પત્રો વાચતાં કંટાળો તો નથી આવતોને? અમે આવતી કાલે નીકળી લંડન જઇએ છીએ ત્યાંથી મુનશી પાછા આવશે તે પછીએ હું તો બેએક માસ રહીશ. કાગળો કુકને સરનામેજ લખશો.

આવતી કાલે તો પેરીસને છેલ્લી સલામ. જો કે માર્સેલ્સ જતા પાછું આવવું પડશે. પણ જતા ખેદ નથી થતો. પેરીસ ગમે તેટલું સરસ હોય પણ મારા માટે નથી. મને લાગતું નથી કે અહીં રહેવાનું શક્ય હોય તો રે મને અનુકુળ આવે.

તમારી સાહિત્યની દુનીઆ કેમ ચાલે છે? આ અઠવાડીએ તમારો પત્ર નથી. લંડનમાં એ વાટ જોતોજ હશે. બધાંની ખબર લખશો. એજ

લિ. લીલાવતીના
વંદે માતરમ્.

# કાર્તવીર્યની રાજધાની માહિષ્મતી*

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
બી.-એ., એલએલ. બી., એડવોકેટ,
પ્રમુખ સાહિત્યસંસદ્

હૈહય રાજા અર્જુન-કાર્તવીર્યની જુની રાજધાનીના સ્થલ વીશે વિદ્વાનોએ જુદાજુદા મત બાંધ્યા છે, પણ હજુ સુધી એ પ્રશ્નનું છેવટનું નિરાકરણ થયું નથી. કાર્તવીર્યની માહિષ્મતી હાલના ભરુચ (ભૃગુકચ્છ) ની જગ્યાએ આવેલી હતી એવા શિરિષચંદ્ર વિદ્યાર્ણવ[1] ના મતના સમર્થનમાં થોડું વિવેચન ઉપયોગી થશે.

માહિષ્મતીનાં લક્ષણ નક્કી કરવાં એ અઘરું નથી. એ પહેલાં કર્કોટકના પુત્ર નાગનું પાટનગર હતું. કાર્તવીર્યે તે જીતીને માહિષ્મતી વસાવ્યું[2]. તે નગર નર્મદાતીરે હતું. સમુદ્રની પડોશમાં આવેલું હતું. ભરતી વખતે સમુદ્રનાં મોજાં છેક તે શહેર સુધી ફરી વળતાં અને તે દરીઆઈ મથક હતું: એટલું તો બધા આધારમાં મળી આવે છે.[3] મત્સ્યપુરાણ આ પ્રમાણે તેનું વર્ણન આપે છે:—

† योऽसौ बाहुसहस्रेण ज्याघातकठिनत्वचा ॥
भाति रश्मिसहस्रेण शारदेनैव भास्करः ॥ २८ ॥
एष नागं मनुष्येषु माहिष्मत्यां महाद्युतिः ॥
कर्कोटकसुतं जित्वा पुर्यां तत्र न्यवेशयत् ॥ २९ ॥
एष वेगं समुद्रस्य प्रावृट्काले भजेत वै ॥
क्रीडन्नेव सुखोद्भिन्नः प्रतिस्रोतो महीपतिः ॥ ३० ॥
ललिता क्रीडता तेन प्रतिस्रग्दाममालिनी ॥
ऊर्मिभ्रुकुटिसंत्रासाच्चकिताभ्येति नर्मदा ॥ ३१ ॥
एको बाहुसहस्रेण वगाहे स महार्णवः ॥
करोत्युद्धृतवेगां तु नर्मदां प्रावृडुद्धताम् ॥ ३२ ॥
तस्य बाहुसहस्रेण क्षोभ्यमाणे महोदधौ ॥
भवन्त्यतीव निश्चेष्टाः पातालस्था महासुराः ॥ ३३ ॥
चूर्णीकृतमहावीचिलीनमीनमहातिमिम् ॥
मारुताविद्धफेनौघमावर्ताक्षिप्तदुःसहम् ॥ ३४ ॥
करोत्यालोडयन्नेव दोःसहस्रेण सागरम् ॥
मन्दरक्षोभचकिता ह्यमृतोत्पादशंकिताः ॥ ३५ ॥
तदा निश्चलमूर्धानो भवन्ति च महोरगाः ॥
सायाह्ने कदलीखण्डा निर्वातस्तिमिता इव ॥ ३६ ॥

* 'ઇંડીઅન ઍંટીક્વેરી' (પુ. ૫૧) માં પ્રગટ થએલા અંગ્રેજી લેખ પરથી અનુવાદકઃ રાં. ભાઇશંકર ડાહ્યાભાઇ દ્વિ.

1 અલાહાબાદની પાણિનિ ઓફીસે પ્રકટ કરેલા મત્સ્યપુરાણના અંગ્રેજી ભાષાંતરમાં.

2 મત્સ્યપુરાણ, ૪૩, ૨૯–૩૨; વાયુપુ.–૩૨, ૨૯; હરિવંશ, (૧) ૩૩, ૨૮.

3 એજ, ૪૩, ૩૧; એજ, ૩૨, ૨૮, એજ, ૩૨, ૨૮.

† જે આ કાર્તવીર્ય રાજા પ્રત્યંચાના આઘાતથી કઠિન ચામડીવાળા હજાર હાથથી, હજાર કિરણવાળા શરદ્‌ઋતુના સૂર્યની સમાન શોભે છે. ૨૮. વળી મહાન્ કાન્તિવાળા એ રાજાએ કર્કોટકના નાગના પુ-

આ નગરીનું સ્થાન નક્કી કરનારાઓ તેની આ વિશેષતા લક્ષ્યમાં રાખતાં કોઈ કારણથી ચૂકી ગયા છે, પણ પુરાણોમાં આ વાત એટલી સ્પષ્ટ થએલી છે કે એ વિશે કશો સંદેહ રહેતો નથી. અત્યાર સુધી માહિષ્મતી તરીકે ઓળખાવવામાં આવેલા રેવાકાંઠના એકે શહેર સુધી સમુદ્રનાં પાણી પહોંચી શકે એ સંભવતું નથી. અને જે એકજ સ્થલે તે પહોંચી શકે તે શહેર હાલના ભરૂચની નજીકમાં હોવું જોઈએ. હીયુએન્સેનના કહેવા પ્રમાણે, તેના સમયમાં ભરૂચ સમુદ્રની બહુજ પાસે હતું.૪

કાર્તવીર્યના રાજ્યનું એ મુખ્ય સ્થળ હોવાથી તેના તાબાના મુલકમાં તે મહત્વની પદવી ધરાવતું હશે. કાર્તવીર્ય અનૂપસ્વામી કહેવાતો.૫ અનૂપનો યૌગિક અર્થ સમુદ્રની નજીકનો પ્રદેશ કે કીનારાવાળી જગ્યા એવો થાય છે, અને ખાસ કરીને સમુદ્રની નજીકના પ્રદેશ માટે તે શબ્દ વપરાતો.૬

મહાભારતના સમયમાં અનૂપ શબ્દ પશ્ચિમ કિનારા પર આવેલા કોઈ સામાન્ય રાજ્ય માટે વપરાતો.૭ સૌરાષ્ટ્ર, અનૂપ અને આનર્ત પડોશના પ્રદેશો હોય એમ જણાય છે અને અનૂપ સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલ હતો.૮ આ ઉપરથી જણાશે કે અનૂપ નામનો અને નર્મદાતટે જેની રાજધાની હતી તેવો પ્રદેશ મહી અને તાપી વચ્ચેના ગુજરાતનો એક ભાગ હોવો જોઈએ. કાર્તવીર્યના રાજ્યની મર્યાદા તેના વંશજોના નામ ઉપરથી પણ નક્કી કરી શકાય એમ છે કારણ કે કયાં તો એ વંશજોના નામ તેના મહારાજ્યના પ્રાંતો ઉપરથી પાડેલા છે કે કયા તો હૈહય અને તાલજંઘ વંશ જેનો એ નેતા હતો તે જે જાતિઓના બનેલા હતા તેના નામ પરથી પડેલા છે. આ નામો સુરસેન, સુર, તાલજંઘ, અવન્તિ, વિતિહોત્ર, શાર્યાત, ભોજ, કુડીકેર, અને આનર્ત છે.૯ સુરસેન એટલે મથુરા; જે જાતિએ કાઠિયાવાડના દ્વીપકલ્પને સૌરાષ્ટ્ર નામ આપ્યું, તે જાતિ સુર

ઉજ્જીન પોતાની માહિષ્મતી નગરીમાં મનુષ્યોને વીરો રાખેલા છે. ૨૯. એ મહાતેજસ્વી રાજા વર્ષાકાલમાં સુખથી જાણે ક્રીડા કરતો હોય તેમ સમુદ્રના વેગને અવળા પ્રવાહે ફેરવે છે. ૩૦. વિલાસથી તે રાજા જ્યારે તેમાં ક્રીડા કરે છે ત્યારે પ્રત્યેક તરંગરૂપી હારથી શોભતી એવી નર્મદા ભ્રકુટી જાણે ત્રાસને આપનારી હોય તેમ ચકિત થઈને તેની પાસે આવે છે. ૩૧. તે રાજા એકલોજ હજાર હાથથી મોટા સમુદ્રને ખળભળાવે છે અને તેનાથી સામાન્ય વેગથી વહેતી નર્મદાને વર્ષાઋતુ સરખા મહાન પ્રવાહવાળી બનાવે છે. ૩૨. તેના હજાર હાથથી જ્યારે મહાસમુદ્ર ખળભળી ઉઠે છે ત્યારે પાતાલમાં રહેલા મહાઅસુરો પણ અત્યંત સ્તબ્ધ થઈ જાય છે. ૩૩. જ્યારે એ રાજા પોતાના હજાર હાથથી સમુદ્રને ખળભળાવી નાખી તેને, મોટા તરંગોમાં લીન થએલા મત્સ્ય અને મોટા મગરો જેમાં ચૂર્ણ થઈ ગએલા છે એવો, વાયુના વેગથી ધોળું ફીણ જેના ઉપર થયું છે એવો, અને કુંડાળાનાં આકર્ષણથી દુ:સહ એવો બનાવી દે છે ત્યારે મંદર પર્વતના ક્ષોભથી ચકિત થએલા અને અમૃત ઉત્પન્ન થવાની શંકાવાળા મહાન્ સર્પો સાયંકાલને વિષે વાયુના અભાવથી નિશ્ચલ થએલા કદલીખંડોની જેમતેમ નિશ્ચલ મસ્તકવાળા થઈ જાય છે. ૩૪–૩૬.

૪ કનીંગહામની "એન્શ્યન્ટ જ્યોગ્રાફી."

૫ મહાભારત, વનપર્વ ૧૧૭, ૧૯.

૬ ભોજ, ઉદ્યોગપર્વ ૧૯, ૯, વાયુપુ. ૨૬, ૮૬; હરિવંશ (૨) ૩૭, ૨૯.

૭ સભાપર્વ. ૪, ૨૪–૩૫, ભિષ્મ, ૪, ૧૩–૨૪

૮ હરિ (૨) ૩૭, ૨૯–૪૦.

૯ મત્સ્યપુ. ૪૩, ૪૬–૪૯. હરિ (૧) ૩૪–૪૯.

હોય એમ જણાય છે. અવન્તિ એટલે માળવા. કુશસ્થલી–દ્વારકા એ રાજધાનીવાળું જુનું ગુજરાત એ આનર્ત. વિતિહોત્ર કે વિતિહવ્ય વિંધ્યાની પશ્ચિમે આવેલો પ્રદેશ.૧૦ કુંડીકેર કે તુંડીકેર વિંધ્યાની નજીક એક જાતિનું નામ છે.૧૧ ભોજોએ અરવલ્લીની પૂર્વે પોતાનું સંસ્થાન વસાવ્યું હોય એમ જણાય છે. તેઓનું રાજ્ય મહાભારતના સમયમાં શાલ્વ નામથી ઓળખાતું.૧૨ કાર્તવીર્યના એ રાજ્યની સીમામાં વાયવ્યે યમુના, પૂર્વે વેત્રવતી કે બેટવા; દક્ષિણે નર્મદા અને પશ્ચિમે સમુદ્ર અને રજપુતાનાનાં અરણ્ય હતાં. આ મહારાજ્યના વિસ્તાર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે અનૂપ એટલે કે ગુજરાત અને કાઠીઆવાડ તેનો સૌથી મહત્ત્વનો ભાગ હશે, અને મંડલા ૧૩ કે મહેશ્વર ૧૪ - માંધાતા ૧૫ માંથી કોઇ પણ ગામ આ પ્રદેશમાં મધ્યવર્તી સ્થાને નથી. એટલા માટે આ મહારાજ્યની રાજધાની સમુદ્રની નજીક કોઇ જગ્યાએ હોવી જોઇએ એમ ધારવું વધારે સ્વાભાવિક છે.

મહાભારતના સમયમાં કાર્તવીર્યનો દેશ અને એની રાજધાની માહિષ્મતી કયારોય થઇ ગયાં હોય એમ જણાય છે. તે વખતમાં વિદર્ભનાં રાજ્ય બાદ કરતાં દક્ષિણે આર્યાવર્તની સીમા નર્મદા હતી. અને કેટલા રાજ્યોનો એ બનેલો હતો એ સ્પષ્ટ લખાયલું છે. અનુપ રાજ્યના છૂટાછવાયા નિર્દેશ મળી આવે છે. તે વિના અનૂપનું રાજ્ય પણ નાશ પામ્યું હતું.૧૬ કાર્તવીર્યના કોઇ વંશજે તેની પછી માહિષ્મતીમાં રાજ્ય કર્યું હોય એમ જણાતું નથી. માહિષ્મતીના રાજા તરીકે બીજા કોઇનું નામ બોલાયું હોય તો તે નીલનું છે. એના વીશે વધારે આગળ કહેવાશે. કાર્તવીર્યનો એક વંશજ જયધ્વજ તો અવન્તિનો રાજા હતો.૧૭

રઘુવંશમાં કાલિદાસ માહિષ્મતીના શાસક ૧૮ તરીકે કાર્તવીર્યના વંશજ પ્રતીપનું નામ આપે છે પણ એ વંશમાં એ નામનો કોઇ રાજા થયો હોય એવું એકે મહાકાવ્ય કે પુરાણમાંથી નીકળતું નથી. કવિએ કાર્તવીર્યનાં પરાક્રમોના વર્ણનથી કાવ્યના રસને વેગ આપવા માટે કલ્પિત રાજાને એ વંશનું નામ આપ્યું હોય એમ જણાય છે. બીજે પક્ષે, એ તો સ્પષ્ટ છે કે કાલિદાસના સમયમાં નર્મદાને ઉત્તર કીનારે કાર્તવીર્યનાં સંસ્મરણોવાળું માહિષ્મતી નામનું એકે નગર નહોતું. કારણ કે એવું એકે નગર હોત તો અમરકંટકથી વિદિશા અને ઉજ્જન જતાં મેઘદૂત હજાર હાથવાળા દેવે જે નગરમાં રાજ્ય કર્યું હતું તેમાં વિરમ્યા વિના રહ્યો હોત

૧૦ મત્સ્યપુ. ૧૧૪, ૫૨–૫૫.

૧૧ પાર્જીટરનું માર્કંડેય પુરાણ, ૩૪૪.

૧૨ મહાભા. વન. ૧૪, ૨૦, ૧૬, ૨૫૩; હરિ (૧) ૩૮.

૧૩ (૧૮૩૭) જર્નલ ઓફ ધી એશીઆટીક સોસાયટી ઓફ બેંગાલ, ૧૨૨; કનીંગહામની એન્શંટ જ્યોગ્રાફી, ૪૮૮.

૧૪ (૯) એશીઆટીક રીસર્ચીઝ, ૧૦૫; ઇમ્પી. ગેઝે. સબ–નોમ.–મહેશ્વર.

૧૫ (૧૯૧૦) જર્નલ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાયટી, ૪૨૫; પાર્જીટરનું માર્ક. પુ. ૩૩૩ (નોંધ)

૧૬ મહાભા. સભા. ૪, ૨૪–૩૫; ઉદ્યોગ ૪, ૧૩–૨૪.

૧૭ મત્સ્યપુ. ૪૩, ૪૬, વાયુપુ. ૩૨, ૫૦.

૧૮ સર્ગ ૬. ૪૩.

નહીં અને કવિને તેનાં યશોગાન ગાવાની તક આપી હોત.

મહાભારત અને પુરાણોની માહિષ્મતી નગરીમાં મહિષ, મહિષક, મહિષીક કે મહિષ્મક નામની જાતિ વસતી હતી[૧૯] આ નગરીની પાસે મહીષક નામની નદી પણ હતી[૨૦]

મહાકાવ્યો અને પુરાણો ઉપરથી આ નગરની જગ્યા સહેલાઈથી નક્કી કરી શકાય એ દક્ષિણ પથનો પ્રદેશ હતો એમ તે બધાં કબુલ કરે છે. સહદેવ નર્મદા ઓળંગીને તરતજ નહીં પણ અવન્તી, ભોજકટ, કોશલ અને પ્રાક્કોશલ–કદાચ હીયુએનસેન[૨૨] કહેલું મહાકોશલ–વેણ્વાતીરના (વેનગંગા) રાજાઓ, પુલિન્દો–ટોલેમીએ વર્ણવેલા પુલ્મદાઇ-ઓ અને કિષ્કિંધા જીતીને[૨૨] પછી ત્યાં પહોંચે છે. અશ્વમેધ પર્વમાં મહીષકને આંધ્ર અને કોલગિરિની વચ્ચે આવેલું લખે છે[૨૩] ભીષ્મપર્વ તેને કર્ણાટકની સાથે દક્ષિણ પ્રદેશમાં મુકે છે[૨૪] રામાયણના કિષ્કિંધા કાંડમાં તેની એક તરફ વિદર્ભ અને ઋષ્યકીક તથા બીજી તરફ કલિંગ અને દંડકારણ્ય આવેલું લખ્યું છે[૨૬]

મત્સ્યપુરાણમાં લખ્યું છે કે તેની એક બાજુએ પાંડ્ય, કેરલ અને ચોલ અને બીજી બાજુએ કલિંગ, વિદર્ભ, દંડક અને નર્મદાકાંઠાના બીજા દેશો આવેલા છે.[૨૭] વિંધ્યાચળ આગળ પશ્ચિમની સરહદના મુલકમાં તે આવેલું છે એમ જણાવેલું નથી અને જ્યારે[૨૮] માર્કંડેય પુરાણ પ્રમાણે તે મહારાષ્ટ્ર અને કલિંગ વચ્ચે આવેલું હોવું જોઈએ[૨૯]

આ યાદીને સાવધાનીપૂર્વક વાંચતાં આટલા મુદ્દા તારવી કઢાય

૧. કિષ્કિંધક વિંધ્યની નજીકમાં હતું, પણ કિષ્કિંધકની દક્ષિણે આવેલ મહિષક નજીક નહોતું.

૨. મહિષક નર્મદાની દક્ષિણે છતાં દક્ષિણ કાંઠા ઉપર તો નહોતું

૩. તે વિદર્ભની દક્ષિણે જરા દૂર અને કલિંગ, આંધ્ર, કોલગિરિ અને દંડકની વચ્ચે હતું આ પ્રદેશો અત્યારે અમુક ઓળખાઇ ચુક્યા છે

૪. તે વખતે માહિષ્મતી નામે નગર નર્મદાના ઉત્તરકાંઠે કે અનૂપ દેશ નામે ઓળખાતા પ્રદેશના કોઇ ભાગમાં સમુદ્ર કીનારે નહોતું.

આથી સિદ્ધ થાય છે કે નીલકંઠની માહિષ્મતી કાર્તવીર્યની માહિષ્મતી નહોતી

---

૧૯ બૃહત્ સંહિતા, ૯–૧૦, ૧૭–૨૧, મહાભા ભીષ્મ. ૯, ૩૬૬, વિષ્ણુપુ. ૪, ૨૪.

૨૦ રામાયણ કિષ્કિંધા, ૪૧, ૧૬

૨૧ કનીંગહામની "એન્શંટ જ્યોગ્રાફી"

૨૨ મહાભા. સભા, ૩૧

૨૩ અધ્યાય ૮૩, ૧૧.

૨૪ અધ્યાય ૯

૨૫ ભાંડારકરના બોંબે ગેઝેટીઅર (૫, ૨. ૧૪૩) મયપ્ને, મહારાષ્ટ્ર

૨૬ રામાયણ–કિષ્કિંધા, ૯૧, ૧૦

૨૭ મત્સ્યપુ ૧૧૪, ૪૬–૫૧.

૨૮ એજ, ૧૧૪, ૫૨–૫૫.

૨૯ માર્કંડેય પુ. ૫૭, ૪૬.

મહાભારતના સભાપર્વમાં નીલની માહિષ્મતી-નું વર્ણન મહાન્ હૈહય રાજાની નગરીની સાથે જરાય સામ્ય ધરાવતું નથી

નીલ રાજા નહોતો હૈહય કે નહોતો યાદવ. આર્ય રાજાઓના કોઇ સુપ્રસિદ્ધ વંશમાંથી તે ઉતરી આવેલો હોય એમ જણાતું નથી તેની પ્રજા પણ કોઇ પ્રસિદ્ધ આર્યસમૂહની નથી પણ નીલાયુધા કે લીલાયુધા છે.૩૦

કર્મકાંડના ત્યાગથી પતિત બનેલા એ લોકોનાં૩૧ નીતિબંધન આર્ય સંસ્કૃતિ જેવાં સખ્ત નહોતાં.૩૨ તેથી નીલની માહિષ્મતી અનાર્યોની નગરી હતી અને ધર્મકાર્યો અને યજ્ઞયાગો વડે પ્રસિદ્ધ થયલા રાજાની નગરી તે હોઇ શકે નહીં.

વિંધ્ય અને ઋક્ષ પર્વતો મળે છે ત્યાં માંધાતાના પુત્ર મુચકંદે સ્થાપેલું એક ત્રીજું માહિષ્મતી નામે નગર હતું.૩૩ એનું તો અત્યારે નીશાન પણ નથી રહ્યું.

મહાભારત અને બુદ્ધના સમય પછી વિંધ્યની દક્ષિણે માહિષ્મતી કે મહેષ્મતી નામનું નગર હતું. આમ નામના સરખાપણાથી કાર્તવીર્યની, નીલની અને મહાવંશમાં જણાવેલી માહિષ્મતીની ચોક્કસ જગ્યા નક્કી કરવામાં ઘણી મુસ્કેલી પડી છે. નીલની અને મહાવંશમાંની માહિષ્મતી મંડલાની કે ચોલી મહેશ્વરની કે મહિષકની જગ્યાએ હતી એ મહત્ત્વનો પ્રશ્ન નથી. કાર્તવીર્યની રાજધાની કયાં હતી એ સવાલ જરુરનો છે.

કાર્તવીર્યનો પ્રતાપ પરવાર્યા પછીના બનાવોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં માહિષ્મતી અને અનૂપદેશના વિનાશનાં કારણ જડશે. જામદગ્નેય રામે હૈહય રાજાની સત્તાનો નાશ કર્યો હોય એમ જણાય છે અને એની સરદારી નીચે ભૃગુઓએ જીતેલા પ્રદેશના સૌથી મહત્ત્વના ભાગનો કબજો લીધો. પરશુરામે વસાવેલો શુર્પારક દેશ નર્મદાની ઉતરથી સોપારા સુધીનો પ્રદેશ હતો.૩૪

ભરુચ પાસેથી તે મુખ સુધી નર્મદાનો તટ ભૃગુઓને અને જામદગ્નેયોને પવિત્ર હતો૩૫ મહાભારતના સમયમાં નર્મદા કીનારાના કોઇ ભાગને ભૃગુકચ્છ નામ આપ્યું જાણ્યામાં નથી. પણ શુર્પારકની મર્યાદા જોતાં જણાય છે કે પાછળથી ભૃગુકચ્છ નામ પામેલા દેશનો શુર્પારકમાં સમાવેશ થયો હતો, અને અનૂપદેશનો ભાગ શુર્પારકમાં આવેલો હતો. અને પાંડવના સમયમાં પશ્ચિમ કીનારે અનૂપનું નાનું રાજ્ય માત્ર હયાત હતું.

આ બધી ખરી વાત પરથી મારું તો ચોક્કસ માનવું છે કે પરશુરામે કાર્તવીર્ય-નગરીને જમીનદોસ્ત કરીનેજ ગુસ્સો શમાવ્યો નહોતો પણ તેને શુર્પારકમાં મેળવી દઇ તેની હયાતીજ હરી લીધી હતી અને તે ભરુચ પાસેજ કોઇ જગ્યાએ આવેલી હતી.

---

૩૦ મહાભા. ઉદ્યોગ. ૨૯, ૨૪; ભીષ્મ. ૫૬, ૧૩.

૩૧ એજ, અનુશાસન. ૩૩, ૨૨.

૩૨ એજ, સભા. ૩૪.

૩૩ હરિ (૨) ૩૮, ૧૯.

૩૪ મહાભા. સભા. ૩૦; વન. ૮૮, ૧૧૮, શાંતિ. ૪૯; અનુશાસન ૨૫, ૫૦; હરિ (૨) ૩૯, ૨૮, આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇંડીઆ, નં. ૧૦, પા. ૩૧.

૩૫ મત્સ્યપુ. ૯૩, ૩૩-૩૪.



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક

**રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,**

બી. એ., એલએલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ.



## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાના કેટલાક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી .. અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજમાતા
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદો ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... ... મંત્રી, * કર્ણાવતીનો સત્તાધીશ.
શોભ ... . મંત્રી
ત્રિભુવનપાલ ... .. રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતાં છછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે–એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાઠી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને વંથળી લઇ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા' ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સાંધેલું તેહું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઇ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની ચાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભુતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પૂજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવા ફત્તેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઇ જાય છે. જગદેવને ગભરાએલી રાણી કાઢી મુકે છે. કાક સટકીને જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અંદર જતો રહે છે. પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે એટલામાં કાકને બદલે ખેમાને લઇ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે. ઉદો, જયદેવ તથા કાકે વિષ્ટિ માટે જવુ એમ ઠરે છે. દરમીઆન કાકનુ રક્ષણ કરવાનુ વચન મુંજાલ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી જોડે મસલત કરતો હોય છે તેટલામા કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે. વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની પુત્રી સમર્થ તેના ઉપર દ્વેષે ભરાય છે. પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજમહેલનો કર્તાહર્તા પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં કાક સાથે તેને ચકમક ઝરે છે પણ તુરત સમાધાન થાય છે. કેદ કરેલા નોકરને છોડી દેવાની આજ્ઞા મુંજાલ પરમારને કરે છે ને તે માથે ચઢાવવા જયસિંહદેવ પરમારને સલાહ આપે છે. શોભનની વહુ પ્રેમકુંવર ને પહેલાં સંતાયલા કાકને અજાણતાં છોડાવનાર સમર્થ લીલાદેવીનો ખંડ શણગારતાં હોય છે ત્યાં કાક રાણીને મળવા આવે છે, અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. રાણી તે અજમાવવા માંડે છે. વળતે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઇને પરમાર સાથે ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેશે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી તથા એભલનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને એભલ તેમાં સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઇ જાય છે. કાક લડતાં પડયાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભરુચમાં રેવાપાલ લાટના સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આંબડ છુપાઇને મંજરીને નીરખે છે.

( હવે આગળ વાંચો )

# પ્રકરણ ૩ જું

—⁂—

## મંજરીનું સ્થાન

પુજારીએ આરતી ચેતાવી, ઘંટડી વગાડવી શરુ કરી, ને વસંત શરુ થતા પહેલાં કોયલ ટહુકે તેમ મંજરીનો સ્વર ટહુકી રહ્યો. તેના સ્વરે આંબડના હૃદયમાં કૈં કૈં પ્રતિશબ્દો જગાવ્યા. ઉત્સાહ, આકાંક્ષા, વિજય, સુખ, પ્રેમ–બધા ભાવો જાગ્યા. તેણે છાતી પર હાથ દાબ્યો, ને મૂર્છા પામ્યો હોય એવી દશામાં પડી રહ્યો.

આંબડના હૃદયમાં શા શા ભાવો જાગતા હતા તે જાણ્યા વિના મંજરીએ આરતી ગાવી શરુ કરી.

नर्मदा सरितां श्रेष्ठा रुद्रदेहाद्विनिःसृता ।
तारयेत्सर्वभूतानि स्थावराणि चराणि च ॥
सर्वदेवाधिदेवेन ईश्वरेण महात्मना ।
कथिता ऋषिसंघेभ्यो ह्यस्माकं च विशेषतः ॥
मुनिभिः संस्तुता ह्येषा नर्मदा प्रवरा नदी ।
रुद्रदेहाद्विनिष्क्रान्ता लोकानां हितकाम्यया ॥
सर्वपापहरा नित्यं सर्वदेवनमस्कृता ।
संस्तुता देवगन्धर्वैरप्सरोभिस्तथैव च ॥
नमः पुण्यजले आद्ये नमः सागरगामिनि ।
नमस्ते पापशमनि नमो देवि वरानने ॥
नमोऽस्तु ते ऋषिगणसिद्धसेविते
नमोऽस्तु ते शंकरदेहनिःसृते ।
नमोऽस्तु ते धर्मभृता वरप्रदे
नमोऽस्तु ते सर्वपवित्रपावने ॥

સ્વરનો જાદુ તૂટ્યો. ત્યાં પ્રસરેલી શાંતિમાં ભંગ પડ્યો. બે માણસો દોડતાદોડતા આવ્યા ને બૂમો પાડવા લાગ્યા: "જેઠી–જેઠી—" બધા પહેલાં અજાયબ થયા ને થોડાં તેમના તરફ વળ્યાં. મંજરી ગાતી અટકી ગઈ. પુજારીની આરતી પણ અટકી પડી.

"અરે બધા ઘેર જાઓ. જોવા શું કરો છો? ગંગનાથમાં ડીંગલ ઊડ્યું છે. ધ્રુવસેન સેનાપતિએ ભગવાં ઉતાર્યાં...ને લોકો લોહીલુહાણ થયા છે. જતાં રહો. જેઠીની બા–" કહી તે જેઠી અને તેની બાને લઈ ઝપાટાબંધ ચાલ્યો ગયો.

ત્રણ ચાર બૈરાં બીજા પુરુષને વીંટાઈ વળ્યાં; ને તેની સાથે ઉતાવળથી ચાલતાં થયાં.

બધાએ ગભરાઈ એક બીજાની સામે જોયા કર્યું. નદીતીરેથી રમખાણનો સ્પષ્ટ અવાજ આવતો હતો. થોડીક બૂમો પણ દૂરથી સંભળાતી હતી. થોડીક સ્ત્રીઓ જેમનાં ઘર પાસે હતાં તે તો પોતાની મેળે ચાલતી થઈ. મંજરીએ ગર્વથી ચારે તરફ જોયું. ગભરાયલી મૃગલીઓ જેવી બધી સ્ત્રીઓ ચારે તરફ ભયવ્યાકુલ આંખે જોઈ રહી હતી.

"બહેનો ગભરાશો નહીં. કૈં ભય લાગે છે. આપણને કોણ છેડવાનું છે?"

"ઓ બા–બા–મંજરી બા–" બૂમો મારતો મણિભદ્ર હાંફતોહાંફતો આવ્યો. તેની બાથે મંજરીની છોકરી મહાશ્વેતા બેબાકળી હતી, ને બગલમાં તેનો છોકરો વૈસરી મારેલો હતો. તેની આંખો બીકથી ફાટી ગઈ હતી.

મંજરીનું મોં જરા ઉતરી ગયું. "મણિભદ્ર, શું છે?"

"બા—બા! છો કે? રેવાપાલે પટ્ટણીઓને બધાને માર્યા, ગામમાં ધાડ પડી છે ને આપણું ઘર લુંટવા આવ્યા હતા. હું છાપરે થઇ આ એને લઇ આવ્યો. બા, ચાલો ચાલો જતાં રહીએ."

મંજરીના હોઠ બીડાયા. તેની આંખોમાંથી અગ્નિ નીકળ્યો. તેણે બેનાંબા તરફ ગુસ્સાથી જોયું.

"બેનાંબા! આ શું છે?"

બેનાં થોડુંક જાણતી હતી. તે નિશ્ચિત જીવે ઉભીઉભી જોતી હતી.

"શું છે શું?" તેણે અપમાનકારક અવાજે કહ્યું "સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો. આજે પાટણ પરવાર્યું–ને લાટનો દિવસ ઉગ્યો. બેનો, ચાલો મારી સાથે કોઇને કૈં થવાનું નથી. આજથી રામરાજ્ય શરુ થયું."

મંજરી ગભરાઇ, ગુંચવાઇ ને પલવાર ઉભી થઇ રહી. બધાં ગભરાઇને બેનાં તરફ ગયાં ને તે સહુથી આગળ આવીને ઉભી. તરત મંજરીએ મન સાવધ કર્યું ને મણિભદ્ર પાસેથી વૈસરીને લઇ લીધો.

આંબડે બધું સાંભળ્યું ને તેનો જીવ ઉડી ગયો. પણ અત્યારે તેને પાટણની કે પોતાની પરવા કરતાં મંજરીની પરવા વધારે હતી. તે એકદમ ઉઠયો, ને નેરાને સાથે લઇ બારણું ઉઘાડી, ઘરની બહાર આવ્યો.

બેનાં થોડીક વાર ઉભી રહી, હસી ને ગભરાયલી મંજરીને ગૌરવનષ્ટ થયલી જોઇ રહી. તરત તેને પોતાના ધણીએ કાકને આપેલું વચન યાદ આવ્યું ને તે પાસે આવી, ને જરાક તોરમાં તેણે કહ્યું:

"મંજરી ભાભી! તમારા જેઠે મને કહ્યું છે કે તમને અમારે ઘેર લઇ આવવાં. હવે કોઇ પાટણનું અહીંઆં નથી કે તમારી વહારે ધાશે. ને અત્યારે તો તમારાં ઘરનાં પણ ઠેકાણાં નથી કે ત્યાં જઇ રહેવાશે. ચાલો મારી જોડે. મારા દીઅરજી અહીંઆં નથી કે અત્યારે આવવાના."

મંજરીને એકે એક શબ્દ ડંખ્યો. તેનો ગર્વિષ્ઠ સ્વભાવ આ ડંખ સહન કરી શકયો નહીં. તેનો ક્ષોભ જતો રહ્યો. તેણે ઉંચું ડોકું કરી એક તિરસ્કારભરી નજરે બેનાંને તેના આડંબરનું ને હલકાઇનું ભાન કરાવ્યું.

"કોની મગદુર છે કે દુર્ગપાલની સ્ત્રીને એક આંગળી અડકાડી શકે?" તેણે ગુસ્સામાં પુછ્યું. તેનું મુખ ક્રોધથી જ્વલંત થયું હતું. તેની આંખોમાં વિદ્યુત્ ચમકી.

બેનાં તિરસ્કારથી હસી. આમ્રભટથી ન રહેવાયું. મંજરીની નિરાધારી ને ગર્વ જોઇ તેનું હૈયું વીરતાથી ઉશ્કેરાઇ ગયું. તે આગળ આવ્યો.

"બેનાં બા! કોણ કહે છે કે પાટણ નિરાધાર થઇ ગયું છે?" તેણે પુછ્યું.

"હું અત્યારે જીભાજોડી નથી કરવાની" બેનાંએ કહ્યું. "મરદોની વાત મરદ જાણે. મને તો તમારા ભાઇએ સંદેશો કહ્યો છે—"

પણ તેના શબ્દ અધુરા રહ્યા. સોમેશ્વર હાથમાં નાગી તરવાર સહિત આવ્યો. તે હાંફતો હતો, તેના વાળ છુટા હતા, ને તેને મોઢેથી લોહી વહેતું હતું. તેને જોઇ સ્ત્રીઓ બધી ચીચીઆરી પાડી ઉઠી.

"બા છો કે? ભાઇ બહેન! બધાં છે. બા!"

"કેમ ભાઇ?" મંજરીએ પુછ્યું.

"સારું થયું તમે જડયાં. આપણા વાડામાં લુંટ ચાલે છે. પટ્ટણી સૈન્ય પકડાઇ ગયું. આંબડ મહેતા! તમે અહીંઆં કયાંથી?

નાસો. રૈવાપાલે લાટનો મુદ્દો ઉઠાવ્યો છે. કોઈ તમને જોશે તો ઠાર મારશે"

આંબડની આંખમાં ગુસ્સો આવ્યો

"શું કહે છે? ત્યારે પાટણના માણસો—"

"પાટણના માણસો!" સોમેશ્વરે કડવાશથી હસીને કહ્યું "તમે, હું ને આ નેરા ભાખરો. પણ બાનું શું?"

"હું તેજ કહું છું" બેનાએ કહ્યું "તમારા બાપે કહ્યું છે કે મંજરી વહુને અને છોકરાને મારી સાથે લઈ આવવા"—

મંજરીએ ગુસ્સામાં હોઠ કરડ્યા

"બેનબા! ને રૈવાભટને કહેજે કે પાટણના દુર્ગપાલની સ્ત્રી ને છોકરા—જ્યાં પાટણના માણસો ત્યાં" કહી તેણે સોમેશ્વર તરફ એક કટાક્ષ ભર્યું. બના આ સાહસથી જોઈ ચકિત થયા. સોમેશ્વરથી ન રહેવાયું.

"બા! બેનાબા સાચું કહે છે અત્યારે રૈવાભટના ઘર સિવાય તમારાથી રહેવાનું નથી. સવાર પડેલા અમે તો પરલોકવાસી થઈ જઈશું."

"સોમેશ્વર!" મંજરીએ ગૌરવથી કહ્યું "એ બધું તમારે વિચારવાનું નથી જ્યાં મારા દુર્ગપાલનું સ્થાન ત્યાંજ મારું. બેનાબા સીધાવો." કહી જાણે પોતે વિજયી સામ્રાજ્ઞી હોય તેમ તિરસ્કારભરી નજર તેણે બેના તરફ નાખી. બેના તે સહી શકી નહીં. ગુસ્સો ઠરી તે ત્યાંથી ચાલી, ને બધી સ્ત્રીઓ તેની સાથે ચાલી ગઈ. આંબડનું હૃદય આ તેજસ્વિતાનો ગુસ્સો જોઈ સ્તબ્ધ થઈ ગયું

"બા! આ શું કર્યું?" સોમેશ્વરે નિરાશાથી પગ પછાડ્યા.

"સોમેશ્વર! આ કાયરપણું કયા ગુરુએ શીખવ્યું!" મંજરીએ તિરસ્કારથી પૂછ્યું "મારા ગુરુ એટલે પાટણની સત્તા. એ સત્તા જાય તો પછી શું ભલે જીવે—મારાથી કેમ જીવાય?"

આંબડ મહેતા ગુપ્ત પક્ષી હતા. પાટણની સત્તા એટલેજ જીવન એ તેમનો સિદ્ધાંત હતો. મંજરીના ગર્વભર્યા શબ્દોએ તેમના હૃદયમાં પ્રતાપી પ્રતિશબ્દ કર્યો.

"ને બા! પાટણની સત્તા જતાં પહેલાં અમે મરવા તૈયાર છીએ"

"પ પ-પ—પણ અહીંઆથી તો ચ-ચ-ચાલો" નેરાથી મુંજને હોઠે બોલ્યા વિના ન રહેવાયું

"સુન નાથબા!" આંબડે બુમ પાડી.

"સોમેશ્વર નવા ગઢની કુંચી તમારી પાસે છે?"

"હા ઠીક સાંભર્યું" ચાલો ત્યાં જઈએ. મોઢુજાદ, બહેનને ઉંચકો. બા! મને કુંચી આપો. ગઢમાં એ બેઠા આપણે આખા પાટણને હંફાવીશું"

સોમેશ્વરે દામોદરને લીધો, મણભદ્રે મહાશ્વેતાને લીધી. ને તે બધાં છાનાંમાનાં નવા ગઢ તરફ ચાલ્યા.

## પ્રકરણ ૪ થું

### ગઢમાં

સોમેશ્વરને બધા રસ્તાની પુરી માહીતી હતી એટલે મોટા રસ્તા મુકાવી, ગલીકુંચીમાં થઈ તેઓ ખાઈ આગળ જઈ પહોંચ્યાં ખાઈ ક્યાંથી સહેલાઈથી ઓળંગાય તે પણ સોમેશ્વર જાણતો હતો એટલે અખાડીના જુવાળથી ખાઈ ભરેલી હતી છતાં પણ એક નાની પોલી હોડીમાં બેસી તેઓ ખાઈ ઓળંગી ગયાં

ચંદ્રનું તેજ તો નામનુંજ હતું, એટલે અંધારામાં સૌથી આગળ સોમેશ્વર, પછી મહાશ્વેતાને ખાંધે બેસાડી મણિભદ્ર, પછી મંજરી, પછી આમ્રભટ ને પછી નેરો એમ તેઓ ખાઈથી દરવાજા સુધીનો ઉભો ઢોળાવ ચઢ્યાં. આમ્રભટ આગળ ચાલતી મંજરી તરફ જોયા કરતો; ને રખેને કાંકરો તેના પગમાં વાગે, કે રખેને તે સરે એવી બીકે તેનું હૈયું અધીરું થઇ રહ્યું. પણ મંજરી જેવી સુકુમાર હતી તેવીજ દૃઢ મનની હતી; અને તેના સુંવાળા પગ પણ ચપલતાથી ને ચોકસાઇથી પડતા. આખરે તેઓ ગઢના દરવાજા આગળ આવ્યાં, અને સોમેશ્વર તેમને એક નાની બારી આગળ લઇ ગયો ને બારી ઉઘાડી.

"કોણ છે?" દેવા નાયકનો અવાજ આવ્યો.

"એ તો હું સોમેશ્વર."

"અત્યારે કેમ?" શંકાશીલ દેવાએ પુછ્યું.

"બા ને છોકરાંઓ ને નવા દુર્ગપાલ આવ્યા છે." દેવાએ ઉતાવળથી માથે ફાળીઉં બાંધ્યું ને ચકમક ઘસી મશાલ ચેતાવી. "બા-તમે અત્યારે?"

"હા!" હસીને મંજરીએ કહ્યું "તારા ભાઇ ગયા એટલે તારા સંરક્ષણમાં આવ્યાં છીએ."

"કોણ નવા દુર્ગપાલ-" દેવાએ કઠોરતાથી કહ્યું "ને નેરો બોબડો."

"દેવા! ગામમાં બંડ ઉઠ્યું છે. રેવાપાલે પટ્ટણી લશ્કર કેદ કર્યું છે, ને કાકભટનું ને બીજા પટ્ટણી અધિકારીનાં ઘર લુટ્યાં એટલે બાના રક્ષણ માટે અમે ગઢમાં આવ્યાં છીએ" કહી સોમેશ્વરે બારી અંદરથી બંધ કરી. "હવે પાટણથી મદદ આવે ત્યાં સુધી અહીંઆંજ રહેવાના." દેવાની આંખે અંધારાં આવ્યાં હોય એમ લાગ્યું. તે માથે હાથ દઇ પાસેના ઓટલા પર બેસી ગયો. "ઓ મારા ભગવાન્."

મંજરીએ પાસે જઇ હેતભર્યે અવાજે પુછ્યું: "દેવા શું છે? આમ કેમ?"

"બા! ઘડપણમાં દેવાની અક્કલ ગઇ."

"કેમ?"

"મેં ભાઇનો હુકમ ન પાળ્યો" દેવાનો અવાજ ધ્રુજતો હતો. "મેં તમને બધાંને ગરદન માર્યાં."

"શું છે શું?" મંજરીએ પુછ્યું.

"પેલા રેવાપાલના કહેવાથી મેં બધો કોઠાર ફેંકી દીધો."

"કોઠાર ફેં-કી દીધો-" બધાએ ચમકીને પાછા હઠ્યા.

દેવાએ કપાળ કુટ્યું. "બા! મારે જીવવું લાજમ નથી. મને રેવાભાઇએ કહ્યું કે મારા ભાઇને તો પાટણમાં પકડયા ને આ નેરો ભટ બની ગઢમાં રહેવા આવવાનો. ભાઇ પાછા આવે તો કોઠાર પાછા ભરી આપવાનું એણે વચન આપ્યું. હું ભોળવાયો. બા! હું તમને ને કીકાભાઇને ખવાડીશ શું?"

"વરસ દહાડાનો કોઠાર ફેંકી, દીધો."

આંબડ મહેતાએ ગુસ્સામાં આગળ આવી કહ્યું.

"પાપી!—કોના કહ્યાથી?" કહી તેણે તરવાર કાઢી.

"મારો મારા બાપ!" દેવાએ કહ્યું. "મારે ઝુભ કરડી મરવું જોઇએ—"

આંબડ તરવાર ઉગામવા જતો હતો ને તેની નજર મંજરી પર પડી. તેની આંખોમાં તિરસ્કાર હતો.

"આંબડ મહેતા!" મંજરીએ જરાક ગુસ્સામાં કહ્યું. "તમારી તરવાર મ્યાનમાં -

રાખો. તેનો બીજો ઘણો ખપ છે. દેવા! હું પણ અનાજ ગઢમાં છે કે નહીં?"

"આટલાં બચ્ચાંને તો આઠેક દહાડા પણ નહીં ચાલે."

"આ! ઉભાં રહો. આપણે ગઢમાં આવ્યા છીએ તે ગામમાં કોઈને ખબર નથી. હું જઈ દોડુંધણું અનાજ ઉપર લઈ આવવાની ગોઠવણ કરું."

"પણ તમે બહાર પકડાઈ ગયા તો?" મંજરીએ કહ્યું.

"સોમનાથની મરજી. આંબડ મહેતા—" તેની સામે જોઈ સોમેશ્વર જરા ખંચાયો. "આંબડ મહેતા તમે અહીંઆ બાને જો જો. ને મણિભદ્ર તું પણ અહીંઆજ રહે નેરા તું મારી સાથે ચાલ"

"હું આવું?" આંબડે પુછ્યું

"ના. આપણા બેમાંથી એક જણે તો અહીંઆં રહેવુંજ જોઈએ.

"વખત છે ને દેવપાલ ગઢને ઘેરો ઘાલે તો સામે કોણ થાય?"

"ઠીક. નેરા, સોમેશ્વરભટ્ટ જોડે જા"

"બ-બાપુ-" પાછળ ઉભેલા નેરાને ગઢમાંથી બહાર જવાનું રુચ્યું નહીં.

"જા" આંબડે ડોળા કાઢયા. નેરા નીચી મુંડી કરીને સોમેશ્વર સાથે બહાર ગયો.

"દેવા! હવે કે બેસવાનું ઠેકાણું છે કે? આ છોકરાં બીચારાં થાકી ગયાં છે"

"અરે હા રે બા, હા" કહી દેવો બધાને ગઢમાં થોડે દૂર એક નાનું ઘર હતું ત્યાં લઈ ગયો, અને જોઈતી ચીજો કાઢી આપી. કોઈ ઘેરો ઘાલે તો પહોંચી વળવાને માટે ગઢમાં એવી સોઈ હતી કે રહેવા કરવાને માટે તો કોઈને કે અગવડ આવે એમ નહોતી.

મણિભદ્ર પાણી કાઢી લાવ્યો. મંજરીએ ગભરાયેલા છોકરાને આશ્વાસન આપી સુવાડવા માંડયાં અને દેવો અને આંબડ મહેતા ગઢને તપાસવા નીકળ્યા.

આંબડ ગંભીર થઈ ગયો હતો. પાટણની સત્તાને ગઢમાં રહ્યા રહ્યાં ટકાવી રાખવી, ને પાટણથી મદદ આવે ત્યાં સુધી મંજરીનું રક્ષણ કરવું—એ બે હકથે તેની મહોઈ સતેજ કરી. આ ગઢ સુરક્ષિત હતો, અને સહેલથી લેવાય એવો નહોતો, છતાં ત્રણ ચાર માણસની મદદથી તેને ટકાવી રાખવો કે સહેલી વાત નહોતી. અને તેમાં ખોરાક ખુટે તો શું થાય તે સમજાયું નહીં, છતાં આંબડ હીંમત હાર્યો નહીં. મંજરીની નજર આગળ આ ગઢ ટકાવી રાખવો, પોતાનું શૂરાતન દેખાડવું, અને વખત આવે તો મરવું—એનાથી વધારે રુચિકર તેને કંઈ દેખાયું નહીં

કોઈની મદદ ન હોવાથી તેણે જીવ ઘાલી ગઢની પુરેપુરી તપાસ કરી, ને કઈ દિશાથી હુમલો આવી શકે, કયે ઠેકાણેથી સંરક્ષણ બરોબર થઈ શકે, અને કયે ખુણેથી ચારે દિશાનું નિરીક્ષણ થઈ શકે તેની તેણે માહીતી મેળવી.

તેણે શહેર તરફના કોટ પર જઈ નીચે નજર નાખી. મધ્યરાત્રિ થવા આવી હતી, છતાં ગામમાં ઠેકાણે ઠેકાણે બળતી મશાલો આમતેમ જતી દેખાતી કોઈ ઠેકાણેથી અવાર-નવાર ચીસ પણ સંભળાતી. દૂર કોઈએકના ઘરમાં આગ લાગી હોય એમ લાગતું હતું નહીતોરે બધું શાંત હતું.

ફરતા ફરતાં આંબડ મહેતાએ દેવા જોડે વાત કરી; અને જેમજેમ તે વાત કરતો ગયો તેમતેમ દેવાનું હૃદય, તેનો અનુભવ, ને તેનું ગઢ વીશેનું જ્ઞાન જાણવાની તક મળી.

જવાબ મળ્યો નહીં એટલે આવનારામાંના એક જણે ચકમક કાઢી કાકડો ચેતાવવાની તજવીજ કરી. સોમેશ્વરે જોયું કે કાકડો ચેતશે તો બાર વાગશે. હોડી માત્ર દશ ડગલાંજ પાછળ હતી એટલે તે એક ફલંગમાં ત્યાં પહોંચ્યો ને નેરાના કાનમાં કહ્યું:

"નેરા! આ ગઢની બારીની કુંચી. એકદમ અનાજ લઇ તમે ઉપર જાઓ એટલે હું આ લોકોને રોકું છું. નહીં તો ઉપર દાણા વિના બધાં રહેશે." કહી તેણે હોડીને ધક્કો માર્યો, અને નેરાએ પણ સમયસૂચકતા સ્ફુરવાથી વાંમડો લઇ હોડી હંકારી.

સોમેશ્વર કુદીને આગળ આવ્યો, અને ગાઢ અંધકારમાં કાકડો ચેત્યાથી સામા આવનાર અંજાઇ ગયા હતા તેનો લાભ લઇ તરવાર કાઢી આડો ઉભો રહ્યો.

"કોણ છો?" સોમેશ્વરે રોફથી પુછયું. "અત્યારે શું કરો છો?" સામા આવનાર પાંચ પરગામીઓ હતા પણ તે માત્ર યાત્રાળુઓ નહોતા એમ તેમનાં શસ્ત્રો ઉપરથી દેખાઇ આવતું હતું.

"તું કોણ છે? ને પેલાં બે ગઢમાં કોણ જાય છે?"

"તેની તમારે શી પંચાત? રેવાભાઇની આજ્ઞા છે." સોમેશ્વરે કહ્યું.

પણ તેનું જુઠાણું ચાલ્યુ નહીં. એક પાછળ ઉભેલા માણસે પાસે આવીને કહ્યું: "અરે આ તો કાકભટનો સોમેશ્વર—કોટવાલ! પકડો એને."

"પણ તમે કોણ છો? મને તમે પકડનાર કોણ? હીમતથી વખત ગુમાવવા સોમેશ્વરે પુછ્યું "જવાબ દો."

"અરે પણ પેલા જાય છે તેને પકડીએ" કહી એક આગળ દોડવા ગયો.

"ખબરદાર!" સોમેશ્વર આડો ઉભો રહ્યો. "તું કોણ છે તે કહ્યા વગર આગળ જવાનું નથી."

"પકડો એને" એક જણે કહ્યું ને બીજો આગળ ધસ્યો.

"મને પકડવું સહેલ નથી." કહી સોમેશ્વરે ધસારો કર્યો એટલે પેલા લોકોએ પાછા હઠી તરવાર કાઢવા માંડી.

હલેસાંના અવાજથી સોમેશ્વરને લાગ્યું કે હોડી ઝપાટાબંધ ખાઇની પેલે પાર જતી હતી. તે પાંચેની આડે ઉભો રહ્યો; અને પરગામી સૈનિકો તેના પર તુટી પડ્યા. આ સૈનિકો અનુભવી લડવૈયાઓ નહોતા એટલે ક્યાં સુધી તો તેમને રોકવા સોમેશ્વરને સહેલ થઇ પડયું. થોડી વારે હોડી પેલે પાર પહોંચ્યાનો અવાજ આવ્યો, અને નેરા ને તેની સ્ત્રી દાણાની ગુણો ઉપાડતાં સંભળાયાં. સોમેશ્વરને લાગ્યું કે હવે તે જો ખાઇમાં પડે તે સહેલાઇથી તરીને પાર જાય; એટલે તેણે ધીમેધીમે પાછા હઠવા માંડ્યું.

અખાત્રીજના જુવાળનાં પાણી ફરી વળ્યાં હતાં એટલે ખાઇથી થોડે દૂર સુધી ભોંય ભીની ને લપસણી થઇ ગઇ હતી. સોમેશ્વર આ ભાન ભુલી ગયો, અને પાછા હઠતાં તેનો પગ લપસ્યો, ને તે સરી પડ્યો. પેલા સૈનિકો એકદમ તેના પર પડ્યા ને તેને પકડી લીધો.

સોમેશ્વરે કાન દીધા તો નેરા ને તેની સ્ત્રી ઝપાટાબંધ ઉપર ચઢતાં સંભળાતાં હતાં.

"હવે પેલા પાછા, કેમ જવાય?" પેલા પરગામી સૈનિકમાંના એકે કહ્યું.

"અત્યારે હવે કેમ જવાય? સવારે થઇ રહેશે. આનેજ પકડી જઇએ" કહી બે જણા સોમેશ્વરનો હાથ પકડી તેને લઇ જવા લાગ્યા.





વાના, મારી વાના, હવે તારૂં નામ બોલતાં હું કંપું છું

—મોના વાના



# મોના વાના

અનુવાદક

રા. ભાનુશંકર ડાહ્યાભાઈ દ્વિવેદી,
બી. એ.

ચિત્રકાર

રા. સુંદરલાલ ગોરક્ષકર

## પાત્રો

| | |
|---|---|
| ગીડો કોલોના ... . | પીસાનો સેનાની |
| માર્કો કોલોના . . . | ગીડોનો પિતા |
| પ્રીન્ઝીવેલી ... .. | ફ્લોરેન્સનો સેનાપતિ |
| બોર્સો, } તોરેલો } ... | ગીડોના સામંતો |
| ટ્રીવુલ્ઝીઓ ... ... | ફ્લોરેન્સનો અધિકારી |
| વેડીઓ ... ... ... ... | પ્રીન્ઝીવેલીનો કારભારી |
| ગીઓવાના ... .. ... .. | (મોના વાના). ગીડોની પત્ની. |

સમય: ઇસવીસનના પંદરમા સૈકાનો અંત.

સ્થળ: પહેલા અને ત્રીજા અંકમાં ઇટલીનું શહેર પીસા અને બીજામાં નગરની બહાર.

આ નાટકનું વસ્તુ પીસા શહેરને ફ્લોરેન્સના લશ્કરે ઘેરો ઘાલ્યો હતો તે વખતની હકીકત પર રચ્યું છે

## પહેલા અંકનો સાર

ઘેરો ઘાલનાર લશ્કરના સેનાપતિ પ્રીન્ઝીવેલી સાથે સન્ધિનો રસ્તો નક્કી કરવા ગયેલો માર્કો કોલોના પીસામાં પાછો આવે છે અને જાહેર કરે છે કે ગીઓવાના ઝભ્ભાભેર પોતાની પાસે એક રાત આવે તો પ્રીન્ઝીવેલી પીસાને અનાજ ને દારૂગોળો પુરો પાડવા તૈયાર છે. વાના આ શરત ગીડોના મરજી વિરુદ્ધ છતાં પ્રજાના હિતને ખાતર કબુલ રાખે છે અને પ્રીન્ઝીવેલીના તંબુમાં જવા નીકળે છે.

(હવે આગળ વાંચો)

# અંક બીજો.

---

## પ્રીન્ઝીવેલીનો તંબુ

[કીંમતી વસ્તુઓ આમતેમ પડી છે. હીર અને કસબના પડદા, શસ્ત્રો અને મહામૂલ્ય અજીન છુટાં છુટાં વેરાએલાં છે. જાતજાતનાં હીરામાણેકની મોટી પેટીઓ અરધી ઉઘાડી પડી છે. પાછળ તંબુનું દ્વાર ભારે પડદામાં દેખાય છે. મેજ પાસે ઉભોઉભો પ્રીન્ઝીવેલી દસ્તાવેજો, નકશા અને હથીઆરો તપાસે છે. વેડીઓ પ્રવેશ કરે છે.]

વેડીઓ

પ્રજાસત્તાક રાજ્યના કમીશનરોએ આ કાગળ મોકલ્યો.

પ્રીન્ઝીવેલી

ટ્રીવુલ્ઝીઓએ ?

વેડીઓ

હા, બીજા કમીશનર મેસર માલકુરા હજુ પાછા ફર્યા નથી.

પ્રીન્ઝીવેલી

કેઝેન્ટાઇન તરફથી ફ્લોરેંસ પર ઝઝુમતું વેનીસનું લશ્કર અણધારી ટક્કર ઝીલતું જણાય છે. . કાગળ મને આપ. [લે છે અને વાંચે છે] તે હુકમ મોકલે છે કે, છેલ્લી વારે પરોઢીએ પીસા પર હું હલ્લો નહીં કરું તો મને તરત પરહેજ કરવામાં આવશે...એમ. ઠીક. પણ હજુ રાતનો તો હું રાજા છું. 'તરત પરહેજ કરવામાં આવશે'. આહ! તેને થોડીજ ખબર છે ?...પોતાના જીવનની અપ્રતિમ ઘડીની રાહ જોઇ રહેલાને આવા લુખ્ખા, ચવાઇને કુચા થઇ ગએલા શબ્દો ભય પમાડી શકે એમ તે ખરેખર માનતા હશે?...ધમકી, ગીરફતારી, નિંદા, મારી પર કામ ચાલે, ન્યાય અપાય: આવું આવું મારે કીસગણતીમાં? એ લોકોમાં પાણી હોત, એમની છાતી ચાલતી હોત તો મને કયારનો પકડયો હોત.

વેડીઓ

મેસર ટ્રીવુલ્ઝીઓએ કાગળ આપતાં મને કહ્યું કે હું પણ આવું છું. તેને તમારી સાથે વાત કરવી છે.

પ્રીન્ઝીવેલી

આહ! આખરે તેણે નિશ્ચય કર્યો...અમારી મુલાકાત વખતે ઘણી વાતોનું નિરાકરણ થશે; એ સુકલલકડી પામર લહીઓ ફ્લોરેંસની સઘળી ભેદી શક્તિઓનો પ્રતિનિધિ છતાં મારી સામે આંખે આંખ મેળવીને જોઇ શકતો નથી; મોત કરતાંએ મને વધારે ધિક્કારનાર આ ગરીબડો ફીકો વામનજી મારી સાથે બે ઘડી વીતાડશે એ એની કોણ જાણે કેવીએ જશે. ગંભીર શાસન તેને મળ્યાં હોવાં જોઇએ. તેને સખત હુકમ મળ્યા વિના તે આમ રાક્ષસ સામે તેનીજ ગુફામાં બાજી ખેલવા આવે નહીં. મારે બારણે પહેરગીર કોણ છે?

વેડીઓ

તમારી ગેલીસીઅન ટુકડીના બે ઘરડા સૈનિકો: હરનાન્ડોને મેં ઓળખ્યો, ને બીજો મને લાગે છે કે ડીએગો હતો.

પ્રીન્ઝીવેલી

ઠીક. સ્વર્ગના દેવોને કેદ પકડવાનું કહું તોય એ બે તો મારી આજ્ઞા ઉઠાવશે—અંધારું થતું જાય છે. દીવો સળગાવ. કેટલા વાગ્યા?

વેડીઓ

નવ વાગી ગયા.

પ્રીન્ઝીવેલી

મારો ફેલોના પાછો નથી આવ્યો ?

વેડીઓ

તે આવશે તેવોજ ખાઇ પાસેના પહેરેગીર એને તમારી પાસે લાવશે.

પ્રીન્ઝીવેલી

મારી માગણી નાકબુલ થઇ હોત તો તે ક્યારનોએ અહીં આવી પહોંચ્યો હોત. ઘડી બે ઘડીમાં નીવેડો આવશે પોતાની આસપાસના અંધકારમાં તાકી રહેલા કેદીઓને જેનાં સ્વપ્નાં આવે એવા છુટા સદવાળા મોટાં વહાણો પૈકી આ ઘડી મારા જીવનના આધારરૂપ છે અમણાના પ્રેમ જેવી નજીવીમાં વસ્તુમાં માણસ પોતાનું ભાવિ, પોતાની અક્કલ, પોતાનો આત્મા, પોતાનો આનંદ, પોતાનો શોક બધુંજ સમાવે એ પણ કેવું! ...એ પ્રેમ મારા હસવા કરતા વધારે પ્રબળ ન હોત તો હું પોતે તેને જોઇને હસત —મારો હજુ આવ્યો નહી— એટલે તે આવવાની. (વેડીઓને) જા, વાના અહીં આવવાની હા પાડે તેની નીશાનીરૂપે પ્રગટાવવાના દીવા પ્રગટ્યા કે નહીં એ જોઇ આવ...બીજાનો જીવ બચે એટલા માટે પોતાનો ભોગ આપવી અને એવી રીતે તેની કૈપતની પેઠે મનોબ બચાવી લેતી આના મુજતાં પગલાંની આગાહી આપતો એ પ્રકાશ ત્યાં છે કે નહીં તે જો...નહીં તો— રહેવા દે-હુંજ જાઉં છું. છેક બચપણથી આ ઘડી માટે હું તલસ્યો છું. અને એ ઘડીનો પહેલો સત્કાર મારા શીવાય કોઇની—એક મિત્રની આંખે પણ થવો જોઇએ નહીં... [તંબુના બારણા તરફ જાય છે. પડદો પાછળ ફેંકે છે અને અંધકારમાં નજર કરે છે.] જો, પેલો દીવો. વેડીઓ, પેલો ઉજાસ. અંધારામાં એ કેવો ઝળકે છે! ...કે પેનાઇલ પરથી. બરાબર છે ..જો, તે કેવો અંધકારને ભેદે છે ...નગરમા એ એકજ દીવો પ્રકાશે છે...અરે, આટઆટલા વખત સુધી મેં આટલી થોડી આશા પર જીવીને મેં જેને ઝંખ્યુ એવું—આટલું ઉજ્જવલ પુષ્પ પીસાએ કદી આકાશમા વિકસાવ્યું નથી. અરે, મારા વીર પીસાવાસીઓ! તમે આજે ઉત્સવ ઉજવશો તે તમારી તવારીખમા ચિરંજીવ થશે; અને મેં મારા વતનને ઉગાર્યું હોત તે માણુત તેના કરતા વધારે દિવ્ય આનંદ હું માણીશ ..

વેડીઓ

[તેને અડકતા] ચાલો તપાસ કરીએ. પણેથી મેસર ટ્રીવુલ્ઝીઓ આવે છે.

પ્રીન્ઝીવેલી

[પાછો આવીને પડદો પાડતાં] હા આપણે હજુ - મુલાકાત ઘણી નહીં પહોંચે.— [મેજ પાસે જાય છે અને કાગળીઆ લે છે] તેના બધો કાગળ તારી પાસે છે?

વેડીઓ

ના, ભેજ.

પ્રીન્ઝીવેલી

બે તો મે આતરેલા અને આજ સાંજનો હુકમ...

વેડીઓ

પહેલા બે આ રહ્યા. તમે હાથમાં ચોળી રહ્યા છો તે ત્રીજો......

પ્રીન્ઝીવેલી

પેલો આવી પહોંચ્યો.

[પહેરેગીર પડદો ઉંચો કરે છે. ટ્રીવુલ્ઝીઓ દાખલ થાય છે.]

ટ્રીવુલ્ઝીઓ

કેપેનાહ્લમાંથી કોઇ નીશાની હોય તેમ ઝબકતો વિચિત્ર દીવો તમે જોયો?...

મ્રીન્ઝીવેલી

એ કશાની નીશાની હોય એમ તમને લાગે છે?

ટ્રીવુલ્ઝીઓ

બેશક. મારે તમને કૈં કહેવું છે, પ્રીન્ઝીવેલી.

પ્રીન્ઝીવેલી

બોલો. જા, વેડીઓ; બહુ દૂર જતો નહીં; મારે તારો ખપ પડશે.

[વેડીઓ જાય છે.]

ટ્રીવુલ્ઝીઓ

પ્રીન્ઝીવેલી, તમારા તરફ મારો કેટલો આદરભાવ છે એ તમે જાણો છો આ મેં તમને ઘણી વાર બતાવી આપ્યું છે. પણ બીજી ઘણીએ વાતની તો તમને હજુ ખબર નથી; કારણ કે વિશ્વાસઘાતી મનાતી, પણ ખરી રીતે ફકત વહેવારુ એવી ફ્લોરેંસની રાજ્યનીતિનો એક નિયમ છે કે તેની અંદરખાનેની હકીકતોના જાણકારોથી પણ કેટલીક વાતો છુપી રાખવી. અમે સૌ તેનાં આકરાં શાસનને આધીન રહીએ છીએ, અને તેની શ્રેષ્ઠ પ્રતિભાના પ્રવાહરૂપ તેના ભેદોને આપણે બેધડક રક્ષવા જોઇએ. તમારી ઉગતી વય અને અજ્ઞાત કુળ છતાં પ્રજાસત્તાકના સૌથી જબરદસ્ત લશ્કરના સેનાપતિ તમને બનાવવામાં મારો હીસ્સો મોટો હતો; પસંદગી માટે મારે જરાએ પસ્તાવું નથી પડયું; પણ આજકાલ તમારી સામે દાવાદાવા શરુ થયા છે. આ વાત તમારી આગળ ઉઘાડી પાડવી એ ફરજવિરુદ્ધ હોવા છતાં હું કેવળ મિત્રાચારીને ખાતર એ કહું છું. ઘણી વાર બહુ ચીવટથી ફરજ બજાવવા જતાં નુકશાન વધારે થાય છે. માટે તમને કહું છું કે તમારા શત્રુઓ, તમે આગ્રહહીણા, નબળા મનના ને પ્રમાદી છો એવો આરોપ તમારા પર મુકે છે. કેટલાકને તો તમે બેવફા હો એવો વહેમ પણ છે...તમને પકડવાની અને તમારી પર કામ ચલાવવાની ચર્ચા અત્યારે ચાલે છે. સદ્‌ભાગ્યે હું વેળાસર ચેત્યો. હું એકદમ ફ્લોરેંસ ગયો અને શત્રુના પુરાવા સામે પુરાવા રજુ કરી મેં તમારો બચાવ કર્યો. હું તમારો જામીન થયો. તમારી પરના મારા અચલ વિશ્વાસને સિદ્ધ કરી બતાવવાનું તમારા હાથમાં છે; તમો હલ્લો નહીં કરો તો આપણે માર્યા જઇશું. મારા સાથી મેસર મેલેકુરાને વેનીશીઅન પ્રોવીડેટરના લશ્કરે બીબીએનામાં રોકી રાખ્યો છે. ઉત્તરમાંથી બીજું સૈન્ય ફ્લોરેંસ તરફ કુચ કરે છે. એ નગર ભયમાં છે. આજ સુધી મુલતવી રાખેલો હલ્લો કાલે તમે શરુ કરો તો સૌ સારાં વાનાં થાય. તે રીતે પીસા પડયા પછી આપણા ચુનંદા લડવૈયા ફાજલ પાડી શકાશે, અને વિજયદેવીનો માનીતો સેનાપતિ પણ, અને આજકાલના તમારા દુશ્મનોને તમારા ચુસ્ત પ્રશંસકો અને સહાયકો બનાવે એવા ભભકા અને વિજયની વચ્ચે આપણે ભગરબીથી ફ્લોરેંસ પાછા ફરી શકીશું...

પ્રીન્ઝીવેલી

તમે કહી રહ્યા?

ટ્રીવુલ્ઝીઓ

લગભગ બધું. શીવાય કે આપણાં સહચારના દરેક દિવસે વધતાં જતાં હેત વીશે મેં કૈં કહ્યું નથી...આપણા ઉલટાસુલટા કાયદા છતાં મેં આમ કર્યું છે. કાયદા પ્રમાણે તો ભયના વખતે સેનાપતિનાં શાસનને ફ્લોરેંસની અકળ સત્તા વડે સમતોલ રાખવી જોઇએ; અને આજે હું એ સત્તાનો નમ્ર પ્રતિનિધિ છું....

પ્રીન્ઝીવેલી

મને હમણાં મળ્યો એ હુકમ તમે લખ્યો છે?

ટ્રીવુલ્ઝીઓ

હા.

પ્રીન્ઝીવેલી

તમારેજ હાથે?

ટ્રીવુલ્ઝીઓ

બેશક. પણ આ સવાલ શા માટે?

પ્રીન્ઝીવેલી

આ બે કાગળો જોયા? તમે તેને વરતી શકો છો?

ટ્રીવુલ્ઝીઓ

વરતું છું. પણ કોણ જાણે એમાં શું લખ્યું છે?...મારે પહેલાં...

પ્રીન્ઝીવેલી

કે જરૂર નથી. મને ખબર છે.

ટ્રીવુલ્ઝીઓ

તમે આંતર્યા'તા તે કાગળો આજ કે? મારી આશા હતી કે તમે એ કાગળો એમ રોકો. ફમોકી ઠીક કરી.

પ્રીન્ઝીવેલી

તમે બાળક છોકરા સાથે વાત નથી કરતા. આવી અધમ યુક્તિઓનો આશ્રય આપણે ન લઇએ, અને મારે જેને વહેલી પતાવવી છે એવી આ મુલાકાતને આપણે વધારે લંબાવીશું નહીં. ફ્લોરેંસમાંના વિજય કરતાએ વધારે મોટો બદલો મને મેળવી આપવામાં આ મુલાકાતથી ખલેલ પડે છે.

...આ કાગળોમાં તમે હલકાઇને જુઠાણાંથી મારૂં એકેએક કામ નિંદ્યુ છે. આમ શાથી થયું? કેવળ ખારને લીધે કે આ ફતેહમંદ ભાડુતીઆને સહેલાઇથી શિક્ષા કરવાનું બની આવે એ માટે? આ કાગળમાં ગિડોની એવી સેતાની કુનેહથી મચડી નખાઇ છે કે ઘડીભર તો મને પોતાને હું નિર્દોષ હોવા વીશે શંકા ઉપજે છે મારા કામેકામને વિકૃત, અધમ અને વિરૂપ ચીતર્યું છે' અને આ બધુ વેગના પહેલ. અજવાળીઆથી તે મારી આંખ ઉઘડી તે ઘડી સુધી—તમારી શંકાને સિદ્ધ કરી બતાવવાનો મેં નિશ્ચય કર્યો તે મંગળ ઘડી સુધી. મેં સાવધાનતાથી તમારા કાગળોની નકલ ઉતરાવીને તે ફ્લોરેંસ મોકલાવ્યા છે. મેં પ્રત્યુત્તરો આણ્યા. તમારું લખ્યું ખરું હતું, તરતજ, કારણકે ક્યા મુદ્દા પર મને પકડ્યો એ પણ તમને કહેવામાં આવ્યું. મને એકતરફી ન્યાય મળ્યો છે, મને દેહાન્તની સજા થઇ છે, અને મને ખાત્રી થઇ છે કે તમે એવી સાબીતી રજુ કરી છે કે દેવદૂતોની સમક્ષ નિર્દોષતા પણ તેમાંથી મને મુક્ત કરી શકે નહી.

પણ હવે મારૂં મન ખુલ્લી ઉઠ્યું છે, અને સાંકળો તોડીને હું આગળ વધુ છું. આજ સુધી હુ રાજદ્રોહી ન હતો પણ આ બે કાગળ મારા હાથમા આવ્યા પછી હુ તમારા વિનાશની તૈયારી કરી રહ્યો છુ. આજ રાત્રે હું તમને અને તમારા શોકમગ્ન સૈન્યને વેચવાનો છું; હું તમને એકદમ ક્રૂર, એકદમ કાતીલ ઘા મારીશ, અને આમ જે નગરી વિશ્વાસઘાતને સદ્ગુણની મહત્તા આપે છે અને દંભ પ્રપંચ, અસત્ય, અપકાર અને શઠતાથી વિશ્વનું શાસન કરી રહી છે તેને આબાદીથી ફરી મારી જાતને ભાગ્યશાળી માનીશ...કારણ કે આજ સાંજે મારે લીધે પીસા—તમારૂં જુના કાળનું દુશ્મન, તેમાં ગઢ ઉભા છે ત્યાં સુધી તમારો અત્યાચાર જગતમાં પ્રસરતો અટકાવતુ ને પીસા—

ઉગરશે અને એક વાર ફરીથી તમારી સામે પડકાર કરવા માથું ઉંચકશે...આહ! ઉઠીને ઉભા થવાની જરુર નથી—મેં બધા ઉપાય લઇ લીધા છે, અને તેમાં મીનમેખ થાય તેમ નથી; તમે મારા કબ્જામાં છો અને તમારી સાથે ફ્લોરેંસના ભાગ્યને પણ હું મારા હાથમાં રાખતો હોઉં એમ અનુભવું છું.

[ ટ્રીવુલ્ઝીઓ પોતાનું ખંજર ખેંચે છે અને પ્રીન્ઝીવેલી પર ઘા કરવા જાય છે.]

**ટ્રીવુલ્ઝીઓ**

વાર છે હજી.—મારા હાથ છુટા છે ત્યાં સુધી તો કૈં વળશે નહીં.

[પ્રીન્ઝીવેલી હાથ વડે ઘા ઝીલતાં હથીઆર ફેંકે છે તે તેને મોં પર વાગે છે. તે ટ્રીવુલ્ઝીઓનું કાંડું પકડે છે.]

**પ્રીન્ઝીવેલી**

આ ઉન્નતાટ માટે હું તૈયાર નહોતો... જુઓ, હવે તમે મારા કબ્જામાં છો, અને એક હાથે તમને હું કચડી શકું...આ ખંજર ઝુકાવું એટલીજ વાર છે... તે ક્યારનુંએ તમારી ગર્દનમાં ઘુસ્યું હોત. શું? તમે કેમ કૈં બોલતા નથી? બીહો છો?

**ટ્રીવુલ્ઝીઓ**

[ભાવહીન] નહીં, ખંજર ખેંચો, તમે બરાબર કરો છો. મારું આવી બન્યું છે એ હું જાણું છું.

**પ્રીન્ઝીવેલી**

[પકડ પોચી કરતાં] આહ!...પણ ખરેખર, તમે કર્યું તે નવાઇ જેવું છે. કોઇકજ એમ કરી શકે છે. મોતનો ઘા આમ સામી છાતીએ ઝીલનારા સૈનિકોય બહુ હોતા નથી, અને મને તો ખ્યાલ પણ નહીં કે આવા નબળા શરીરમાં...

**ટ્રીવુલ્ઝીઓ**

તરવારની ધાર શીવાય બહાદુરી હોયજ નહીં એ તમારું લડાયક જીવોનું ધારવું ખોટું છે.

**પ્રીન્ઝીવેલી**

એમ પણ હોય...બરાબર. હું તમને કેદ કરું છું પણ તમને કૈં ઇજા નહીં થાય... આપણે-હું અને તમે જુદીજુદી શક્તિના ઉપાસક છીએ. [ચહેરા પરથી લોહી લુએ છે.]

અહા!—એ ઘા ચાલાકી વગરનો તો નહોતોજ...ઉતાવળ કૈંક વધુ પડતી થઇ પણ તાકાતમાં ઉણપ નહોતી...અને હવે, કહો જોઉં, જ્યાં પહોંચવાને કોઇ પણ આતુર નથી હોતું એવા લોકમાં તમને મોકલવાની અણી પર આવેલો માણસ તમારા કબ્જામાં હોય ત્યારે તમે તેને શું કરો. ?

**ટ્રીવુલ્ઝીઓ**

હું તેને જતો કરું નહીં.

**પ્રીન્ઝીવેલી**

કૈં સમજાયું નહીં...તમે વિચિત્ર છો... એવા કાગળો લખવા એ નીચ કામ હતું. ત્રણ ત્રણ જબરી લડાઇઓમાં મેં ફ્લોરેંસને ખાતર મારું લોહી રેડયું છે. મારી જાત સામે કદી જોયું નથી, તનતોડ મહેનત કરી છે અને લાભ બધો તમને મળ્યો. હું હમેશાં રાજતંત્રનો નિષ્ઠાવાન્ સેવક રહ્યો છું અને મને બેવફા થવાનો વિચાર કદી આવ્યો નથી... તમે મારા પર જાસુસી કરતા એટલે તમને આ બધી સારી રીતે ખબર છે...અને છતાં તમારા કાગળમાં અધમ ઇર્ષ્યાથી કે વેરથી મારા દરેક કાર્યનો—મારા દરેક પગલાનો તમે અવળો અર્થ બેસાડયો છે. હું ફ્લોરેંસનોજ વિચાર કરતો; તમે ઉપરાછાપરી બદબોઇ ને જુઠાણાં આદર્યાં......

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૫]



# શંકર પાંડુરંગ પંડિત
## તથા
# રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર

("સ્મરણમુકુર," લેખાંક ૨૦ મો.)

લેખક
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.

શંકર પાંડુરંગ પંડિતનું નામ પણ ના જાણનારા હાલના કેટલાક તરુણ 'સાક્ષરો' છે. (આ 'સાક્ષર' શબ્દ હું કટાક્ષમાં નથી વાપરતો. પરંતુ એ શબ્દ જ મ્હને અપ્રિય છે— એ શબ્દમાં અર્થ, ભાષાપ્રયોગ, વગેરેને અંગે હું દોષ જોઉં તેથી અપ્રિય છે—માટે જ આમ અવતરણ ચિહ્નનાં ચીપિયા વડે એ શબ્દ પકડીને મૂકું છું.) હાલના તરુણ વર્ગમાં એમ જ માન્યતા છે કે ગુજરાતી સાહિત્યની સેવા ન્હાની મ્હોટી કરે તે જ સ્મરણને પામે; તે જ કારણથી મોતીલાલ લાલભાઈને મ્હેં "સ્મરણમુકુર"માં અંકિત કર્યો તે વખતે પણ પ્રશ્ન પૂછાયલો કે "મોતીલાલ લાલભાઈ એટલે શું?" શંકર પાંડુરંગ પંડિતે સંસ્કૃત ભાષાને અંગે સાહિત્ય, પુરાતત્ત્વવિદ્યા, ઇત્યાદિ વિષયમાં જે સેવા કરીને યુરોપમાં પણ પૌરસ્ત્યવિદ્યાને સંબન્ધે માનયોગ્ય પદવી પ્રાપ્ત કરેલી તે જોતાં એ પંડિતને વિસ્મરણના અંધકારમાં મૂકાય તો ખરેખરી આશ્ચર્યની વાત. કાલિદાસનો સમયનિર્ણય, ઋગ્વેદના ભાષાન્તરનો ભગીરથ પ્રયત્ન, 'ગૌડવહો' કાવ્યના સમર્થ ઉપોદ્ઘાતમાં પ્રગટ થતું પ્રાકૃતનું જ્ઞાન, ઇત્યાદિ અનેક દિશામાં શંકર પાંડુરંગ પંડિતની પ્રવૃત્તિ સંસ્કૃત ભાષાના અભ્યાસીઓ ભૂલી જાય તો શંકર પંડિતનો દોષ નહિં, પણ દુર્ભાગ્ય.

આ 'સ્મરણમુકુર'ની લેખમાળામાં ગુજરાતીઓને જ સ્થાન મળે એમ નિયમ રાખ્યો નથી; ગુજરાતમાં રહી ગુજરાતી જેવાજ થઈ ગયેલા ગોપાળરાવ હરિ દેશમુખ-

ની છાપ તો આપણે જોઇ જ ગયા છિયે. શંકર પા. પંડિત અને રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકર એ બે જણ ગોપાળરાવની પેઠે ગુજરાતી બની ગયેલા નહોતા, તેમ બનવાનો પ્રસંગ જ નહોતો આવ્યો. પરંતુ મ્હારે એ બે પંડિતો-નો સંપર્ક પાછલાં પચાસ વર્ષમાં થયેલો, તે કાંઇક અંશે ગુજરાતમાં, તેમ જ શંકર પંડિતની તો કાર્યપ્રવૃત્તિ ગુજરાતમાં પણ થોડો વખત હતી,–તેથી એ બે વિદ્વાનોને અહિં સ્થાન આપુંછું.

પ્રસ્તાવના જરાક લાંબી થઈ ગઈ, વાચક ક્ષમા કરશે. હવે એકદમ મુકુરનાં પ્રતિબિમ્બ પ્રગટ કરુંછું.

શંકર પાંડુરંગ પંડિત* ગુજરાતમાં ખેડા જિલ્લામાં ડેપ્યુટી કલેકટરની પદવી ઉપર હતા તે વખતે હેમનું પ્રથમ દર્શન–મ્હારા પિતા જોડેની મિત્રતાને પરિણામે–થયેલું યાદ આવે-છે. એઓ પ્રાર્થનાસમાજના દૃઢ ભક્ત હતા, તે ગ્રન્થિ વડે ભોળાનાથ સારાભાઇનો સંબન્ધ બંધાયો હતો, તેમ જ પ્રાચીન સંસ્કૃત હસ્તલેખો મેળવી આપવા વગેરે મિત્રસેવાને યોગે પણ બને વચ્ચે સ્નેહયોગ થયો હતો. ખેડા જિલ્લામાં હાસરા તાલુકો શંકરરાવના 'ડિવિઝન' માં હતો, તે પ્રસંગે માણેકઠારી પૂન્યમનો ડાકોરનો મેળો જોવાને મ્હારા પિતા જોડે કુટુમ્બનાં કેટલાંક જણ ગયેલાં તેમાં હું હતો. એ મેળામાં ભીડ એટલી તો થાયછે કે 'માણેકઠારી' ને બદલે 'માણસમારી' એમ સંજ્ઞા અપાયછે. એ માણસમારીની ભીડમાં સહીસલામત પસાર થવામાં શંકરરાવ હમને બહુ સારી રીતે સહાયકારક થયા. પોતે ઘોડા ઉપર સવાર થઈ-ને–અધિકારને હકે–ભીડમાં થઈને માર્ગ કરતા ગયા અને હમે ઘોડાના સાધનથી થયેલા માર્ગ-નો આશ્રય લઈને ચાલતા ગયા, તે છેક મદિરનાં પગથિયાં સુધી. પછી અંદર જવાને તો હેમની સાથે બધાએ ચાલતા ગયા.

ઈ. સ. ૧૮૭૮ માં હું F. E. A. માં નાપાસ થયો, તે પછી અમદાવાદમાં શંકરરાવ† આવેલા તે વખતે મળ્યો. મ્હને કહેછેઃ 'ત્હમે શા વિષયમાં નપાસ થયા?" ઉત્તરઃ "ઇતિહાસમાં." એ વિષય મ્હને રુચતો નહોતો. શંકરરાવ કહેઃ "ઇતિહાસનું જ્ઞાન સારું મળવાનો ઉપાય કહું." કહીને મ્હને પૂછેછેઃ "કોઇ મકાનને વિશે સંપૂર્ણ ખ્યાલ શી રીતે ત્હમે મેળવો?"—હું તાજો, કાચો વિદ્યાર્થી હતો; પરીક્ષામાં નિશ્ચિત કરેલાં પુસ્તક બહુ વાર વાંચવાં એ વિદ્યાર્થી વર્ગમાં પરાક્રમ-રૂપ ગણાતું હતું–જે પરાક્રમ હું કદી કરી સક્યો નથી;–એક મ્હારા સહાધ્યાયીને પ્રો. ભાંડારકરે ધમકાવ્યોઃ "શા માટે આ નાટકમાં તું નપાસ થયો?" એ વિદ્યાર્થી કહેઃ "સાહેબ! મ્હેં એ નાટક સાતવાર વાંચ્યું હતુ."–પ્રો. ભાંડારકર કહેઃ "તો ત્હારે તે આઠમી વાર વાંચવું હતું!"–આ પ્રકારની માન્યતાના સંસ્કારને પ્રભાવે મ્હેં શંકરરાવને ઉત્તર આપ્યોઃ "એ ઘરને વારંવાર જોવું–એ રીતે સંપૂર્ણ ખ્યાલ આવે." શંકરરાવ કહેઃ "ના; એ ઘરને જુદે જુદે સ્થળે રહીને જોવું; જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી જોવું. તે જ રીતે ઇતિહાસ પણ જુદી જુદી દિશાથી

† આ પ્રસંગે શંકરરાવ ન્હાવાને બેઠા, તે ઓરડીનાં બારણાં બંધ કરીને બેઠા. હમારા એક નોકરને આથી નવાઈ લાગી, તે કહેવા લાગ્યોઃ "આ તે વળી ચેવા? બાયડીઓની ગોઠે બંધ બારણે ન્હાયછે!" હવે ખુલ્લામાં ન્હાનારા ઘટી ગયાછે; બંધબારણે ન્હાનારાની સંખ્યા કાંઇક વધીછે—અમુક વર્ગમાં ને અમુક સ્થળમાં.

નિરખવો: રાજકીય, ધાર્મિક, સામાજિક, ઇત્યાદિ સ્વરૂપથી અધ્યયન કરવું જોઈએ." આ વચનથી મ્હારાં નેત્ર જુદી જ રીતે ઊઘડ્યાં.

તે પછીની પરીક્ષા (F. A ની) માં હું પાસ થયો તે વખતે શંકર પંડિત અને પ્રો. ભાંડારકર સંસ્કૃતમાં પરીક્ષકો હતા. વિક્રમોર્વશીય નાટક સંસ્કૃતમાં હમારે વાચવાના પુસ્તકોમાં હતું. શંકર પંડિતે એ પુસ્તકની વિવેચક દૃષ્ટિથી પ્રસિદ્ધિ કરેલી હતી, પણ પરીક્ષા વખતે હજી તે લભ્ય ન્હોતી. હેના છાપેલાં છુટક પાનાં મ્હારા મિત્ર મુકુન્દનામ નિત્યારામે પંડિતના ભાઈ ઘનશ્યામ હેના મિત્ર હતા ત્હેની મારફતે પેદા કરીને આપી આપેલાં હતાં, તેનો બહુ લાભ મ્હને ના મળ્યો પરંતુ હું એ પ્રસંગે સંસ્કૃતનું ઇનામ લઈ ગયો તે માટે પ્રો. ભાંડારકરનો પુત્ર, મ્હારો નિકટ મિત્ર અને એ ઇનામ માટે પ્રતિસ્પર્ધી, શ્રીધર મ્હને અનેક વાર કહેતો "ત્હને તો શંકરરાવવાળાં પાનિયાં જોવાનો લાભ મળ્યો હતો ને"

અમુ આ વખતે સંસ્કૃતમાં વિદ્યાર્થીઓની તોંડી (મુખગત) પરીક્ષા લેવાની હતી. હું તે માટે પરીક્ષકો કને ગયો, કેટલાએક સંસ્કૃત શ્લોકો વાચવાનું મ્હને કહ્યું, શંકર પંડિત કહે- "હવે આ દક્ષિણી બ્રાહ્મણ જેવા ઉચ્ચાર કરીને વાચજે." (આ વચનમાં ગુર્જરાણાં મુખ્ય બ્રાહ્મણ એ દાક્ષિણાત્યોની ગર્વોક્તિ- (નર્મોક્તિ) નો ગન્ધ હતો ખરો, મ્હને કાંઇક એ વચનનું મર્મ વાગ્યું), પ્રો. ભાણ્ડારકર, મ્હને શિષ્ય તરીકે નિત્ય સંપર્કથી ઓળખનાર, બોલ્યા, એ જ શબ્દો, હસતાંથી, બોલ્યા: "He will"—( "એ (વાંચ)શે જ). આ એક દૃષ્ટિરે પ્રશંસાવચન હતું. અને, ખરે, ગુર્જરાણા મુખ્ય બ્રાહ્મણ એ આરોપ બહુ અંશે ખરો જ હતો, તે હજી પણ કાંઇક છે જ મ્હને નિર્દોષ ગર્વ થયો. શંકર પંડિતને મ્હાત કર્યા!

ગુજરાતી ભાષાનું જ્ઞાન શંકર પંડિતે, પોતાના અધિકારને યોગે, સારું મેળવ્યું હતું, અને સંસ્કૃત ભાષાના વિદ્વત્તાયુક્ત અભ્યાસે એ બાબતમાં પુષ્ટિ આપેલી છતાં એક પ્રસંગે મ્હારી જોડે વાત કરતા કહે- "તમે આવશો કે નથી?" (આ પ્રકારનું વાક્ય હતું, ચોક્કસ શબ્દો યાદ નથી; પણ નથી શબ્દનો ખોટો ઉપયોગ આ પ્રકારનો હતો)–મ્હેં હેમની ભૂલ બતાવી કે નહિ તે અત્યારે યાદ આવતું નથી પરંતુ હું મનમાં હસ્યો તો ખરો જ. †

કાલક્રમે શંકરરાવ ઓરિયેંટલ ટ્રાન્સલેટરની પદવીએ આવ્યા. હું પણ નોકરીમાં તે વખતે દાખલ થયો હતો. ડિપાર્ટમેંટલ પરીક્ષાઓના એ સેક્રેટરી હતા. હું એ પરીક્ષાઓ આપવા જતો તે વખતે એક પ્રસંગે હેમને ઘેર ઉતર્યો રહેતો. બીજે પ્રસંગે બીજે ઠેકાણે ઊતર્યો, તે દી શંકરરાવનાં પત્ની ઉમાબાઈ મ્હારો માણસ કામ પ્રસંગે ગયો

† આ મહેષ સંસ્કૃત પ્રાકૃતમાં નિપુણ શંકરરાવને વિશે આશ્ચર્યજનક હતી. મરાઠીમાં 'નથી' માટે તેમ જ 'નહિ' માટે એકજ શબ્દ (नाहीं) છે તેથી આવિ ક્ષતિ થતી હશે. બાકી 'નહિ' ના અર્થનો नाहिं તે સં. नहि ના પ્રાકૃત नाहि ઉપરથી છે અને 'નથી' ના અર્થનો नाहिं તે न+आहे ઉપરથી છે, એ ભેદ તેમજ ગુજ. 'નથી' તે न+अस्ति (સં.) नत्थि પ્રા ઉપરથી છે, એ સ્થિતિ, ધ્યાનમાં રાખે તો આ ભ્રમ થાય નહિં.

ત્હેને પૂછવા લાગ્યાં: "આ વખત કેમ હમારે ઘેર ના ઊતર્યા? કાંઇ ગુસ્સે થયાછે?" શું કારણ હતું તે યાદ મ્હને નથી; પણ ગુસ્સો એ તો કારણ ન્હોતું જ. એ પ્રસંગમાંના બીજા પ્રસંગ વખતે હું પરીક્ષાના ખંડમાં હજી આરમ્ભનો ઘંટ વાગ્યો નહોતો તેથી બીજા પરીક્ષકો સાથે વાતો કરતો ઊભો હતો. ત્ય્હાં આવીને શંકરરાવ કહેઃ "જાઓ, ત્હમારી જગાએ બેશી જાઓ!" હું મનમાં ચીઢાયો ઓળખીતો સુતાર બે ટચકા વધારે મારે. મ્હારા મિત્ર મુકુન્દરામને મ્હેં આ વાત કરી; એ શંકરરાવની ઑફિસમાં હતો. એ કહેઃ "તું જાણતો નથી? એ હાલ કેટલી મુસીબતમાં આવેલા છે?"—પછી જાણ્યું: એક સ્કૂલના ઇનામના મેળાવડાને કે હેવા પ્રસગે પ્રોગ્રામ શંકરરાવે તૈયાર કરેલું, ત્હેમાં ગાયકવાડ આવનાર હતા ત્હેને God save the King વગાડાય તે વખતે ઊભા થવું પડે તે ટાળવા માટે પ્રોગ્રામમાંથી એ છેવટની ચીજ ઉપર છેકા મૂકાવ્યા—તે શંકર પંડિતે—એમ આરોપ સરકાર તરફથી મૂકાયો હતો, હેમના જવાબ ખુલાસા લેવાતા હતા વગેરે પત્રવ્યવહારો ચાલી રહ્યા હતા; તેથી હેનું મન બહુ ઉદ્વિગ્ન હતું. (આ પ્રસંગમાં ઉપાધ્યાઈનું અંગ્રેજી જ્ઞાન પત્રોની નકલો કાઢવા કરવામાં બહુ ઉપયોગી થયું હતું; અને રાજકોટવાળા બારિસ્ટર સીતારામ નારાયણ પંડિત—શંકરરાવના સગા ભાઈ ગમ્ભીર, વિચારશીલ, સલાહ મસલત આપવામાં બહુ મદદગાર થઈ પડ્યા હતા.—(સીતારામ નારાયણ અને સગા ભાઈ શંકર પાંડુરંગ—એમ કેમ? મ્હારા પિતાએ એકવાર અમદાવાદમાં આ પ્રશ્ન પૂછેલો. શંકરરાવે ખુલાસો આપેલો કે હેમના જન્મની પૂર્વે કાંઇક કારણથી હેમની માએ માન્યું હતું કે આ છોકરો જન્મે તો બીજાને દત્તક આપવો; તેથી પાંડુરંગ નામના કોઇ દૂરના પૂર્વજને નામે પુત્ર ગણાવ્યો; કશો વારસો બારસો મળવાનો નહોતો. પણ જાણ્યામાં જન્મને વિલમ્બ થયો હતો કે હેવું કશું કારણ હતું.)

બહુ આડી વાત ગઈ.—પૂનામાં એક વાર શંકરરાવ મ્હને ફરવાને રેલવે સ્ટેશન તરફ લઈ ગયા. પરીક્ષા માટે જ હુ આવ્યો હતો.. ગાડીમાંથી ઊતરી સડક ઉપર હમે ફરતા હતા; સન્ધ્યા સમય થયો હતો, દીવા થયા હતા; રેલવે લાઇનિ ઉપર, પૂનાના સ્ટેશન ઉપર,—લાઇનિ ઉપરના નિર્દેશસ્તમ્ભો ઉપર, રેલવેના પાટાની બાજૂ ઉપર, લાલ, લીલાં, ધોળાં ફાનસોની દીવાળી બની ગઈ હતી; એંજિનોનું આસુર છતાં સૂર માચવતું શીશ્ટાગાન વખતો વખત થતું હતું; આગગાડી 'कशा साठी, पोटा साठी, खंडाळयाच्या घाटा साठी એમ શબ્દરચના ઉચ્ચારતી જતી હતી; હમે રેલવે લાઇનિને આક્રમણ કરી રહેલા ગાડીરસ્તાના પૂલ ઉપર ઊભા હતા. શંકરરાવ કહેઃ "રેલવે સ્ટેશન, લાઇનિ, ઇત્યાદિ જોઈને ત્હમને મનમાં શા વિચાર સ્ફુરેછે વારું?" મ્હેં કહ્યું: "દૂર રહેલાં પ્રિયજનોને મેળવનારું સાધન આ છે-હેવી ઊર્મિ આવેછે." શંકરરાવઃ—"To me, it gives rise to the thought that the means of communication are, as it were, in your pocket" ("મ્હને એમ લાગેછે કે પરસ્પર સંપર્કનાં સાધન જાણે આપણા ખિસ્સામાં જ છે.") આ બન્ને સ્ફુરણાઓ પરસ્પર વિરુદ્ધ તો નહોતી જ, કાંઇક સંબદ્ધ જ હતી, પણ મ્હારી સ્ફુરણા મ્હારી મનોઘટનાને અનુરૂપ હતી.

જણાયામાં આ પ્રસંગે જ શંકરરાવે વાતે વાતે કેટલીક આત્મકથા મ્હને કહેલી. પોતે વિદ્યાર્થીદશામાં કેવી ગરીબ હાલતમાંથી ચડ્યા હતા; રસોઈ હાથે કરવી, વાસણો હાથે માંજવાં,–ઇત્યાદિ કરીને અભ્યાસ કરતા વગેરે હકીકત એ કહેવા લાગ્યા ત્હેમાં નહિ ગર્વ, નહિં ગ્લાનિ, નહિ શ્રીમાન્ વર્ગની નિન્દા, માત્ર આત્મ કથાનો વૃત્તાન્ત જ કહેવાનો ઉદ્દેશ હતો.

પરીક્ષાઓને અંગે જ શંકરરાવને ઘેર હું એક વાર ઊતરેલો તે વખતની હેમની મૂર્તિ–ઘરના વેશની મૂર્તિ–મુકુરમાં પ્રગટ થાય છે. બ્હાર નીકળે ત્યારે (કોટ લાંબો કોટ,) પાટલૂન, ગુલાબી (મોતિયા રંગની) ન્હાના પેચવાળી દક્ષણી પાઘડી, વખતે ખભે આડો નાખેલો દુપટ્ટો–હેવા શંકર પાંડુરંગ પંડિત દીઠેલા. ઘરમાં આ વખતે ટૂંકું પંચિયું અને માત્ર ગંજીફરાક પ્હેરીને ઉઘાડે માથે ખુરશી ઉપર બેઠા હતા, ઘાટી નોકર કને માથે તેલ ચોળાવીને ટપ–ટપ–ટપ–ટપ–ખૂબ ટપલીઓ મરાવતા હતા. પછી જણાયામાં એરંડાનાં પાંદડાં માથા ઉપર મૂકાવ્યાં. સમર્થ બુદ્ધિ શક્તિ સાચવી રાખવા આ એક શારીરિક ઉપચાર હશે એમ કલ્પના થાય છે. આ પછી લીંબુનો રસ પીવાને હેમણે લીધો. મ્હને કહે scurvy નો વિકાર રોકવા માટે આ ઉત્તમ ઉપાય છે – હું ધારું છું, શંકરરાવને આગળ ઉપર જે Bright's Disease પ્રાણઘાતક વળગ્યો, હેનું ઉદ્ગમરૂપ આ વખતે હશે.



સ્વ. શંકર પાંડુરંગ પંડિત

માધવરાવ રાનડે—એ નામ પ્રિય વાચક! ત્હને હજી સ્મરણમાં છે? પૂછું તે સકારણ. ઈ. સ. ૧૯૨૩માં અમદાવાદમાં સામાજિક પરિષદ્ થવાની હતી ત્હેને અંગે કેટલીક પૂર્વ ચર્ચા મ્હારા મકાનમાં કરવાને તરુણ મિત્રોનું મંડળ મળ્યું હતું; તે વખતે મહાદેવ ગોવિન્દ રાનડેનું નામ નીકળતાં એ દેશસેવાની મૂર્તિ વિશે કોઈકની હેવી વાણી નીકળી હતી કે મ્હારે કહેવું પડ્યું કે–હું! આ દેશસેવકને પણ વિસ્મરણવશ થવાનો વારો આવ્યો?–બાકી એ માધવરાવ રાનડે

શંકર પંડિતના ગાઢ મિત્ર હતા. શંકરરાવે પોતાના વડીલ પુત્રનું નામ માધવ પાડ્યું હતું તે રાનડેને God-father ની પૂજ્ય પદવી આપવાના હેતુથી જ; શંકરરાવે મ્હને આ કહેલું સ્મરણમાં છે.' એ બંને મહાપુરુષોના વિનોદના પ્રસંગોનો હું સાક્ષી કેટલીક વાર થયેલો તે સ્મરણમાં આવે છે. માધવરાવ રાનડેનું ઘર પૂનામાં બહુ જ દુર્ગન્ધભરેલા સ્થળમાંથી જઇયે ત્હારે પ્રાપ્ત થતું; તે માટે શંકરરાવ બહુ ટૉળ કરતા; અને ખરુ કારણ કહેતા કે માધવરાવને ઘ્રાણશક્તિ જ ઈશ્વરે આપી નથી. (ને હતું પણ તેમ જ). માધવરાવ શંકરરાવને ઘેર હતા, મ્હારા પિતા, હું વગેરે બેઠા હતા. પોતાનો ટાંગો (બે ટટ્ટુનો) બોલાવવાનું કહેતાં માધવરાવ કહે: "आमचा तांगा, पहा, फार विचक्षण आहे." શંકરરાવ સંસ્કૃતજ્ઞ તે આ શબ્દદોષ ઉપર રમૂજથી હસીને કહે: "વિચક્ષણ શું કહોછો? વિલક્ષણ કહો." માધવરાવ કહે: "એ પંડિતાઈ હમારે નથી જોઇતી."

ગોવિન્દ વિઠ્ઠલ કરકરે-હમારી કૉલેજના ગણિતના પ્રોફેસર-નું નામ પાછળના એક સ્મરણમુકુરના લેખમાં હું કહી ગયેલું. (સત્યેન્દ્રનાથ ટાગોર વિશેના લેખમાં એ મૂર્તિનું અર્ધચિત્ર આપ્યું હતું). એ મૂર્તિ શંકરરાવ અને હેમના મિત્રમંડળમાં વિદૂષકરૂપે લીલા કરનારી હતી. શંકરરાવનો એ મિત્ર છતાં, શંકરરાવ મુંબાઈમાં ઇનકમટેક્સ કલેક્ટરની જગાએ હતા તે વખતે, કરકરેએ શંકરરાવને ઘેર જઈને મ્હોંએ ચઢીને કહ્યું: "તું તો બહુ રુશ્વતો લેછે—નહીં?" હેનું કાંઈક કહેવાથી બંને મિત્રો લગભગ મારામારી ઉપર આવી ગયા હતા-ઇત્યાદિ પ્રસંગને જવા દેવો પડશે. શંકરરાવને આ આરોપમાં કેવળ અન્યાય જ મળ્યો હતો. પણ કરકરે તો તદ્દન બિનજવાબદાર, બેપરવા, રમકડું હતા; હેને શું લાગવાનું હતું? જાણ્યામાં પાછા બે મિત્રો સલાહથી જોડાયા હતા.

શંકર પાંડુરંગ પંડિતને સરકારની ઇતરાજી વેઠવી પડી હતી-God save the King પ્રોગ્રામમાંથી છેકી નાંખ્યાના આરોપથી-અને ત્હેને પરિણામે ઓરિયેંટલ ટ્રાન્સલેટરની પદવીએથી હેમને ખશેડ્યા હતા; જાણ્યામાં પાછા ડેપ્યુટી કલેક્ટરની જગાએ મોકલ્યા હતા;-એ બધાનું મૂળ એ સ્વતન્ત્રતાની મૂર્તિના દૃઢમત અને વર્તનમાં હતું. રેલવે ટ્રેનમાં ફર્સ્ટ કલાસમાંથી શંકરરાવને ખશેડવાનો એક અંગ્રેજ મુસાફરે પ્રયત્ન કરેલો, તે વખતે શંકરરાવે નિર્ભય લડત કરેલી; ઇત્યાદિ પ્રસંગોનો પ્રવાહ એકઠો થઈ-એક વાર મુંબાઈના રસ્તાની પડોશમાં દારૂખાનું છોકરાં કને છોડાવવા માટે, ધોતિયા ને ગંજીફરાક ભેર શંકરરાવને પોલીસ પકડીને માજિસ્ટ્રેટ કને લઈ ગયા હતા, પછી મિત્રો વચમાં પડ્યાથી છૂટયા, અને પોલીસે "હમે ઓળખ્યા નહિં" એમ સબબ બતાવ્યો, વગેરે પ્રસંગો પણ આ વર્ગમાં મૂકવાના છે.-પરંતુ સરકારે ખરી હકીકત આખર જણાતાં શંકર પંડિતને સારો બદલો આપીને પોરબંદરમાં એડમિનિસ્ટ્રેટરની પદવીએ નીમ્યા હતા. તે પછી એ એકવાર મુંબાઇ રજા ઉપર આવ્યા હતા, તે વખતે હું હેમને મળવા ગયો. શુભસમાચાર પૂછતાં, મ્હેં પૂછ્યું: "How are the children?" ("છોકરાંના શા સમાચાર છે?"); એટલે શંકરરાવ કહે! "Don't ask *how* they are; ask *how many* they are." ("કેમ છે ના પૂછશો, કેટલાં છે-એમ પૂછો.") કુટુમ્બ-

ભાળના વિસ્તારથી કટાળો. આ વચનમાં અંતર્ગૂઢ હતો? હું કહી નથી સકતો; બોલ્યા'તા તો કેવળ નિર્વિકાર સ્મૃતથી જ. આ વખતે, જે વ્યાધિ હેમનો અંત આણ્યો તે વ્યાધિનો પ્રવેશ હેમના શરીરમાં બહુ સબળ થયો હતો. કાંઈક એ વ્યાધિને લીધે પણ આ વચન હોય

એ પછી, મ્હને લાગેછે, હું ફરી હેમને મળ્યો નથી હજી એ પ્રિયદર્શન, સ્નેહઝરતી, સ્નેહપ્રેરતી, મૂર્તિ મ્હારી સમક્ષ તરેછે, સહેજ ઊંચી, એકવડી, શરીરયષ્ટિ, ચકરવર્ણું મુખ; તીક્ષ્ણ બુદ્ધિના તેજ ભર્યાં ગોળ નયન; કાંઈક ગોળ ટેરવા વાળું નાક; ભગવદાર ભમ્મરો, તેજસ્વી કપાળ,—કપ્પથી, * ભીડ ભરેલા સ્વરથી, ગડગડિયા ઉચ્ચાર કરતી મધુર વાણી,—આજ પણ હું આ સર્વ જોતો હોઉં ને સાંભળતો હોઉં એમ લગેછે,—એ પ્રિયદર્શન મૂર્તિ જોઉંછું, એ કસ્તવર્ણના જેવો ભરેલો ધ્વનિ સાંભળુંછું. ‡

---

## કુસુમકલિકા એક



રચનાર:

રા. નાથુભાઇ દયાળજી પટેલ

સુખે! કેવી કુસુમકલિકા એક,
ખીલી મારા બાગમાં રે!
તેની શોભે શ્વેત શી કાય!
ઝાંખે શશિ આભમાં રે!
જાણે માનસરોવરે હંસ તરતું ધોળું રે!
જાણે આભને ગોખે ભાણુ બેઠો ઝીણું રે!
સખે! ખીલશે અખંડ એ ફુલ
મારા બાગમાં રે?
એની પાંખડી ખરશે જેમ
ખરે તારલિયા રે?
પાંખડી પાંખડી વીંધે પ્રાણ
સુવે જ્યાં અનિલે રે!
લય સુવાસ ઉર હિન્દોલ
સ્વચ્છંદે ઝુલે રે!
કોઇ કહેશો! શું ખીલશે અખંડ
ફુલ ઉર બાગમાં એ?
કોઇ કહેશો! શું ભરશે સુવાસ
હૈયએ હમેશાં એ?

---

* આમુ થઈ જવાથી, રામકૃષ્ણ ગોપાળ ભાડારકરનું સ્મરણ આવતા અંકમાં આવશે. આ લેખનાર ન રહેવાં. ત. બ્રિ.

# કન્યાની શોધ



લેખક :
સૌ. સરોજિની મહેતા,
બી. એ.
ચિત્રકાર :
રા. દત્તાત્રેય,
એ. એમ.

"ભાઇ, તારા બાપાજી જાણશે તો એમના ગુસ્સાનો પાર નહીં રહે. તું જાણે છેને કે એમને એ પ્રેમ ને બેમ ને એવાં ધતીંગ ઉપર કેવી ચીઢ છે તે?"

"પણ બા, મેં નિશ્ચય કર્યો છે કે પરણવું તો એનેજ. કોઇ પણ કારણસર એને નહીં પરણી શકું તો જીંદગીભર કુંવારોજ રહીશ."

"પણ એ છે કોણ તે તો કહીશ?"

"અત્યારે તમને નહીં કહું. વખત આવ્યે જરુર કહીશ."

"એ વખત કોણ જાણે ક્યારે આવશે. એ તો ઠીક. વારુ. તું તો એની પાછળ ગાંડો-ઘેલો થઇ ગયો છે, પણ એ તારી જોડે પરણશે ખરી? આજની છોકરીઓનું કંઇ કહેવાય નહીં."

"એ બાબતની તમે ફીકર ન કરશો. મેં બધું ચોક્કસ કર્યું છે. એનો અભિપ્રાય હું જાણું છુંજ. જાણ્યા વગર કુવામાં પડું એવો હું નથી."

નિરંજન અને તેની મા વચ્ચે આ વાત ચાલતી હતી. નિરંજન માટે તેનાં માબાપ કન્યા શોધતાં હતાં. પૈસાદાર પિતાનો એકનો એક પુત્ર એટલે હીંદુસ્તાનમાં તેને કન્યાની ખોટ હોયજ નહીં. પછી ભલે તે અનાડી, રોગી કે વહી ગયેલો હોય. જો કે નિરંજન તો આ ત્રણેમાંથી એકે ન હતો તે ન્યાય ખાતર



કહેતું હતે એ તે સુશીલ, તંદુરસ્ત અને સીધા સ્વભાવનો હતો. પણ હમણાં બે દિવસથી તેણે નવું રમખાણ જગાડ્યું હતું. કન્યાની શોધની વાત જાણી તેણે પોતાની માને કહ્યું કે, "મારે માટે કન્યા તમારે શોધવાની જરૂર નથી. મેં મારી મેળે શોધી કાઢી છે. માબાપે શોધી આણેલી ગમે તેવી કન્યા સાથે જન્મારો કાઢવાનો મારો વિચાર નથી. મારા વિચારો ને તમારા વિચારો સરખા હોય નહીં અને છે પણ નહીં એટલે તમે પસંદ કરેલી કન્યા મને કેમ રુચે?" તેની મા તો આ સાંભળી મૂંઝવણમાં થઈ ગઈ. પોતે જુના જમાનાની હોવા છતાં પુત્રસ્નેહને ખાતર તેને મરજી મુજબ વર્તવા દે, પણ નિરંજનના પિતા મોતીલાલ ચુસ્ત અસલી વિચારો ધરાવતા દીવાન મિજાજ નામની પ્રકૃતિના હતા. અને તેથી તે જો આ વાત જાણશે તો ઘરમાં મોટું તોફાન જાગશે એમ તેની ખાત્રી થઈ, અને તે બીચારીનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. વળી નિરંજનની આ બાબતમાં બેદરકારી જોતાં તેને વધારે ચિંતા થઈ.

ગઈ રાતમાં હમેશની વાત થઈ તેજ દિવસે રાતે જમ્યા પછી મોતીલાલ શેઠે વાત ઉપાડી. "સાંભળ્યું કે આજ રમણલાલ મળ્યા હતા. એમની છોકરીનું આપણા નિરંજન સાથે નક્કી કરવા હા કહી છે. સારું મુહૂર્ત જોઈ ચાંદલા કરી નાખીએ."

વાત સાંભળી નિરંજન ચમક્યો. જો કે આપણા રીવાજ મુજબ તેને આમાં કંઈ લેવાદેવા હોયજ નહીં, વડીલોજ બધી ગોઠવણ કરે અને જીંદગી સુધીનાં સુખદુઃખ વેઠવાના તેને તો બોલવાનો અધિકાર હોયજ નહીં. વીસ પચીસ વરસના પુત્રને પુછ્યા વિના માબાપ તેનો કોટ સીવડાવે નહીં, કારણકે વખતે તેને ગમે કે ન ગમે, પણ તેને પુછ્યા વગર તેના જીવનની સહચારિણી શોધી કાઢે ખરાં. એમાં વળી ગમે શું ને ન ગમે શું? માબાપ જેમ કહે તેમ કરવાનું.

તોપણ નિરંજને બોલવાની હીંમત કરી: "બાપાજી, તમે કહ્યું પણ મને પુછ્યા વિના

નક્કી કરશો નહીં, કારણકે પછીથી ના કહેવી પડે તે ખરાબ લાગે."

મોતીલાલ ભમર ચઢાવી બોલ્યાઃ "પછીથી ના શું કામ કહેવી પડે? ને તું કે મારો મોટો વડીલ તો નથીને કે તને પુછ્યા વગર નક્કી ન કરું?"

"તમારા વડીલને આમાં શું લેવાદેવા હોય? મારા પોતાના લગ્ન સંબંધી વાત કરો છો તેથીજ હું બોલું છું. મારે તમારા રામલાલ બામલાલની છોકરી જોઇતી નથી. મેં પોતે મારે લાયકની શોધી કાઢી છે."

આ સાંભળતાં મોતીલાલ શેઠનો ગુસ્સો કેટલી ડીગ્રીએ ગયો તે કહેવાની જરૂર નથી. નિરંજન અને તેની માએ તેમને ગુસ્સો ખાલી કરવા દીધો. પહેલો ઉમળકો શમ્યા પછી જેમ તેમ તેમને સમજાવી ઠંડા પાડયા. છેવટે તેમણે કહ્યું: "વારુ, જોઇશું. પણ મારે આજકાલની ભણેલી ચીબાવલી છોકરી ન જોઇએ. (જાણે પોતાને પરણવું હોય તેમ!) નિરંજન, તેં પસંદ કરેલી છોકરી કોઇ સારા અસલી કુટુંબનીજ છેને?"

"અસલી તો કોણ જાણે. લોને કહી દઉં છું. સુંદરલાલ વકીલની છોકરી. મારી કોલેજમાં ભણે છે તે."

"કોલેજમાં ભણતી છોકરી! છોકરા તારી અક્કલ ગઇ? એવી છીછરી આપણા પ્રતિષ્ઠિત કુટુંબમાં શોભે?"

"પણ વૃંદા જરા પણ છીછરી નથી. તમે જોશો ત્યારે તમારી ખાત્રી થશે."

"મારે જોઇને શું કરવી છે? બધી ભણેલીઓ સરખી. જેમ બને તેમ મડમો જેવાં થવું એ તેમની જીંદગીની મોટામાં મોટી ઇચ્છા."

"તમારી ભુલ છે બાપાજી. મડમ થવાનો કૈં બધીજ પ્રયત્ન કરે છે? હા, અલબત્ત, પરિસ્થિતિને લીધે એ લોકો કેટલીક બાબતોમાં પશ્ચિમની રીતો ગ્રહણ કરે છે ખરાં."

"કેટલીક શું બધીજ બાબતમાં. કોલેજમાં છોકરાઓ ભેગું ભણે તે ઓછું હોય તેમ વળી કુદકા મારી ટેનીસ રમે, બહાર સભાઓમાં ભટકે, પુરુષો જોડે છુટથી વાતો કરે. પોશાક પણ જુઓ તો નરી જાણે પારસણ કે મડમ."

"ટેનીસ સામે તમને શો વાંધો છે? એથી તો શરીર કસાય છે."

"જાણ્યું હવે. શરીર કસવુંજ હોય તો આપણી દેશી રીતો નથી? તુંજ વિ[illegible] કરને કે દોડતાં કુદતાં ટેનીસ રમે તે સ્ત્રીની શોભા છે? સ્ત્રીઓને ઘરકામ એ કસરત. મેં એક ઠેકાણે વાંચ્યું છે કે શર[illegible] ટટાર રાખતાં શીખવા માટે વીલાયત રાજકુટુંબની છોકરીઓ ઘરમાં માથા ઉ[illegible] ડીકશનરીઓ મુકીને ચાલે છે. આપણે ત્યાં બૈરાંઓને નાનપણથીજ માથા ઉપર પાણી બેડાં લઇને ચાલવાની ટેવ હોય એટ[illegible] તેમનાં શરીર આપોઆપ ટટારજ રહે છે."

"બાપાજી, તમે એક તરફથી રાજકુટુંબ[illegible] છોકરીઓનો દાખલો આપો છો ને બી[illegible] બાજુથી ગામડાની ગરીબ સ્ત્રીઓનો. મુંબઇ અમદાવાદ જેવાં શહેરોમાં કેટલી સ્ત્રીઓ પાણીનાં બેડાં લાવે છે તે કહેશો? શ્રીમં[illegible] કુટુંબની સ્ત્રીઓમાંથી એંશી ટકા જેટલી તે જુવાનીમાંજ કંમરમાંથી બેવડી વળેલી દીવાસળી જેવા શરીરની હોય છે. મોટ[illegible] કે ગાડી વગર બહાર પગ મુકે નહીં, ઘરમાં પણ ઠોકર વાગે એટલા નોકરો હો[illegible] એટલે દાકતરની દવા રોજ ચાલતી ને ચાલતી."

"એ તો મુંબઈના પૈસાદાર લોકોની વાત થઈ. સાધારણ વર્ગના હજારો લોકો છે જેને તેમને ત્યાં તો ઘરના નોકર જેવું બધું કામ કરે છે. એમાં તો કમરેજ મળે."

"સાધારણવર્ગના લોકોને ત્યાં પણ વાસણ, વાળીઝાડ, ચુગડા વગેરે મોટા કામ માટે તો નોકર હોય જ. મુંબાઈની ચાલીની ઓરડીઓમાં રસોડું, કોઠાર બધું ત્યાં ને ત્યાંજ એટલે કન્યાને પણ ફુરસદ નહીં. ફક્ત કંઈ ગરીબ લોકો જેમને બધું ઘરકામ હાથે કરવાનું હોય તેમને કમાવા માટે જવું. વળી બાળકો, તમને ખબર નહીં હોય કે ટેનીસ બેડમીન્ટન વગેરે રમત મા કસરત સાથે મનને જે ઉલ્લાસ મળે છે તે ઘરકામમાં કદી પણ મળતો નથી. મન પ્રફુલ્લિત રહે તો શરીર પણ સારું થાયજ."

આ તકરારનો અંત આવતજ નહીં પણ એટલામાં મોતીલાલના મિત્ર અને પાડોશી રંગીલદાસ મળવા આવ્યા એટલે વાત અધૂરી રહી ગઈ. નિરંજન ઉઠીને પોતાના ઓરડામાં ગયો. રંગીલદાસે આવતા વારજ કહ્યું

"મારું કહેવું આવ્યો છું. આવું છું ને અમે અમારા મંડળ તરફથી સ્વદેશી કારીગરીનું એક પ્રદર્શન માધવબાગમાં ભર્યું છે તે તો તમે જાણતા હશો. આપણી એના કામમાંથી પરવાર્યા. કાલે ચાર વાગે ખુલ્લું મુકવાનું છે તે માટે તમને આમંત્રણ આપવા આવ્યો છું. જરૂર પધારજો." રંગીલદાસે પ્રદર્શનનું વર્ણન કરીને આવવા બહુ આગ્રહ કર્યો.

મોતીલાલ શેઠને આવા પ્રદર્શનોની તો પરવા ન હતી. પણ રંગીલદાસ લાગવગવાળો માણસ હોવાથી તેની ગરજ ઘણી વાર પડતી એટલે તેને ખુશી કરવા ખાતરજ પ્રદર્શનમાં ગયા. ખુલ્લું મુકવાની ક્રિયા થઈ રહ્યા પછી બીજાં બધા પેઠે તે પણ અંદર ફરવા મંડ્યા. નવરાશવાળા જતા રહે ને કોઈ કદાચ મશ્કરી કરે તો! ફરતા ફરતા એક વિભાગમાં એક ગુજરાતી છોકરીને સ્વયંસેવિકા તરીકે એક સ્ટોલ સાચવતી જોઈ, તેમને જરા નવાઈ લાગી. છોકરી પરિચિત ન હતી. પણ તેનું સૌંદર્ય, સુઘડ બાંધો, મુખ પર સ્પષ્ટ દેખાતી કુલીનતા અને ગૌરવની છાપ અને તેના સાદા પણ સુંદર વસ્ત્રો એ સર્વ જોઈ તેમનું મન આકર્ષાયું અને એ કોણ હશે તે જાણવાની જિજ્ઞાસા થઈ. મનમાં તે બબડ્યા: "આવી છોકરીઓનું અમારી નાતમાં નહીં હોય' આ નિરંજનને કોણ જાણે ક્યાંથી પેલી ભણેલી મડમોનું ઘેલું લાગ્યું છે!" આવા મધ્યમવર્ગની છોકરી ભણેલી હોઈ શકેજ નહીં એ વાત તો તેમને પુરી ખાત્રી હતી.

પાસે જવાની ઉત્કંઠા તેમનાથી રોકાઈ નહીં. તે સ્વયંસેવિકા પોતાના સ્ટૂલ ઉપર બેઠી હતી અને પ્રેક્ષકોની અવરજવર હજુ શરૂ થઈ ન હોવાથી એક પુસ્તક લઈ વાંચતી હતી. મોતીલાલ શેઠ પાસે આવીને ઉભા રહ્યા એટલે તેણે પુસ્તક બાજુ પર મુક્યું અને ઉભી થઈ. આ કન્યા વિશે મોતીલાલ શેઠને કોણ જાણે કેમ પરકેવાપણું એટલું કુતૂહલ થયું કે એની જોડે વાત કરવાનો વિષય શોધવા મંડ્યા. શું બોલવું તેના ગુંચવાડામાં બે ચાર મીનીટ નીકળી ગઈ. એમની શૂન્ય દૃષ્ટિ જોઈ પેલી છોકરી તો એમના સામેજ જોઈ રહી. આખરે મહાપ્રયત્ને સવાલ શોધી કાઢ્યો અને જેમ તેમ હીમત એકઠી કરી તે બોલ્યા: "આ રૂમાલો સ્વદેશી છે?"

"અહીંઆ બધું સ્વદેશીજ છે. આ પ્રદર્શનજ સ્વદેશી કારીગરીનું છે"

મોતીલાલ શેઠ મહાત થઇ ગયા. સવાલમાં રહેલી મુર્ખાઇનું ભાન થયું, તોપણ જો એકદમ જતા રહે તો કદાચ તે બાળા અને આસપાસની બીજી સ્વયંસેવિકાઓ ઉપહાસ કરે એટલે ફરી કીંમત એકઠી કરી એક રેશમી રુમાલ ઉંચકી પુછ્યું: "આની કીંમત શી?"

રુમાલ પરની ટીકીટ વાંચી છોકરીએ જવાબ દીધો: "પાંચ રુપીઆ."

વાર્તાલાપ લંબાવવાના હેતુથી મોતીલાલ બોલ્યા: "ઓહો પાંચ રુપીઆ! બહુ મોંઘો છે."

"આપને મોંઘો લાગતો હોય તો દીલગીર છું. પણ મારાથી કીંમત ફેરવાય નહીં. કીંમત તો બધી કમીટીએ ઠરાવેલી છે, અને રુમાલની જાત ને ઉપરનું કાશ્મીરી ભરત જોતાં મને તો કીંમત વધારે લાગતી નથી. પછી તો આપની ખુશી."

હવે તો મોતીલાલને બોલવાનું કંઇ સુઝયું નહીં એટલે જવાનો વિચાર કર્યો—જો કે એની બોલવાની છટાથી તેમના પ્રથમના આકર્ષણમાં વધારો તો થયોજ હતો. આ છોકરી વાશે માહીતી તો કંઇ મળી નહીં, અને તેણે પોતાને મૂર્ખ ને કંજુસ ધાર્યા હશે તે નફામાં એમ વિચાર કરતા જવા ફર્યા. ત્યાં સામે દરવાજા આગળ એક મોટી ભપકાબંધ રોલ્સ રોઇસ મોટરકાર આવીને ઉભી રહી અને તેમાંથી એક શ્રીમંત દેખાતી કન્યા ઉતરી. તેના હાથમાં ટેનીસનું રેકેટ હતું. તે તો સીધી ચાલીને પેલી સ્વયંસેવિકા આગળ-જ આવી અને બોલી: "હલો, વૃંદા, કેમ ચાલે છે?"

"વૃંદા!" મોતીલાલ શેઠને ચટપટી થઇ. કાલે નિરંજને પોતે ધારેલી કન્યાનું નામ એજ કહ્યું હતું. પણ મુંબાઇ શહેરમાં કંઇ વૃંદા એકજ હોય? તો પણ જવાનો વિચાર માંડી વાળી પાસેનો સ્ટોલ જોવાને બહાને તે આ બે જણ વચ્ચેની વાતચીત સાંભળતા ઉભા.

"ઓહો નંદિની! તું અત્યારે ક્યાંથી?" વૃંદા બોલી.

"જોને અમે કોલેજના કોર્ટ પર ટેનીસ રમવા જઇએ છીએ. વેકેશનમાં રમવાની રજા મેળવી છે. અમે ત્રણજ છીએ. એક ખુટે છે માટે ડાહી થઇને અમારી જોડે ચાલ."

"મારાથી કેવી રીતે અવાય? સાડા છ વાગ્યા સુધી હું ડયુટી (કામ) પર છું. મેનેજર મને આવવા દેજ નહીં."

"મેનેજર કોણ પેલા બુઢ્ઢાજી ને? એને ને તારા બાપુને તો બહુ સારું ઓળખાણ છે. સુંદરલાલ વકીલની છોકરીને રજા આપવા-ની એ ના નહીંજ કહે."

મોતીલાલ શેઠ સાંભળીજ રહ્યા. સુંદરલાલ વકીલની છોકરી ને નામ વૃંદા! ત્યારે તો નિરંજનની પ્રિયા આજ!

"નંદિની, નકામી શુ કામ જીદ કરે છે? રજા માગતાં મને કેવું ખરાબ લાગે? ને તે પણ ટેનીસ રમવા ખાતર? જા, મોટી બહેન ઘેર હશે, એ આવશે!"

"વારુ. ત્યારે તું તારી ડયુટી બજાવ્યા કર. પણ બીજું કહેવાનું તો ભુલીજ જાઉં છું. કાલે પ્રીન્સીપાલ મળ્યા હતા. તેમણે કહ્યું છે કે આ વખતનું ટેનીસનું કપ સ્ટુડન્ટસમાંથી ઉઘરાણું કરીને કાઢવાનું છે. રજા ઉપડતાં ઉઘરાણું શરુ કરીશું. તું શું ભરીશ?"

"આખો દહાડો પૈસા કઢાવવાની વાતો બધાને છે. તારા જેવીને તો ભારે ન પડે. પણ અમે તો બણીએ તેનું ખરચજ માબાપને જરા ભારે પડતું હોય ત્યાં વળી આતાં ઉપરા-

# સ્નેહદીનતા



રચનાર:
શા. રસવિહારી



ભળવાં અધુરાં, જોવાં અધુરાં,
હૃદયો લેવાં દેવાં અધુરાં,
શબ્દો સ્નેહભર્યા અધુરા હા!
આ તે શી દીનતા!

સ્નેહીસેવા અધુરી અધુરી,
દુખડાં ના લેવાય જરી કેં,
પ્રાણપ્રિય પ્રિયજનને ન્હાતાં
આ તે શી દીનતા!

હૃદય ચઢે ઉકાળે હા! હા!
શોકાગ્નિ દહતો સૌ કાયા,
આંખોથી ઝરે અશ્રુધારા:
આ તે શી દીનતા!

હૈડામાં સહેવા નહીં શકતા,
આંખડીઓ જોઇ નહીં શકતી,
દીન વદનને બીડતી ચુપકી;
આ તે શી દીનતા!

બોલવું શું કહો સ્નેહી આગળ?
સાંભળવું શું સ્નેહી આગળ?
નિઃશ્વાસો સ્નેહીને દેવા!
આ તે શી દીનતા!

રે! શું સ્નેહીજનને થાશે:
એ વિચારો નાહીં ખમાશે!
સ્નેહીને સંગે સંચરતાં
આ તે શી દીનતા!





# એક ઐતિહાસિક મૃત્યુ



લેખક :
રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર :
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ્



જેવી રીતે ઈંડામાંથી બચ્ચું, બચ્ચામાંથી માદા, માદામાંથી ફરી પાછું ઈંડું એ પક્ષિસમાજનો ક્રમ છે તેવોજ એક બીજો ક્રમ પણ છે કે, બેચાર કુટુંબોમાંથી ગામડું, ગામડામાંથી શહેર, શહેરમાંથી ઇતિહાસપ્રસિદ્ધ નગર, નગરમાંથી ઉજ્જડ ખંડેર અને ખંડેરમાંથી છેલ્લે મ્યુઝીઅમમાં અવશેષ એક પથ્થર રહે

પાણીમાં પથ્થર પડતાં નાનાં કુંડાળાંમાંથી એક મોટું કુંડાળું થાય. એવાંએવાં કેટલાંક દૃષ્ટાંતો ઉપરથી કોઇએ જગતને માયારૂપ કહ્યું; કોઇએ નામ તેનો નાશ એમ જાહેર કર્યું; પરંતુ નાની વસ્તુઓ કાલક્રમે મોટી થવાની એ સત્ય ઉપર અડગ શ્રદ્ધા જો કોઇને પણ હોય તો તે વિરામપુર ગામના વતનીઓને હતી.

વિરામપુર ગામ શોધવા માટે તમે ભલે ભુગોળ સાથે ખગોળના પણ નકશાઓ જોઇ પરવારો, ભલે બી. બી. સી. આઇ. કે જી. આઇ. પી. નાં સ્ટેશનોનાં નામ જોઇ વળો, ભલે ઇંડીઅન બ્રેડશોને પહેલેથી તે છેલ્લે સુધી વાંચી જાઓ, તારઓફિસ, પોસ્ટઓફિસ ગમે તેનાં ગામોની યાદી જોઇ વળો પણ એ ગામ શોધ્યું જડશે નહીં. છતાં એ નાના ગામનો દરેક જણ વિરામપુર એક કાલે ઇતિહાસપ્રસિદ્ધ નગર બનશે એવા ખ્યાલે ગૌરવભરિત થતો.

મોચી જોડા સીવે, કુંભાર વાસણ ઘડે, કે દરજી કપડાં બનાવે તે તો સર્વ ક્રિયામાં સર્વોપરિ ધ્યેય વિરામપુરની પ્રતિષ્ઠા સ્થાપન કરવાનું હતું. દરજીથી તે દીવાન પર્યંત સર્વ વિરામપુર એક દિવસ પ્રસિદ્ધ થશે એવી આશાએ જીવતા હતા. બધાને એકજ માન્યતા દૃઢ થઇ હતી કે, ગમે તે રીતે પણ વિરામપુરનો ડંકો એક દિવસ દિગંતમાં વાગશે, અને જે ક્ષણે ગામડું મટી વિરામપુર પ્રસિદ્ધ શહેર

ની જવાનુ હોય તે ક્ષણ ભુલમાં ચાલી ન જાય એ માટે સર્વ સાવચેત હતા.

વિરામપુરવાસીઓને આવી શ્રદ્ધા થવાનુ કારણ હતુ. વિરામપુરમાં ઘણા દયાળુ જૈનો રમતા હતા ઘણાની આંખમા કીડી, માકડ, કે મચ્છર સ્વર્ગવાસી થતા આંસુની નીકો વહેતી. જીવદયા એ તેમનો પરમ મંત્ર હતો. તેઓમાનો દરેક પ્રાણીરક્ષામા તો ર. લાભશંકર લક્ષ્મીદાસને પણ એ વિચાર સિદ્ધાંત શીખવી શકે તેવો હતો. એવા જૈનોમાંના એક શેઠ ફીલાચંદ હતા તેમના કાર્યપ્રદેશનુ એક સવિશેષ મહત્ત્વ હતુ. ફટાકડો ફુટે ત્યારે લોકો ને અવાજનુ સ્મરણ રહે, દારૂખાનુ ફુટે ત્યારે તેનાં પુષ્પનો પ્રભાવ રહે પરંતુ એ દારૂખાના માત્રમા જેમ સળગાવનાર દીવાસળી ભુલાઈજ જવાય છે તે પ્રમાણે પ્રાણીહીંસયાઓની દીવાસળી બનેલા આ શેઠને લોકો વારવાર ભુલી જતા પરંતુ શેઠ ફીલાચંદનો જીવનક્રમ તો એકજ એવાડમા બ્લીન થતો હતો અને થયા કરત

પણ એક દિવસ તે વિરલ ક્ષણ આવી સુધી જ્યારે શેઠ ફીલાચંદના હાથે એક મહાન પરાક્રમ થવાનું હતુ.

બે પોલીસના સીપાઈઓ ચોરની વાતો વીશે વાત કરતા હતા. એક સીપાઈએ કહ્યુ કે જો ચોર મારી નજરે પડે તો તરતજ હુ તો બંદુકનો એક બાર કરું એટલે ચોર નાસીજ જાય. ભાગ્યયોગે ફીલાચંદ શેઠ આ વાતનો થોડો ભાગ દુકાને બેઠાબેઠાં સાંભળી ગયા—અને પોલીસને હત્યા કરતા અટકાવી પુણ્ય હાંસલ કરવાનો સંકલ્પ કર્યો.

રાત્રિ પ્રકાશમાન હતી ફીલાચંદ શેઠ દુકાનનાં કમાડ મજબુત બંધ કરીને અંદર બેસી રહ્યા હતા. સીપાઈઓ પહેરો ભરતા હતા. ધીમેધીમે મોડી રાતના સીપાઈઓએ એક સફેદ આકારને ખખડાટ કરતો જોયો સીપાઈએ અર્ધમીંચ્યાં લોચને એક બંદુકનો અવાજ કર્યો. પેલો આકાર હૃત્શીઘ્રીનો એક પોકાર કરી ચાલ્યો ગયો.

શેઠ ફીલાચંદ દુકાનમાં રહ્યારહ્યા આ બધુ સાંભળતા હતા. તેમને ખાત્રી થઈજ ગઈ કે પોલીસે એક ગધેડાને મારી નાખ્યો. તેમનુ દયાળુ અંતઃકરણ કકળી ઉઠ્યુ બીજેજ દિવસે મહાજન મેળવીને, વિરોધ દર્શાવીને ગમે તે ઉપાયે પણ આવી ગર્દભહિંસા અટકાવવાની તેમણે ભીષ્મપ્રતિજ્ઞા કરી

સવારના વહેલા તે જૈનસંઘના શેઠ ઉજમશીને ત્યા ગયા. અને એ ગધેડા—એ બીચારા મુંગા પ્રાણી કેવુ શાંત ઉભુ હતુ, ત્યા ફરી કરતાથી સીપાઈએ બંદુક ફોડી, કેવુ અપરાધ લોહી ધોધમાર પડવા લાગ્યુ વગેરે વાતો વિસ્તારીને કહીને ઉજમશી શેઠને પણ જીવદયા માટે યત્ન કરવા ઉશ્કેરી તૈયાર કર્યા. અને તેઓ બંને આ બાબતની મહાજન સાથે વાત કરવા ઉપાશ્રયમા ગયા. ઉજમશી શેઠનો છોકરો વહેલો નીશાળે જવા તૈયાર થતો હતો તે આ વાત સાંભળી ગયો

જોતજોતામાં તો એક બાજુથી શેઠ ઉજમશી અને ફીલાચંદ મારફત આખા મહાજનમા અને ત્યાંથી આખા વેપારીવર્ગમાં વાત ફેલાઈ ગઈ અને બીજી તરફથી તેમના—ઉજમશીના ચિરંજીવી દ્વારા સ્કુલના નાના છોકરાઓમા અને ત્યાથી બધા માસ્તરોમાં અને એજ પ્રમાણે બધી સ્કુલોના મળી બે હજાર બીજા છોકરાઓમા અને તેમનાં સગાવહાલાંઓમા આ વાત ફેલાઈ ગઈ. બે માણસો જુદેજુદે સ્થળેથી આ વાત સાંભળી આવતા હોય અને તેઓ



જીવદયા માટે યત્ન કરવા—

રમી રહી હતી અને તે એ હતી કે, "મુળજી ભગતના ખાંચામાં બે દારૂ પીધેલ મુસલમાન સીપાઈઓએ રમત કરતાંકરતાં વાણીઆ, બ્રાહ્મણ અને હીંદુઓને હેરાન કરવાની નેમથી શુક્રવારે રાતના એક ઉપર તેત્રીસ મીનીટે એક ગધેડાને બંદુકની ગોળીથી વીંધી નાખ્યો હતો." શિવપુર ગામના 'ધૃતરાષ્ટ્ર' પત્રના ખાસ ખબરપત્રીએ આ વાત સાંભળી અને તરત તે પોલીસ સુપરીન્ટેંડંટ સાહેબ પાસે પુરો રીપોર્ટ લેવા દોડ્યો.

મળીને એકજ વાત કરે એટલે ફરી શંકા જેવું લાગે તેને ખાત્રી થઇ જાય અને જેનું જ્ઞાન અધુરું હોય તે બીજા પાસેથી પુરેપુરું જાણી લઇ પાછો બીજાને વાત કહેવા જાય.

જ્યારે સાડાઅગીઆર થયા ત્યારે તો નળે ને કુવે પાણી ભરતાં બૈરાંઓ પણ એજ વાત કરતાં જતાં હતાં ને લાયબ્રેરીઓ, સભાઓ, શહેરસમિતિઓ, ઓફિસો બધેજ એ વાત થતી હતી. બાલકથી માંડીને વૃદ્ધ પર્યંત અને ગરીબથી માંડીને તવંગર પર્યંત સર્વ કોઇના હૃદયમાં એકજ વાત સાંભળવાથી અનેક વિચારો થઇ આવતા, અનેક લાગણીઓ અનુભવાતી, અનેક કામ કરવાની પ્રતિજ્ઞા થતી. સર્વના મનમાં સર્વથી ઉપર એકજ વાત

વિરામપુરની વસ્તી માફક પોલીસખાતું પણ વિરામપુરના ગૌરવમાં અડગ શ્રદ્ધા ધરાવતું હતું. અને પોલીસખાતું એટલે વિરામપુરનું એક મહત્ત્વનું અંગ, માટે તે વિરામપુરનું ગૌરવ પોતાનુંજ ગૌરવ ગણી લેતું હતું. અને પોલીસખાતાના સ્થંભ જેવા 'સુપરીન્ટેંડંટ સાહેબ પોતાના વ્યક્તિત્વમાંજ આ બધાં ગૌરવોનો સમાવેશ કરવા માગતા હતા. તેમને અવિચલ શ્રદ્ધા હતી કે વિરામપુરની પોલીસ કદી ભુલ કરે નહીં. ફરજ બજાવતાં ચુકે નહીં. સુપરીન્ટેંડંટ સાહેબ આગલી રાતે "જાલીમ જમ" નો ખેલ જોવા ગયલા અને બીજે દિવસે સાડાદસેજ જાગૃત થયલા એટલે જ્યારે ખાસ ખબરપત્રી તેમની મુલાકાત લેવા આવ્યો ત્યારે તે માંડમાંડ

સંઘના શેઠ ઉજમસીને મન એમ હતું કે, સમસ્ત વિરામપુર શહેરને જાગૃત કરવા માટે ફક્ત ગધેડો મરી ગયો એટલુંજ કહેવું બસ નથી એટલે કેવલ ગધેડાનેજ નહીં પણ જાણે પાડો, બકરો, મેંઢો, કુતરો, બીલાડો, સસલો, કુકડો વગેરે બધાંને મારવામાં આવ્યાં હોય અને વળી એ ક્રિયા રોજ ચાલુ રહેવાની હોય તેની મુદ્રાથી વાત કરતા. કોઇએ કહ્યું છે કે, મહેનત ફળ્યા વિના રહેજ નહીં તો ઉજમશી અને ફોલચંદની મહેનત કેમ ન ફળે? પરિણામ એ થયું કે ગામના ચોકમાં બપોરે એક મોટી સભા ભરાઇ અને તેમાં ગર્દભહત્યા અટકાવવાના, પોલીસને બરતરફ કરાવવા અને બને તો ફાંસીએ ચઢાવવા દીવાનને મળવાના, જીવદયા માટે વધારે પ્રયત્નો કરવાના, સમ્રાટ્ શહેનશાહને લાંબું આયુષ્ય ઇચ્છવાના: એવા એવા અનેક ઠરાવો થયા. છેવટ, મરનાર ગધેડા માટે શોક કે રોષ પ્રદર્શિત કરવા પગલાં લેવા માટે એક કમીટી નીમી સભા બરખાસ્ત થઇ.

કમીટીએ કામ શરુ કર્યું પણ કોઇજ અમલદારે તેમને સરખો જવાબ આપ્યો નહીં. અને બીજે દિવસે ઓફીસોમાં રવિવારની રજા હતી. જ્યારે આ બાબતમાં તરત પગલાં લેવાની જરૂર લાગ્યાથી મુંબાઇનાં પત્રોમાં તારથી ખબર આપવાનુ કમીટીએ 'દુરસ્ત' ધાર્યું, અને તે પ્રમાણે કરી પોતાની ફત્તેહની રાહ જોતા બેસી રહ્યા.

બાલાશંકરે કહ્યું છે કે: "અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો, ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે." ખરેખર બાલાશંકરના વખતમાં ઘણાં વર્તમાનપત્રો નહીં હોય નહીં તો પ્રારબ્ધને આવું કહેવાને બદલે તેમણે વર્તમાનપત્રોને તેવાં કહ્યાં હોત.

રવિવારે સવારે 'ધૃતરાષ્ટ્ર' પત્રની નકલ બધે પહોંચી તેમાં એક ફકરો નીચે પ્રમાણે હતો:

"વિરામપુર ગામમાં પોલીસે મદ્યપાન કરી ગોળીબાર કરવાને પરિણામે નીપજેલા મૃત્યુના સંબંધમાં અમારો ખાસ ખબરપત્રી લખી જણાવે છે કે, ચોરની વધતી જતી ભુમને સબબે પોલીસને બંદુકો આપવામાં આવી હતી. મરનાર રસ્તામાં શાંત ઉભો હતો. તોફાન કરવાનો તેનો ઇરાદો કે વલણ હતાં નહીં. ફક્ત ન સમજાય તેવાં કારણસર પોલીસના ત્રણ વારના સવાલનો તેણે જવાબ આપેલો નહીં તે ઉપરથી પોલીસે ગોળીબાર કરેલો. મરનાર તેની જ્ઞાતિમાં ઘણી પ્રતિષ્ઠા પામેલો અને શાંત પ્રકૃતિનો હતો. અમને આ ઉપરથી લાગે છે કે કોઇ પણ નજરે પડે તેને ત્રણ વાર ચેતાવીને ગોળીબાર કરવાનો આંધળીઓ ઘા પાંસરીઓ કાયદો અમલમાં આવે તો મરનારના જેવા બધાના જાન માલ જોખમમાં આવી પડવાનો ભય છે. વિરામપુરની પોલીસ જાગશે કે?"

વિરામપુરની સભાનો તાર આ પ્રમાણે હતો. The public of Virampur greatly moved by Police shooting one donkey who brayed till death. પણ તાર લખનારના અક્ષર, મુંબાઇની ઓફીસમાં ટાઇપનું ખરાબ થઇ ગએલું મશીન અને ન્યુસના પ્રુફરીડરો અને રીપોર્ટરોની ચોકસીથી સુધરી સુધરીને 'ધી ટાઇમ્સ ઓફ્ બોમ્બે'માં નીચે પ્રમાણે ખબર પ્રકટ થયા.

Viramour, Saturday.

A number of Police men on pretext of going their rounds wilsfully shot one Mr. Doney. The fact that he continued to

pray till he died greatly moved the public. In absence of authentic identification we believe the deceased was a bishop

ઉપલા તારની એક નકલ 'બામદાદ અખબાર' પત્રમાં પણ પહોંચી. અને સબ એડીટરથી માંડીને નોકર સુધી બધા એ તારનો અર્થ બેસારવા મહેનત કરતા હતા તેવામાં તેમની મદદે 'ધૃતરાષ્ટ્ર' અને 'ધી ટાઇમ્સ ઑફ બૉમ્બે' પત્રની નકલો જઇ પહોંચી જેને પરિણામે ક્યાંક તારની ભુલ માની, ક્યાંક ઉકેલવાની મુશ્કેલી જોઇને તેમણે ઉપલા બે પત્રોની તારવણીરૂપ એક અર્થ બેસારી હકીકત તૈયાર કરી છાપી. તેમાં દારની બદીથી કેવા બખેડા થાય છે, એ પીને વિરામપુરના પોલીસો કેવા છાકટા થયા હતા, કેવી રીતે ત્યાં રેવ ફાધર ડોની આવી ચઢ્યા, કેવો સરસ તેમણે ઉપદેશ કર્યો, કેવી રીતે પોલીસે ઝનુન પર ચઢીને તેમનું ખુન કર્યું તેનું વર્ણન હતું ઉપરાંત તેનો મત એમ હતો કે મરનાર અમેરીકાથી આવેલા કોઇ પાદરી હતા અને એ પત્રની પાકી ખાત્રી હતી કે પોલીસને દારુ પાઇ એવી રીતે એક અબ્બરુદાર ગૃહસ્થનું ખુન કરાવવામાં અમલદારીઓનો ઇરાદાપૂર્વક હાથ હોવો જોઇએ.

'ધી ઇન્ડીઅન ક્રૉનિકલ' પત્રની ઑફીસમાં ધમાલ થઇ રહી હતી. ડીરેક્ટરી ગેઝેટીઅર થોમસ કુકની મુસાફરોની યાદી વગેરે ઉથલાવતા એડીટર સાહેબ એ પુસ્તકની ગલીઓમાંથી કોઇ ડોનીને શોધી કાઢવાનો પ્રયાસ કરી રહ્યા હતા, અને તેમના એક ભગીરથ પ્રયત્નને પરિણામે સ્પેનમાંથી એક ડોની નામના મુસાફર નીકળી આવ્યા. ઉશ્કેરા તે ચીન ગયા હતા. તરતજ તેમની છબી અને જીવનચરિત્ર વગેરે તૈયાર થઇ ગયું. 'ધી ઇન્ડીઅન ક્રૉનિકલ'માં ઑનરેબલ મી પીઝારો લીઓનાર્ડો થોમસ ડોનીની છબી સાથેનું એક ટુંકું જીવનચરિત્ર હતું, વિરામપુરની પોલીસની સખ્ત ઝાટકણી હતી, વિરામપુરનું રાજ્ય સરકારને જવાબ આપવા બંધાયલું છે એમ ગણ્યું હતું, અને આવા એક પરદેશીના મૃત્યુનું આવું દબાણ બ્રીટીશ રાજ્યને અને રાજનીતિને કલંકરૂપ છે એમ ગણ્યું હતું એટલુંજ નહીં પણ ટર્કીના મામલાનો સંતોષકારક ફડચો આવતાં પૂર્વે આવી જાતનો એક બીજો પ્રશ્ન ઉભો થવાથી આખા યુરોપખંડની શાંત જોખમમાં આવી પડવાની તેને દહેશત હતી ઉપરાંત ઑનરેબલ મી. ડોનીનાં પત્નીને દીલાસાના બે શબ્દો હતા.

આ બન્ને પત્રો બીજા યુરોપીઅનોના વાંચવામાં આવ્યા અને 'ધ નોન બ્રીટીશ ક્લબ'-ના એક સૅક્રેટરી તે ક્લબના પ્રમુખ પાસે ગયા. ઑનરેબલ મી પીઝારો ડોની જેવા ગૃહસ્થના મૃત્યુની નોંધ ક્લબમાં લેવાય નહીં તો ખોટું એમ જાહેર કર્યું. પ્રમુખ ડોનીને પીછાનતા નહોતા એમ તેમણે કબુલ કર્યું, પણ સૅક્રેટરીએ ખુલાસો કર્યો કે તેમનું જીવનચરિત્ર 'ધી ઇન્ડીઅન ક્રૉનિકલ'માં પ્રગટ થયું છે એટલે હરકત આવશે નહીં. સાંજના 'ધ નોન બ્રીટીશ ક્લબ'ની એક સભા ભરાઇ. તેમાં ધી ઑનરેબલ મી ડોનીનું જીવન કેટલું સરલ, કેટલું શાંત, કેટલું ભક્તિમાન, કેટલું 'નકલ કરવા જોગ' હતું તે વીષે વિવેચનો થયા અને નીચેના ઠરાવો પસાર થયા.

(૧) આ સભા ધી ઑનરેબલ સર પીઝારો લીઓનાર્ડો થોમસ ડોનીના અકાળ મરણ ઉપર આંસુ ખેરવે છે અને તેમનાં

# રસ–સંસ્કૃતિનાં દર્શન


રચનાર:

રા. મંજુલાલ જમનારામ દવે

એમ. એ.


અમૃત પુષ્પે મ્હેકતાં અંગાંગ શાં, વહાલાં!
રસની અમિત ધારા ઉડવતાં નેત્ર શાં, વહાલાં!
આત્મા સદે આત્મા અગોચર ઝુલવતાં, વહાલાં!

તેજનાં સૌન્દર્ય વિરલાં વિસ્તર્યાં, વહાલાં!
સત્યનાં ગાંભીર્ય વિમલાં વિલસ્યાં, વહાલાં!
સુગંધ હો આશ્વાસનો ગુંથતાં અજબ, વહાલાં!

મંગળા ગયણી પ્રણય મધુરી ઝરે, વહાલાં!
પથગંભરી કો વાણુ નિર્ઝરતી ખલે, વહાલાં!
ભવ આ અને ભવપાર સંધાતાં સુલભ. વહાલાં!

જગમૂલ્યથી પરમૂલ્ય અંકાતાં દીસે, વહાલાં!
જગદર્શથી પરદર્શ પ્રકટાતાં દીસે, વહાલાં!
રસ–સંસ્કૃતિનાં નીર નિર્મળ નિર્ગળે, વહાલાં!
રસ-પ્રભ ને પ્રબોધ રસરાગે રમે, વહાલાં!




લેખક

રા. વિજયરાય કલ્યાણરાય,

બી એ, ઉપમંત્રી, સાહિત્યસંસદ.

**કેકારવની પુરવણી:** કર્તા કલાપી. પ્રકાશક. રા. રમણિક કીશનલાલ મહેતા. મૂલ્ય: રૂ. ૦-૮-૦.

જેના નામમાત્રથી આપણે મંત્રમુગ્ધ બનીએ એવા કવિઓ સર્વ દેશકાળમાં અલ્પસંખ્યામાં હોય છે. હોમર, કાલિદાસ, ડાન્ટે, શેક્સપીઅર ઇત્યાદિનાંજ જાણે શરીરમનની સર્વ ક્રિયાઓ શમી જાય, અંતરમાં અકળ ઊર્મિઓ ઉદ્ભવે, અને રમણીયતાથી ઘેરાતો આત્મા પ્રશંસા પણ શબ્દથી નો ન કરી શકે—એવી દશામાં લાવી મૂકનાર એ નામો છે.

આપણા પ્રાચીન સાહિત્યમાં નરસિંહ ને મીરાં, પ્રેમાનંદ ને દયારામ, તથા અર્વાચીનમાં કલાપી (ને અમુક અંશે નર્મદ) નાં નામ પણ એ પ્રકારનાં છે ને સૌને આપણે કવિ તરીકે પૂજતા નથી તેટલું મનુષ્ય તરીકે—તેમના અદ્ભુત વ્યક્તિત્વના આકર્ષણ ખાતર—ચાહીએ છીએ. અને એ ચાહનાને પ્રતાપે એમની કવિતાના રસરહસ્ય વધુ સમભાવથી પીછાનીએ છીએ. તેમાંએ, કલાપી તો રાજવી હતા, તેમનું જીવન અસાધારણ અનુભવોમાં વીત્યું. તેઓ અકાળ મોતના ભોગ બન્યા, તેમણે આઠ વર્ષનાજ કાવ્યજીવનમાં પ્રાંતને અપૂર્વ કાવ્યો આપ્યાં આ હકીકતોએ તે નામની આસપાસ તેજનો અંજાવી નાખતો પરિવેશ પ્રગટાવ્યો છે અને સરકારિતાની ચડઊતર શ્રેણીના છતાં કોઈક પણ રૂપમાં સાહિત્ય પર પ્રેમ રાખનાર વાચકોને આજે વર્ષો થયા તેમની સર્વ કૃતિઓ તરફ આકર્ષ્યા છે. તે આકર્ષણને એજ કાવ્યની કૃતિ તરીકે ઓળખાવાયેલી 'કેકારવની પુરવણી'નું પ્રકાશન કેટલે અંશે ઉત્તેજશે, કલાપીની કીર્તિને કેટલી વધારી શકશે, તે આ પ્રસંગે વિચારવાની જરૂર છે. પણ તે કાર્ય હાથ ધર્યા પહેલાં,

વાળની સુંદરતા અને વધારો કરવા માટે



# કામીનીઆ ઓઈલનો ઉપયોગ કરો

વાળની ખુબસુરતી વધારવામાં, સુંદર, લીસા અને ચળકતા બનાવવામાં, અમે તેવા ફેશનમાં રાખવામાં, અને વાળનો વધારો કરવામાં કામીનીઆ ઓઈલ ઘણીજ કીમતી મદદ આપે છે. મગજને પણ ઘણી ઠંડક આપે છે. સુગંધમાં ઘણુંજ મધુર છે એક વખત વાપરી ખાત્રી કરી જુવો.

કીમત બા. ૧ નો રૂ. ૧-૦-૦, ૩ બાટલીના રૂ. ૨-૧૦-૦; પોસ્ટેજ પેકીંગ જુદું.

ખરીદતી વખતે કામીનીઆ ઓઈલજ માંગજો અને લેજો. બીજું લેના ના.

**એંગ્લો ઈંડીઅન ડ્રગ એંડ કેમીકલ કાું.** નં. ૧૫૫, જુમામસીદ, ટેરેક નં. ૫, મુંબઇ ૨.

વધુ પૈસા ખરચતા પહેલાં નમુનો વાપરી જુવો
તમારું પસંદગી પામેલું પરફ્યુમ

## ઓટો દીલ બહાર (રજીસ્ટર્ડ)




મધુર, મનોહર, સ્વીટ અને લાસ્ટીંગ ફક્ત થોડાં ટીપાં (few drops) રૂમાલ પર નાંખો અને સૌરભ ચંમેલી અને મોગરાનાં ફુલોની સાથે સરખાવી જુવો, પછીજ મોટી શીશી ખરીદજો. તમારા વહાલાઓને પણ ઓટો દીલ બહારનીજ ભેટ કરજો. તેઓ પણ ખુશ થશે.

બીજા સેન્ટોમાં પૈસા ખરચતા પહેલાં ઓટો દીલ બહારની ખાત્રી કરજો. બાટલીની કીં. રૂ. ૨-૦-૦, ૧-૪-૦, ૦-૧૨-૦ નમુનો બે આના, સુગંધી કાર્ડ એક આનો, પોષ્ટેજ પેકીંગ જુદું.

**એંગ્લો ઈંડીઅન ડ્રગ એંડ કેમીકલ કાું.,**
નં. ૧૫૫, જુમામસીદ ટેરેક નં. ૫, મુંબઇ ૨.

☞ નમુના માટે આ નીચેની કુપન ભરીને મોકલો

નમુના માટે કુપન

એંગ્લો ઈંડીઅન ડ્રગ એંડ કેમીકલ કંપની; નં. ૧૫૫, જુમા મસજીદ
ટેરેક નં. ૫, મુંબઇ ૨.

જત એક શીશી નમુનાની ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)ની નીચેને ઠેકાણે મોકલી આપજો. ટપાલ ખર્ચ માટે એક આનાનો સ્ટાંપ બીડેલ છે. (સ્ટાંપ ચોટાડી બીડવો)



ગુજરાત] [માર્ચ ૧૯૯૦

જાઓ, એને તમારાથી લેવાય નહીં

—મોના વાના

કોઈ લાખ જન્મો ઇચ્છતાં,
એ તો એમ અ.શા સેવતા;
કોઈ એમ આવ્યા પાસમાં,
પડી પાસમાં છુટે નહીં!

—પુરવણી પૃષ્ઠ ૧૫, ૧૭.

એ આખા કાવ્યમાં આવીજ કાચી લાગણીઓ ને 'ઝોળી' નું દીર્ઘસૂત્રી રૂપક છે. આવાં લક્ષણ 'કેકારવ' નાં સૌથી નિર્બલ કાવ્યોમાં પણ નથી. તેમજ, 'કેકારવ' માંના નાનકડા કાવ્ય 'એક આશા' (પૃ. ૪૭૨) નો ઝીણોએ પ્રતિશબ્દ 'પુરવણી' નું ઉપલું 'આશા' વાંચનારને સભળાઇ શકે તેમ નથી. અલબત્ત, એકજ વિષય પર સમર્થ કવિ પણ હમેશાં એક સરખી પ્રભુતા દાખવી શકતો નથી તેમજ ઉત્કટ કાવ્યાનુભવવાળી મનોદશા ચાર છ દિવસ લગી ટકાવી શકતો નથી એ ખરું છે, પણ વિષય કે સમય ફાવે તેનું ધોરણ સ્વીકારીને પણ સૂક્ષ્મ બુદ્ધિથી તપાસીએ ત્યારે ઉપલા બે પ્રકારના નમુનાઓ વચ્ચે આકાશ ને અવનિનું અંતર છે, અને એકનો રચનાર બીજું રચવા જેટલી દશાએ એકજ ભવમાં તો ન સરકી શકે તેવી સ્પષ્ટ પ્રતીતિ થાય છે.

ઉપર પ્રમાણે સવિસ્તર સરખામણી કરીને જગ્યા રોકવાની વધુ જરુર હવે લાગતી નથી. ફક્ત કાવ્યોના નામનિર્દેશથી કેટલાંક વધુ દૃષ્ટાંત સૂચવીએ તે જિજ્ઞાસુઓ જોઇને સંતોષ માની શકશે:–

(૧) 'કેકારવ' ના 'પાંચ પંખીડું' કાવ્યમાંનું કાશ્મીરનું હૃદયંગમ વર્ણન અને 'પુરવણી' નાં પહેલાં બે નિર્માલ્ય કાવ્યો 'કાશ્મીરનું સ્વપ્ન' તથા 'કાશ્મીરમાં વિયોગ'. (૨) 'કેકારવ' ના પૃષ્ઠ ૧૭૪ પરનું 'બાલક કવિ' ને આ સંગ્રહનું 'ભવિષ્યના કવિને' તાજાં ગીત ગાવા ફરમાવતું જોડકણું. (૩) 'કેકારવ' માંનું કલાપીની લાક્ષણિક શૈલીનું 'વીદાય' અને, 'તે કોયલાવત્ ભાસશે' એવી કૈંક ભાવના વ્યકત કરતું 'છેલ્લી સલામ' (પુરવણી; પૃ. ૧૩). વળી, 'છેલ્લી સલામ' લખાયું તેજ અરસાનાં 'અંધારી' ('કેકારવ' પૃ. ૬૪) તથા 'દગો' (એજ, પૃ. ૬૬) એ કાવ્યો પણ 'પુરવણી'વાળી રચના કરતાં જુદોજ રંગ દેખાડે છે. (૪) 'કેલિસ્મરણ' (કેકારવ' પૃ. ૯) અને 'સુષુપ્ત પ્રિયાનું દર્શન' ('પુરવણી' પૃ. ૭).

પ્રસ્તાવનાની શરુઆતમાં તેના લેખક લખે છે: "કલાપીને વીશે વિશેષ જાણવા ગુજરાત ઉત્સુક છે, અને આ કાવ્યોની પ્રસિદ્ધિથી સાહિત્યરસિકોની એ તરશ છીપશે નહીં, બલ્કે વધશે" કોણ જાણે. પણ આટલે અંશે તો અમે રા. કવિ સાથે સંમત છીએ કે આ કાવ્યોથી કલાપીના એક પણ શિષ્ટ વાચકની તરશ છીપે તેમ નથી–અને વધે છે તે તરશ કેટલીક માહીતીની. 'પુરવણી' માંનાં તારીખવાળાં કાવ્યો પરથી જણાય છે કે તે 'કેકારવ' નાં કાવ્યોની સાથોસાથજ લખાયલાં; તો પછી, 'કેકારવ 'માંજ એ કેમ ન છપાયાં? જો 'કલાપી'એ (કે સ્વ. 'કાંત') તેને તે વખતે છાપવા અયોગ્ય ધાર્યાં તો આજે કોઇ ઉત્સાહીએ તેને પ્રજા સમક્ષ, તેમાં અસલ કલાપીતત્ત્વ છે કે નહીં તેની જરા પણ પરીક્ષા વગર છાપીને એ સદ્ગત દિવ્ય આત્માની ખરેખર સેવા કરી કહેવાશે? બીજું, આ સંગ્રહનાં તારીખ વિનાનાં કાવ્યો જો 'કેકારવ' નાં કાવ્યો પ્રગટ થયા પછી લખાયાં હોય તો તેમાંનું કવિત્વ આટલું ક્ષુલ્લક ને રસહીન કેમ? કલાપીના વિશિષ્ટ ધ્વનિના રણકાનો અહીં અનાવૃષ્ટિ દુકાળ!

કેમ? અમે ઉપર કહ્યું તેમ કોઈ શીખાઉ પણ સરજી શકે તેવાં આ કાવ્યો છે. કોઈએ ખરેખર તેમ કર્યું હોય તેવી શંકાનું નિવારણ કરવાનો એકજ માર્ગ હતો: કલાપીનાજ હસ્તાક્ષરોમાં તે કાવ્યોના નમુના પ્રગટ પામે મુકવા તેમ થશે તો મહિલરમિત્રોને કલાપીનીજ આ રચનાઓ હોવા વીશે તો સંદેહ રહેશે નહીં—જો કે, "તારું હતું જીવિત માત્ર એક કાવ્ય" એવા ઉદ્ગાર આ પુસ્તકની શ્રદ્ધાંજલિમાં સન્મિત્રોએ જેને વીશે કાઢ્યા છે તેજ અનન્ય કવિએ આવા અપક્વ, અકલ્પનિક ને અવ્યવસ્થિત પ્રયાસો કર્યાં એ જાણીને તેમને ખેદ તો થશે.



## સ્વીકાર

સુવાક્યસંગ્રહ (ભાગ ૧ લો તથા ૨ જો) સંયોજક અને પ્રકાશકો. રા. હરિલાલ ચંદુલાલ ઠાકોર, હેડમાસ્તર રકોટ કોલેજ સાદરા,—મહીકાંઠા તથા ભાઈચંદ પૂંજાદાસ શાહ. હેડમાસ્તર તાલુકા સ્કુલ કમેઠા—મહીકાંઠા. મૂલ્ય. (અનુક્રમે) રૂ. ૧—૧૨—૦ તથા રૂ. ૧—૪—૦

ઉષા અને અરુણ અથવા ત્યારેજ સૂર્યોદય થશે. લેખક: રા. ભાનુ. પ્રકાશક રા. મણિલાલ ઉમીઆશંકર પંડ્યા, મદ્રાસ મૂલ્ય. રૂ. ૩—૦—૦.

મહિરાપ્રતાપ લેખક અને પ્રકાશક રા. વામન સીતારામ મુકાદમ, ગોધરા. મળવાનુ ઠેકાણું ગુજરાત કાર્યાલય, રાયખડ રોડ, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧—૪—૦.

ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો. કર્તા રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧—૦—૦

દમયંતી-ચરિત્ર (સચિત્ર): લેખક તથા પ્રકાશક રા. મહાશંકર સોમેશ્વર પાઠક. 'વાઘોડીઆ.' મૂલ્ય. રૂ. ૦—૬—૦

બાલવાર્તા (ભાગ ત્રીજો) સંગ્રહકર્તા રા. ગીજુભાઈ. પ્રકાશક શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, ભાવનગર

નરસિંહ મહેતાનુ આખ્યાન. સંપાદક: રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ પ્રકાશક: વર્નાક્યુલર સોસાયટી મૂલ્ય રૂ. ૦—૮—૦.

ગૃહજીવનની સુંદરતા. લેખક: રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ મૂલ્ય રૂ. ૦—૪—૦.

પારેવ પુણીમાંથી પાદશાહી. કર્તા: રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા પ્રકાશક: યુગાંતર કાર્યાલય, કન્યાપીઠ, સુરત. મૂલ્ય: રૂ. ૦—૧—૦.

ગીતાંજલિ અને ઉપવન (કવિવર ટાગોરનું કથન) અનુવાદકર્તા. રા. રામચંદ્ર અંબાપુ બારડોલીકર, વાંસદા. મૂલ્ય: રૂ. ૩—૦—૦

શ્રીકુમુદચંદ્રોદય ચિત્રકથા લેખક રા. ફુલચંદ ઝવેરદાસ શાહ. પ્રકાશક: રા. બાલુભાઈ ફુલચંદ, નડીઆદ મૂલ્ય રૂ. ૦—૬—૦.

દિવ્યજ્યોતિ. લેખક: રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી. પ્રકાશક: રા. સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧—૮—૦.

પાઠમંજરી ભાગ ૧ લો. સંપાદક: રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

નળાખ્યાન નિબંધ અથવા પ્રાચીન ગૌરવ. લેખક: રા. પોપટલાલ પુંજાભાઈ શાહ: પ્રકાશક: રા. દલીચંદ પુંજાભાઈ શાહ, વાંકાનેર

ગાંધી-શિક્ષણ (મહાત્માજીનાજ શબ્દોમાં): ભાગ ૧ (સત્યાગ્રહ); પ્રકાશકઃ રા નગીનદાસ અમુલખરાય. મૂલ્યઃ રૂ. ૦-૫-૦.

સ્વરાજ્યઆશ્રમ (સંવત્-૧૯૭૮-૭૯ ના વર્ષનું નિવેદન-રીપોર્ટ) પ્રકાશકઃ રા. દયાશંકર મણિશંકર ભટ્ટ, સ્વરાજ્યઆશ્રમ, જુવાલડી.

શ્રી કચ્છી દશાઓશવાળ હસ્તપત્રિકાઃ લેખકઃ રા. કૃપાલ શ્યામજી જીવાણી વગેરે. પ્રકાશકઃ રા. કૃપાલ શ્યામજી જીવાણી-શ્રી કચ્છી દશાઓશવાળ જૈન યુવકમંડળના માનદ મંત્રી, મુંબાઇ.

મુંબાઇની કોરપોરેશનના માનવંત સભાસદોને નમ્ર અપીલઃ કર્તા અને પ્રકાશકઃ મુલતાની ટહેલરામ ગીરધારીદાસ શીકારપુરી (સિંધ), મુંબાઇ.

વોટસન મ્યુઝીઅમનો (સને ૧૯૨૨-૨૩ નો) વાર્ષિક રીપોર્ટઃ રાજકોટ.

શ્રી દયાપ્રચારિણી મહાસભાનો ત્રીજા વર્ષનો અહેવાલ. તૈયાર કરી પ્રસિદ્ધ કરનારઃ ઝવેરી રા. મોહનલાલ મગનભાઇ તથા રા. મણિલાલ નથુભાઇ દોશી-ઓનરરી સેક્રેટરીઓ દયાપ્રચારિણી મહાસભા, અમદાવાદ.

શ્રી રણછોડદાસ ચતુર્ભુજ કચ્છી લોહાણા બાલાશ્રમનો (વાર્ષિક રીપોર્ટ) અને હીસાબઃ છપાવી પ્રસિદ્ધ કરનારઃ રા. ભીમજી પ્રેમજી અને રા. ઓધવજી તુલસીદાસ-જોઇન્ટ ઓનરરી સેક્રેટરીઓ. મુંબાઇ.

---




## અસવર્ણ લગ્ન

**ડો. જીવરાજ મહેતા અને કુમારી હંસાબહેન મનુભાઇ**

કપોળ જ્ઞાતિના ડો. જીવરાજ મહેતા અને નાગર જ્ઞાતિનાં હંસાબહેન મનુભાઇનાં લગ્ન ગુજરાતી સાંસ્કારિક પ્રગતિનું એક સીમાચિન્હ છે. સમય એવો આવ્યો છે કે સંસ્કારનાં જે લક્ષણો જુના જમાનામાં ગણાતાં હતાં તે હવે ગણી શકાય નહીં. પહેલાં, વર્ણ પ્રમાણે સંસ્કારની વહેંચણી હતી; સંસ્કારનાં સાધન માત્ર એક કે બેજ વર્ણ પાસે હતાં. વળી તે સમયની પરિસ્થિતિ જોતાં બ્રાહ્મણ-વર્ણની શુદ્ધિ અને સંસ્કાર ઉપર સંસ્કૃતિનો પાયો રહ્યો હતો. આ કે આવાં બીજાં ગમે તે કારણસર આપણી લગ્નપદ્ધતિ બંધાઇ હોય પણ એટલું તો હવે આપણે પ્રમાણિકપણે જીવનમાં કબુલ કરતાં શીખવું જોઇએ કે સંસ્કારનું સાધન નવી કેળવણીની પદ્ધતિઓ છે; તેજ કેળવણીથી સમસંસ્કારિતા મળે છે ને કેળવાય છે, સંસ્કારનો ઇજારો કોઇ એક વર્ણ પાસે રહ્યો નથી; અને સંસ્કારી વ્યક્તિઓ વચ્ચે જેમ લગ્નો વધારે થાય તેમજ આપણા સંસ્કારની તેમજ દેશની પ્રગતિ સાધી શકાય. આ કારણથી સંસ્કારી પણ અસવર્ણ જોડાં વચ્ચે લગ્ન થાય એ દરેક દૃષ્ટિબિંદુએ અમને આવકારદાયક લાગે છે.

આ લગ્નમાં મુખ્ય બાધ એ છે કે આ પ્રતિલોમ લગ્ન છે. પ્રતિલોમ લગ્નનો નિષેધ એ બ્રાહ્મણોની સર્વોપરિતા જાળવવાનું સબલ શસ્ત્ર હતું. અત્યા એ સર્વોપરિતા કૃત્રિમ બંધનોથી સાચવી રાખવાનો પ્રયત્ન કરવો એ હાસ્યજનક લાગે છે. આપણી સામાજિક પ્રણાલિકાઓ ભઠ્ઠીમાં પડી છે; અને તેમાંથી નવી પ્રણાલિકાઓ નીકળશે. આ લગ્ન જુની પ્રણાલિકાઓ બળીને ભસ્મ થવા માંડી છે તેનું એક ચિન્હ દેખાય છે અને એ ચિન્હ શુભ છે એમ અમે માનીએ છીએ. આ લગ્ન એટલુંજ દેખાડી આપે છે કે કાયદાએ સ્વીકારેલો પ્રતિલોમ લગ્નનો નિષેધ વેળાસર નીકળી જવો જોઇએ.

આ ઉપરાંત જુદીજુદી જાતો વચ્ચેનો લગ્ન-વહેવાર એ ગુજરાતી પ્રજાના વિકાસનું એક અગત્યનું પગથીઉં છે; અને જેમજેમ તે વધારે સ્વીકાર્ય થઇ પડે તેમતેમજ એ વિકાસ સાધી શકાય એમ છે.

લોકો બબડશે; પ્રણાલિકાના સંરક્ષકો પોકાર કરી ઉઠશે; અને સમાજનાં ખવાયલાં

ચક્કર બનની મરેનને આ પ્રયાસને કયરી નાંખવા મથો. પણ સમય ઘણો ફરી ગયો છે અને આવા પ્રયાસો કરનારા ખવાયશાં ચક્કરના ઘસારાની બેપરવા સહેલાઈથી રાખી શકશે.

આ સમયમાં વર અને કન્યાએ આ જમાનાની શ્રેષ્ઠ કેળવણી લીધી છે, અને સમાજમા તેઓ કયું સ્થાન ભોગવે છે. બને વ્યક્તિને અમે ગુજરાતના જીવનને સમૃદ્ધ કરનાર તરીકે જાણીએ છીએ અને એમના આ પ્રયોગનું મહત્વ સમજતાં અમને ઘણો આનંદ થાય છે.

## બોરસદનો સત્યાગ્રહ

ગુજરાતે ફરીથી ગાંધીજીની ભૂમિ થવાનો અર્થ સાચવ્યો છે, અને સત્યાગ્રહથી સરકારને સુધારી શકયુ છે બોરસદના લોકોની અવસ્થા, શ નિ ને આગેવાનોએ ખેડાના સત્યાગ્રહનાં સ્મરણો તાજાં કરાવ્યા છે, એટલુંજ નહીં પણ એટલું સ્પષ્ટ પુરવાર કર્યું છે કે આ પ્રમાણેની વ્યવસ્થિત ચળવળ ગુજરાતના જીવનનું એક અંગ બની રહી છે. બોરસદના લોકોને અને એ ચળવળના આગેવાનોને તેમને મળેલા વિજય માટે અમે અભિનંદન આપીએ છીએ.

## ગુજરાતી ચિત્રકારની કદર

ગુજરાત બહાર ગુજરાતીઓના કામની કદર થતી જોઈ તે દરેક ગુજરાતવાસી માટે, અને ખાસ કરીને પ્રાતનો નીરસો, અભિરૂપે વિકાસ ચાહનાર માટે, માન અને હર્ષનો પ્રસંગ બને એ સ્વાભાવિક છે તેવો એક પ્રસંગ ગયે મહીને આપણા જાણીતા ચિત્રકાર રા. રવિશંકર મહાશંકર રાવળના સંબંધમાં બનેલો જાણીને આનંદ થાય છે કલકત્તામા ભરાયલા ચિત્રોના પ્રદર્શનની જાહેર ખબરનાં 'પોસ્ટર' બનાવનાર સમસ્ત હીંદના ચિત્રકારોની હરીફાઈમાં તેમને રૂ. ૩૦૦) નું બીજા નંબરનુ ઇનામ મળ્યુ છે. સ્થાનિક આર્ટ સોસાયટી તરફથી રા રાવળને થોડાં વર્ષ પર ચાંદ મળ્યો ત્યાર પછી તેમની જાહેર કદર થવાનો આ બીજો પ્રસગ છે. આ ઉત્તેજન તેમને પ્રોત્સાહક નીવડે અને ગુજરાતની ચિત્રકળાને તેઓ સવિશેષ વિકસાવે એવી આશા સહિત અમે તેમને આ માન માટે અભિનંદન આપીએ છીએ

## સંગીત અને વિદ્યાપીઠ

'ગુજરાત' ના ભાદ્રપદના અંકમાં 'આધુનિક હીંદુસ્થાની સંગીત' વીગેના લેખના છેલ્લા ભાગમા લેખકે કરેલી ટીકાનો ખુલાસો ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર રા. કિશોરલાલ મશરૂવાલા નીચે પ્રમાણે લખી મોકલે છે –

"આપના છેલ્લા અંકમા સંગીતના લેખમા લેખકે ગુજરાત વિદ્યાપીઠના સંગીતના અભ્યાસક્રમ વીગે ટીકા કરતાં "શરોના તાલ વગાડવા" એવા શબ્દો વીગે ટીકા કરી છે, તે ઉપર મારું ધ્યાન ખેંચવામાં આવ્યુ છે.

એવુ છપાવાની ભુલ થઇ છે ખરી પણ એ ભુલને માટે સગીતમંદિરના નેતાઓનું અધુરું જ્ઞાન જવાબદાર ન હોતાં મારું કાર્યાલય' જવાબદાર છે. એટલો ખુલાસો પ્રગટ કરશો."

# માસિક રોજનીશી

## ડીસેંબર ૧૯૨૩

**તા. ૨ જી**—સુરતમાં મ્યુનીસીપલ કર નહી ભરવા સામે થતી જપ્તીઓ ફરી શરૂ થઇ.

**તા. ૩ જી**—સુરતમાં રા. ચીનાઇના તંત્રીપણા નીચે 'સ્વતંત્ર' નામનું અઠવાડીક શરૂ થયું.

કાળીપરજ કોમના પ્રશ્નો ચર્ચવા જાણીતા સામાજિક કાર્યકર્તાઓની વનિતાવિશ્રામમાં સભા મળી.

**તા. ૪ થી**—મુંબાઈમાં ગોરા અમલદારોના લાભ માટેના રોયલ કમીશનની બેઠક શરૂ થઇ.

અંધકવિ રા. હંસરાજ હરખજીને એક વર્ષની સાદી કેદની સજા થઇ.

**તા. ૫ મી**—જામનગરમાં મુસ્લીમ બાળકોને માટે 'સઇફી ઇન્સ્ટીટયુટ' ખુલ્લું મુકાયું.

બોરસદ તાલુકા પરિષદે વધારાની પોલીસના દંડનો કર નહીં ભરવાની પ્રજાને સલાહ આપી.

**તા. ૮ મી**—મુંબાઇના જુના ગર્વનર સર જ્યોર્જ લોઇડ વીદાય થયા.

**તા. ૯ મી**—રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી મરણ પામ્યા.

**તા. ૧૦ મી**—મુંબાઇના નવા ગવર્નર કર્નલ સર લેસ્લી વીલ્સન આવ્યા.

**તા. ૧૧ મી**—ગુજરાત વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ સૌ. કસ્તુરબાને હાથે થયો.

બોરસદમાં કર નહીં ભરવાના સત્યાગ્રહ સામે જપ્તીઓ શરૂ થઇ.

**તા. ૧૨ મી** ન. ગાયકવાડના કાળીપરજ પ્રતિનિધિમંડળે મુલાકાત લીધી.

**તા. ૧૩ મી**—દાહોદમાં બાલ સેવામંડળનો પહેલો વાર્ષિક મેળાવડો પ્રો. કર્વેના પ્રમુખપદે ઉજવાયો.

**તા. ૧૭ મી**—ગુજરાત વિદ્યાપીઠની વૈજ્ઞાનિક સ્નાતક પરીક્ષાનું પરિણામ જાહેર થયું.

વડોદરામાં હીંદી હુન્નરઉદ્યોગનું પ્રદર્શન ખુલ્લું મુકાયું.

**તા. ૧૮ મી**—૨૧ મો ગાંધી પર્વ મુંબાઇ, અમદાવાદ, સુરત, કરાંચી વગેરે સ્થળે ઉજવાયો.

સૌ. કસ્તુરબાએ મહાત્મા ગાંધીજીની યરોડા જેલમાં મુલાકાત લીધી.

બોરસદ સત્યાગ્રહ સંબંધી મુંબાઇમાં જાહેર સભા થઇ.

વડોદરા રાજ્યે કાળીપરજ સભાઓનો મનાઇહુકમ રદ કરી દારૂનિષેધક સભાઓ, આત્મશુદ્ધિની ચળવળ અને કાળીપરજમાં દેવીદર્શન માટે છુટ આપી.

**તા. ૨૨ મી**—મુંબાઇની મીલ-હડતાળોનો અંત આવ્યો.

સૌ. કસ્તુરબા, રા. વલ્લભભાઇ, રા. મહાદેવભાઇ, રા. દેવીદાસ ગાંધી, અલીબીરાદરો વગેરે ગુજરાતી પ્રતિનિધિઓ મહાસભામાં કોકનાડા જવા મુંબાઈથી વીદાય થયા.

**તા. ૨૫ મી**—મુંબાઇ વનિતાવિશ્રામની ટ્રેનીંગ કોલેજની પરીક્ષાનું પરિણામ જાહેર થયું.

**તા. ૨૭ મી**—મુંબાઇની રાષ્ટ્રીય શાળાના પ્રવાસે નીકળેલા વિદ્યાર્થીઓ યરોડા જેલની યાત્રાએ ગયા.

**તા. ૨૮ મી**—કોકનાડામાં રાષ્ટ્રીય મહાસભાની ૩૮ મી બેઠક શરૂ થઇ.

**તા. ૨૯ મી**—મહાસભાએ રાષ્ટ્રીય કરારનો ઠરાવ સ્વીકાર્યો.

કાઠીઆવાડમાં વાંકાનેર રાજ્યમાં આવતા માસથી પ્રાથમિક કેળવણી ફરજીયાત દાખલ કરવાનો ઠરાવ થયો.



## રાજાધિરાજ

[અનુસંધાન પૃષ્ઠ ૩૨૬ થી]

જોઇ હતી. પણ તેણે આવી સ્ત્રી જોઇ નહોતી. કાકને વિયોગે તેણે આભૂષણો તજ્યાં હતાં. એ શીરાય પતિ માટે ખાસ કંઇ એ કરતી હોય એમ જણાતું નહોતું છતાં એને જોતાં કાક નો વિચાર આવતો ને કાકનો વિચાર કરતાં એ યાદ આવતી: અને કાલે તેણે પોતાના ને ઉદાના પ્રાણ બચાવ્યાને બદલે અજાણ્યા પુરુષો સાથે ગઢમાં આવવાનું પસંદ કર્યું. આ વિચિત્રતા આંબડને સમજાઇ નહીં. આ સ્ત્રી બધાથી કેમ જુદી હતી?

આવા તેણે અનેક વિચારો કર્યા પણ કંઇ આરો આવ્યો નહીં. આખરે તે થાક્યો ત્યારે તેને ક્રોધ આવ્યો. નીચે કંઇ ગડબડ સંભળાઇ એટલે તે બેઠો થઇ ગયો.

"કોણ સોમેશ્વર?"

"ન—ના બાપુ" નેરાનો હાંફતો ને ફફડતો અવાજ આવ્યો "એ તો હું —સોમેશ્વર બારણે રહી ગયા.

"હે! ત્યારે તારી જોડે કોણ છે?" આંબડે બારીમાંથી ઉભા થતાં પૂછ્યું.

"મ—મહારાજ. મ—મ—મારી ઘ—ઘરવાળી" નેરાનો જવાબ આવ્યો.

---

## પ્રકરણ ૫ મું

જેમાં નેરો સોમેશ્વરને બદલે પોતાની ઘરવાળીને સાથે પાછો કેમ ફરે છે તે સમજાય છે

સોમેશ્વર ને નેરો રણવાસના ગઢની નીચે ઉતર્યા ને પાછા ટાંકીમાં બેસી, ખાઇ ઓળંગી ને શહેરમાં ગયા. તેમણે એક બે શેરીઓ વટાવી, ને એક ઓળખીતા વાણીઆની દુકાન આગળ ગયા. સોમેશ્વરે નેરા પાસે ધણીએ બૂમ પડાવી, ને પોતે સાંકળ ખખડાવી પણ તેણે દુકાન ખોલીજ નહીં. થોડેક દૂર એક બીજી દુકાને જઇ તેમણે તે ઉઘડાવવા પ્રયત્ન કર્યો, પણ સફળ થયા નહીં ક્યાં સુધી અંદર સૂનેલાંઓએ કંઇ છાનીમાની વાત કરી, અને આખરે એક બાઇનો અવાજ આવ્યો કે, "એ તો ઘરમાં છે નહીં, ને એકલું માણસ એકલું બારણું કેમ ઉઘાડે?" આખા ગામમાં ત્રાસ વર્તી રહ્યો હતો.

સોમેશ્વરની પાછળ નેરો મૂંગોમૂંગો ચાલતો હતો તેને બીક સખત લાગી હતી. પાટણ કેદ થઇ ગયું અને દુર્લભપાલ નાસી ગયા એટલે તેને કોઇની ઓથ રહી નહોતી. તેણે આ ગામમાં રહી એટલી નફટાઇ કરી હતી, અને લોકોને એના તરફ એટલો તિરસ્કાર હતો કે સવારે જો તે નજરે ચઢે તો તેને કોઇ જીવતો જવા ન દે એ ચોક્કસ હતું એટલે આંબડ ભેગા જોડે ગઢમાં ભરાયા વિના છૂટકો નહોતો એ તો તેને સ્પષ્ટ લાગ્યું.

વખત જતો હતો ને કામ સરતું નહોતું એટલે સોમેશ્વર અધીરો થઇ ગયો. તેનાથી પકડાઇ જવાની બીકે આરા વગામા જવાય એમ નહોતું, અને હવે વગામાં તેનાથી કોઇની મદદ મગાય એમ નહોતું.

"બા—બા—બાપુ!" તેણે ધીમેથી સોમેશ્વરના કાનમાં કહ્યું.

"ત—તમે કહેતા હો ત—ત—તો હું અનાજ પાણી લઇ આવું."

"ક્યાંથી?" જરાક કચવાઇને સોમેશ્વરે પૂછ્યું

"મ-મ-મારું સ-સાસરું અહીંઆં છે." નેરાના ગોળમટોળ મોઢા પર શરમ આવી ગઇ એમ તેના અવાજ પરથી લાગતું હતું. નેરાની બૈરી અને મુન્નીને તેના ભાઇને ત્યાં એકલી આટલામાંજ રહેતી હતી તે તેને ખબર હતી. સોમેશ્વરને આ માણસમાં બીલકુલ વિશ્વાસ નહોતો; પણ અત્યારે ગમે તે ઉપાયે થોડું ઘણું અનાજ પણ મેળવ્યા વિના છુટકો નહોતો.

"આ હા. ત્યારે લાવની."

"આવો ત-ત્યારે" કહી નેરો આગળ ચાલ્યો ને થોડીવારે એક ગરીબ લત્તામાં તેઓ આવી લાગ્યા. નેરાએ એક નાના ઘરના બારણા આગળ જઇ ધીમેથી કહ્યું:

"અલી ઓ—"

કોઇએ જવાબ દીધો નહીં. નેરાએ ફરીથી બુમ પાડી:

"અલી ઓ! એ તો હું."

કોઇએ જવાબ આપ્યો નહીં. નેરાએ ધીમે રહીને કડું ખખડાવ્યું ને પાછું કહ્યું: "એ તો હું."

"મુઆ તું અત્યારે ક્યાંથી?" એક કઠોર અવાજ આવ્યો.

"અરે ઓ! હું મ-મરવા પડયો છું. જો સ-સ-સાંભળ. મ-મારે દાણા જોઇએ છે. પ-પછી હું આવ્યો. જો."

"અત્યારે હું દાણા ક્યાંથી લાઉં!"

"ઘ-ઘરમાં જે હોય તે. જ-જો. હું આંબડ મ-મહેતાનો માનીતો થયો—ને બ-ભટ થયો.—ને ત-ત-તું મને આમ કરેછે?" કહી નેરાએ રડવા જેવો અવાજ કાઢયો.

"ખોટો ઢોંગ કરે છે?"

"ર-ર-રેવા આના-અલી હાં" કહી નેરાએ ધ્રુસકાં ખાવા માંડયાં. "જો તને સોનાનો દ-દોરો આપું" કહી તેણે સોમેશ્વરના કાનમાં કહ્યું: "બ-બાપુ! ત-તમારો દોરો આપો તો. એ ક-ક-કાચી નથી. એમ નહીં માને."

"સોનાનો દોરો ક્યાંથી લાવવાનો હતો!"

"આ રહ્યો. જ-જો તો ખરી" કહી નેરાએ બારણા સાથે દોરો લટકતો રાખી રોકયો.

નેરાની અર્ધાંગનાને કૈં ખાત્રી થઇ હતી. તેણે દીવો સતેજ કરી બારણાની તડમાંથી જોવા માંડયું, ને બે જણને જોઇ પુછયું: "બીજું કોણ છે?"

"એ તો મ-મારો દોસ્ત છે."

સોમેશ્વરને આ ચીબાવલાને એક થપ્પડ મારવાનું મન થયું, પણ કેમે કરી મન વાર્યું.

"દોરો લાવ જોઉં."

"ઉંહું. પહેલાં દ-દાણા આપ."

નેરાની સ્ત્રીના હૃદયમાં કૈં વિશ્વાસ આવ્યો ને તેણે બારણું ઉઘાડયું. "અંદર આવતા રહો."

નેરો ને સોમેશ્વર અંદર પેઠા. સોમેશ્વરને જોતાં વેંત સ્ત્રીએ જોયો કે તેણે આધું ઓઢયું. "પધારો બાપુ!" તેણે કહ્યું ને તે ઉભી થઇ ગઇ.

"મને ઓળખે છે?" સોમેશ્વરે પુછયું.

"કેમ નહીં. મારો ભઇ તો તમારો ઘાંચી બાપુ!— તમે ક્યાંથી?"

"પ-પરદેશમાં કેમ પ-પરણી જવાય છે?" નેરાએ પોતાનો બચાવ રજુ કર્યો, પણ તે કોઇએ સાંભળ્યો નહીં.

"કોણ તું પાંચાની બહેન! આવ ત્યારે જલદી કર. તારે ત્યાં જેટલું અનાજ હોય એટલું લાવ, ને મારો દોરો ને આ વીંટી બે વાનાં બે."

"પણ બાપુ, અત્યારે તમે" ને પોતાના પતિ સામે જોઇ કહ્યું: "ને આની સાથે."

"જો અમે બધા ગઢમાં ભરાઈ બેઠા છીએ. ને ત્યાં પુરતું અનાજ છે નહીં. ને અત્યારે કોઈ કણીઓ દુકાન ખોલતો નથી."

"હાય હાય! તમારા મા બાપુ છે?" ધાયણે કહ્યું.

"ના. તેને કોઈ છોડવાનું નથી. પણ મંજરીબા ને ભટરાજનાં છોકરા અમારી સાથે છે. ને અમે છીએ ચાર. પાટણથી લશ્કર આવે ત્યાં સુધી અનાજ પહોંચવું જોઈએ ને"

"મંજરી બા!" ધાયણે માનભેર કહ્યું. અને તેની નજર આગમ દૂરથી દીઠી એક ઉંચી ને ગોરી ગમર જોઈ આ આવી

સોમેશ્વરને એક વિચાર આવ્યો

"જો, મંજરીબા એકલા છે. તું અમારી સાથે આવે છે? થોડા દહાડામાં પાટણથી લશ્કર આવશે ને અમને છોડવશે?"

ધાયણે બબરી નેન તરફ જોયું. સોમેશ્વર તે નજરનો અર્થ સમજ્યો.

"હું છું, આંબડ મહેતા નવા દુર્ગપાલ છે, દેવનાયક છે, ને એક બીજો બ્રાહ્મણ છે. તારે ગભરાવાનું કારણ નથી."

"પણ પાટણથી લશ્કર ન આવે તો?"

"જે અમારી વલે તે તારી વલે. અને બાની તહેનાતમાં અમે મરીશું તો તું પણ મરજે."

એક પળવાર ધાયણના મગજમાં ખેંચતાણ થઈ. મંજરીબાની તહેનાતમાં રહેવું. મોટા મોટા દુર્ગપાલો સાથે ગઢમાં ભરાઈ બેસવું, ને પાટણથી લશ્કર આવે ત્યારે વાજતે ગાજતે પાછા આવવું! ધાયણના શુદ્ર જીવનમાં આ બનતાબનવું, ભવિષ્ય તો સ્વપ્ન જેવું લાગ્યું.

"પ–પણ ક–ક–કાક ભટરાજ વ–વ–બધા છે તે ક–કંઈ છોડ્યા વિના રહેવાના હતા." નેરાએ અર્ધાંગનાના સોબતની લાલચે આજ્ઞા આપી.

ધાંચણે વિચાર કર્યો: કાકભટ છોડવવાના જરૂર! ને મંજરીબાની તહેનાતમાં! તેના મોઢામાં પાણી આવ્યું.

"ચાલો! હું આવું" ને ધીમે રહીને ઉમેર્યું, 'પેલો દોરો લાવોની' કહી તેણે દોરો લીધો ને અંદરના ખડમાં જઈ તેને ક્યાંય સતાડી આવી થોડીવારે તેણે આખા વર્ષનું અનાજ કાઢ્યું ને ત્રણેથી ઉંચકાય એટલા પોટલા બાંધ્યાં. નેરાની ધણીઆણી મજબુત હતી ને નાનપણથી મજુરી કરતી હતી એટલે સહેલાઈથી તેણે ઘણો મોટો બોજ ઉપાડ્યો.

ત્રણે જણાએ અનાજ બહાર કાઢ્યું ધાયણે બારણું બંધ કરી કુચી બારણાં નીચે સેરવી દીધી અને ત્રણે જણા ગઢ તરફ ચાલ્યાં.

તેઓ આખરે બાઈ આગળ આવી પહોંચ્યાં એટલામાં પાછળથી પાંચ સાત માણસનો પગરવ સંભળાયો. સોમેશ્વર અટક્યો. ત્રણે જણાની બાપ પર ભાર હતો.

"નેરા!" સોમેશ્વરે સાવચેતી વાપરી. કહ્યું. "તું ને તારી બૈરી પેલી કોટડીમાં ભાર મુકી, પછી મારો બોજો લઈ જજે. હું અહીંઆંજ નાખું છું. વખત છે ને કોઈ આવે તો હું રોકી રાખીશ."

આવનાર પાસે આવ્યા ને ખખડાટ પરથી લાગતું હતું કે તેમની પાસે શસ્ત્ર છે

"કોણ છે?" તેમનામાંથી એક જણે બુમ પાડી. સોમેશ્વરે જવાબ આપ્યો નહીં તેણે પાછળ જોયું તો નેરા ને તેની બૈરી કોટડીમાં પોતાનો સામાન નાંખતાં હતાં.

જવાબ મળ્યો નહીં એટલે આવનારામાં-ના એક જણે ચકમક કાઢી કાકડો ચેતાવવાની તજવીજ કરી. સોમેશ્વરે જોયું કે કાકડો ચેતશે તો બાર વાગશે. હોડી માત્ર દશ ડગલાં-જ પાછળ હતી એટલે તે એક ફલંગમાં ત્યાં પહોંચ્યો ને નેરાના કાનમાં કહ્યું:

"નેરા! આ ગઢની બારીની કુંચી. એકદમ અનાજ લઇ તમે ઉપર જાઓ એટલે હું આ લોકોને રોકું છું. નહીં તો ઉપર દાણા વિના બધાં રહેશે." કહી તેણે હોડીને ધક્કો માર્યો, અને નેરાએ પણ સમયસૂચકતા સ્ફુરવા-થી વાંસડો લઇ હોડી હંકારી.

સોમેશ્વર કુદીને આગળ આવ્યો, અને ગાઢ અંધકારમાં કાકડો ચેત્યાથી સામા આવનાર અંજાઇ ગયા હતા તેનો લાભ લઇ તરવાર કાઢી આડો ઉભો રહ્યો.

"કોણ છો?" સોમેશ્વરે રોફથી પુછ્યું. "અત્યારે શું કરો છો?" સામા આવનાર પાંચ પરગામીઓ હતા પણ તે માત્ર યાત્રાળુ-ઓ નહોતા એમ તેમનાં શસ્ત્રો ઉપરથી દેખાઇ આવતું હતું.

"તું કોણ છે? ને પેલાં બે ગઢમાં કોણ જાય છે?"

"તેની તમારે શી પંચાત? રેવાભાઇની આજ્ઞા છે." સોમેશ્વરે કહ્યું.

પણ તેનું જુઠાણું ચાલ્યું નહીં. એક પાછળ ઉભેલા માણસે પાસે આવીને કહ્યું: "અરે આ તો કાકભટનો સોમેશ્વર—કાલ્લેદાર! પકડો એને."

"પણ તમે કોણ છો? મને તમે પકડ-નાર કોણ? હીમતથી વખત ગુમાવવા સોમેશ્વરે પુછ્યું "જવાબ દો."

"અરે પણ પેલા જાય છે તેને પકડીએ" કહી એક આગળ દોડવા ગયો.

"ખબરદાર!" સોમેશ્વર આડો ઉભો રહ્યો. "તું કોણ છે તે કહ્યા વગર આગળ જવાનું નથી."

"પકડો એને" એક જણે કહ્યું ને બીજો આગળ ધસ્યો.

"મને પકડવું સહેલું નથી." કહી સોમેશ્વરે ધસારો કર્યો એટલે પેલા લોકોએ પાછા હઠી તરવાર કાઢવા માંડી.

હલેસાંના અવાજથી સોમેશ્વરને લાગ્યું કે હોડી ઝપાટાબંધ ખાઇની પેલે પાર જતી હતી. તે પાંચેની આડે ઉભો રહ્યો; અને પરગામી સૈનિકો તેના પર તુટી પડ્યા. આ સૈનિકો અનુભવી લડવૈયાઓ નહોતા એટલે ક્યાં સુધી તો તેમને રોકવા સોમેશ્વરને સહેલ થઇ પડ્યું. થોડી વારે હોડી પેલે પાર પહોંચ્યા-નો અવાજ આવ્યો, અને નેરા ને તેની સ્ત્રી દાણાની ગુણો ઉપાડતાં સંભળાયાં. સોમેશ્વરને લાગ્યું કે હવે તે જો ખાઇમાં પડે તો સહેલાઇથી તરીને પાર જાય; એટલે તેણે ધીમેધીમે પાછા હઠવા માંડ્યું.

અખાત્રીજના જુવાળનાં પાણી ફરી વળ્યાં હતાં એટલે ખાઇની ધેડે દૂર સુધી ભોંય ભીની ને લપસણી થઇ ગઇ હતી. સોમેશ્વર આ ભાન ભુલી ગયો, અને પાછા હઠતાં તેનો પગ ચુક્યો, ને તે સરી પડ્યો. પેલા સૈનિકો એકદમ તેના પર પડ્યા ને તેને પકડી લીધો.

સોમેશ્વરે કાન દીધા તો નેરા ને તેની સ્ત્રી ઝપાટાબંધ ઉપર ચઢતાં સંભળાતાં હતાં.

"હવે પેલા પાછળ કેમ જવાય!" પેલા પરગામી સૈનિકમાંના એકે કહ્યું.

"અત્યારે હવે કેમ જવાય! સવારે થઇ રહેશે. આનેજ પકડી જઇએ" કહી બે જણા સોમેશ્વરનો હાથ પકડી તેને લઇ જવા લાગ્યા.

સોમેશ્વરે જોયું કે હાલ તુરત મઠમાં જવાનાં ફાંફાં મારવાં નકામાં હતાં; એટલે તે મુંગોમુંગો ચાલવા માંડયો. પેલા લોકોએ પણ ધીમેથી નદી તરફનો રસ્તો લીધો

સોમેશ્વરને લાગ્યું કે જો આ યોદ્ધા દેવપાલ પાસે તેને લઇ જશે તો તે જરુર તેને દેહાંત શિક્ષા કરશે; એટલે કોઇ પણ પ્રકારે નાઠા વગર તો છુટકોજ નહોતો. એટલામાં નદીની ધસ પર તેઓ આવી લાગ્યા સોમેશ્વરે નદી સામે જોયું ને એક વિચાર સ્ફુર્યો. તેણે એક અણધારેલે આંચકે પેલાઓના હાથ છોડવ્યા; ને તેને પકડનારા ધારે તે પહેલાં તેણે નદીમાં ઝંપલાવ્યુ

પેલા સૈનિકો પહેલાં તો જરા વિચારમાં પડયા; અને આખરે બે જણે હથીઆર કાઢી સોમેશ્વરની પાછળ પડતું મુકવા નિશ્ચય કર્યો પણ આ નદીથી તેઓ અપરિચિત હતા રાત અંધારી હતી, ચુવાળના પાણી સાગરની માફક ઘુઘવતાં હતાં, એટલે તેમનો નિશ્ચય પણ ભાંગી ગયો, અને શરમીંદા પડી તેઓ પોતાને રસ્તે ગયા.

સોમેશ્વર પહેલાં તો કોઇ પાછળ પડે તો તેને ચુકાવવા ઝપાટાબંધ દૂર ગયો. કયા સુધી ગયા પછી જ્યારે તેને ખાત્રી થઇ કે તેની પાછળ કોઇ આવતું નહોતું ત્યારે તેણે કાંઠા તરફ તરવા માંડયું. પણ તેનો સીતારો આજે પાધરો નહોતો. ઉજાગરા અને લડવાથી તે થાકી ગયો હતો એટલે તરતા તેને પગે આંકડી આવી તે મહામુશ્કેલીએ તરી શકયો, અને કેટલોક વખત તો ચત્તો પડી રહી નદીના પ્રવાહની ઇચ્છાનુસાર તણાતો ગયો. પાણી ઓસરતાં હતાં એટલે તે ભૃગુકચ્છથી દૂર તણાયો.

એટલામાં એને હોડી આવતી સંભળાઇ તેણે ધ્યાનથી સાંભળ્યુ તો રતોવાઇ ભૃગુકચ્છથી ભાગી જતા જાત્રાળુઓની તે હોડી હતી. બીજો કોઇ રસ્તો ન સુઝવાથી તેણે હોડીવાળાને હોકારો કર્યો, અને હોડીવાળાએ દયા લાવી તેને હોડીમાં લીધો.

હોડી લખીગામ જતી હતી સોમેશ્વરે વિચાર કર્યો કે પાછા ભૃગુકચ્છ જઇ મઠમાં જવાનો ઇરાદો રાખવો એ મુર્ખાઇ હતી તેના કરતાં હોડીમાં લખીગામ જઇ, ખંભાત ઓળગી આ રમખાણની ખબર કાકને શા સારુ ન આપવી?

આ રસ્તો તેને ડહાપણભરેલો લાગ્યો, એટલે તેણે મુગે મોઢે રાત હોડીમાંજ ગાળી; અને આંબડના સંરક્ષણ નીચે મંજરીનું શું થશે એ વીમાસણમાં તેની રાત વીતી

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં

# મોના વાના



[અનુસંધાન પૃષ્ઠ ૩૩૨ થી]

ટ્રીવુલ્ઝીઓ

કેટલીક વખતે ભમાવનારી હતી પણ તેનું કૈં નહીં.

બે કે ત્રણ વાર મળી ગએલી ફતેહોથી ફુલાઇ ગએલો વેન્ધો પોતાના ઉપરી સત્તાધારીને ગણકારે નહીં એ બેખબરથી વખતથી મારે ચેતતા રહેવાનું હતું. એ વખત આખરે ચુકવાનું આજે જણાઇ ગયું. ફ્લોરેન્સના લોકો તમારી પર આફરીન છે અમારે એ ભાગ્યાજ લોકોની જોઇએ. તે વખતે તેઓ ગુસ્સે થાય પણ તેમના ભયંકર કૃત્યોની સામે થતાં તો તેઓએ અમને નીમ્યા છે અને મને લાગ્યું કે તેઓના હૃદયદેવનો નાશ કરવાની ઘડી આવી પહોંચી છે. મેં ફ્લોરેન્સને ચેતાવ્યું. મારા જુદાપણાનો અર્થ તેને સમજાયો.

પ્રીન્ઝીવેલી

તમારા બેશરમ કાગળો પહેલા એ ઘડી આવી નહોતી અને ફરી આવતજ નહીં

ટ્રીવુલ્ઝીઓ

ન કેમ આવે! – જે આવે એ બસ હતું

પ્રીન્ઝીવેલી

એટલે! ખાલી વહેમ પરથીજ નિર્દોષ માણસને રહેંસી નાંખશો! જે આફત આવે પણ નહીં તેની બીકે એનો જીવ નઠોરપણે લેશો!

ટ્રીવુલ્ઝીઓ

ફ્લોરેન્સની સહીસલામતી આગળ એનો જીવ શી વીસાતમાં છે?

પ્રીન્ઝીવેલી

તમને ત્યારે ફ્લોરેન્સના ભાગ્યમાં, તેના પરાક્રમમાં, તેના હયાત રહેવામાં શ્રદ્ધા છે? ત્યારે તો એ મારી સમજમાં ન આવી શકે એવી ચીજ હશે!

ટ્રીવુલ્ઝીઓ

હા, મને માત્ર તેની પરજ શ્રદ્ધા છે, બીજું મારે મન કૈં નથી

પ્રીન્ઝીવેલી

હોય, એમ પણ હોય ..અને તમે શ્રદ્ધાળુ છો એટલે સાચા છો ..મારે વતન નથી માટે વખતેવખતે મને લાગી આવે છે પણ મારી પાસે એવું છ જે તમને કદી નહીં મળે, જે મારા જેટલું કોઇને કદી નહીં હોય ..એથી બધો ખમી રહું છું. હવે જાઓ. આપણે છુટા પડીએ. આ બધા ઉખાણા ઉકેલવાનો આપણને વખત નથી... આપણી વચ્ચે છેટું ઘણું છે, અને છતાં કેટલીક બાબતોમાં આપણી વચ્ચે જુદાઇ નથી એમ કહીએ તોએ ચાલે દરેક માણસને પોતાનું ભાવિ હોય છે ..કેટલાક ભાવનાને પૂજે છે અને બીજા વાસનાને. તમે તમારી ભાવના અને હું મારી વાસના બદલી શકીએ એ મુશ્કેલ છે. સલામ, ટ્રીવુલ્ઝીઓ. આપણા માર્ગો જુદા છે. લાવો તમારો હાથ.

ટ્રીવુલ્ઝીઓ

હમણાં નહીં, ક્યામતને દહાડે વાત

પ્રીન્ઝીવેલી

તે ભલે. આજે તમે હાર્યા છો, કાલે જીતશો...[સાદ પાડે છે. 'વેડીઓ'! વેડીઓ આવે છે.]

વેડીઓ

સાહેબ! આ શું! તમને ઘા પડ્યો! લોહી તો વહ્યું જાય છે.

મીન્ઝીવલી

ફીકર નહીં–બે પહેરગીરને બોલાવ. આ ...ત્રુસ તેમને સોંપી દે. પણ જોજે તેઓ ...ને ઇજા કરે નહીં...એ એવો શત્રુ છે કે ...ને માટે મને ચાહના છે. કોઇ, એને જુએ ...હીં એવી કોઇક એકાંત જગ્યાએ એને ...ખો...એની સહીસલામતી માટે એઓ ...ખબરદાર રહેશે. મારો હુકમ મળ્યે એને ...ટો કરવો.

[ દીવુલ્ઝીઓને દોરતો વડીઓ જાય છે. મીન્ઝીવલી અરીસા આગળ ઊભો રહીને ઘા તપાસે છે.]

મીન્ઝીવલી

બહુ ઊંડો નથી. પણ મોંકાપરજ પડ્યો . કોને ખબર કે એવો નબળો અને ફીકરો ...ત્રુસ... [ વેડીઓ આવે છે ] મેં કયા ...માણે થઇ ગયું ?

વેડીઓ

હા. સાહેબ, આ તો સત્યાનાશની શરૂઆ...

મીન્ઝીવલી

સત્યાનાશ !...અરે, આખર ઘડી સુધી ...રોજ આમ થાય તો કેવું સારું !... ...ત્યાનાશ ! વેડીઓ,... શા માટે ? આજ ...ધી દુનીઆમાં વેરની વાજબી વસુલાતે ...રા સમું સુખ કોઇને આપ્યું નથી. હું ...સ્પનાં જોતાં શીખ્યો ત્યારથી તે સુખનાં ...સ્પનાં મને આવતાં...એને માટે મેં રાહ ...ઇ છે અને બંદગી કરી છે ! મને ...ટકારવામાં મેં કશાને ગુનો ગણ્યો હોત ...હીં, કારણ કે તે મારું હતું. હું તેનો ...લીક હતો, અને મને તે મળવું જોઇએ; ...ને હવે અત્યારે મારો મદ ન્યાય અને ...પી પ્રેરાઇ તેનાં રુપેરી કિરણો પર તે મને ...ારે છે. તું તેને નાશ કહે છે !—અરે, ભાવહીન હૃદયનાં દીન મનુષ્યો !—પ્રેમ વિનાનાં પામર મનુષ્યો !—તમને ખબર નથી. આ ક્ષણે મારું નસીબ આસમાનમાં તોળાઇ રહ્યું છે. અને તેઓ મને સેંકડો પ્રણયીઓનો હીસ્સો, હજારો આનંદોનો હીસ્સો આપી રહ્યા છે !—અહા, હું તે જાણું છું !—કોઇ મહા આપદ કે વિજય માટે વરાએલા પોતાને જીવનના ઉંચામાં ઉંચા શિખરે જુએ—જ્યાં સર્વ કોઇના તેઓ માલેક હોય છે અને તેમને આધીન બધું હોય છે અને તેઓના સ્પર્શે તે ધરાય છે એ ક્ષણ અત્યારે મને આવી મળી છે !—અને બાકી બીજાની અને આગળ શું બનશે તેની શી પરવા છે !...આ આનંદસમાધિ મનુષ્યને બહુ ભારે પડે છે અને એના સાધકને એ કચડી નાખે છે !...

વેડીઓ

[ રાજુનો પાટો લઇ તેની પાસે આવતાં ] લોહી હજુ વહે છે; હું પાટો બાંધી દઉં ?

મીન્ઝીવલી

હા, બાંધવો પડશે...પણ જોજે, પાટાથી મારી આંખ ઢંકાઇ જાય નહીં. [ આરસામાં જોઇને ] અરે, પ્રિયતમાને આનંદથી સત્કારે એવા આશકને બદલે શબવૈદની છરીથી ડરતા આજારી જેવો હું વધારે લાગું છું !... [ પાટો ખસેડે છે ] અને તું ? વેડીઓ, બીચારા વેડીઓ, તારું શું થશે ?

વેડીઓ

સાહેબ, તમે જશો ત્યાં હું પણ આવીશ.

મીન્ઝીવલી

ના, તારે આમાં જવું. હું કેવી જાઉં. શું થશે તેની કોને ખબર !...તું નાસી છૂટ: કોઇ તારી પાછળ પડશે નહીં. પણ જો તું તારા સરદારની સાથે રહ્યો તો...આ પેટીમાં સોના મહોરો છે: તે લઇ લે. તે બધું તારું હવે,...

મારે નહીં જોઈએ... માલના ગાડા તૈયાર છે?
ને ટોળાં એકઠાં કર્યાં?

વેડીઓ

તંબુની સામે તે ખડાં છે.

પ્રીન્ઝીવેલી

ઠીક. હું નીચાની કરું ત્યારે, મે કહ્યું છે તે તારે કરવું. [દૂરથી બંદુકનો અવાજ સંભળાય છે] એ શું છે?

વેડીઓ

સીમાડા તરફ બંદુક ફુટી છે.

પ્રીન્ઝીવેલી

હુકમ કોણે આપ્યો?...કંઈ ભુલ થઈ લાગે છે...એના તરફ બંદુક ફોડી હોય.. તેં કહ્યું નહોતું?...

વેડીઓ

કહ્યું 'તું. એ બને નહીં મે થોડા પહેરગીર ત્યાં રાખ્યા છે. એ આવશે કે તરતજ તેઓ એને તમારી પાસે લઈ આવશે

પ્રીન્ઝીવેલી

જા, જો.

[વેડીઓ જાય છે]

[થોડી વાર પ્રીન્ઝીવેલી એકલો રહે છે વેડીઓ પાછો આવે છે બારણો પડદો ખસેડે છે, અને ગણગણે છે: 'સાહેબ,' તે જતો રહે છે અને લાંબા ઝબ્બામાં સજ્જ મોના વાના આવે છે અને ઉંબરા આગળ અટકે છે પ્રીન્ઝીવેલી કંપે છે અને તેની તરફ જવા માંડે છે.]

વાના

[મુંઝવાતે સાદે] તમારા ફરમાન મુજબ હું હાજર છું.

પ્રીન્ઝીવેલી

તમારા ઝબ્બામાંથી લોહી વહે છે; ઘા વાગ્યો છે!

વાના

ગોળો મારા ખભાને અડક્યો......

પ્રીન્ઝીવેલી

હેં! ક્યારે? ગજબ . ...

વાના

આ છાવણી તરફ આવતાં.

પ્રીન્ઝીવેલી

બંદુક ફોડી કોણે?

વાના

કોણ જાણે. ફેંકનારો નાસી ગયો.

પ્રીન્ઝીવેલી

તમને વેદના થતી હશે.

વાના

ના.

પ્રીન્ઝીવેલી

ત્યારે પાટા બંધાવી લઈએ?

વાના

નારે, એવું કંઈ નથી

[થોડી વાર કોઈ બોલતુ નથી]

પ્રીન્ઝીવેલી

તમે નિશ્ચય કર્યો છે?

વાના

હા.

પ્રીન્ઝીવેલી

શરતો ફરી યાદ આપું!

વાના

જરૂર નથી.

પ્રીન્ઝીવેલી

તમને વસમું તો નથી લાગતું!...

વાના

વસમું લગાડયા વિના મારે આવવું એવી શરત હતી!

પ્રીન્ઝીવેલી

તમારા પતિએ હા કહી?

વાના

હા.

પ્રીન્ઝીવેલી

વિચાર ફેરવવો હોય તો હજુ વખત છે.

વાના

ના.

પ્રીન્ઝીવેલી

પણ શા માટે તમે આમ કરો છો!

વાના

લોકો પણ ભુખે મરે છે, અને કાલે તેમને વધારે ઘોર મોતે મરવાનો વખત આવત તેથી.

પ્રીન્ઝીવેલી

બીજુ કે કારણ નથી?

વાના

બીજાં શા હોય!

પ્રીન્ઝીવિલી

ઉંચા ટસ્કન ઘઉંથી ભરેલાં બસો ગા
છે; સીએનાની ચંદી, ફળ અને આસવ
ભરેલાં બીજાં બસો. જર્મન દારૂથી ભરે
ત્રીસ અને પંદર નાનાં ગાડાં દારૂગોળાથ
ભરેલાં છે; અને સાથે છસો બળદ, ઘં
આઠસો ઘેટાં છે. પીસા તરફ ઉપડી જ
માટે તમારા હુકમની એ રાહ જુએ છે, તેમ
ઉપડતાં...તમારે જોવાં છે!

વાના

પ્રીન્ઝીવેલી

પડદો બંધ કરીએ ત્યારે; અને તમારો હાથ લાવો. હમણાં હવા ખુશનુમા છે, પણ મેદાનથી ઠંડી પડશે. તમારી પાસે હથીઆર કે ઝેર તો છુપાવેલાં નથી ને?

વાના

મારી પાસે માત્ર આ ચાખડી અને ઝભ્ભો જ છે...તમને બીક રહેતી હોય તો જડતી લ્યો.

પ્રીન્ઝીવેલી

મને ભય છે તે મારે માટે નહીં, પણ તમારે માટે...

વાના

હું તો મારી પ્રજાની સલામતીને ખાતર જ આવી છું

પ્રીન્ઝીવેલી

એ બરાબર છે...આવો, અહીં બેસો એ મારો પલંગ છે, ખડબચડો અને કઠણ. ઘાસ જેટલો સાંકડો, અને તમારે માટે જરાય લાયક નહીં. અહીં આ વાઘના ચામડા પર બેસો. તેણે અગ્નિનો મૃદુ સ્પર્શ કદી અનુભવ્યો નથી...આ સુંવાળાં રુંવાં તમારા પગ આગળ રાખો...વિજયની રાતે એક આફ્રિકન નરેશે અર્પણ કરેલી એ રીંછની રુંવાંટી છે

[વાના અનીચ્છાએ બરાબર શરીરને લઈ લે છે]

પ્રીન્ઝીવેલી

બત્તીનું તેજ તમારી આંખો ઉપર પડે છે; એ ખસેડી લઉં?

વાના

ફીકર નહીં...

પ્રીન્ઝીવેલી

[ખીંટીના પાસે આગળ ઘૂંટણીએ પડીને અને વાનાનો હાથ પકડીને]

ગીઓવાના!...[વાના આશ્ચર્યમાં ચમકે છે અને તેના સામે જુએ છે] ઓહ! વાના, મારી વાના,...કારણ કે હું પણ તને એમજ કહેતો...હવે તારું નામ બોલતાં હું કંપું છું...એ મારું અંતર છે મારું સર્વસ્વ છે... એના એકેએક અક્ષરમાં મારું જીવન રહેલું છે અને હું તેમને ઉચ્ચારું છું ત્યારે મારામાંથી મારું જીવન વહી જતું અનુભવું છું... આટલો બધો સમય અફળ આહ્વાન કરતી પ્રિયતમાની સમક્ષ એકજ વાર બોલવા કોઈ તલસે એવા પ્રેમના મહાશબ્દ સમું તેને હું રોજરોજ દર ઘડીએ બોલતો...અને ચિરવાંછિત હશે એવી ઉંડી તાલાવેલીથી એ ઉચ્ચારાતું કે તેમાં રહેલાં પ્રેમ અને દર્દ મહેનુભ સાંભળે તો એમાં મેં મુકેલો સઘળો અર્થ અને આદર આજ મારું સામર્થ્ય હરી લે છે અને મારો સ્વર ગુંગળાવે છે...

વાના

તમે કોણ છો?

પ્રીન્ઝીવેલી

તું મને નથી ઓળખતી? હું કે સ્મરણમાં જ્નમવનો નથી? ..નહીં, તારે ન હું કે નથી... પોતાના જીવનનું સત્ય હતું ન પ પ્રતિ નીહાળી રહેલા કોઈ અધમ પામર

વાના

તમે મને ઓળખો છો ત્યારે?...તમે કોણ છો?...

પ્રીન્ઝીવેલી

પોતાના આનંદ અને જીવનના તારા પ્રતિ જોતો હોય તેમ તારી તરફ જોઈ રહેલા મનુષ્યની તને યાદ નથી!

વાના

ના...મારા માન્યામાં તો નથી આવતું કે......

### પ્રીન્ઝીવેલી

ગીડાને.

### વાના

[ હાથ તરછોડતાં ] મારો હાથ પકડો નહીં. મારે ગેરસમજ દૂર કરવી જોઈએ. ગીડાએ મારો હાથ સ્વીકાર્યો ત્યારે હું એકલી અને ગરીબ હતી; અને એકલી અને ગરીબ અબળા રૂપાળી હોય, પ્રપંચ અને જુઠાણાને ધિક્કારતી હોય તો તરત તેની નિંદા થવા માંડે છે...ગીડાએ આવી નિંદાને ગણકારી નહીં; તેને મારામાં શ્રદ્ધા હતી અને તેની શ્રદ્ધા મને પ્રિય બની. તેણે મને સુખી કરી. કૈં નહીં તો માનવજીવન પર દેખાતાં અસ્પષ્ટ અને અદ્દભુત સ્વપ્નાં ત્યાગતાં મળે એટલું સુખ તેણે મને આપ્યું. તમે તમારા પ્રેમને કલ્પો છો એથી ઓછા અદ્દભુત પ્રેમે આજ હું ગીડાને ચાહું છું. પણ મારો પ્રેમ વધારે દૃઢ, વધારે શાંત, વધારે વફાદાર અને વધારે ચોક્કસ છે...નસીબે મને આપેલો એ પ્રેમ છે. ઉઘાડી આંખે મેં તે સ્વીકાર્યો છે. બીજો મને ખપે નહીં; અને તેને કોઈ ખંડિત કરે તો તે 'કોઈ' હું નહીં હોઉં...તમે હવે જાણ્યું હશે કે તમે મારું કહેવું પહેલાં બરાબર સમજ્યા નહોતા. મેં માનેલી તમારી ભુલ તમને સમજાવવા મેં પ્રયત્ન કર્યો ત્યારે હું તમારે વીશે કે આપણે વીશે નહોતી બોલતી: જે પ્રેમનું એક કિરણ પહેલવહેલાં પ્રભાતે અંતરમાં ઉતરે છે તેને નામે હું બોલતી હતી: પ્રેમ જેની દયાતી છે, પણ જે કદાચ મારો કે તમારો નથી: કારણ કે આવો પ્રેમ કરે એવું તમે કર્યું નથી.

### પ્રીન્ઝીવેલી

વાના, તમે મને કે મારા એ પ્રેમને અન્યાય આપો છો. આ સુખી ક્ષણ લાવવા માટે તેણે શું કર્યું છે, શું સહ્યું છે એની અધુરી માહીતીથી તમે તેને તોળો છો...તમે અત્યારે મારા તંબુમાં છો અને મારી દયાને આધીન છો. એક શબ્દના ઉચ્ચારથી અને હાથ લંબાવવાથી સામાન્ય પ્રણયી માગે એ બધું મને મળી શકે એમ છે. પણ તમે અને હું જાણીએ છીએ તેમ મારો પ્રેમ બીજી વસ્તુઓ માટે તલસે છે; એટલા માટે મારાથી નિઃશંક થવા તમને કહું છું....તમને મારામાં વિશ્વાસ હશે એમ ધારી મેં તમારો હાથ પકડ્યો હતો...ફરીથી હું તેને અડકીશ નહીં, મારા હોઠ તેને ચુમશે નહીં. પણ વાના, આપણે છેલ્લીવારનાં છુટાં પડીએ ત્યાર પહેલાં કેવા પ્રકારનો મારો પ્રેમ હતો તે જાણી લેજો; બીજો આરો નહોય ત્યારેજ તે અટકતો.

### વાના

આરો ન હોય ત્યારેજ અટકતો—એજ મને શંકા ઉપજાવે છે...હું અલૌકિક કસોટીની કે ભયંકર અડચણોની સાબીતી નથી માગતી... તમારા અને મારા સુખને માટે હજુ હું શંકા લાવવાનો પ્રયત્ન કરું...તમારા સભા પ્રબળ પ્રેમમાં તદ્દન ભાવહીન અબળાનુંય અંતર વલોવ્યા વિના રહે નહીં એવું કૈંક પવિત્ર છે...અને એટલા માટેજ હું તમે શું કર્યું છે તેની બારીક તપાસ કરું છું અને વિધિના સ્મિતથી ક્વચિત્ ભાગ્યશાળી આ માનવ ઊર્મિની અસર નહીં જણાય તો હું બહુ સુખી થઈશ...આ તંબુ નીચે એ ઘડી મને લાવવા માટે તમે મુર્ખાઈથી તમારું ભવિષ્ય, તમારી કીર્તિ અને આ દુનીઆમાંનું તમારું સર્વસ્વ—

-વણુસાડયું છે. તે યાદ આવે છે ત્યારે મારે પરાણે સ્વીકારવું પડે છે કે કદાચ તમારા કહેવા પ્રમાણે તમારો પ્રેમ...

પ્રીન્ઝીવેલી

આ છેલ્લા કામમાં કશુંય સાબીત થતુ નથી...

વાના

કેવી રીતે?......

પ્રીન્ઝીવેલી

તમને અહીં બોલાવવામાં—તમારે નામે પીસાને રક્ષવામાં મેં કંઈ ભોગ આપ્યો નથી?

વાના

મને સમજણ પડતી નથી...તમે તમારા વતનનો વિશ્વાસઘાત નથી કર્યો? ભૂતકાળની તમારી સેવાઓ ભુંસી નથી નાખી? તમારુ ભવિષ્ય નથી બગાડયું! દેશનીકાલ અને મૃત્યુ વિના તમારી આગળ શું રહ્યું છે?

પ્રીન્ઝીવેલી

પહેલી વાત—મારે વતન જ નથી નહીં તો મારો પ્રેમ એટલો પ્રબળ ન હોત તો, એ પ્રેમને માટે મે વતનનો વિશ્વાસઘાત ન કર્યો હોત...આજે મેં જે કર્યું છે તે મારા વિનાશને બદલે કદાચ મારું રક્ષણ કરશે

વાના

ત્યારે મારે માટે તમારો ત્યાગ નાનોસુનો છે!

પ્રીન્ઝીવેલી

તેં ત્યાગજ નથી...બુડાબુથી ખરીદેલું તમારું સ્મિત મને જરાય આનંદ ન આપે...

વાના

આહ, પ્રીન્ઝીવેલો, પ્રીન્ઝીવેલો, આ તો પ્રેમ કરતાં અને તેની સર્વોત્તમ સાબીતી કરતાંય વધારે છે. પહેલાં તો મેં હાથ પાછો ખેંચી લીધેલો; હવે તમારે પ્રયત્ન નહીં કરવો પડે...લો.

પ્રીન્ઝીવેલી

હું ઇચ્છું છું કે મે પ્રેમથીજ તેને જીત્યો હોત!...પણ ફીકર નહીં...તે મારો છે વાના! હું એને મારા હાથ વચ્ચે રાખું છું, હું એની સુગંધ પીઉં છું, હું એનું જીવન જીવું છું; અદ્વૈત પામુ છુ—એક ક્ષણ માટે મધુર ભ્રમમાં હું આત્મભાન ભુલું છું...આહ! પ્રિય હાથ, હું તે ઉઘાડુ છું, બંધ કરુ છું, જાણે તે પ્રણયીઓની ગુપ્ત, ભેદી ભાષામાં મને ઉત્તર આપી શકતો હોયની,—હું એને ઓઠોથી પૂજું છુ. અને તમે તેને હજુ ત્યાં રહેવા દો છો...ભયંકર કસોટી માટે તમેં મને ક્ષમા કરો છો, ત્યારે?

વાના

તમારે સ્થાને હું હોત તો મેંય કદાચ સારું કે માઠું પણ એમજ કર્યું હોત...

પ્રીન્ઝીવેલી

મારા તંબુએ આવવાનું તમે કબુલ્યુ ત્યારે તમે જાણતા હતા કે હું કોણ છુ?...

વાના

કોઇ જાણતુ નહોતુ. મેં કે વાતો આવતી હતી કેટલાકના કહેવા પ્રમાણે, પ્રીન્ઝીવેલી ભયંકર ને વૃદ્ધ આખુરા હતો; બીજા એને અપ્રતિમ સુંદર જુવાન કહેતા.

પ્રીન્ઝીવેલી

પણ ગીડોના પિતાએ તો મને જોયો હતો: તેણે કંઈ કહ્યું નહીં?...

વાના

ના...

પ્રીન્ઝીવેલી

તમે તેને પુછ્યું નહોતું?

વાના

ના.

પ્રીન્ઝીવેલી

અજાણ્યા ક્રૂર પુરુષના તંબુએ રાતના એકલાં આવતાં તમે હીંમત હાર્યાં નહીં?

વાના

ત્યાગ કરવાનોજ હતો...

પ્રીન્ઝીવેલી

અને તમે મને જોયો ત્યારે!

વાના

પહેલાં તો પાટા આડે તમારું મોં દેખાયું નહીં......

પ્રીન્ઝીવેલી

હા, પણ વાના, મેં તેને છોડ્યા પછી?

વાના

ત્યારે મેં તમને કમારનાય ઓળખી લીધા હતા....પણ તમે? તંબુમાં પ્રવેશતાં તમે મને જોઈ-તમારા મનમાં શું આવ્યું? ત્યારે તમે શું કરવા ધાર્યું હતું?...

પ્રીન્ઝીવેલી

અરે, કેમ કહી શકું!...મેં જાણ્યું હું ખુવાર થયો હતો, વસ્તુમાત્રને મારી સાથે નીચે ધસડવાની ભયંકર વાસના મારામાં પ્રકટી હતી...અને મારા આ પ્રેમને લીધે મેં તમને ધિક્કાર્યાં! મારામાં રહેલા પશુને વીફરાવવાને અને મારા ધિક્કારને સળગાવવાને તમારા સીવાય બીજા કોઈના એકજ શબ્દની —એકજ નીશાનીની જરૂર હતી...પણ તમને મેં જોયાં તે ક્ષણેજ મને સમજાયુ પડી કે તે કેટલું અશક્ય હતું...

વાના

મને પણ ત્યારે સમજાયુ પડી અને જરાય ભય રહ્યો નહીં. કારણ કે એકે શબ્દ ઉચ્ચાર્યા વિના પણ આપણે એક બીજાને ઓળખી લીધાં, અને તે અતિ અદ્ભુત બન્યું...મને ખાત્રી છે કે તમારી પેઠે ચાહતી હોઉં તો હુંય આમજ કરું. તમારી વાત સાંભળતાં કેટલીક વાર મને લાગી આવે છે કે જાણે હું બોલું છું, અને તમારા શબ્દો મારા શબ્દો છે અને હું બોલું છું તે તમે સાંભળી રહ્યા છો......

પ્રીન્ઝીવેલી

મને પણ લાગ્યું કે, વાના, આપણુને જુદા પાડતી દીવાલ પારદર્શક થતી હતી; જાણે મેં મારા હાથ ખળખળ વહેતા ઝરણામાં બોળ્યા, અને પાછા કાઢ્યા ત્યારે તેને પ્રકાશથી ચળકતા, વિશ્વાસ અને સચ્ચાઈથી દીપતા જોયા...અને મને લાગ્યું કે મનુષ્યો બદલાઈ ગયા હતા, આજ સુધી મેં વિચારેલું સર્વ અસત્ય લાગ્યું...પ્રભાતની વિશુદ્ધ હવા મારા આત્મામાં સરતી હોય અને મારા પ્રેમમાં પ્રાણ ફૂંકતી હોય એમ જણાયું...

વાના

મારામાં પણ પલટો થયો હતો...શરુઆતથીજ તમારી સાથે જે રીતે બોલી તે જોતાંજ મને આશ્ચર્ય થયું...સ્વભાવથીજ હું ઓછાબોલી છું...ગીડોના પિતા મારો શીવાય કોઈ બીજા પુરુષ સાથે આમ હું કદી બોલી નથી...

બીજાની આંખમાં મને કંઈવાર કરી મુકે એવું કે મેં જોયું છે. 'તમારા પર મને હેત છે' કે

'તમારા હૃદયમાં શી ઊર્મિ જાગી રહી છે તે જાણવા હું આતુર છું' એમ તમને કહેવાની હિંમત કેમ ચાલે!...તમારી આંખો મને ભય પમાડતી નથી...પહેલાં મેં તમને ક્યાં જોયેલા તે યાદ કરી શકી નહીં છતાં મને એકદમ લાગ્યું કે હું તમને ઓળખું છુ...

પ્રીન્ઝીવેલી

મારા કુશ અહ મને અતિ ઘણા મોડા તમારી પાસે ન લાવ્યા હોત તો, વાના, તમે મને ચાહત!..

વાના

હું તમને ચાહત એ કહેવુ તે હું તમને અત્યારે ચાહું છું એમ કહેવા બરાબર થાય. અને જીઓવેનેલો, તમે ને હું જાણીએ છીએ કે તે બને નહીં...આપણે એકાદ વેરાન દ્વિપ પર હોઈએ એમ અત્યારે વાતો કરીએ છીએ... દુનીઆમાં હું એકલી હોત તો કશું વધારે કહેવાનું નહોતુ...પણ અત્યારના સમયે આપણે બે સ્મિત કરી રહ્યાં છીએ ત્યારે બીજાને ભોગવવાનાં દુઃખો આપણે વીસરી જઈએ છીએ...મેં પીસા છોડ્યું ત્યારે ગીઝાના શોકનો, એની નિરાશાનો, એના અંતઃક્લેશથી બીહામણા ચહેરાનો વિચાર કરું છું ત્યારે— ઓહ! હું વધારે વાર અહીં રોકાઈ શકુ નહીં!...હમણાં પરોઢ થશે, અને જાણવાને હું એટલી આતુર છું!..હું પગમાં સાંભળું છું. તંબુ પાસેથી કોઈ જાય છે...પકડ પાછળ કોઈ ધીમે સ્વરે વાતો કરે છે...સાંભળો, સાંભળો!...શું છે એ?

[ બીજી વાતોનો અને ઉતાવળા પગલાંનો અવાજ તંબુની બહાર સંભળાય છે પછી બહારથી વેડીનો સાદ સંભળાય છે જેથી ઝવેરાતનો સાથે બીજો હથિયારબંધ બેચાર બેઠુરા ભાગી પહોંચ્યો છે અને પ્રીન્ઝીવેલીને રાજદ્રોહી ઠરાવે છે પ્રીન્ઝીવેલી પોતાના બે વિશ્વાસુ હતા સાથે મોના વાનાને પીસા મોકલવા કહે છે અને પોતાને તો વિશાળ પૃથ્વીમાં આશ્રય મળી રહેશે એમ જણાવે છે. વાના પીસાના રક્ષકને રક્ષણ આપવા સાથે આવવા કહે છે ]

વાના (પ્રીન્ઝીવેલીને).

તમારા પ્રેમની આથી વધારે સારી સાબિતી તમે આપી શક્યા હોત નહીં...ચાલો. વખત ખોવો જોઈએ નહીં. તંબુ ખોલી નાખો......

[ પ્રીન્ઝીવેલી, અને પાછળ વાના, પ્રવેશ દ્વાર તરફ જાય છે અને પડદો ખુલ્લો કરી નાખે છે અવાજોનો વિશાળ ગણગણાટ અને શસ્ત્રોનો ખડખડાટ પણ એ બધું ભેદીને રજનીની શાંતિ સોંસરો ઘંટનાદ સંભળાય છે અને આઘે ઘણે દૂર ક્ષિતિજમાં ઝગમગતુ પીસા દેખાય છે. ]

પ્રીન્ઝીવેલી

જુઓ, વાના, જુઓ.

વાના

શું છે એ, જીઓવેનેલો?...અરે, સમજી! તમારો ઉપકાર ઉજવવા તેઓએ પ્રકટાવેલા આનંદદીપ છે એ...કોટ ઝળહળી રહ્યો છે, કાંગરા ચળકી રહ્યા છે, કેમ્પેનાઈલ ઉત્સવની મશાલ સમો પ્રકાશી રહ્યો છે. ઝગઝગતા મીનારા તારાગણો સાથે કેવી ગોષ્ઠી કરી રહ્યા છે! આજે સાંજે હું આવી તે રસ્તો હું જોઈ શકું છું! ઘંટનાદ સાંભળો—જાણે કે સારા લગ્ન વખતે વાગ્યા હોય એવા ઘંટનાદ...આહ! હું પુણ્યશીલ છુ, અને આ મારું સુખ તમારે લીધે છે—જેણે મને

સર્વોત્તમ ચાહી છે તે. પધારો, મારા જીઓનેલો! [ભમર પર તેને ચુમે છે] હું આપી શકું તે આવીજ ચુમીઃ..

મીન્ઝીવેલી

ઓહ, મારી ગીઓવાના, પ્રેમ આશા રાખી શકે એવી સર્વસુંદર ચુમી એ છે .. પણ સંભાળો, તમે કંપો છો; તમારા પગ લથડે છે...ચાલો, મારો ટેકો લો, તમારો હાથ મને દીટો...

વાના

એ તો કૈં નથી. મને મૂર્ચ્છા આવે છે... મને હાથ આપો, મને લઇ જાઓ! મારાં પ્રથમ સુખી પગલાંને કૈં વિધ્ન ન નડો... ઉષાના ઉગમ સમે રાત કેવી રઢીઆળી હોય છે...જલદી કરો, વખત ભરાઇ ગયો છે. આનંદ કરમાયા પહેલાં આપણે પહોંચી જવું જોઇએ.

[તેઓ બહાર જાય છે. મીન્ઝીવેલી વાનાને ટેકો આપે છે.

[ આ રસમય નાટકનો છેલ્લો અંક આવતે મહીને ]



આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, બોરાબજાર લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

વિના રાધારાણી બધાં ડોઝ્યાં સાફ કરી શકતી. રાધારાણી નદીમાં તરતી; ઝાડ પર ચઢતી; ને સાતમ આઠમના તહેવારમાં આખું ગામ બહાર નીકળતું ત્યારે જ્યાં રાધારાણી ગવરાવતી ત્યાં કૈં જુદીજ હલક ને મીઠાશ જામતી. રામપુરના રહેવાસીઓ હજી સંભારતા કે રામપુરની બધી કન્યાઓમાં રાધાની સુગંધ હજી ઘરઘરનાં બારણાંમાં ભમી રહી છે.

રાધારાણી પરણીને સીતાપુર આવ્યાં. સીતાપુરમાં જમીનદાર સાહેબ પાસે એનો પતિ કારભાર કરતો. ગામમાં પણ એની સુવાસ સારી હતી. કૃષ્ણમોહન સીતાપુરના લોકમાં પ્રતિષ્ઠિત ને સત્તાધીશ હતો. ને તેથી રામપુરની રાણી રાધા સીતાપુરમાં રાધારાણી જ રહી.

આ વાતને થોડાં વર્ષ વીત્યાં. રાધારાણીના ખોળામાં, આછા સુનેરી આકાશમાં તારા ડોકીઆં કરી રમે તેમ, બંસીમોહન રમી રહ્યો હતો. કૃષ્ણમોહન સામે બેસી આ રમત જોઇ રહ્યો હતો. એટલામાં ખડકીનું દ્વાર ઉઘડયું ને રાધારાણીના સ્વચ્છ ફળીઆમાં કોઇકે પ્રવેશ કર્યો.

કૃષ્ણમોહને સફાળા પાછળ જોયું. આવનાર માણસ દૃષ્ટિથી સૌને માપી લેતો હોય તેમ સ્થિર ઉભો.

"ગોવિંદ, અત્યારે?"

ગોવિંદ કૃષ્ણમોહનના હાથ નીચે કામ કરતો, પણ એનો સ્વભાવ ચીકણા વાણીઆ જેવો વ્યાવહારિક હતો. એ સીતાપુરમાં સૌને ઓળખતો, ને સૌની ઓળખાણમાંથી પોતાનું ગુજરાન કાઢતો. એનો ધંધો સવારમાં ઉઠતાં લાકડી લઇ સીરસ્તદારને ત્યાં જવું, એની સાથે ફરવું, ને નવાજુની ભેગી કરી સાંજે જમીનદારને કહેવી.

હમણાં હમણાં એ કૃષ્ણમોહનને પા ઉડાવવાની બાજી ખેલતો હતો. પહેલો પાસો નાંખ્યો હતો, ને બીજાની તૈયારી હતી.

"હા" ગોવિંદે જવાબ વાળ્યોઃ "જમીનદાર યાદ કરે છે."

"અત્યારે? છે કૈં?"

"ના ના. ખાસ કામ તો નહીં હોય, પણ, કીધું છે નાઃ 'અકરમીના પગ ને કરમીની જીભ'!" એટલું બોલીને વાણીઆના જેવા મીઠા લુખા હાસ્યથી કૃષ્ણમોહન તરફ જોઇ રહ્યો.

કૃષ્ણમોહન ધ્રુજ્યો, કારણકે ગોવિંદ હસે ત્યારે સારું સીતાપુર જાણતું કે બીજું કોઇક રડશે.

કૃષ્ણમોહન જમીનદાર પાસે ગયો. જમીનદાર એક હુક્કાની લાંબી નળીમાંથી મુગલાઇ રીત પ્રમાણે, હુક્કો પીતા બેઠા હતા. એમની તીણી આંખ કૃષ્ણમોહનને આવતો જોઇ વાઘની જેમ ઘુરકવા લાગી.

"કૃષ્ણમોહન!" તે તરતજ બોલી ઉઠયાઃ "આ તમારું આવ્યું છે."

"શું?"

"બીજું શું હશે ભાઇ," જમીનદારે કંટાળાથી જવાબ વાળ્યોઃ "કીધું નથીઃ 'છોકરાંથી છાસ ન પીવાય?' તમારી સળગાવેલી હોળી સીતાપુરને વીંટાઇ વળશે."

સીતાપુરને આદર્શ ગામડું બનાવવાના હેતુથી, કૃષ્ણમોહને લોકોને સ્વાધીન બનતાં શીખવ્યું હતું, ને છેલ્લા છેલ્લામાં સીતાપુરનું નાનું પ્રજામંડળ, બારવટીઆ સામે બચાવ કરવા, પોતાના જુવાનોને તાલીમ આપી, તૈયાર કરી રહ્યું હતું. આજે જમીનદાર પર ઉપરી અધિકારી તરફથી સખત તાકીદ આવ હતી કે આવાં રાજદ્રોહી કામ જો સીતાપુરમ ચાલશે તો જરુર તમારી પાયમાલી થશે.

"આનો અર્થ એટલો કે સીતાપુરના શેઠિયાએ પોતે ગુલામ રહેવું, પોતાનાં છોકરાંને ગુલામ રાખવાં, ને પછી જેમ ઢોરને રહેવું ગમે છે તેમ......"

"એ ગમે તેમ બોલ, ટૂંકું ને ટચ" જમીનદાર બોલ્યો: "અમારે અમારું ખપાવવું છે. ને તેથી હવે કાલથી તમે નોકરી ઉપરથી હમણાં દૂર રહો તો સારું. વળી કંઈ કહેવાનું નથી?"

"જી હા. હમણાં વહેમ મટી જાય ત્યાં સુધી." ગોવિંદે ખાલી ટાપસી પુરી

આજ વર્ષો થયાં ચાલી આવતી એક રીત એવી છે કે સત્તા અને મહિમા જે દુર્ગુણ હોય તે હમેશા છાની રીતેજ બોલાય. પણ કૃષ્ણમોહનની પ્રકૃતિ તેજ હતી ને બોલ્યો:

"જમીનદાર સાહેબ! આવી રીતે કરવાથી પણ તમે ઉગરી—આફતને નોતરી નહીં શકો. આવા સાહેબો શરીના દર્દ જેવા છે તેમનો ઇલાજ હમેશાં ચાલતો જ રહેવાનો. ને છેવટે એક દિવસ કહેશે કે, તમારા રોટલા કરતા બીસ્કીટ સારાં છે માટે કાં આ બીસ્કીટ વાપરો અથવા તમે નાલાયક છો!"

જમીનદારે કટાક્ષથી કૃષ્ણમોહન સામે જોયું. આટલું સાંભળતામાં તો મરણોન્મુખ દર્દીની માફક તે બે ત્રણ વખત ઉંચો નીચો થયો. તેણે હુક્કામાંથી એ બે દમ ખેંચ્યા કાઢતાં મોં ટટાર થઇ બોલ્યો:

"જુઓ ભાઇ! તમારા ખયાલો જુદાજુદા છે. અહિંયાં તું ધરી એ બીકથી અમારી જાહોજલાલી છોડી દઉં?"

"ભલી રીતે શા માટે! પણ તમારી રૈયતોમાં પ્રજાને શી રીતે સ્વાધીન થતાં શીખવવી એટલું શાન્તિથી નહીં કરો!"

"બધું એની મેળે થઇ રહેશે. કેમ ગોવિંદ?" ઢીંગણા ગોવિંદની બીલાડા જેવી માંજરી આંખમાં ઉંદર ખાધા પછી ક્યારેક બીલાડીમાં દેખાય છે તેવી મતલબની સેર ફુટી ને ધીરેથી હસીને બોલ્યો:

"જી હા. એમજ સુરજ સામે ઘણાય ધુળ ઉડાડે છે!"

"હા!" જમીનદારે ટાપસી પુરી દીધી, ને હાથના ઇશારાથી કૃષ્ણમોહનને જવા સૂચવ્યું.

કૃષ્ણમોહન ગયો.

અધિકારીમાં તેજ છે, પણ ઝેરમાં તેજ ક્યાં નથી? અધિકારીઓની દૃષ્ટિ કૃષ્ણમોહન ઉપર ફરી હતી. એણે ગામડીઆઓને ભણાવ્યું કે વારંવાર બારવટીઆનો માર ખાવો ને ફોજદાર જમાદારને ઘી કેળાં કરાવવાં—આવા બે દુશ્મનોની મહેમાનગીરી કરવી—એ કરતાં આપણા તાલીમ પામેલા જુવાનોને તૈયાર કરવા, ને એ સૈન્ય આપણને નભાવશે. આવી ભયંકર નીતિ માટે કૃષ્ણમોહન ગુંડો ગણાયો. દીવાના ગણાતા માણસોમાં ઘણો સુંદર આત્મા હોય છે, ને તે ગાંડા ગણાય છે: કારણકે ગુલામનું ડહાપણ એ શેઠને મન તુંડમીજાજ છે.

કૃષ્ણમોહન સાત વર્ષની સખત કેદમાં ગયો. ને દિવસે સીતાપુરમાં, રામ સીતાને તજતા હોય, એ રામાયણનું ચિત્ર ખડું થયું. છોકરાં બેઉએ પાણીએ રોયાં. માત્ર એક ન રોઇ રાધારાણી. ને બંસીમોહનને થઇ, કૃષ્ણમોહનને મળવા છેલ્લી વખત નીકળી. કૃષ્ણમોહન ચાલ્યો ગયો. હવે એના ઘરમાં રાધારાણી ને એનો બંસીમોહન બેજ રહ્યાં.

બંસીમોહન અંદર દીવાનખાનામાં પોતાની ધુનમાં હતો.

"છોકરો ચાલાક છે. કોની સાથે વાત કરે છે?" અધિકારીએ પુછ્યું.

"એના બાપ સાથે." રાધારાણીએ જવાબ વાળ્યો.

"હેં!" ઓફીસર બે ચાર ડગલાં પાછો હઠ્યો. પાછળ તરતના વાઢેલા જુવારા પડ્યા હતા ને તેમાંથી સુંદર મંદ સુગંધી પ્રસરતી હતી.

"કેમ? ઉઠતાઓ છો?"

"કારણકે કૃષ્ણમોહન ભયંકર માંદગીમાં છે અને તે..."

આજ વખતે બહાર મોટરનું ભુંગળું વાગ્યું, ને થોડીવારમાં સીતાપુરની ગરીબાઇનુ સ્વરૂપ હોય તેવા કૃષ્ણમોહન એમાંથી નીચે ઉતર્યો.

કૃષ્ણમોહન અંદર આવ્યો. એક તરફ ફળીઆમાં એની પ્યારી જમના નામની ગાય કાન માંડીને ઉભી હતી; બીજી તરફ એણે વાવેલાં, ઝાડ ને ફુલછોડ એટલાંજ સુંદર દેખાતાં હતાં. સીતાપુરની તાજગી હોય તેવુ રાધા-રાણીનું ઘર નવું નવું તાજું તાજું રહેતું.

દીવાનખાનામાંથી કપુરનો, ઘીનો, ગુગળનો સુગંધી પવન આવતો હતો. હીંદુગૃહની સાદાઇ-માં આટલી સફાઇ ને કળા છે તે જોઇ આશ્ચર્ય પામતો અમલદાર ચાલ્યો ગયો. કૃષ્ણમોહને પોતાનો નબળો હાથ રાધારાણીને ખભે મુક્યો ને દીવાનખાનામાં પ્રવેશ કર્યો. દીવાનખાનામાં બાળક બંસીમોહન હજી કલ્પનામાં ગાલીચા સામે વાત કરતો હતો:

"પણ બાપુ આજ તમે બહુ મોડા આવ્યા હો. મારે માટે શું લાવ્યા!"

પછી પોતે ને પોતે કૃષ્ણમોહન બની જવાબ વાળતો હતો: "કૈં નહીં!"

"કેમ કૈં નહીં?" બંસીમોહન ખીજાયો.

કૃષ્ણમોહનની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં. આ એક ઘર એવું હતું કે જ્યાં એનું નામ ઇશ્વરની પેઠે શ્રદ્ધાથી પૂજાતું હતું.

રાધારાણી બોલ્યાં: "અરે! બંસી!...જો જો કોણ આવ્યું છે?"

બંસી દોડીને કૃષ્ણમોહનને વળગી પડ્યો. સાચાદની લંડન માટે ખેરેલાં આંસુમાંથી, જો દુનીઆ ડુલ થતી ન હોય તો માણસ એ પથ્થર છે ને ઇશ્વર પથ્થરનો ઘડનાર. બંસી-મોહન તે દિવસે જે રડ્યો એ રુદન, એક નહીં, પણ ત્રણ સામ્રાજ્યને ડુબાડવાને માટે પુરતું હતું.

પણ માનવદૃષ્ટિમાં આશાનો મોહ એ ભવિષ્યનું અંધારું છે. કૃષ્ણમોહન સીતાપુરની તાજગીમાં આવ્યો, પણ એનું શરીર ખુબ નંખાઇ ગયું હતું. થોડા દિવસ પછી રાત્રિના પાંચ વાગ્યે, જ્યારે ખેતરના મોલમાંથી, ઠંડો પવન આવીઆવી મગજ ભરતો હતો ત્યારે સીતાપુરનો સીતારો છેલ્લી વખત બુઝાતો હતો. શાંતરાત્રિમાં એના શબ્દો સંભળાતા હતા:

"રાધા! મેં ઘણું ગુમાવ્યું છે, બંસીને તેડીને હજી ફરવાનું બાકી છે, પણ હવે આ ખુશનુમા પ્રભાત એ મારું છેલ્લું પ્રભાત છે!"

દૂર સવારે ઉઠીને બાપુ સાથે કૈં કૈં વાતો કરવી છે, એવી સ્વપ્નની સૃષ્ટિ બનાવતો બંસી વિશ્વાસની નિદ્રામાં પડ્યો હતો. કૃષ્ણમોહને એક દૃષ્ટિ ત્યાં ફેરવી.

"અને આ બંસી..."

રાધારાણી ઉભાં થયાં ને હાથમાં ગંગાજલ લીધું. એની આંખમાં આંસુનો સમુદ્ર હતો,

છતાં ચહેરા પર ભવ્ય ગંભીરતા હતી તે બોલ્યાં:

"આજથી રાધાની પ્રતિજ્ઞા છે કે..." કૃષ્ણમોહન તેની સામે જોઈ રહ્યો.

"બંસીને હાનીબાલની માફક શપથ આપું કે, જ્યાં સુધી એની નસમાં વહનારા લોહીનું એક ટીપું છે ત્યાં સુધી, જેને માટે તમે જીવન આપ્યું છે તે સીતાપુરને સ્વાધીન વ્યવહાર બનાવવા એ ઝૂઝી મરશે. હવે આ ઘરમાંથી દરેક છોકરો એવો ગાંડિવ પેદા થશે."

કૃષ્ણમોહન સંતોષમાં આંખ મીંચી ગયો તે હૃદય ઊભું થઈ ગયું.

૩

રાધારાણીની આંખ આંસુની ઝાકળથી ઊભરાઈ ગઈ. દીવાનખાનાને જે આશાથી સાફ કરતી તે આશા આજ ચાલી ગઈ. દીવાનખાનામાં હજી કૃષ્ણમોહનની કલમ પડી છે. કબાટમાં એની કાઠિયાવાડી પાઘડી છે, અને એક બાજુ જાણે આરામ ખુરશી પર એ બેઠા છે. રાધારાણી દીવાનખાનાને વાળતા ને હંમેશાં સાફ કરી ત્યાં બેસતા. દરેક દરેક ચીજમાં કૃષ્ણમોહનની દે ને દે યાદી ભરી હતી. બંસીમોહનના ચહેરામાં ન સમજાય તેવી ગંભીરતા આવી ગઈ ને હંમેશની માફક એક સવારે ઊઠ્યો, ને પોતાના હસતા બાપુને બદલે તેનું અચેતન શરીર જોયું તે આ ફેરફાર સમજી શક્યો નહીં, પણ એટલું જાણી શક્યો કે રાધારાણી હવે બાપુની વાત કરતા રોઈ પડે છે."

છતાં સીતાપુરમાં હજી રાધારાણી પોતાનો કાર્યક્રમ ફેલાવી રહ્યાં. સીતાપુરના દરેક ઘરમાં, સવારના ચાર વાગે રવાઈ ફરવાનો અવાજ આવતો હતો. દરેક ઘરને એક ઢોર રાખવાની જરૂરિઆત સમજાઈ ગઈ. રાધારાણીની તાજી છાસમાં જેવી સુગંધી ફેલાતી હતી, તેવી સફાઈની સુગંધી ઘરઘરમાં પહોંચી ગઈ. સીતાપુરના ખેડુતો બીજા ખેડુતની માફક ખુબ ખાતા, ખુબ મજુરી કરતા ને ખુબ માંદા પડતા પણ રાધારાણી ઘેર ઘેર ફર્યાં. એનો બંસી ઘરઘરનો પૂજાતો દેવ બન્યો. રાધારાણીએ ગરીબ ને ગમાર ખેડુતોને નવું જીવન આપ્યું ત્યાર પછી, એ દરેક ઝુંપડામાં ચાકળા, ભીંતો પર ફુલ, ઘાઘરામાં ભરત, ઘર આગળ છોડ, ફળીઆમાં ઢોર, ને શેરીએ શેરીએ નહાવાના ચોક થયાં. દેવમંદિર સાર્વજનિક સંસ્થા જેવું બન્યું, ને ગામનો પવિત્ર સાધુ ગામનો વૈદ ને ધર્માધિકારી પણ બન્યો. રાધારાણીના બંસી સાથે સૌ છોકરા રમતા. છોકરાઓ રાધારાણીના ફળીઆમાં, ખેલતા ને એમાંથી સૌ એના પર અતિ પ્યારની દૃષ્ટિથી જોતાં શીખ્યા. બીજી તરફ ગામના જુવાનો રાધારાણી પાસે રામાયણ સાંભળવા આવતા ને તે સૌ જરૂર પડે તો સીતાપુરનું રક્ષણ કરવું એ ધર્મ છે એમ સમજતા થયા.

સીતાપુરમાં પ્લેગ આવ્યો હતો ને આખું ગામ ધાકથી ગભરાઈ ગયું. હજુ રાધારાણી, ઘેર ઘેર ફર્યાં ને એની પાસે રમનારાં ઘણાં છોકરાની મૃત્યુશય્યા પર 'રાણીમા' જઈ આવ્યાં.

એક દિવસે મધ્યરાત્રે અચાનક બારણું ખખડવાનો અવાજ આવ્યો.

"કોણ!"

"હું ગોવિંદ બા!" ગોવિંદનો ભયથી બીકો અવાજ આવ્યો.

રાધારાણીના ચહેરા પર ગ્લાનિ ને સખ્તાઈ છવાયાં.

"ગોવિંદ! અત્યારે?"

"જમીનદાર સાહેબ બોલાવે છે."

રાધારાણી દ્વાર ખોલી બહાર આવ્યાં.

"કેમ ગોવિંદ! કેં અત્યારે?"



"આજથી રાધાની પ્રતિજ્ઞા છે કે,......"

ગોવિંદે ધ્રુજતાં જવાબ આપ્યો: "કુંવર સાહેબ માંદા છે ને હઠ લીધી છે કે રાધારાણીને બોલાવો."

રાધારાણીના મોં પર આછું સ્મિત છવાયું. તે પોતાની કામ કરવાવાળીને ઉઠાડી ગોવિંદ સાથે ગયાં.

જમીનદાર પોતાનો જુનો હુક્કો ગગડાવતો ત્યાંજ બેઠો હતો. સાદાઇ ને પવિત્રતાની મૂર્તિ જેવી રાધા ત્યાં ઉભી રહી.

કુંવરની આંખમાં તેજ આવ્યું. "ઓ રાધા મા! આવો આવો. આ ડોકટરને દૂર કરી તમે પાસે બેસો."

રાધા દૃઢ પગલે આગળ ગઇ, ડોકટર આભા જેવો થઇ ગયો. જમીનદાર પહોળી આંખે જોઇ રહ્યો.

"બેટા!" રાધાએ એના માથા પર હાથ ફેરવ્યો. "શું થાય છે?"

"માથું ફાટે છે!" કુંવરે વ્યગ્ર જવાબ વાળ્યો.

રાધારાણીએ થોડુંક પાણી કાઢ્યું. ડોકટર ધુરક્યો.

"અરે એ શું છે?"

રાધારાણીએ તેની સામે જોયું: "ડોકટર! કૃષ્ણમોહનનું ચરણામૃત!"

"હેં" જમીનદારની આંખ ફાટી ગઈ.

"આ! આપો આપો." કુંવર બોલતો હતો, "લાવો."

રાધા દૃઢ નિશ્ચયથી જમીનદાર તરફ ફરી. "કૃષ્ણ, આ ચરણામૃત આપવું છે?"

જમીનદારે ઊંડું ધુણાવીને હા પાડી.

રાધારાણીના ચહેરા પર વિજયનું આછું સ્મિત ન દેખાય તેમ ચાલ્યું ગયું.

બીજે દિવસે કુંવર તો આરામમાં હતો. જમીનદાર આજે કૃષ્ણમોહનને યાદ કરતો હતો. એના શબ્દો સાચા પડ્યા હતા. અધિકારીને એક બાબતમાં નમતું આપ્યું એટલે બધી બાબતમાં નમતું આપવાની પેરવી થતી હતી. રાધારાણી સવારે કુંવર પાસે આવ્યા, ત્યારે જમીનદાર નમ્ર ચહેરે તેના તરફ વળ્યો

"રાધારાણી!" તે બોલ્યો, "કૃષ્ણમોહનના શબ્દો આજ યાદ આવે છે!"

"એમ!"

"હા" કહી જમીનદારે એક કાગળ તેના તરફ ફેંક્યો. "જુઓ!"

રાધારાણીએ જોયું. સીતાપુરની આસપાસ બહારવટીઆનું જોર હોઇ લોકો ત્રાહિત્રાહિ પોકારતા હતા. તેમજ બહારવટીઆ ન લૂંટે એનાથી બમણું સીપાઇઓ લૂંટી જતા હતા. પણ અધિકારીઓએ પોતાના સીપાઇઓને દેવદૂત જેવા માની, તેમની મદદ લેવા લોકોને આગ્રહ કર્યો હતો.

"ત્યારે તમે શો નિશ્ચય કર્યો?" રાધારાણીએ પુછ્યું.

"કૃષ્ણમોહને કહ્યું હતું તેજ. આજે કૃષ્ણમોહનના શબ્દોજ યાદ આવે છે."

ને જમીનદારે તરત લોકો પોતાના રક્ષણ માટે તૈયાર હોવાનું લખી જણાવ્યું.

* * *

રાધારાણી કૃષ્ણમોહનની છબી પાસે ઘુંટણીએ પડી નમતા હતા, ને તેની પાસે બેસી પણ માથું ઝુકાવતો હતો. રાધારાણીએ છબી પાસે બોલાવ્યું "અદૃશ્ય પિતા! આપની તપશ્ચર્યાનું ફળ આપના ચરણમાં ધરું છું!"

અને આ શબ્દો બોલતા બબ્બી રડી પડ્યો!



# મીસરની સંસ્કૃતિ




લેખક:

ડા. રમેશ રંગનાથ ઘારેખાન.

હોત, તો તે ક્યારનુંય વીસરાઈ ગયું હોત. થયું છે પણ એવુંજ, કે અત્યાર સુધીમાં પ્રાપ્ત થયલાં તેના શીલાલેખો અને તામ્રપત્રોમાં જે મહત્વનાં પુસ્તકો અને લહીઆઓની કૃતિઓના ઉલ્લેખ છે, તેમાંના લગભગ બધાંજ ગુમ થઇ ગયાં છે. પરંતુ અમરત્વની લગનીથી રંગાએલી એ પ્રજાએ પોતાના અદ્વિતીય પીરામીડોમાં, પ્રત્યેક સેંકડો હાથીઓના જેટલા વજનવાળી છતાં દરેક રેખામાં સંપૂર્ણ એવા કલાજ્ઞાનનો પુરાવો આપતી અનેક મૂર્તિઓમાં, અને સૌથી વધારે તેની મોટા મહાલયો સમી કબરો અને દરગાહોમાં જે કાળજીભરી ચાંગીરીથી ચિત્રકામો, કોતરકામો, તેમની ચિત્રમૂલક લિપિ (Hieroglyphics)માં લખાયલા લેખો વગેરેમાં જે ઝીણીઝીણી હકીકત રાખી છે તે ઉપરથી પુરાણા મીસરનું કેટલેક અંશે કાલ્પનિક પુનરુત્થાન કરવાનું પણ સાધન મળી શકે છે. ત્યાંના અમીર ઉમરાવો, રાજકુટુંબો અને ફેરો (Pharaoh)ની સત્તાથી ઓળખાતા રાજાઓની નક્કર પથ્થરના પર્વતોમાં અતુલ ચાલાકીથી છુપાવેલી કબરોમાંની ઘણીખરીની હજારો વર્ષોની અખંડિત શાંતિનો ભંગ પુરાતન વસ્તુસંશોધકોના સર્વજિત કુતૂહલપ્રિય પહેલાં પણ લુંટારુઓના ધનલોભે કરેલો છે. એક પણ એવી કબર નથી રહી કે જેમાં દાખલ થવાની સાથે સંશોધકો ને લુટારુનો હાથ ફરી જવાની સાબીતી ન મળી હોય. ગયે વરસે ખોદાયલી તુતાનખામનની કબર પણ તેમાં તદ્દન અપવાદરૂપ રહી શકી નથી. દમદસ ફુટની ભંડારમાં પથ્થર તોડીને તેમણે અપાર ધન લુંટ્યું છે, છતાં સંશોધકો માટે જે કૈં બાકી રહ્યું છે, તે હીંદની એક સમકાલીન સંસ્કૃતિની અદ્ભુત કથા કહે છે, અને મેગેસ્થનીસે તથા હ્યુએનસંગે વર્ણવેલી ભારત સમી જાહોજલાલીનું પુનઃ સ્મરણ કરાવે છે.

## પ્રજાની ઉત્પત્તિ અને લક્ષણો

પાશ્ચાત્ય વિદ્વાનોએ જેમ હીંદમાં આર્યજાતિના આગમન વીશે અર્ધદગ્ધ જ્ઞાનને આધારે અનેક તર્કવિતર્કોની ઇમારતો ઉભી કરી છે, તેવીજ રીતે મીસરવાસીઓના સર્જનના ઉદ્ભવ વીશે પણ તેમણે કૈં કૈં મુદ્દા ઉઠાવ્યા છે. તે બધાનું તારતમ્ય એટલુંજ જણાય છે કે તેઓ મીસરની પશ્ચિમે ઉત્તર આફ્રિકામાં વસતી એક જાતિના વંશજો હતા. હયાત સાધનો ઉપરથી જણાય છે કે હીંદની આર્ય અને અનાર્ય જાતોની માફક ત્યાં પણ બે જાતો હતી, અને સગવડ ખાતર આપણે તેમને પણ તેજ નામોથી ઓળખીશું. અનાર્ય લોક કદમાં નાના, કાળા અને હબસી જાતને મળતા આવતા હતા. આર્ય લોક ઉંચા, એકવડા બાંધાના, પહોળી છાતી, મજબુત સ્નાયુગ્રંથિઓ, પાતળી કેડ, અને ખાટીલા હાથપગવાળા હતા. મોટી અણીઆળી આંખો, મધ્યમ કદના પાતળા નાક, ઝીણી સફેદ દંતાવળીઓ, ભરેલા હોઠ ને ગાલ તેમના ચહેરાને બહુ દીલચસ્પ બનાવતા. હલનચલન ગૌરવભર્યું ગંભીર હોવા છતાં તેઓ સ્વભાવે આનંદી, બાળક જેવા નિર્દોષ, રમતીઆળ, લહેરી અને ઉમંગી હતા; રમતગમત, નૃત્ય અને હાસ્યના પુજારી હતા; છતાં કદી પણ તેમનાઃ હાર કબુલ નહીં કરવાનો હઠાગ્રહ, પ્રચંડ કાર્યશક્તિ, ધીરજ, ખંત અને હાથમાં લીધેલા દરેક કાર્યને પરિપૂર્ણતા પર લઇ જવાની વિશેષ ખાતરે તિરસ્કારવાની હીમતઃ એ સર્વેનો જોટો દુનીઆના ઇતિહાસમાં દુર્લભ છે. વિવેક, વિચાર તથા કલ્પના તો તેમનાં વિશિષ્ટ




રાજ્યમહોરની સુવર્ણમુદ્રા. તુતાનખામનના રાજ્યમાં ઉંચી પાયરીના અમલદારવર્ગને આ મુદ્રા સત્તાના ચિન્હ તરીકે આપવામાં આવતી અને રાજાનું નામ તેની પર કોતરવામાં આવતું. આ મુદ્રાનું વજન આશરે ૭૩ ગ્રામ છે અને કીંમત લગભગ ૧૫૦ રુપીઆ થાય છે. તુતાનખામનાના વખતમાં તો તેની કીંમત નહીં જેટલી થતી પણ હવે તો ૧૦ એકર જમીન ખરીદવા આટલું સોનું બસ છે.

લક્ષણો લેખાતાં. એ જાતિની મોટામાં મોટી ધગશ દરેક પ્રકારની કલામાં પારંગત થઇ તેને અમરત્વ અર્પવાની હતી; અને એ ધગશના રુડા પ્રતાપેજ આજે તેનો ઇતિહાસ આપણી સમક્ષ સજીવ ખડો થઇ શકે છે. જીવનવ્યવહારના તેમજ દરેક જાતના ધંધારોજગાર, હુનરઉદ્યોગ, રમતગમત અને અનેક પ્રવૃત્તિઓના સામાન્યમાં સામાન્ય પ્રસંગો તેમણે શિલ્પ અને ચિત્રમાં આલેખ્યા છે, અને તે ઉપરથી તેમના આચારવિચાર, રીતરીવાજ, રહેણીકરણી, કલાકૌશલ્ય તથા રોજના જીવનવ્યવહારનું કૈંક ઝાંખું દર્શન પાંચ હજાર વર્ષો પછી પણ આજે આપણને થઇ શકે છે.

## રીતરીવાજ–દુનીઆથી ઉંધા !

એક ઇતિહાસકાર હીરોડોટસ પોતાના જ્ઞાનદાતા મીસર વીશે લખતાં બહુ ઉમંગમાં આવી જાય છે. તે લખે છે: "એ દેશના લોકોના ઘણાખરા રીતરીવાજ માનવ જાતના સામાન્ય વ્યવહારથી સાવ ઉંધા છે." દાખલા તરીકે, તત્કાલીન જગતની બધી પ્રજાઓના જીવનમાં સ્ત્રીનું સ્થાન અતિશય ગૌણ લેખાતું હતું, ત્યારે મીસરમાં સ્ત્રી અને પુરુષ દરેક રીતે સરખાં ગણાતાં. એમની મૂર્તિઓની ઘણીખરી પ્રતિઓમાં એક બેવડી ખુરશી ઉપર ગૃહસ્થ અને ગૃહિણી સાથે બેઠેલાં બતાવેલાં છે. રાજકારણમાં પણ સ્ત્રી પુરુષના જેટલાજ હકો ભોગવતી જણાય છે, અને શાહી ફરમાનોમાં શહેનશાહની સાથે તેની સહચરીની પણ સહી લેવી પડતી હોય એમ દેખાય છે. રાજમહાલયથી માંડીને રંકની ઝુંપડી સુધી દરેક સ્થળે આ જાતીય સમાનતા ઘરગતુ બની રહી હતી, એટલુંજ નહીં, પરંતુ સ્ત્રીનો દરજ્જો પુરુષ કરતાં કૈંક વધારે ઉંચો ગણાતો હતો: જેમકે વંશ માતાનો ગણાતો, પિતાનો નહીં; મીલ્કત સ્ત્રીની ગણાતી હોઇ વારસો પુત્રીપરંપરાએ ઉતરતો, પુત્ર પરંપરાએ નહીં. રાજગાદી સુદ્ધાં રાજકુંવરીને મળતી, અને તેનો પતિ રાજા કહેવાતો, એવું માનવાને પણ ઘણાં કારણો છે.

બીજી વિચિત્રતા એ હતી કે આદર્શ લગ્ન ભાઇબેનનાં ગણાતાં; અને થતું પણ એવુંજ કે તેઓ એક બીજાથી સ્વાભાવિક રીતેજ સર્વથા પરિચિત હોવાથી તેવાં લગ્ન સૌથી વધારે સુખી અને કલેશરહિત નીવડતાં; અને તે એટલે સુધી કે મીસરી ભાષામાં 'ભાઇ' અને 'પ્રણયી' તથા 'બહેન' અને 'પ્રણયિની' એ શબ્દોના વસ્તુત: એક સરખાજ અર્થ થતા. અને મીસરી લોકોનો

ગૃહસંસાર તે વખતની દુનીઆમાં સૌથી વધારે સુખી ગણાતો.

તે લોકો શરીર ઉપર બીલકુલ કેશ રાખતા નહીં, પણ માથે મુંડન કરાવી ને કેટલાક 'વીગ' (વાળની ટોપી) પહેરતા. સ્ત્રીઓમાં પણ કેટલાક કુદરતી કેશ રાખતી. કેશને તેઓ અપવિત્ર વસ્તુ માનતા સ્ત્રી એકજ પરણતા, અને બાળકોને ઉછેરવાનું તથા ભણાવવાનું કામ પણ માતાનું ગણાતું. નૈસર્ગિક જીવન તથા રૂપાળા મકાનો અને અજબ જેવાં સુંદર, કલાદર્શક, વૈવિધ્યમય, બારીક કરામતવાળાં રાચરચીલાનો તેઓ મોટો શોખ ધરાવતા હતા. હીંદની માફક ત્યાં પણ હારતોરાથી સન્માન કરવાનો રીવાજ હતો. મીસરી લોકનો પોશાક અત્યંત સાદો, થોડો, અને સુઘડ રહેતો. ઢાકાની મલમલ જેવું સફાઇદાર કાપડ તેમના રેટીઆ પેદા કરતા હતા. સ્ત્રી તથા પુરુષ બની શકે તેટલું શરીર ઉઘાડું રાખતા, અને બાળકો તો બચપણમાં નગ્નજ ફરતાં

## સર્વોત્કૃષ્ટ સંસ્કૃતિનું ઝાંખું ચિત્ર

મીસરની સંસ્કૃતિ આજની તત્કાલીન સંસ્કૃતિની માફક એવી સર્વવ્યાપી, સર્વદેશીય હતી કે "તેમાં શું હતું" કરતા 'તેમા શું ન હતું" એ પ્રશ્ન વધારે યોગ્ય હોય સ્થાપત્યશાસ્ત્રમા તેમની પારંગતતા અત્યારે પણ સ્વયંસિદ્ધ છે. તે ઉપરાંત સાહિત્યનો તેમને ભારે શોખ હતો. તેમના ઉપલબ્ધ પદ્યાત્મક સાહિત્યની રસકલાની સરસાઇ અર્વાચીન કૃતિઓમાંથી થોડાજ કરી શકશે એમ એક લેખક કહે છે. પુસ્તકોને તેઓ 'પવિત્ર પુસ્તકો' કહેતા. સ્થળેસ્થળે પુસ્તકાલયો અને વાચનાલયો આખા દેશમાં દૃષ્ટિગોચર થતાં. વિદ્યાલયો અને મહાવિદ્યાલયોની ખ્યાતિ ક્ષિતિજ સુધી પ્રસરેલી હતી, અને દૂર દૂરના દેશોમાંથી જ્ઞાનપિપાસુઓનો સતત પ્રવાહ મીસર તરફ વહ્યાજ કરતો, મીસરના જ્ઞાનકુંડમા સ્નાન-પ્રવેશ કરીને વિશ્વવંદ્ય થઇ ગએલાઓની નામાવલિમાં મહાન્ યહુદી મોઝીસ, મહાન્ સ્મૃતિકાર સોલન, પ્રખર તત્વજ્ઞાની પ્લેટો, આદિ-વિદ્યુતશોધક માલ્સેટસ, ભુમિતિશાસ્ત્રી યુક્લીડ, ઇતિહાસશોધક ડેસીઅસ, અર્વાચીન સ્ટીમ એંજનના મૂલતત્ત્વોને જાણનાર હીરો અને બીજા અનેક નામો નજરે પડે છે. મીસરના વિદ્યાલયોની પેદાશનો આદર્શ નમુનો "સર્વ સમયની સર્વશ્રેષ્ઠ બુદ્ધિમત્તાના સ્વામી" ગણાતા આર્કીમીડીઝમાં જોવામાં આવે છે.

તેમનાં જ્ઞાનક્ષેત્રોના અખુટ ખજાનામાંથી થોડા મુશ્કેલ પડતા જોતા જઇએ તો હસ્ત-હુન્નર, શિલ્પ, ચિત્ર, નૃત્ય, સંગીત, સ્મૃતિરચના, વૈદકવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર, ભુમિતિ, ખગોળ, ભૂગોળ, સૃષ્ટિરચના, વક્તૃત્વ, 'સર્વ ધર્મ' અને બીજા અનેક નજરે પડે છે, અને તે દરેક ધર્મભાવનાના રંગે રંગાએલું જણાય છે. આ ઉપરાંત એ પુરાણી પ્રજા મમત્વ-



રાણીની બનાવટનું બાળકના માપનું પ્રાચીન મીસરનું 'વહેવારૈકું' હાથનું મોડલ.

રક ભારતવર્ષની માફક અંગકસરત તથા યુદ્ધકલામાં તો એટલે સુધી પારંગત હતી કે તે સમયની દુનીઆમાં મીસરી લોક "સમસ્ત મૃત્યુલોકમાં સૌથી વધારે તંદુરસ્ત"ની ગૌરવભરી ખ્યાતિ ભોગવતા હતા. નિયમિત હાથકંતામણુ રાજકુટુંબથી માંડીને છેક રંક સુધી દરેક ગૃહમાં સ્ત્રાઓના એક પવિત્ર ધર્મરૂપ ગણાતું, અને તે દિશામાં તેમની નિપુણતા ઢાકાની મલમલની સરસાઇ કરવા સુધી પહોંચી હતી. તેમનાં કુંભારકામ તથા ધાતુકામની નકશીના ભાંગેલા અવશેષો આજે પણ અદ્વિતીય ગણાય છે. વીજળીના દીવાનો તેઓ ઉપયોગ કરતા હતા એવાં ચિન્હો પણ અત્યારે મોજુદ છે.

## રાજ્યતંત્ર

તેમની સ્માતરચના મનુસ્મૃતિને એટલી બધી મળતી આવે છે કે કેટલીક વખત શંકાને સ્થાન મળે છે કે મીસરે અને હીંદે એ કાર્યમાં પરસ્પર સહાય તો નહીં કરી હોય? ખાસ ધ્યાન ખેંચનારો એક ધારો એવો હતો કે રાજદ્રોહ માટે અપરાધી ઠરેલ રાજપુરૂષ કે અમીર ઉમરાવ આપઘાત કરવા બંધાયલો હતો. મીસર અને મહાનદ નાઇલના સંબંધ એવા હતા કે આખું મીસર અનેક વિભાગોમાં વહેંચાયલી એક જંગી નહેરરૂપ હતું. નાઇલનાં પુરનો યથાયોગ્ય ઉપયોગ કરવામાં સહેજ પણ ગલતી થાય તો આખો દેશ તારાજ થઇ જાય, એવા સતત ઝઝુમતા ભયને લીધે એ પ્રજાએ જલાશયો તથા નહેરો અને રસ્તાઓનાં બાંધકામમાં બેનમુન આહોશી મેળવી હતી; અને એ કાર્ય રાજ્યતંત્રના મોટા ભાગને રોકતું.

મીસરનું રાજ્યતંત્ર ઉમદા પ્રજારાજ્યનાં તત્વોથી ઓતપ્રોત હતું. તેની ઉત્તમતાના પુરાવા તરીકે એટલુંજ કહેવું બસ થશે કે, સારા અમલદારો ને પ્રજા "ઘરડાંનો ટેકો, બાળકોનો ધર્મપિતા, કમનસીબનો સલાહકાર" વગેરે વિશેષણો અર્પતા. મેગેસ્થનીસ ચંદ્રગુપ્તના સમયના ભારત માટે કહે છે તેમ તુતાનખામનના યુગમાં "રાત્રે રસ્તામાં શયન કરનાર પણ જાણે પોતાના ઘરમાં સુતો હોય તેટલો સલામત હતો." નહોતા થતા ગુના, કે નહોતો કોઇને જાનમાલ સંબંધી કૈં ભય. બેશક "ગામ ત્યાં ઢેડવાડો" હશેજ, પરંતુ એકંદર વસ્તુસ્થિતિ રામરાજ્ય જેવી હોવાનું જણાય છે.

## ધર્મવિચાર

મીસર એક સર્વશક્તિમાન પરબ્રહ્મમાં માનતું, પરંતુ કુદરતની વિવિધ શક્તિઓને દૈવી તત્ત્વો અર્પણ કરીને પૂજતું, જેને લીધે હીંદુધર્મ સંબંધી અનેક દેવદેવીઓના મૂર્તિપૂજનના ખીચડા તરીકે જે ગેરસમજુતી ફેલાઇ છે, તેવીજ ભ્રાંતિ પ્રાચીન મીસરના ધર્મને માટે પણ પ્રવર્તમાન હતી. તુતાનખામનના વડવા અખ્નેટને તે વખતના યાહુદીઓના ધર્મને મળતા તે પંથને મીસરમાં થોડો વખત બળજોરીથી રાજ્યધર્મ બનાવ્યો હતો, પરંતુ તેના પછી તુતાનખામને તે રદ કર્યો, અને તેના પછીના ફેરો અયે એ ધર્મના અનુયાયીઓને દેશપાર કર્યા, જે ઘટનાનું વર્ણન બાઇબલના "એક્સોડસ" (પ્રયાણ) પ્રકરણમાં સહેજ જુદા સ્વરૂપમાં છે, એમ વિખ્યાત મીસરશાસ્ત્રી પ્રોફેસર વાઇગોલનો મત છે.

## તેઓ અને આપણે

પ્રાચીન મીસર સાથે આજનો યુગ સરખાવતાં લાગ્યા વિના રહેતું નથી કે કાળ-

—અને કરીને હાલ સ્વાર્થાંધ સામ્રાજ્યવાદની મહત્તાથી વિશ્વવ્યાપી બનવા માગતી અર્વાચીન પાશ્ચાત્ય સંસ્કૃતિ મીસરની એ પચાસ સદીઓ પહેલાંની સભ્યતા સાથેની સરખામણીમાં બહુ દયાજનક અને પશુત્વમય જણાય છે. સ્ફિંક્સ, પીરામીડો, ઓબેલિસ્કો, પ્રચંડ પ્રતિમાઓ, મંદિરોની કારીગરી*— મીસરવાસીઓને લગતી દરેક વસ્તુ બતાવી આપે છે કે તેમની અમરત્વ સાધવાની એ અમર ધગશ આગળ હાલના શુષ્ક જીવનની પળોજણમાં ભરેલી તિરસ્કરણીય ક્ષણિકતા તદ્દન અલ્પાત્મતાની જ હીણપતભરી નીશાની છે. મૃતદેહોની શાન્તિના સંરક્ષણ પાછળ ખર્ચાતી અતિશય ઝીણવટભરી કાળજી, તેની આજુબાજુ સંઘરાતી જીવતા માનવીની જરૂરી તેમજ મોજશોખની બધી સામાન્યમાં સામાન્ય ચીજો: એ બધું જે સ્નેહાળતા બતાવે છે, તેની આગળ હાલનું "એટીકેટ" હજી શિષ્ટાચારમાં બની રહેલું શુષ્ક જીવન, આંખે આંખ મળતાં ઝેર ઉગાડનારા વિચિત્ર પ્રાણીઓ તરીકે આપણને જાણ કરે છે અને સાથેસાથે આ લેખના આરંભમાં પુછાયેલા પ્રશ્નનો જવાબ આપે છે કે, પૌર્વાત્ય સંસ્કૃતિઓ અમર છે, કેમકે તેમનો પાયો ધર્મભાવના અને



બેઠા ખુરશી પર ગૃહસ્થ ને ગૃહિણી

* મીસરવાસીઓની એવી માન્યતા હતી કે માનવીના સ્થૂલ દેહની સાથે એક વાયુમય દેહ રહે છે. આ વાયુમય દેહને તેઓ 'કા' કહેતા. મરણ વખતે 'કા' માણસના પુતળાને છોડી દે છે ખરો, પણ જો શરીરનો નાશ થાય, તો 'કા' નિરાધાર બની ભટકે છે, અને પૃથ્વી પર ગમગીન રુદન કરતાં મરનારના સગાઓને ત્રાસ આપે છે. ભૂતપલિત મળ્યાની એ ભાવના. આ માન્યતાની એ લોકો ઉપર એવી સબળ અસર હતી કે મીસરી લોકોની લગભગ આખી જીંદગી મરણ માટે તૈયારી કરવામાં, પોતાની કબર યથાશક્તિ શોભનયુક્ત બનાવી રાખવામાં યથાક્રમે વ્યતીત થતી, કે જેમાં પોતાના સ્થૂલ દેહનું શાશ્વત જતન થાય, અને ભયંકર 'કા' દેવ કોપે નહીં. 'કા'ની શુશ્રૂષા પરિપૂર્ણ થવી જોઈએ, તેને માટે જીવતાં માણસને જરૂરી બધી સામગ્રીની વ્યવસ્થા થવી જોઈએ, અને મૃતદેહની શાંતિ અખંડ અને શાશ્વત રહેવી જોઈએ.

પ્રેમ ઉપર રચાયલો હોઇ પૌર્વાત્ય નહીં લાધેલાં વજ્રલેપ તત્ત્વો; અને પ્રજાના દરેકે દરેક કાર્યમાં ધર્મભાવના અને તેમાંજ જગતના પુનરુદ્ધારનાં બીજ અધ્યાત્મવાદ ભાગ ભજવે છે; એજ યુરોપને રહેલાં છે.



રૈરા અમનેટની મૂર્તિ

# ઇંદુ

રચનાર

રા. ચંદ્રવદન ચીમનલાલ મહેતા

અંધારે જ્યોતિરેખા શી વસે છે વ્યોમદીપિકા:
તુમો સદૈવ દેવાની એવી એ પથદર્શિકા

જ્યારે મણુ, દગમહીં તુજને ભરું હું,
સંસારના સુખ ભુલી તુજને સ્મરું હું,
ગુંથી વળી ઉર થકી ઉર, તે બીજાનું,
વાત્સલ્ય-મૂર્તિ તનુને ચરણે ધરાવું

ઉજાળે જુગના ભાવો તારું દૃષ્ટિસ્પર્શન,
અને મેં લાડરે કીધા સ્નેહમાં પ્રભુદર્શન

માન્યું હતું જગત તો જડ છેક છે આ,
આત્મા તણું જીવન શું કદી માન્ય છે ના,
તારા વડે પ્રથમ મેં પ્રભુના પ્રમાણી
આ વિશ્વને જીવનની ગૂઢ ગ્રંથિ જાણી

ઊકલે મૃદુ બોલોથી દેવાની ઘડીઓ કુણી
ઉજાળે કંઇ આત્માની દિશાઓ સર્વ ધુંધળી

કાપીં કર પ્રથમ મેં બહુ હેતભાવે,
સૌભાગ્યવતી શકુનો થઇ સામી આવે,
અંગુલિ કુંકુમની કરીને કપાળે,
ચાંલ્લો કરી ઉભગાડે શુભ ભાગ્ય બોલે

# માસિક રોજનીશી

## જાન્યુઆરી ૧૯૨૪

**તા. ૩ જી**—વડોદરાના દીવાન સર મનુભાઈ મહેતાનાં પુત્રી બહેન હંસાનું લગ્ન એજ રાજ્યના તબીબી અધિકારી ડૉ. જીવરાજ મહેતા સાથે થયું.

**તા. ૫ મી**—રા. વિનાયક સાવરકરને મુંબાઈ સરકારે છોડી મુક્યા.

**તા. ૭ મી**—બોરસદ તાલુકા પર નખાયેલો પોલીસ દંડ મુંબાઈ સરકારે પાછો ખેંચી લીધો.

**તા. ૧૧ મી**—રા. કલ્યાણજીભાઈની સાબરમતી જેલમાં રા. દયાળજીભાઈએ મુલાકાત લીધી. તેઓ જેલમાં ગુજરાતી શબ્દકોશ રચે છે એવા ખબર મળ્યા.

**તા. ૧૨ મી**—મહાત્મા ગાંધીજી પર આંતરડાના દર્દ માટે શસ્ત્રક્રિયા કરવામાં આવી.

**તા. ૧૩ મી**—બોરસદ સત્યાગ્રહના વિજયનો ઉત્સવ ઉજવાયો.

'કાલેલકરના લેખો'નું પુસ્તક બહાર પડ્યું.

**તા. ૧૪ મી**—અમદાવાદમાં ગુજરાત મહાવિદ્યાલયનો નવો સત્ર શરૂ થયો.

અમદાવાદમાં આર્યધર્મપરિષદની બેઠક મળી.

**તા. ૧૬ મી**—ભાવનગરમાં રા. ગિરજાશંકર ત્રિવેદીના પ્રમુખપદે પ્રજાપરિષદની બેઠક મળી તથા મંદિર ખુલ્લું મુકાયું.

**તા. ૧૮ મી**—દેશના સઘળા ભાગોમાં ગાંધીજીની તંદુરસ્તી માટે પ્રભુપ્રાર્થના થઈ તથા તેમને છોડી મુકવા સરકારને આગ્રહ કરવામાં આવ્યો.

મુંબાઈમાં આર્યસમાજ-મહોત્સવ ઉજવાયો.

**તા. ૧૯ મી**—રા. વિઠ્ઠલભાઈ પટેલે મુંબાઈ મ્યુનીસીપલ રાષ્ટ્રીય પક્ષના પ્રમુખ તરીકે રાજીનામું આપ્યું.

**તા. ૨૦ મી**—ભાવનગરમાં ઇસ્ટરના તહેવારોમાં મળનારી સાહિત્યપરિષદ માટે સર પ્રભાશંકર પટ્ટણી સ્વાગતમંડળના પ્રમુખ તથા રા. લલ્લુભાઈ સામળદાસ ઉપપ્રમુખ: પરિષદના પ્રમુખ તરીકે પ્રિ. આનંદશંકર ધ્રુવ અને ઉપપ્રમુખ તરીકે રા. નાનાલાલ દલપતરામ કવિ: સાહિત્યવિભાગના પ્રમુખ રા. ખબરદાર અને ઇતિહાસવિભાગમાં પ્રો. ખુશાલ શાહ: વિજ્ઞાનવિભાગમાં ડૉ. કાંતિલાલ પંડ્યા અને જૈન વિભાગમાં પંડિત લાલન ચુંટાયા.

**તા. ૨૫ મી**—પહેલાં હીંદી સ્ત્રી-બારીસ્ટર કુમારી મીઠાં અરદેશર તાતાને મુંબાઈ હાઈકોર્ટે ધારાશાસ્ત્રી તરીકે વકીલાત કરવાની પરવાનગી આપી.

**તા. ૨૬ મી**—મુંબાઈમાં મજુર મીલ હડતાલની શરૂઆત.

**તા. ૩૧ મી**—હડતાળથી લગભગ ૮૦ મીલ બંધ પડતાં દોઢ લાખ મજુરો બેકાર થયા.



ના!—હા, તેં વ્યાજબી કર્યું છે! એમજ કરવું ઘટે. આ રીતેજ. આહ, તારી ઉતાવળ હવે સમજ્યો, બધું સમજ્યો !—મને તો ખબર પણ શી હોય? મને એની કલ્પના પણ ન આવી—એવું ખુન કર્યું હોત્ એવી સ્ત્રીઓ થઇ ગઇ છે, જુડીથે હોલોફર્નેસનું કર્યું તેમ.—પણ એનો અપરાધ હોલોફર્નેસથી મોટો છે. અને અહીં તો ભયંકર વૈરની જરુર છે!—તેથીસ્તો તું એને અહીં લાવી. ઠીક કર્યું. તેનાજ ભોગ બનેલા હવે તેના જલ્લાદો બનશે...

આહ, કેવો ભવ્ય વિજય!—તે શાંતિથી, પ્રીતિથી તારી પાછળ આવ્યો અને એને તો વહેમ પણ શાનો આવ્યો હોય કે તેં એને આપેલી ચુંબીઓ પ્રેમની નહીં, દ્રોહની હતી!—અને હવે એ અહીં ખડો છે, જાળમાં સપડાયો છે—હા! તેં બરાબર કર્યું છે! તેના ભયંકર અપરાધ પછી ત્યાં તંબુમાંજ તેને એકાંતમાં પુરો કર્યો હોત એટલું બસ નહોતું...અમે તેને જોત નહીં એટલે વળી કૈંક શંકા રહી જાત...અધમ—પેલી અધમ શરતની સૌને ખબર હતી, માટે એ દગાબાજની કીમત સૌએ જાણવી જોઇએ. પણ તું આ સાબી શી રીતે શકી? આ છળ એવી છે કે અભયને હાથે લાગેજ...અહા, આ લોકોને કહે જોઇએ! [તે અગાશીમાં જાય છે. અને મોટે અવાજે પોકારે છે.] પ્રીન્ઝીવેલી, પ્રીન્ઝીવેલી છે, દુશ્મન અહીં છે! આપણા કબજામાં.

વાના

[તેને વળગીને અને તેને અટકાવવાનું કરતી] નહીં, નહીં! સાંભળો! સાંભળો! ગીડો, હું પગે લાગું! ગીડો, ગીડો, તમે સમજ્યા નથી.

ગીડો

[ભળ ફરીને છુટો થાય છે, વધારે ઉંચે સ્વરે બુમ મારે છે.] મને જવા દે! તું જો તો ખરી. તેઓ બધાએ જાણવું જોઇએ, બધાએ! [ટોળા તરફ ફરીને] પાછા આવો, તમે બધા! આવો, હવે આવો, તમારે આવવુંજ પડશે!—અને તમે પણ પિતાજી! તમે કરેલા અપરાધને ઢાંકી દેવા અને મને મારું સુખ પાછું સોંપવા કોઇ દેવ આકાશમાંથી ઉતરી આવે એવી આશામાં થાભલાઓ વચ્ચે સંતાઇ શું રહ્યા છો? પાછા આવો. અહીં આનંદ છે, આનંદ આનંદ વરતી રહ્યો છે. જબરો ચમત્કાર થયો છે. શું બન્યું તે આ પથ્થરોનેય હું સંભળાવવા ઇચ્છું છું. હવે મારે છુપો ભરાઇ બેસી રહેવું પડશે નહીં—એ બધું ખલાસ થયું—પરમ સંતો કરતાં પણ આજે હું વધારે પવિત્ર થયો. ગમે તેવા દોલતમંદ કરતાં હવે હું વધુ દોલત ધરાવું છું. આહ, હવે તમે મારી વાનાને તાળીઓથી સત્કારો! તમારી સાથે હુંય, અને હું તો ખુબ જોરથી તાળીઓ પાડીશ. [લોકો અગાશીમાં આવે છે, તેઓને તે ઓરડામાં ખેંચે છે.] હવે તમારો જુઓ. આખરે ન્યાય મળ્યો!...મેં તે જાણ્યું'તું પણ એ આદર્શ વહેલું પાર પડશે એમ ખાત્રી ન હતી... મેં ધાર્યું વરસો ઉપર વરસો વીતશે; જંગલોમાં, શહેરોમાં, પહાડો ને ગુફાઓમાં મારા શત્રુને શોધતાં મારો જન્મારો વીતશે એમ મને લાગતું! અને જુઓ, એકાએક તે અહીં મારી સામે આજ ઓરડામાં આજ પગથીઆ ઉપર આપણી સામે જાણે કુદી નીકળ્યો છે. આ અકળ ચમત્કાર છે...પણ સાંભળો.. વાનાએ આ સાધ્યું છે! અને ન્યાય તો

થોડા વખતને માટે તો જરુર લાગે. મુંબાઇમાંએ મારી રુપેરીલીંકન કારમાં બેસી બાદસાહેબ થવાનું મને ઘણી વાર ગમે છે, પણ તેના કરતાંએ વધારે નેપીઅન્સી અને તોપખાના-ના દરીએ એકલુ આથડવાનું કે મારા અમદાવાદના કોયરબનાં ખેતરોમાં દૂરદૂર વાડોમાં ને પગથીઓમાં થઇ રખડવાનું મને વધારે ગમે છે. આ લોકોની રીતે સરકારી થવાની આશા તો મેં ક્યારનીએ મુકી દીધી છે. (Hopeless case) ખરું કે?

આ અઠવાડીઆમાં અમે લંડન જોવાનું ક્યારનુંએ શરુ કરી દીધું છે. સાથેસાથે જાત-જાતના ડૉક્ટરોનાં દર્શન પણ ઘણુંખરું કરવા-નાંજ હોય છે. એક સ્પેશ્યાલીસ્ટ કોઇ એક-નવું દરદ કે પોતાના જ્ઞાનભંડારનો પ્રદેશ જરુર શોધી કાઢે છે અને એના કહ્યા પ્રમાણે ધકેલાતાં હોઇએ એમ અમે બીજા-ને ત્યાં જઇએ છીએ. દરેકના અભિપ્રાયો લઇએ છીએ અને વિધિએ એના નામની અનામત મુકેલી ગીનીઓ આપી દરેકનું પૂર્વજન્મનું ઋણ અદા કરીએ છીએ. મુંબાઇના કોઇ પણ ડૉક્ટર માટે હવે કંઈ પણ અભિપ્રાય અમારે માટે આપવાનું બાકી રહેતું હોય એમ લાગતુંજ નથી. રહે તો તો ઢાંકણીમાં પાણી નાંખીને બુડીજ મરવું પડે.

ચાલો, આજ તો ઘણું મોડું થયું. અહીંઆં શું શું જોયું તે વીશે તો આવતા મેલમાં લખી શકીશ.

સૌ. અતિલક્ષ્મીબહેન અને ભાઇ મુનશી-એ તમને સ્મરણ કહાવ્યાં છે.

ચિ. બાળા ગીરનાર ગઇ છે કે નહીં તે લખશો.

એજ.

લિ.

લીલાવતી-

ના

વંદેમાતરમ.



સેંટપોલનું જગપ્રસિદ્ધ દેવળ



ગુજરાત ] [ ભાગ ૧૧૮૦

વેસ્ટમીન્સ્ટર બ્રીજ

—લંડનનો પત્ર

[illegible] સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.





જાઓ, એને તમારાથી લેવાય નહીં

—મોના વાના



# મોના વાના

અનુવાદક

રા. ભાઇશંકર ડાહ્યાભાઇ દ્વિવેદી,
બી. એ.

---

ચિત્રકાર

રા. સુંદરરાવ ગોરક્ષકર

---

## પાત્રો

| | | |
|---|---|---|
| ગીડો કોલોના | ... .. | પીસાનો સેનાની |
| માર્કો કોલોના | . .. ... | ગીડોનો પિતા. |
| પ્રીન્ઝીવેલી | ... ... ... | ફ્લોરેંસનો સેનાપતિ. |
| બોર્સો, ટોરેલો | ... ... | ગીડોના સામંતો |
| ટ્રીવુલ્ઝીઓ | .. .. ... | ફ્લોરેંસનો અધિકારી. |
| વેડીઓ | ... ... .. ... | પ્રીન્ઝીવેલીનો કારભારી |
| ગીઓવાના | ... ... .. ... | (મોના વાના), ગીડોની પત્ની. |

સમય: ઇસવીસનના ૧૫મા સૈકાનો અંત.

સ્થલ: પહેલા અને ત્રીજા અંકમાં ઇટલીનું શહેર પીસા અને બીજામાં નગરની બહાર

આ નાટકનું વસ્તુ પીસા શહેરને ફ્લોરેંસના લશ્કરે ઘેરો ઘાલ્યો હતો તે વખતની હકીકત પર રચ્યું છે.

## આગલા બે અંકોનો સાર

ઘેરો ઘાલનાર લશ્કરના સેનાપતિ પ્રીન્ઝીવેલી સાથે સંધિની શરતો નક્કી કરવા ગએલો માર્કો કોલોના પીસામાં પાછો આવે છે અને જાહેર કરે છે કે ગીઓવાના ઝભ્ભાભર પોતાની પાસે એક રાત આવે તો પ્રીન્ઝીવેલી પીસાને અનાજ ને દારૂગોળો પુરો પાડવા તૈયાર છે. વાના આ શરત ગીડોની મરજી વિરુદ્ધ છતાં પ્રજાના હિતને ખાતર કબુલ રાખે છે અને પ્રીન્ઝીવેલીના તંબુમાં જાય છે. ત્યાં બંને

તાં બચપણનાં સ્મરણ તાજાં થાય છે. પૂર્વની પ્રીતિની ગુફતેગોમાં રાત વીતે છે અને સવાર પડતાં, મોન્ઝીવેલીને તેના જ્યુરીઓએ રાજદ્રોહી ઠરાવેલો હોવાથી, નિષ્કલંક વાના તેને રક્ષણ આપવા પીસામાં લઇ આવે છે.

(હવે આગળ વાંચો)

## અંક ત્રીજો

—

### ગીડો કેલેરનાનો દીવાને ખાસ

[ કબી બારીઓ, આરસના સ્થંભો, કમાનો વગેરે ડાબી બાજુએ. પછવાડે અગાસી, તેમાં મોટી વિશાલ સીડી ઉતરીને જવાય છે. અગાસીની સીડી ઉપર પુષ્પોથી ભરેલી ફુલદાની છે. ઓરડાના મધ્યમાં સ્થંભ વચ્ચે અગાસી સુધી આરસનાં પગથીયાં. અગાસી પરથી શહેરનો મોટો ભાગ નજરે પડે છે. માર્કો, ગીડો, બોર્ગો અને ટોરેલો આવે છે.]

ગીડો

મેં તમારું, એનું, દરેકનું કહ્યું કર્યું. પણ હવે ધાર્યું કરવાનો વારો મારો જ આવે. અત્યાર સુધી મેં મુગે મોઢે ને ઉંચે સાસે બધું જોયા કર્યું છે. ખાનરપાકુ ચરની લુંટ ચલાવતા હોય ત્યારે નામર્દ સંતાઇ રહે તેમ હું સંતાઇ રહ્યો છું. પણ મારી અધમતામાંય મેં મારી વટ સાચવી છે... તમે મને હીંગતોળ વાણીઆ—કેરીઆ બનાવ્યો છે, પણ હવે પરોઢ થયું છે. મે બહાર ડગલું પણ ભર્યું નથી. કબુલાત મેં પાળી છે. મારે તમારે માટે ખોરાક ખરીદવો પડ્યો...આ રાત, આ મોંઘી રાત ખરીદનારની ગમ...આ દરેકને ખબર છે? આ ઘઉં માટે, આ બધાં ઘેટાં અને બળદો માટેની એ કીંમત બહુ આકરી ન પણ ગણાય હવે તમે પેટપુરતું ખાધું છે અને મેં તેની કીંમત ભરી છે—હવે હું છુટો છું, ફરીથી મારી જાતનો માલીક છું: અને શરમને હવે ખંખેરી નાખું છું.

માર્કો

બેટા, તારા મનમાં શું છે એ હું જાણતો નથી. અને તારા આવા શોકમાં વચ્ચે પડવાનો મારો અધિકાર નથી—મોંના દીલાસા તે ટાળી શકે નહીં, અને હું સારી રીતે સમજું છું કે એમ ઉપજેલું સુખ—અહીં ચાલી રહેલી આનંદની રેલછેલ—તારા શોકમાં વધુવધુ કડવાશ પુરે છે...નગરીનું તો રક્ષણ થયું પણ તારે એ મુક્તિ માટે એટલી ભારે કીંમત આપવી પડી તે માટે અમારે પસ્તાવાનું થયું એમ કહેવું ખોટું નથી. બધોય બોજો તારે સહેવો પડ્યો તેથી અમે શરમના માર્યા નીચેથી ઉંચું જોઇ શકતા નથી...અને તોપણ, કાલના સંજોગો સંભારતાં લાગે છે કે હજુ પણ હું તેજ પ્રમાણે વર્તું, તેજ ભોગોને આગળ ધરું અને એજ અન્યાય માટે દલીલ કરું: કારણકે ન્યાયી રહેવા ઇચ્છનાર માણસને જીવતરના કીરનમાં એ કે ત્રણ આકરાં વખનાં અન્યાયનાં કામોમાં-થી પસંદગી કરવાની હોય છે... તને શું કહેવું તે મને સુઝતું નથી; પણ એક પ્રખ્યાત તને પ્રિય હતા તે આ મારા બોલ છેલ્લી વાર તારા હૃદયને સ્પર્શી શકે એમ હોય તો, બેટા, હું તને વીનવું છું કે ક્રોધ અને શોકના પહેલા ઉભરામાં અવિચારીપણે તણાતો નહીં. જ્યારે ભોલ્યુ અણબોલ્યું થઇ શકતું નથી તે ભયંકર ઘડી વીતે નહીં ત્યાં સુધી

હતી કે કાક મુંવા. જેમ દિવસ જતા ગયા, અને એ ખાની વધારે મજબુત થતી ગઇ તેમ સીધ્ધારીનો શાંત અને અડગ દ્રેષ જુનાગઢ તરફ વધતો ગયો

રાજાએ પહેલી વખત ભાવહીન રાણીમા ક્રમાહનાં બીજ જોયાં; રાણીએ પહેલી વખત જયદેવનેં રાજ્યપદના આડંબર વિના આત્મ શૌર્યથી શોભતો જોયો. એ છોકરા એક તોફાન કરવા જતા રમે ચડે તેમ બને ચડ્યા

આ બેમા એ જણ બીજા ભળ્યા હતા ત્રિભુવનપાલ દંડનાયક અને કાશ્મીરાદેવી ઉત્તર તરફ એક સૈન્યમાં સાથે હતા તે કાકની હકીકત આજાણી આવી લાગ્યા અને રાજા ને રાણીના નિશ્ચયને વધારે દ્દઢ બનાવી રહ્યા હતાં

મુંજાલ મહેતા આ ઉત્સાહ જોઇ ઘણા ખુશ થતા. એને જુનાગઢના ઘેરા કરતા રાજાના સ્વભાવની વધારે પરવા હતી અને જયદેવમા શૌર્ય પ્રગટેલુ જોઇ તેને નીરાંત થઇ હમાણા જયદેવને ખોટો આડબર રાખવાની ફુરસદ નહોતી બાબરા ભૂત કે જગદેવ પરમાર ની સહાય લઇ ત્રાસ વર્તાવવાનો અવકાશ નહોતો એ પટ્ટણી સેનાપતિ સાથે મિત્રની માફક હળતા મળતા, ને યુદ્દની યોજનાઓ ઘડતા, અને પોતાના શૌર્યથીજ પોતાની સર્વોપરિતા સિદ્ધ કરવા મથતા રાજા અને રાણી બેનો વાડો થતો સબંધ પણ તેના ધ્યાન બહાર નહોતો, અને વિધ્રક્રમોના ગર્વથી એ આ બધામા રસ લેતા

[આ વાતાના વિશેષ ભાગ આવતા અંકમા ]

"એ નાચનારીની માફક આમ વાંકુ હોળતાં ક્યાંથી શીખી લાવ્યાં? અને આ ઝમ્ભાચોળી અને કસ્સી બોસાને લુગડાં પહેરો છો તે આપણે ત્યાં નહીં ચાલે સમજ્યાં?"

હજુ 'અમે તમે'થી વાત કરે છે એટલે સમજી શકરી ધરી હું બોલીઃ "ઠીક, ત્યારે કાલથી તેમ નહીં કરીએ."

"પણ અત્યાર સુધી કેમ કર્યું?"

"તમારા આવા કાયદાની ખબર ન હતી. કાયદા ઘડના અગાઉ થયલા ગુનાહ માટે તો સરકાર પણ સજા કરતી નથી."

"પણ આ સરકારનું બંધારણ જુદું જ છે."

"એમ? આપણને શી ખબર?" સ્મિત હાસ્ય કરતી, લચકાતી લચકાતી અને નયન નચાવતી નચાવતી હું બોલી.

ખલાસ. કામદેવના બાણ સામે બાળપતિ ટકી ન શક્યા.

મેં તેમને ખોળામાં સુવાડી સ્નેહભર્યું ચુંબન લઇ હેતથી તેમને કપાળે હાથ ફેરવતાં ફેરવતાં પુછ્યું: "એમ તો હવે જાણે ઠીક. મારે મારા પતિદેવને ખુશ રાખવા છે તેથી તેમની ઇચ્છાને આધીન થઇ તે કહેશે તે પ્રમાણે વાળ હોળી કપડાં પહેરીશ. પણ તમારા સમ તમને ખોટું નહીં લાગે તો હું તમને એક જ સવાલ પુછવા માંગુ છું કે, તમે માથે વાળ રાખો છો, કાપવાળા કોટ પહેરો છો અને બીજી ફેશન કરો છો. તે મને ન ગમે તો તમે છોડી દો ખરા કે?"

"કદી નહીં, કદી નહીં. અમે પુરૂષ તમે સ્ત્રી. હું તારો માલીક, હું તારો પ્રભુ. મારી આજ્ઞામાં રહેવાને તું બંધાયલી છે. હું તારા કહેવા પ્રમાણે ચાલવાને બંધાયલો નથી." ઉછળીને મારા પતિ બોલ્યા.

"અરે, પણ તેમાં આટલા બધા આકળા શા માટે પડી જાઓ છો? એ તો હું સહજ ખુલાસો પુછું છું. મારે તમારા સ્વભાવથી તો પરિચિત થવું જોઇએ કની કે હું તમારી ઇચ્છા પ્રમાણે જ વર્તી તમારી દાસી થઇ રહું?" મામલો બહેકતો અટકાવવા માટે વખત સાચવી હું બોલી.

પછી મેં તેમને એવા વશ કરી લીધા કે તેમણે કબુલ કર્યું કે "તું સુંદર છે અને ફેશનબંધ કપડાં લતાં પેહરી અલબેલી બને તો લોકો તને તાકી તાકીને જોયા કરે, તે મારાથી કેમ સહેવાય?"

મારાથી હસ્યા વિના ન રહેવાયું. હું ખડખડાટ હસી. મેં કહ્યું: "બજું, તમારી અદેખાઇમાં અમારો મરો! રૂપ કુદરતની બક્ષીસ છે અને તે જોઇ કોઇ પોતાની આંખ ઠારે કે કુદરતના અલ્પારીઓ તે નીહાળે તેમાં તમારું શું લુંટાઇ જાય વારુ? હા, એ ખરું કે દૃષ્ટિ પાપભરી કે વાસનામય ન હોવી જોઇએ, રૂપ તો અલંકાર કે ફેશન વિના પણ દીપી નીકળવાનું, અને રાજાઓની માફક તમે અમને ઓઝલપડદે ન રાખો ત્યાં સુધી લોકો જોવાના પણ ખરા. પણ સાચું કહેજો, તમે કોઇ દિવસ પરસ્ત્રી પર દૃષ્ટિ ફેંકો છો ખરા કે?"

"ચાલ, ચાલ, લુચ્ચી! પટાભણી, તું મારો ઇન્સાફ કરવા બેઠી છે કેમ! જોઇએ પણ ખરા, કેમ?" રશીઆ રૂમાનીઆને જેવો નાગો જવાબ આપે તેવો નાગો જવાબ મારા પતિએ આપ્યો.

'પકડાયા, પકડાયા.' મારી જીત થઇ હોય તેમ અંગ્રેજી નીશાળમાં તરતજ દાખલ થયલી હું ફુલાઇને બોલી, 'તમારી આંખમાં કમળો છે તે તમે બીજાની આંખમાં પણ જુઓ છો. તમે તમારો રિવાજ બીજાને ધારતા હો તેમ જણાય છે કે પુરુષો કેવા અદેખા હોય છે!'

આ બનાવ પછી મારૂં બોલ અને રૂપ ખીલતા ગયાં. મારા પતિનું વિદ્યાભ્યાસ પરથી ચિત્ત ઊઠવા માંડ્યું. તેઓ અદેખા અને અધીરા બન્યા. હું ક્યાં જાઉં છું કોની સાથે વાત કરું છું અને કોની સાથે હસું બોલું છું તેની પણ તેઓ તપાસ રાખવા માંડી.

તેમના આ સ્વભાવનો લાભ લઇ તેમના મિત્રોએ તેમની ઠેકડી કરવા માંડી, પણ મારા સબંધમાં તો તે બુઠ્ઠી નીવડી. તેમણે હવે મારા પર આવતા મારી બહેનપણીઓના પત્રો પણ ફોડવા માંડ્યા. મેં જોયું કે એ પત્રો સીધા મારા હાથમાં આવી જતા તો તેઓ પત્રમાં શું લખ્યું છે તે પુછતા અને જો નહીં પણ પોતે તે વાંચતા અને પછી પત્ર તેમને વાંચવા લાયક ન લાગે હું છુપાવતી તો તેઓ પશુબળનો ઉપયોગ કરી ખુંચવી લેતા અને, જ્યારે તે પત્ર વાંચતા ત્યારેજ તેમને ટાઢ વળતી.

એક દિવસ રજાને દહાડે બપોરે હું કે કામપ્રસંગે માળ ઉપર તેમના અભ્યાસ ખંડમાં ગઇ. મેં તેમને ત્યાં ન જોયા. તે અગાસીમાં ઉભા હતા. વિચાર્યું કે બહાર તડકે શું કરે છે તે જોવાને અને પાછળથી આંખ દાબી તેમને મુંઝવણમાં નાંખવા માટે હું ધીમે પગલે અગાસીમાં ગઇ તો મારી આંખો ફરી ગઇ. મને તમ્મર આવ્યાં. 'ઓ બાપરે!' ની બુમ પાડી હું બેસી ગઇ. તેઓ ચમક્યા.

એ દેખાવ હજુ પણ મારી સમક્ષ તરી આવે છે ત્યારે મને કમકમાટ છુટ્યા વિના રહેતો નથી. મારા પતિએ એ ઝંખવાણા પડી ગયા હોય તેમ એકદમ પાછું ફરી જોયું. મને એકદમ બેસી ગયલી જોઇ તેઓ મારી પાસે આવ્યા, મને અગાસીમાંથી ઘરમાં લઇ ગયા અને ઠંડી પાડી.

"એ શું નાટક ભજવતા હતા?" થોડી વાર પછી મેં પુછ્યું.

"એ તો સામેની જ્યોત્સ્ના સાથે અગાસી-માં જરા વાત કરતો હતો."

"એમ? બીજું કંઇ નહીં?"

"ના, એ તો આપણા રિવાજ સાવ વહેમી કે સહજ વાત કરી એટલે અદેખાઇ આવી, અને જમીન પર ઢળી પડ્યાં."

"હાસ્તો, જૈન વહેમી અને પુરુષો ફુદાર ચિત્તના એટલા બધા કે પોતાની પત્નીઓને મનગમતા કપડા પણ પહેરવા ન દે કે તેની ઇચ્છા પ્રમાણે વાળ પણ હોળવાની ના કહે." મેં કરડાકીમાંજ તાણો માર્યો.

મારા પતિ સમજી ગયા જ્યોત્સ્નાનો સાથ અને મારા પતિના હોઠનું સમેલન થતું મેં જોયું હતું, છતાં પતિ કબુલ કરવાના નથી અને ખુંચીને ચાડું કરવામાં સાર નથી એમ ધારી હું એ વાત બંધ કરી નીચે ઉતરી પડી.

જ્યોત્સ્ના રૂપમાં મારા કરતાં ચઢે તેવી ન હતી, છતાં મારા પતિ તેની જાળમાં વધુ ને વધુ ફસાતા ગયા. મેં હૃદય સાથે ઘણું કલ્પાંત કર્યું આડકતરી રીતે ઘણાં મહેણાં માર્યાં. પણ હવે તે વિકરાળ બન્યા. જ્યોત્સ્ના-એ મને માર ખવડાવા માંડ્યો અને મારા પતિએ મારા પર અનેક આળ ચડાવ્યાં.

જુવેલું કે કોઇ અગત્યના કામપ્રસંગે હું કોઇ પુરુષ જોડે વાત કરતી તો મારો બરો

ઝુકાતો; કોઇ ઓળખીતા કે મારા પીઅરના સંબંધી સાથે સહજ સ્મિત હાસ્ય પણ કરતી તો મારી કમબખ્તી જાગતી. વિદ્યાભ્યાસ માટે-નો સમય તેમણે મારી ચોકીદારી કરવામાં, મારા પર જાસુસી કરવામાં અને 'જ્યોત્સ્નાના સંગમાં ગાળવા માંડયો.

હું કંટાળી. એ નાટક મારા દેખતાં, હું આંધળીજ હોઉં તેમ ભજવાય તે હું જોઇ શકી નહીં. મારો ભાઇ નોકરી કરતો હતો તે ગામ હું ચાલી ગઇ. એટલે તો મારા પતિના માર્ગમાંનું કંટક દૂર થયું.


"ભાઈલા, ક્યાં સુધી ઉંઘ્યા કરે છે? ટેબલ પર ચા મુકી."

થોડા મહીના-પછી હું પાછી ફરી ત્યારે તો પતિદેવ એકદમ બદલાઇજ ગયલા જણાયા. કાકા-બળીઆ બાપ-જીના જેવો તેમ-નો સ્વભાવ થઇ ગયો હતો. નાદાન મિત્રો અને જ્યોત્સ્ના-એ હું કોઇ સાથે આડો અને પાપી વ્યવહાર રાખું છું એવું મારા પતિના મગજ પર ઠસાવવા માટે મારા પર તેના નામથી પત્ર લખવા માંડયા અને પતિદેવના હાથમાં તે જતાં તે ગુસ્સે થયા; નહીં બોલવાનું બોલી દીધું, નહીં કહેવાનું કહી દીધું.

હું પણ જીવ પર આવી ગઇ. માથે પડે તે વિશ્વદેવા કરીને મેં સહન કર્યું.

દુર્ભાગ્યે પતિદેવ પરીક્ષામાં નિષ્ફલ નીવડ્યા. તેમના પિતા નિરાશ થયા. તેમણે અભ્યાસ છોડાવ્યો અને નોકરી અપાવી. અમે પરગામ ગયાં. 'જ્યોત્સ્ના તો ગઇ' એટલાજ આશ્વાસન-થી હું તેમની સાથે ગઇ.

ટુંકો પગાર અને પરદેશનો ખર્ચ એ બંનેએ પતિને નરમ બનાવ્યા અને સહકાર કરવાની ફરજ પાડી. કોઇ વાર ભાડાવાળો તગાદો કરતો, તો કોઇ વાર ઘીવાળો ગમે તેમ આડું અવળું લવી જતો. પતિનાં દયામણા ચહેરા-ની મને દયા આવી. મેં હાથની બંગડી કાઢી આપી. તે તેમણે વેચી અને પગાર અને ખર્ચ વચ્ચે પડતી ખાધ થોડા મહીના સુધી તો તેમાંથી પુરાઇ.

તે પછી તેમનો પગાર વધ્યો, પણ સાથે-સાથે જંજાળ પણ વધી—દુકાળમાં અધિક માસ. જ્યાં છોકરાં ત્યાં ખાવાનું નહીં, અને ખાવાનું ત્યાં છોકરાં નહીં તેમ અમે માંડમાંડ પુરું કરતાં હતાં ત્યાં દૈવને અમારી અદેખાઇ આવી. એક પછી એક છોકરાં વધતાંજ ગયાં અને હમણાં હું આઠ છોકરાંની મા છું.

પુરતી આરામ અને પુષ્ટિકારક ખોરાક વિના મારું શરીર ગળાતું ગયું. ભરયૌવનમાં હું ધરડી ડોસી જેવી થઇ ગઇ. એમનું શરીર પણ મારા જેવુંજ છે, છતાં સંયમ જાળવવાના તો એમણે સોગનજ ખાધા છે. 'ખાનાર પીનારને ખુદા દેનાર અને છોકરા છોકરાંનું નસીબ સાથે લાવે છેજ. ફરી તેઓ આશ્વાસન આપે છે અને લે છે

પણ મારે બંગડી પછી અછોડો અને રાવણમાળા વેચવાનો વખત પણ આવ્યો ખર્ચ ચલાવવાને અને પેટે પડેલાઓને જોગવવા માટે મે તે આખમાં આસુ લાવી આપ્યા

દિવસે દિવસે મારા પતિ પણ નિસ્તેજ અને ચીડીઆ બનતા ગયા. તેમણે બાળકોને મારવા માડયાં. બાળકો નહીં તો પણ પુરતા પોષણ વિનાની અમારી પ્રજા કેવી હોઇ શકે? તે પણ માંદાસાજા ચાલે છે છોકરો બરાબર જાગ્યો નથી. ડાક્ટર કહે છે કે તેના મગજની ખીલવણીજ થઇ નથી હું તો માદી-માંદી અને સુવાવડમાથી તરતની ઉઠવા છતા શ્રમડાયા કરું છું.

પતિદેવ નિષ્ઠુર બન્યા છે. કરકસરને કારણે તેમણે ઘર ખડક્યું છે ત્યાં નથી હવા અજવાળાનું ઠેકાણું કે નથી સુખશાન્તિનો ઢગલો.

અમે બધા માદા પડયા. ડાક્ટરના બીલ ચઢ્યાં તે મે મારી બહેનપણી પાસેથી રૂપીઆ ઉછીના લેઇ ચુકવ્યાં. પણ ત્યા પણ મારા પતિને મારા જેવી ભરયૌવનમા જરા જેવી બનેલી ચાર છોકરાંની મા પર શક ગયો આટલું આટલું કરવા છતાં તેમનો મારા પરનો, હું બેવફા હોવાનો શક મારી છાતી ફાડી નાખે છે, અને પુરુષો સ્વાર્થનાજ સગા અને વ્હેમીલા છે એવું મારી પાસે બોલાવે છે.

આટલું બધુ છતાં મારાં માબાપના શિક્ષણની ભાવના મારામાં રહી ગઇ હતી. હું પતિને પ્રભુ માનતી હતી, તેમની સેવામાંજ મુક્તિ માની આનંદમાં દિવસ નિર્ગમન કરતી હતી. પણ પતિદેવ ગુસ્સે થયા. 'નખરો માટી ઉમ્મર પર ચરે' તેમ તેમણે ઘરનો ખર્ચ ચાલી નહીં શકવાથી દાસીએ આવી મારફાડ કરવા માંડી. પીઅરથી પૈસા લાવવાનું આડકતરું સૂચન કર્યું પણ ત્યાં ભાઇભાભીનું રાજ્ય થયુ છે. પીઅરીઆ મને એકલીને પોષે પણ મારી લંગારને નભાવતાં અચકાય છે

હું કંટાળી ગઇ તેમને છોડી છોકરાઓ સાથે ઘેર આવી. રેંટીઓ કાતવા માંડયો અને રૂ. પુણી, સુતર વગેરેની આપલે કરવા માંડી

પરદેશ કરતા ઘેર ખર્ચ ઓછો થાય છે એટલે થોડા પૈસામા હુ ખર્ચ નીભાવી શકુ છુ પતિ પરનો બોજો ઓછો કરવા છતા તેમના તરફની પજવણી અને ત્રાસ ચાલુજ છે તેમને એકલા રહેવાનુ ગમતુ નથી પણ હુ પણ હવે છોકરાથી કંટાળી ગઇ છુ.

એ તો કે નભાવતાજ નથી. જડસુની માફક એકજ દિશાનુ જ્ઞાન છે હું તેમની નોકરીવાળા ગામમા ન રહેતા વતનમા રહું છુ એટલે પતિદેવ ખીજવાય છે, મહેણા મારે છે અને હજુ પણ મારા પર શક લઇ જાય છે ચાર છોકરાની મા થવા છતા મારો. આ અવતાર' બોલો... .."

અને આ યુવતિનું ગળુ રુંધાઇ ગયું હોય એવું જણાયુ તે વધુ બોલી ન શકી. મુખમાથી શબ્દ નીકળવાને બદલે આંખમાથી આંસુ ખરવા માંડયાં. તેને તમ્મર આવતાં

હોય એવું લાગ્યું. તેને ચકરી ખાઇ-જમીન પર પડી પટકાઇ જતી બચાવવા માટે મદદ કરવા હું ઉઠું તે પહેલાં તો તે પોતેજ પોતાની મેળે વિરામાસન પર ઢળી પડી. ખુરસી પર પડીપડી પણ તે લવતી હતી કે, "અરે મારા પતિ તે મારા પ્રભુ! મેં આ શું કર્યું? પરપુરુષ આગળ મેં કોની વાત કરી? વિવેક પણ ન જાળવ્યો. સાંભળનાર કંપતા હતા, ખંચાતા હતા, અચકાતા હતા પણ પ્રથમ મિલનની વાત કરતાં પણ હું ન લજવાઇ. લાજ છુટી, પતિએ છોડાવી, પતિએ નફફટ બનાવી. હૃદય એકદમ ઉઘડી ગયુ. સંગ્રહી રાખેલો સંભાર વેરાઇ ગયો. આસપાસનાએ તે જોઇ લીધો. તેની વાસ લઇ લીધી. ના, પણ હવે પાછો દાટો દઇ દઉં છું. વધુ વાસ બહાર નીકળવા નહીં દઉં. મારા પતિ! મારા પ્રાણેશ! મારા પ્રભો! ક્ષમા કરો. સાથે આવનાર......"

એક બીજી પ્રૌઢા સ્ત્રી દાખલ થઇ. હું ચમકયો. આજે મારી પર્ણકુટિમાં નારીઓનો આ હલ્લો શો? મેં તેને ઓળખી. મેં કહ્યું: "ઓહોહો! તમે કયાંથી? આદર્શ પતિનાં હેતાળ પત્ની, તમારું શરીર આવું કેમ થઇ ગયું? શેરડીના સાંઠા જેવા તમારા હાથ, ભરાઉ અને એવડું શરીર, એ બધું કયાં? માત્ર તમારી ઉંચાઇજ રહી છે."

તે બોલી: "હું હેતાળ પત્ની ખરી, પણ મારા પતિ આદર્શ તો નહીંજ. હું તેમને પ્રભુની માફક પૂજું છું. પરમાત્માની એટલી ભક્તિ કરી હોત તો આ કલિયુગમાં જરુર કેં ફળ મળત. પણ મારા પતિ હજુ પ્રભુ નીવડયા નથી."

"અરે! પણ તમારા પતિ તો કહે છે કે, 'હું તો મારી પત્નીનો આદર્શ પતિ છું'" મેં અજાયબીથી પુછ્યું.

"એ બધુ કહેવાનું છે. એ હા, છે તો સાહિત્યરસિક અને બુદ્ધિશાલી પણ બધું ઉંધે રસ્તે. એમની રસિકતા અને બુદ્ધિ દરીઆના ખારા જલમાં વરસેલી મીઠાં પાણીની વાદળી જેવી નકામી થઇ ગઇ છે. 'સાહિત્યરસિક અને મોટા માણસમાં કૈંક દૂષણ તો હોવુંજ જોઇએ. દૂષણ વિના સાક્ષર કે મહાન્ પુરુષ થવાતું નથી.' એવી ભ્રમણા તેમનામાં પેસી ગઇ. દારુ પીતાં શીખ્યા, તેની સાથે પરસ્ત્રી-ગમન અને રાતનો જુગાર આપોઆપ ચાલ્યાંજ આવ્યાં. ઇશ્વરદત્ત બુદ્ધિ અને રસિકતા બહેર મારી ગઇ. ટુકડા ખાવાને ઘેર-ઘેર ભટકે છે. ઘરનું ખાવાનું ગમતું નથી. રાત્રે કે મધ્યરાત્રે-કયારે ઘેર આવીને સુએ છે તે પણ હું જાણતી નથી. કોઇ વાર જાગું અને પુછું તો 'ઓફીસનું કામ'નું સીધું, સરળ અને મારાથી તપાસ ન થઇ શકે તેવું બહાનું. એમને માટે પહેલાં હું મગરુર હતી, હવે નહીં. તેમની કમાણી દારુમાં જાય છે. સારે ભાગ્યે પેટે સંતતિ પડી નથી. હું સુકુંલુખું ખાઇને કે કોઇ વાર બે પૈસાના મમરા ચણા ફાકી પડી રહું છું. મારું શરીર આગળ જેવું કયાંથી હોય? એમણે પોતાનું શરીર પાયમાલ કર્યું અને સાથેસાથે મારા શરીરનું નખ્ખોદ વાળ્યું. સ્ત્રીહૃદય કયાં સુધી ટકી રહે? મારું ગજું શું? સમજી ગયા? વધુ કહેતાં શરમ લાગે છે. તેમણે મારા સુખનું અને સાથે મારા શરીરનું સત્યાનાશ વાળ્યું છે. કોઇ જાણે તો મરવા જેવું લાગે છે. નસીબ, કર્મ, આર્ય અબળા ને

એ કરતાં બીજું કયું વધુ ધીરજ આપનાર આશ્વાસન છે ?"

વિરામાસન પર ઢળી પડેલી યુવતિને પણ ભાન આવવા માંડ્યું. તેણે પણ આ સ્ત્રીની વાત સાંભળી હોય એમ જણાતું હતું.

આ બને મનારીઓ કે અજાયબ જેવા સંયોગો વચ્ચે સાથેજ બોલી ઉઠીઃ ' ઓહો, ત્યારે હવે અમારા પતિ પ્રભુ કે પથ્થર ? શું સુખ જોઈને અમે અમવની આર્ય રમણીઓની માફક એક ભવના પતિ સાથે ભવ મળે એવું માંગીએ ?"

હું કે જવાબ આપવા જાઉં એટલામાં તો મારી નાનકડી, બીજી ઢીંગલી જેવી હસમુખ બહેને મને હરોળી કાન આગળ મુખ લાવી બુમ પાડી કે " ભાઇલા, ક્યાં સુધી ઉંઘ્યા કરે છે ? ટેબલ પર ચા મુકી "

સ્વપ્ન રહ્યું. બીજાજ ગયો, પણ ઢીંગલી બહેનને કેં વઢાય ? અને સ્વપ્ન તુટયું ન હોત તો પણ હું શો ઉત્તર આપત ! જે થયું તે ઠીકજ થયુ.



## મન

રચનાર

રા. અનુપમ નાનાલાલ કવિ

પતંગદોર છુટ્યો,
એ જાય,
કોઇ ઝાલજો.
પહાડ જોર છોડો,
એ જાય,
કોઇ ઝાલજો
પકડ્યો નથી ટટ્ટુ હજી,
નાથ્યો અધમ એ તો નથી;
પક્ષી પુરૂં પિંજર નથી,
ભાગવાનો પથ પ્રીછ્યો નથી.
પતંગદોર છુટ્યો,
એ જાય,
કોઇ ઝાલજો.
ઉદ્દેગ બેળ જડ પૂર છે
કહે કૃષ્ણ ગીતા ભાગવદે.
અભ્યાસ ને વૈરાગ્ય ઔષધ
નિશ્ચય ફ્નેહના દાર છે;
પતંગદોર છુટ્યો,
એ જાય,
કોઇ ઝાલજો.
પ્રભુની પ્રભુતા પૃથ્વીમાં પમરો,
અધમ એ સહુને પ્રભુ સાધો;
મનહરની પર અંકુશ દાખો,
સહુ આત્માનું ઓજસ્ પ્રગટો,
પતંગદોર છુટ્યો,
એ જાય,
કોઇ ઝાલજો;
પહાડ જોર છોડો,
એ જાય,
કોઇ ઝાલજો—અનુપમ.

# આશકની આજીજી



રચનાર:

રા. હરગોવિંદ પ્રેમશંકર કવિ

સંપાદક:

રા. વલ્કલ

[સોરઠી ગઝલ]

તુજ ઇશ્કના દરબારમાં બંદા એકને જ શું છુટ ના—
ઉછળી રહ્યો તુજ જામ જ્યાં
મુજનેજ પીવા છુટ ના! તુજ૦ ધ્રુવ.

૧*

અધરામૃતાશ* જરી નથી,
દગ્ દગ્ મળે પલકે કદી,
રહ્યું ભાગ્ય એવડું† છે હજી,
વ્હાલી! એવડી† ય શું છુટ ના! તુજ૦

૨

તુજ ગાન મીઠું શીદને
મદનું ભર્યું પાયું મુને?
પાયું તો હવે તરછોડતાં
તુજ ઉર શું કૈં થાય ના! તુજ૦

૩

બેસી દૂર હું નીરખું તને
ન રુચે બીજું કૈં નેત્રને,
તું જુએ ભલે ન જુએ મને
તસુ ઠામની શું કરે મના! તુજ૦

૪

અમીનું ઝરણ તુજ ઉરથી
ઝરતું, તું તે ન શું જાણતી?
થાઉં દૂર ત્યાંજ ઝૂરી મરું!
અયિ, કત્લ કર, દૂર કાઢ ના! તુજ૦

---

* અધરામૃતાશ: અધરામૃત ... શ.

† એવડું, એવડી: બે અર્થ-(૧) ચાલુ અર્થ; (૨) બે વડું, બે વડી: મોટું વા નજીવું જે ગણ તે.



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક :

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ.




### નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે :

| | | |
|---|---|---|
| જયસિંહદેવ સોલંકી | | અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી | ... | .. રાજમાતા |
| મુંજાલ | ... | .. મહા અમાત્ય |
| ઉદા | ... | .. મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક | ... | .. મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શાંભ | ... | . મંત્રી |
| ત્રિભુવનપાલ | ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી | .. | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક | ... | ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી | ... | .. તેની પત્ની. |
| સજ્જન | ... | .. સોરઠનો દંડનાયક. |
| પરશુરામ | ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર | ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી | ... | ... તેની રાણી. |

* અમદાવાદ † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ ભરૂચ.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઇચ્છામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતાં છછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેષ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બચાવી" લે છે અને વંથળી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા' ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સાંધેલું જોડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની તાલબાજી તરફ વહેમ જાય છે, અને બાબરાભુતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પૂજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવા ફત્તેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઈ જાય છે. જગદેવને ગભરાએલી રાણી કાઢી મુકે છે. કાક સટકીને જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અંદર જતો રહે છે. પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે એટલામાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે. ઉદો, જયદેવ તથા કાક વિષ્ટિ માટે જવું એમ ઠરે છે. દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી જોડે મસલત કરતો હોય છે તેટલામાં કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે. વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની પુત્રી સમર્થ તેના ઉપર દ્વેષે ભરાય છે. પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજ-મહેલનો કર્તાહર્તા પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં કાક સાથે તેને ચકમક ઝરે છે પણ તુરત સમાધાન થાય છે. કેદ કરેલા નોકરને છોડી દેવાની આજ્ઞા મુંજાલ પરમારને કરે છે ને તે માથે ચઢાવવા જયસિંહદેવ પરમારને સલાહ આપે છે. શોભની વહુ પ્રેમકુંવર ને પહેલાં સંતાયલા કાકને અજાણતાં છોડાવનાર સમર્થ લીલાદેવીનો ખંડ શણગારતાં હોય છે ત્યાં કાક રાણીને મળવા આવે છે, અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. રાણી તે અજમાવવા માંડે છે. વળતે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈને પરમાર સાથે ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેશે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી તથા ખેમલનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે.

રાજ, પરમાર ને એમલ તેમા મુખ્ય યાત્રિક થાય છે ત્યાં શાસ્ત્રી વગેરે આવે છે અને ભિખાન રાજાને લઈ જાય છે. કાક હસતાં 'પડ્યાનો વહેમ ઘોડેસ્વારે પડે છે

## વિશ્રામ ઓવારો

અરણ્યમાં દેવપાલ હાડાના સ્વાતન્ત્ર્યનો ઝુંડો ફરકે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આંબડ ખુમારીને મંજરીને નીરખે છે મંજરી રક્ષણ માટે, એનાની દરબાર ન કરતાં આંબડ વગેરે સાથે નવાલરમાં જાય છે. તેઓ ન સોમેશ્વર અનાજ લેવા ગામમાં જાય છે પાછા ફરતા વચમાં ચોકીદારો મળતાં તેમને ઝેલતી તેગ ને તેની બેગી અનાજ લઈ આવે છે, ને સોમેશ્વર નદીમાં ઝંપલાવે છે

( હવે આગળ વાંચો )

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મંજરી શસ્ત્ર વાપરતાં શીખવા માંડે છે

મંજરીએ આખી રાત આંખ મીંચી નહીં. એનાંતાનો આશ્રય છોડવામાં તેણે જોખમ ખેડ્યું હતું, પણ તે માટે તેને પસ્તાવો થતો નહોતો. આમ ચાર માણસો જોડે ગઢમાં ભરાઈ બેસવાનું તેણે સાહસ કર્યું હતું, પણ તેનો તેને ગભરાટ નહોતો. એકજ વિચાર તેના મગજમાં રમી રહ્યો હતો. દુર્ગપાલની અર્ધાંગનાને તેનું ગૌરવ સાચવવાનો સમય આવ્યો છે.

આ કાશ્મીરી પંડિતની કન્યાના સંસ્કાર ને સ્વભાવ જેવા અસાધારણ હતા તેવોજ તેનો વિકાસ વિચિત્ર હતો. જે માતાએ પિતાને વીસારી તેને તેણે છોડી, જે ફઈ મહેનાએ જોરજુલમથી પોતાનું પાણિગ્રહણ કરવાની ઉમેદ રાખી તેને તેણે હંફાવ્યા; જે અણજાણ્યા સૈનિકે તેને બચાવવા તેની સાથે લગ્ન કર્યું તે કાકને તિરસ્કારથી તેણે ડામ્યો. પણ કાકના શૌર્યથી તે ચકિત થઈ; તેનું બુદ્ધિબળ જોઈ તે પ્રશંસા કરવા બેઠી, તેના મુત્સદ્દીપણાએ તેને મહાત કરી પણ કાકના હૃદયની વિશાળતા માપતાં તેણે આત્મશ્રદ્ધા ગુમાવી. તેની કર્તવ્યપરાયણતા ને એકનિષ્ઠાનું પારખું કરતાં તેણે ગર્વ વીસાર્યો, મુગ્ધ અને તેના પ્રેમના શોધમાં તણાતા તેણે સ્વત્વ ખોયું. અંતમાં જે સૈનિકને તેણે કુતરો લેખ્યો હતો તેની પુજારણ થઈ રહેવામાં તેણે ગર્વ માન્યો.

કાવ્ય ને શાસ્ત્રના અભ્યાસથી સંસ્કારી થએલા તેના આત્માએ પતિને પરમેશ્વર ગણવા પરમેશ્વર જેવા પતિ વિના કુંવારા મરવાનો નિશ્ચય કર્યો હતો. જેને પથ્થર ધાર્યો હતો એવા પતિને પરણતાં ત્યાં પથ્થર તેને પરમેશ્વર દેખાયો. અને તે પરમેશ્વરની ભક્તિ પોતાનો જીવનમંત્ર તેણે બનાવ્યો.

ભક્તિ અનેક પ્રકારની હોય છે. ડંખના ડરથી કેટલાક નાગની ભક્તિ સ્વીકારે છે ને નાગપાંચમ કરે છે. સુખની આશાએ ઘણાએ ઇષ્ટદેવને આરાધે છે ફલપ્રાપ્તિથી ઉપજેલી કૃતજ્ઞતા અનુભવતા ઘણાં વરદાતાની ભક્તિ આરંભે છે કોઈક નરસિંહ ગો ભક્ત દેવઘેલો થઈ ઉભરાતા હૃદયની ભક્તિમાં લીન બને છે. અને કોઈક એવો પણ વિરલ ભક્ત હોય કે જે ભક્ત ને ભગવાનનું અંતર તોડે; દેવના સ્વરૂપે સ્વરૂપ સાથે તાદાત્મ્ય સાધે; જેનો પૂજ્યભાવ સર્વભરી શ્રદ્ધાનું સ્વરૂપ લે.

ના સેવાધર્મમાં અધિકારનો પ્રતાપ હોય; જેનું જીવન નિરંતર દેવમય અને અંતર સદા દૈવરસીયું રહે.

મંજરીની પતિભક્તિ આ છેલ્લા પ્રકારની હતી. તેની પતિભક્તિ પરપુરુષના સમાગમના અભાવથી પ્રગટી નહોતી; પતિ જોડે બાલપણની અજ્ઞાન અવસ્થામાં સેવેલા સહવાસથી નીપજી નહોતી. સશક્ત પુરુષનાં ડરનો તેમાં અંશ નહોતો; પાલણહાર તરફ પ્રગટેલી ઉપકારવૃત્તિની છાંટ ન હતી; સંતાનના પિતા તરફ વળતી લાગણીઓ પર તે રચાઇ ન હતી. જુવાનીના ઉછળતા તરંગો શમાવવાનું કે રસિકતાના અદ્ભુત રંગો શોભાવવાનું પતિને એક સાધન માનવાથી પણ આ ભક્તિ પેદા નહોતી થઇ. પરભવમાં સુખ મેળવવાને લોભે, કે ઇશ્વર રીઝવવાની ઇચ્છાથી આ ભક્તિ પ્રેરાઇ નહોતી.

આ ભક્તિનું મૂલ અનિર્વાચ્ય પ્રણય હતો; એનું બંધારણ પતિના સ્વભાવને જીવનક્રમ સાથે સાધેલી એકતાનતાનું બંધાયું હતું; એનું પોષણ સર્વવ્યાપી, એકનિષ્ઠ ને ઉછળતી રસિકતા ને સંસ્કારિતા કરતી. કાકના નિરંતર સહચારની ઇચ્છા; તેનાજ જીવનમાં રસ; તેનીજ સેવાની હોંસ; તેના પરજ સત્તા ચલાવવાની આકાંક્ષા; તેનાજ અર્ધાંગ થઇ રહેવાનો લોભ—એ આ ભક્તિનાં અંગો હતાં. પણ એ અંગોના બનેલા દેહથી તેમાં રહેલો આત્મા નીરાળો હતો. એ આત્માના જ્વલંત પ્રાબલ્યથી મંજરી વગરપ્રયાસે આત્મસમર્પણ સાધતી; ને શરીર ને સ્વભાવની ભિન્નતા ભુલી કાકનું અડધું અંગ બની રહેતી.

જ્યારે બેનાંએ નર્મદાના મંદિરમાં તેનું અપમાન કર્યું ત્યારે આ ભક્તિએ તેના હૈયામાં અદ્ભુત પ્રેરણા કરી. જે વીરનું તે અંગ હતી તેનો પ્રતાપ તેનામાં સ્ફુર્યો. તે નિઃશસ્ત્ર ને નિરાધાર સ્ત્રી મટી ગઇ; અને કાલભૈરવને મહાત કરનાર ને નવઘણ રા'ને પકડનાર મહારથીની હીંમત ને અકળગતાની મૂર્તિ થઇ ગઇ.

આખી રાત તેણે ઘાટ ઘડયા કર્યા. પાંચદશદિવસે વંથળી ખબર પહોંચશે, ત્યાર પછી દશબાર દિવસે લશ્કર તેમને છોડવવા આવી પહોંચશે. એટલે વીસપચીસ દિવસ સુધી આ ઘેરો ટકાવવો પડશે. પાંચ માણસો ને એક સ્ત્રી એ ભગીરથ કામ કેમ કરે તેનો તે વિચાર કરી રહી. ગઢ મજબુત હતો. દેવોનાયક ને સોમેશ્વર પ્રવીણ ગઢવી હતા. આંબડ મહેતાને પણ ઘેરો ટકાવવાની કલા કૈંક આવડતી હશે. તેને પસ્તાવો થયો. કાશ્મીરાદેવીએ તેને અનેક વાર આયુધ વાપરતાં શીખવાનું ને યુદ્ધની કલા હાથ કરવાનું કહ્યું હતું, પણ પોતાની વિદ્વત્તા ને પતિના શૌર્યના તોરમાં તેણે તેની સલાહ માની નહોતી; અને અત્યારે પતિની આબરુ ખોવા તે બેઠી હતી. જેમજેમ રાત જતી ગઇ તેમતેમ પોતાની નિર્બલતા પર તેને તિરસ્કાર આવ્યો.

ભળભાંખળું થયું ને તે ઉઠી, અને દેવાનાયકને ઉઠાડયો.

"દેવા! સોમેશ્વર ક્યાં સુતો છે? મારે ગઢ જોવો છે."

"બા!" દેવાએ કહ્યું ને ડોકું ધુંણાવ્યું. તેનો અવાજ અશાંત હતો.

"કેમ?"

"સોમેશ્વરભાઇ તો પકડાઇ ગયા."

"હેં!" મંજરીને કપાળે પરસેવો આવ્યો

"હા."

"પણ એમનું થયું શું!"

"અનાજ લઈ પાછા આવતાં ગામના ચોકીદાર મળ્યા. સોમેશ્વર ભટે દેવાને ને તેની ગૌરીને ઉપર મોકલ્યા, અને પોતે લડવા ગયા. પછી કોણ જાણે શું થયું તે દેવાને ખબર નથી."

મંજરી કંપી ઊઠી. આ અણધારેલી મુશ્કેલીથી તેની હિંમત ઓસરી ગઈ.

"દેવા! ભગવાને શું ધાર્યું છે?"

"બા! ભગવાનની જે ઇચ્છા હોય તે ખરી."

"પણ આપણું શું થશે?" ચિંતાભર્યે અવાજે મંજરીએ કહ્યું. તેના અંતરમાં નિરાશા પેસવાની તૈયારી કરતી હતી.

"આપણે?" દેવાએ કહ્યું, "મોટાભાઈ આવે ત્યાં સુધી ગઢ ટકાવી રાખવાનો બીજું શું?"

દેવાના આ સામાન્ય શબ્દો સાંભળી મંજરીને શરમ લાગી. જે શ્રદ્ધા એક સૈનિકને તેના પતિમાં હતી તે તેને પણ ન હતી. તેના અંતરના ઊંડાણમાંથી પ્રેમ અને શ્રદ્ધાનો ઝણઝણાટ થયો. તેના હૃદયમાં એક પ્રચંડ તરંગ પ્રગટ્યો. તેનું મોઢું લાલચોળ થઈ ગયું.

"દેવા!" તેણે ગર્વભર્યા અવાજે કહ્યું. "હા, તારા મોટાભાઈ આવે ત્યાં સુધી આપણે ગઢ સાચવીશું. તું મારી જોડે ચાલ. મારે ગઢ જોવો છે."

"અત્યારે જોઈ શું કરશો?"

"મારે ગઢવી થવું છે," મંજરીએ હસીને કહ્યું.

દેવાનાયકને મંજરીની હમેશાં અદેખાઈ આવતી. અને તેના ભાઈને જાણે તે વગરદીઠે પરણી ગઈ હોય એવો તેનો અભિપ્રાય હતો. એ અભિપ્રાયમાં ઉદાર નીવડી તેણે ફેરફાર કરવાનો આરંભ કર્યો.

"ચાલો" કહી તે આગળ થયો.

મંજરી અને તે ગઢ પર ફરવા લાગ્યાં. જેમજેમ પરોઢિયું થતું ગયું તેમતેમ ગઢના કાંગરા, નીચેનું શહેર અને દૂરનાં ગામડાં સ્પષ્ટ દેખાતાં ગયાં. ધીમેધીમે રેવાનો પટ ચાંદીની મેખલા સમો પૃથ્વીને શણગારી રહ્યો. અને દૂર ડુંગરાની અસ્પષ્ટ દેખાતી હાર આગળ ઉષાનો પ્રકાશ રાતો થવા લાગ્યો.

મંજરીએ ગઢ જોવા માંડ્યો. ક્યાંથી શું થાય, કયે ખૂણે કયા રસ્તાઓ સચવાય, અને કઈ જગ્યાએથી દૂરના ગામ કેવી રીતે ઓળખાય એ બધું જ્ઞાન ઝપાટાબંધ મેળવવા માંડ્યું.

જ્યારે ફરતાફરતા તેઓ જે સ્થળે ચઢ્યાં હતા ત્યાં આવ્યા ત્યારે દેવાએ જે જગ્યાએ સોમેશ્વરને ચોકીદાર મળ્યા હતા તે બતાવી માંડી. ધ્યાનથી તે જોતા મંજરીએ જરા ઊંચી થઈ કોટ ઉપરથી નજર નાંખવા માંડી.

"બા! આ શું કરો છો! આટલાં બધાં નીચાં ન વળો. પેલો વીંધી નાંખશે" પાછળથી આનડકો ગભરાયેલો અવાજ આવ્યો. મંજરીએ એકદમ પાછું જોયું. આમ્રભટ દોડતો આવતો હતો.

મંજરી જેવી પાછી ફરી તેવું તરતજ સનનન કરતું એક તીર આવ્યું; અને મંજરી પહેલાં જ્યાં નીચી વળી જોતી હતી તેની પાસે પથ્થર પર લાગ્યું.

"દેવા! જોતો નથી? આ પેલો પણે ઊભોઊભો તાકે છે તે!" આમ્રભટે ગુસ્સામાં પૂછ્યું, અને જવાબ સાંભળવાની રાહ જોયા વગર દેવા પાસેથી તીર ને કામઠું લઈ તીર માર્યું. નીચે ઊભેલા સૈનિકના હાથ પર તે વાગ્યું ને તે ચીસ પાડતો દૂર ખસ્યો.

"આંબડ મહેતા!" મંજરીએ હસીને કહ્યું, "તમે ધનુષ્ય આટલું જોરથી શા માટે પકડો છો?"

આમ્રભટ માનભંગ થઇ મંજરી તરફ ફર્યો. નાનપણથી ધનુષ્ય ઘણુંજ જોરથી પકડવાની એને કુટેવ હતી, અને ઉસ્તાદની ટોક છતાં એ આદત તે છોડી શકયો નહોતો.

"તમે કેમ જાણ્યું?" તેણે સાશ્ચર્ય મંજરીને પુછયું.

"તમારા દુર્ગપાલ ઘણુંજ હલકેથી પકડે છે તેથી." મંજરીએ સ્પષ્ટ પણ ધીમે અવાજે કહ્યું.

આમ્રભટના મગજમાં જરાક ક્રોધ આવ્યો. "તમારા દુર્ગપાલ" વંથલીમાં કપાઇ મરવા ગયા છે છતાં તેને હંમેશાં આ સ્ત્રી વચ્ચે લઇ આવે છે. તેણે મંજરીની સામે એક દૃષ્ટિ નાંખી.

તેનો ઇરાદો અપમાન કરવાનો નહોતો તેમ કાકની પ્રતિષ્ઠા વધારવાનો પણ ન હોતો. જેમ મા પુત્રને સલાહ આપે તેમ નીખાલસપણાથી આ સૂચના તેણે કરી હતી.

"જો તમે ઢીલું પકડયું હોત" દેવાનાપદે કહ્યું, "તો પેલાનું અત્યારે કાળજું કપાઇ જાત."

આનું ભાન આંબડને કયારનું થયું હતું, પણ તેને દેવાએ સ્પષ્ટ રીતે કહ્યું ત્યારે તેને ઘણું ખરાબ લાગ્યું. પણ મંજરીના દેખતાં ને આવી કફોડી સ્થિતિમાં ગુસ્સો દર્શાવવામાં તેને શોભા નહીં લાગી. તેણે હસીને વાત ઉડાવી.

"આ! એ મારી ટેવ કેમે કરી જતીજ નથી. પણ તમે અત્યારે કેમ નીકળ્યાં છો? કે હમણાં થઇ બેસત તો?"

"હું તો ગઢ તપાસવા નીકળી છું."

"પણ અમે બધા મરી ગયા છીએ?"

"ના. પણ સોમેશ્વર નથી એટલે ગઢવી હું છું ને?"

આમ્રભટ જરાક હસ્યો.

"વાહ! એથી શું સરસ?"

"હસવાની વાત નથી" મંજરીએ ગંભીરાઇથી કહ્યું, "તમારા દુર્ગપાલ આવે ત્યાં સુધી આ ગઢ સાચવવો છે."

આમ્રભટને પાછા "તમારા દુર્ગપાલ" શબ્દોએ ઘા કર્યો.

"હા. માત્ર ખાવાનું ખુટે તો–"

"ખુટશે તો ભુખે પેટે." મંજરીએ હસીને કહ્યું ને પછી ઉમેર્યું: "ચાલો, હું નાહીને નિત્યકર્મ કરી લઉં, પછી મને શસ્ત્ર વાપરતાં શીખવો."

"શું તમારે લડતાં શીખવું છે?" આમ્રભટનું હૃદય મંજરીનું શિક્ષકપદ લેવાની આશાએ કુદી ઉઠયું.

"હા. અમારે એક ઘરમાં બંને જણને યોદ્ધા થવું છે."

ગેરહાજર કાકની સતત હાજરીથી બાપડો આંબડ કચવાઇ ગયો અને કંઈ ઉપાય ન જડવાથી મુંગો રહ્યો.

---

## પ્રકરણ ૭ મું



### જેમાં આંબડને ગુરુપદ સાલે છે

**આં**બડ મહેતાએ જ્યારે યુદ્ધકલા શીખવવાની ખુશી બતાવી ત્યારે ત્રણ ચીજોનો તેને ખ્યાલ નહોતો. એક તો તેની શિષ્યાનો ખંતઃ તડકાની, મહેનતની, થાકની મંજરીને પરવા નહોતી. અપરિચિત કસરતથી તેના હાથ થાકતા, અંગેઅંગ કળાતાં, માથું દુઃખતું, પણ

રાત પડતાં સુધી તે એક પળ પણ વિરમતી નહીં, અને આનંદ અને દેવાને વિરમવા દેતી નહીં.

બીજી ચીજ મંજરીની બુદ્ધિ હતી તેણે શબ્દ કદી પકડવા નહોતા. પણ કાકને, ત્રિભુવનપાળને અને કાશ્મીરાદેવીને શબ્દ વાપરતા ઘણુંજ ધ્યાનથી જોયા હતા અને ઘણી વખત પોતે મંજરીને શીખવતા હતા કે મંજરી પોતાની મેળે શીખતી હતી તેનો ભેદ રહેતો નહીં.

પણ ત્રીજી ચીજ આમ્રભટની ધીરજની ખરી કસોટી કરતી. પોતાની પ્રિયતમા જોડે ફરવું, કરવું, બોલવું, હસવું, તેને શબ્દ વાપરતા શીખવવું, તે શીખવતા શૃંગારનો અનુભવ પણ કરવો—અને છતાં પોતાની અને પોતાની પ્રિયતમા વચ્ચે એક ગેરહાજર વ્યક્તિથીજ જીવતું એવું અભેદ્ય વાતાવરણ સદાએ જોયા કરવું—આ ત્રાસદાયક કસોટીએ કોઈ પણ પ્રણયી સહી શકતો નહીં; એમ આમ્રભટ માનીથી માનતા હતા. તેણે ઘોડો વખત આ અભેદ્ય વાતાવરણ ભેદવાના પ્રયત્નો કર્યા. તેણે ઘણી વર્ણન વાતો કરી, ઘણા જીવનના પ્રસંગો કહી સંભળાવ્યા, ઘણી આશાઓના સોનેરી રંગો ચીતરવાનો પ્રયત્ન કર્યો. એ બધા તરફ મંજરી મમતાથી જોઈ રહેતી, હસતી, બોલતી, જવાબ આપતી, સહાનુભૂતિ દર્શાવતી—પણ એની આસપાસનું કાકમય વાતાવરણ તો તેવું ને તેવુંજ રહેતું, અને આમ્રભટના પ્રયત્નો બધા નિષ્ફળ થઈ રહેતા.

બેચાર દિવસ થયા પણ રેવાપાલે માત્ર જાપનો રાખ્યા શીવાય ગઢ સર કરવાનાં કંઈ પણ પગલાં લીધાં નહીં એટલે મંજરીને શીખવવામાં આમ્રભટનો આખો વખત જતો. એ દિવસોમાં તેનો કચવાટ વધતો ચાલ્યો. આખો દિવસ તેને કાકનાં સ્મરણો સાંભળવાં પડતાં, અને રાતના તેને સ્વપ્નામાં કાક આવતો. કાક તરફ તેનો દ્વેષ વધતો ગયો.

ઘણી વખત સ્વપ્નામાં તે જઈ તેને ઠાર કરી આવ્યો. એક દિવસ તેને એક વિચાર આવ્યો—એ જુનાગઢના ઘેરામાં મરી જાય તો! એ વિચાર એક વખત આવ્યો, તે ફરીફરી આવ્યાજ કર્યો. તેને એણે ઘવાયલો જોયો, મરેલો જોયો. તેનું શબ ચિતા પર બળાતું જોયું. એને આનંદ થયો.

આ વિચાર આવ્યા પછી થોડી વારે તે મંજરીને મળ્યા. તેને બીજો વિચાર આવ્યો: કાક મરી જાય તો મંજરીને શું થાય? તે કેવી થઈ જાય? પછી પોતાના પ્રેમનું શું?

સાંજ પડી હતી. મંજરી જરાક ખિન્ન હતી. બંને જણા ગઢના દરવાજાની તપાસે નીકળ્યાં.

ચારપાંચ દિવસના સહચર્યથી બંને જણા છુટથી વાત કરતા હતા. આમ્રભટને તો એકજ વિચાર આવ્યા કરતો: કાક મરી જાય તો મંજરીની અવસ્થા કેવી થાય?

વાત કરતા મંજરી કેટલાક જુના પ્રસંગોના સ્મરણો તાજા કરી રહી હતી. આમ્રભટનું એક વાત પર ધ્યાન હમેશાં જતું: મંજરીની વાતમાં ઉદા મહેતાનું નામ કદી પણ આવતુંજ નહીં. ઘણી વખત એવી પણ વાત થતી કે જ્યાં તેનું નામ દેવું અનિવાર્ય થઈ પડે, પણ એવે પ્રસંગે છીંબે આવે તોપણ તેનું નામ કદી તે ઉચ્ચારતી નહીં.

અત્યારે આમ્રભટથી નહીં રહેવાયું. "બા! અમારા ખંભાતમાં પણ દુર્ગપાલની કંઈ કંઈ વાતો ચાલી આવે છે."

મંજરીએ જરાક પ્રયત્ન કરી પુછ્યું: "એમ?"

"તમને એ સાંથીજ લઇ આવ્યા કે નહીં?"

"હા."

"મારા બાપા હંમેશાં તમારાં વખાણ કરે છે." આંબડે ગપ મારી.

મંજરી મુગી રહી. તેની આંખો સ્થિર થઇ.

"તમે કેમ ખંભાતથી નાઠાં તે તો કહો?"

મંજરી જરા હસી. "દુર્ગપાલ લઇ આવ્યા." તેના અવાજમાં મૃદુતા આવી. "મને બીજે દહાડે સવારે સાધ્વી કરવાના હતા. અને મેં સાધ્વી થતાં પહેલાં મરવાનો સંકલ્પ કર્યો હતો. એ તો તમારા હેમચંદ્રાચાર્યને લઇ જવા આવ્યા હતા, પણ તેણે આવવા ના પાડી એટલે તેને બદલે મને ઉપાડી લાવ્યા." તે હસી. હાસ્યમાં પ્રણયનો સુમધુર રણકાર હતો. "ખંભાતથી અમે હોડીમાં નીકળ્યાં. જ્યારે હું બેભાન અવસ્થામાંથી જાગી ત્યારે એમનાં નયનો મારા પર ઠરેલાં હતાં. ત્યારે તો મને એમનાં તરફ તિરસ્કાર હતો.—" ફરીથી તેના મૃદુ હાસ્યે આંબડના કાન દ્વારા રસસાગર ઉછાળ્યો.

"ને હવે—" ન જણાય એવી કટુતાથી આંબડે પુછ્યું—પણ સાથે હસ્યો.

તે શાંત અને નિઃશબ્દ સંધ્યામાં પણ તેણે મંજરીનું મુખ તેજસ્વી થતું જોયું.

"હવે" અને તેના અવાજમાં પ્રણયનો પ્રતાપી ધ્વનિ હતો. "એ મારો-દેવ છે."

કોઇ બોલ્યું નહીં. પહેલી વખત આટલી અસ્વસ્થતાથી મંજરી વાત કરતી હતી. પહેલી વાર કાક માટે એકવચનનો પ્રયોગ કરતાં તેને સાંભળી તેનું હૈયું ધડકી ઉઠયું.

"દુર્ગપાલ અદ્‌ભુત માણસ છે." આંબડે કહ્યું.

"અદ્‌ભુત!" મંજરીએ જ્વલંત આંખોએ કહ્યું. "તમે બધા એમને શું ઓળખો? એ તો એને જીવે જીવું છું તે હુંજ જાણું."

એક પલવાર ભાવભરી શાંતિ પ્રસરી રહી. આમ્રભટનું હૈયું ગળામાં આવ્યું. એના મગજમાં થયા કરતો વિચાર બહાર પડવા કુદી રહ્યો. તેને સમજાયું-ન સમજાયું-ને તેનાથી બોલાઇ જવાયું:

"ને ન કરે......ને એને કંઈ થાય તો—" તે બોલ્યો ને તેને પસ્તાવો થયો. કેવો પ્રશ્ન! ને કોને! તેને પોતાની જીભ ખેંચી કાઢવાનું મન થયું, પણ મંજરી ગુસ્સે થઇ નહીં. એ પ્રશ્ન તેના મગજમાં પણ ઘુમ્યાજ કરતો હતો એમ લાગ્યું. તેની આંખમાં પલવાર બાવરાપણું આવ્યું; તેના અવાજમાં શબ્દોથી પણ વધારે સચોટ દયામણાપણાનો અવર્ણનીય ભાવ સંભળાયો.

તેણે માથું ઉંચું કર્યું.

"એને મુએ...હું પણ મરીશ."

શબ્દો સાદા ને સરલ હતા. તેના ઉચ્ચારણમાં ભયંકર શાંતિ હતી અને છતાં આમ્રભટની નજરે આ સૌંદર્યની અપ્રતિમ મૂર્તિ—આ શબ્દેજ જાણે સ્વયંભૂ અગ્નિમાં બળી મરતી હોય એમ દેખાયું. તે એક શબ્દ બોલી શકયો નહીં. મંજરી ગ્લાન વદને રેવા તરફ જોઇ રહી.

"બા!" ધીરો ખંખારી આંબડે કહ્યું, "દુર્ગપાલને કંઈ થવાનું નથી. એ તો અમર છે."

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૯ ]




લેખક
ગ. નાજુકલાલ નંદલાલ ચોકસી

## સમાજ

દીવો હોલવાવાનો થાય છે ત્યારે તેની જ્યોત એકદમ મોટી થઇ ખુબ ઉજાસ આપે છે, તેમ હર્ષના સમયમાં આપણા દેશની સ્થિતિ સર્વથા આબાદ હતી. ચીનો મુસાફર હ્યુએનત્સંગ કે જે હીંદમાં ઘણાં વર્ષ રહ્યો હતો તેણે અહીંની ભાષા શીખી લઇ અહીંના રીતરીવાજો અને સ્થિતિનું જે વર્ણન કર્યું છે તે પરથી સમજાય છે કે હર્ષનો કાળ એ કલિયુગનો આરંભકાળ હતો. જાતિબંધન જો કે હાલના જેટલું તીવ્ર નહોતું તોપણ પૂર્વની વર્ણવ્યવસ્થા શિથિલ થવા માંડી હતી. ખેતી અને ગોપાલન (ઢોર ઉછેર)-નું કામ વૈશ્યજાતિ હસ્તેથી નીકળી જઇ શૂદ્રો હસ્તે આવ્યું હતું; અને તે બૌદ્ધ ધર્મનું પરિણામ હતું. કારણ ખેતીના કામમાં હિંસા થવાનો સંભવ રહેલો છે. મુખ્ય ચાર વર્ણોમાં હાલના જેવા અનેક પેટા ભેદો નહોતા. ક્ષત્રિય વર્ણના લોકો બહાદુર અને શરીર હતા. જરૂર પડે બધાએ તલવાર વાપરી જાણતા હતા. તે સમયે વાણીઆઓમાં પણ શૌર્ય અને મરદાનગીનો જુસ્સો હતો. એ હર્ષ અને ગુપ્તોનાં સામ્રાજ્યોથી સિદ્ધ થાય છે કારણ હર્ષ પોતે તેમજ ગુપ્ત રાજાઓ જાતિએ વૈશ્ય હતા, જેઓ અત્યંત શૂરવીર અને વિદ્વાન પણ હતા. મુખ્ય ચાર વર્ણો ઉપરાંત કેટલીક મિશ્ર જાતિઓ પણ ત્યારે અસ્તિત્વમાં આવી હતી.

વેપારઉદ્યોગમાં લોક કુશળ હતા. વસ્ત્ર વણવાની કળા તે સમયમાં પણ સંપૂર્ણતાએ પહોંચી હતી. હાલમાં આવતા ઝીણામાં ઝીણી કુમાસના શીવાયની કાપડ કરતાં પણ વધારે કીમતદાર રેશમી તથા સુતરાઉ વસ્ત્રો વણાતા હતા. શીવવાની કળા તે વખતમાં નહોતી. તેથી પોશાકમાં માત્ર ધોતી અને ઓઢવાનું અંગવસ્ત્ર એજ મુખ્ય હતા. માથા સારુ પાઘડી, ફેંટા કે ટોપી નહોતાં. માથે ફુલોની માળા આવતી, અગર તો ઓઢેલા વસ્ત્રનો છેડો જ માથા પર લપેટવામાં આવતો (હાલ પણ ઘરડાં માણસો શીઆળામાં કરે છે તેમ). રાજા

. જ સરદારવર્ગમાં કિરીટ અથવા મુગટ પહેરવાનો ચાલ હતો. બધાંનો પોષાક એક સરખો હોવાથી સમાજમાં દરેક દરજ્જો તેનાં વસ્ત્રનાં પોત અને રંગ ઉપરથી નક્કી થતો. શ્રીમંતનાં વસ્ત્ર બારીક પોતનાં અને રંગે સ્વચ્છ ને સફેદ રહેતાં; ગરીબનાં વસ્ત્ર જાડાં અને રંગે શામળાં રહેતાં. અલંકારનો ચાહ પુરુષ તેમજ સ્ત્રીવર્ગમાં વિશેષ હતો. સામાન્ય રીતે બ્રાહ્મણો દાઢી તથા માથાનું મુંડન કરાવતા. ક્ષત્રીઓમાં અને ખાસ કરીને લશ્કરી અધિકારીઓમાં દાઢી તથા થોભીઆ રાખવાનો ચાલ હતો. સ્ત્રીઓની સ્થિતિ ઘણીજ સારી હતી. તેમને શિક્ષણ અપાતું–નૃત્યગાયન જેવી કળાનું જ્ઞાન પણ અપાતુ. સધવા સ્ત્રીઓ રંગબેરંગી પોષાક પહેરતી. માત્ર વિધવા સ્ત્રીઓજ પુરુષની માફક તદ્દન સફેદ અને બીનકીનારનાં વસ્ત્રો પહેરતી. સ્ત્રીઓ ઉઘાડ પગેજ ચાલતી. નાક કાન કોચાવવાનો ચાલ તે વખત પણ હતો. એ ચાલ હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણેનો છે. કન્યાનું માગું વરપક્ષ તરફથી થતુ. બાલવિવાહનું નામ નહોતું. વિવાહવિધિનો શાસ્ત્રોક્ત ભાગ તે વખતના જેવોજ અત્યારે પણ છે. પુનર્વિવાહનો ચાલ નહોતો. વિધવા ઘણે ભાગે સતી થતી; નહીં તો એ કેશવપનનો (માથું મુડાવવાનો) ચાલ નહોતો. હાલના પ્રમાણે તે વખતે પણ ક્ષત્રીઓમાં પડદાનો રીવાજ હતો. મરણ પાછળ ભોજનનો રીવાજ નહોતો, તેમ મરણ પાછળ અપાતા દાનથી મરેલાંના આત્માને અપર લોકમાં સુખ મળે છે, એવી હાલના જેવી માન્યતા પણ તે વખત નહોતી.

## ધર્મ અને નીતિ

તે વખત મુખ્ય ધર્મો ત્રણ હતાઃ– હીંદુ, બૌદ્ધ અને જૈન. પરધર્મસહિષ્ણુતાની અવધિ હતી. એકજ કુટુંબમાં જુદાજુદા ધર્મ પાળનારાં સાથે રહેવા છતાં કલેશનું નામ પણ નહોતું; તેમજ સમાજના વ્યવહારમાં પણ અડચણ નડતી નહીં. જાતિબંધન બૌદ્ધ અને જૈન સંઘોને પણ સ્વીકારવાં પડયાં હતાં. મઠમાં વસતા ભિક્ષુઓ માત્ર તે નહોતા પાળતા. હર્ષનો સમય એ વૈદિક તેમજ પૌરાણિક ધર્મનો સંધિકાલ હતો. ત્યારે બંને વિધિનું પાલન થતું, જ્યારે હાલ માત્ર પૌરાણિક વિધિજ પ્રાધાન્ય ભોગવે છે. તાંત્રિક પૂજાવિધિનો ફેલાવો પણ સર્વત્ર હતો. ગણપતિનું માહાત્મ્ય અત્યારના જેવું તે વખતે નહોતું. અગ્નિપૂજા તથા યજ્ઞયાગાદિનો પ્રચાર પણ હતો. અશ્વમેધ પણ થતા. હર્ષે એવા હિંસાત્મક યજ્ઞો બંધ કર્યાં મૂર્તિપૂજાનું જોર તે વખત દુનીઆભરમાં—ખ્રીસ્તી ધર્મમાં સુદ્ધાં–હતું. જુદાજુદા ધર્મના પંડિતોમાં ધાર્મિક વાદવિવાદનો શોખ વિશેષ હતો. બૌદ્ધ ધર્મમાં તે વખતે અઢાર પંથ હતા. તેઓ આપસઆપસમાં પણ વિવાદ કરતા. રાજદરબાર અને શ્રીમંત વર્ગ તરફથી આવા ધાર્મિક વાદવિવાદને ઉત્તેજન પણ મળતું. અહિંસાનો સિદ્ધાંત મુળ હીંદુ ધર્મનોજ હોવા છતાં યજ્ઞમાં થતી પશુહત્યા માટે તેમાં છુટ હતી. પરંતુ બૌદ્ધ ધર્મના પ્રભાવે પશુવધ તેમ માંસાહાર હીંદમાંથી કમી થયાં. ગૌવધ બીલકુલ થતો નહીં.

સામાજિક નીતિમત્તા ઉંચા પ્રકારની હતી. લોક કંઇક ઉતાવળીઆ અને અનિશ્ચિત સ્વભાવના હોવા છતાં નીતિની દૃષ્ટિએ શુદ્ધ હતા. અન્યાયથી કોઇની વસ્તુ તેઓ લેતા નહીં; એટલુંજ નહીં, પણ ન્યાયની નજરે આપવું પડે તેના કરતાં કંઇક અધિક આપતા. પાપનું પ્રાયશ્ચિત્ત અન્ય જન્મમાં ભોગવવું પડશે, એવું

ખાત્રીપૂર્વક માનતા હોવાથી લોક પાપથી બીતા અને નીતિથી વર્તતા. રાજ્યકારભાર પ્રમાણિકપણે ચાલતો હોવાથી તથા લોક પણ હળીમળીને નીતિપૂર્વક વર્તતા હોવાથી ગુનાનું પ્રમાણ અલ્પ હતું. આ બાબતમાં હાલની સ્થિતિ કેવી વિપરીત છે!

## રાજકીય સ્થિતિ

શક, યવન વગેરે લોકોના આ દેશ પર હુમલા થવા માંડ્યા તે પહેલાં અહીંનો રાજ્યકારભાર લોકનિયંત્રિત હતો. કર ભેગા કરવા વગેરે મહત્ત્વના રાજકીય પ્રશ્નોમાં પ્રજાની સલાહ લેવાતી. પ્રજાજનો રાજ્યકારભારમાં પોતાની ભાગીદારી છે એમ સમજતા. ટૂંકામાં રાજાપ્રજાનો સંબંધ એટલો બધો ગાઢ હતો કે રાષ્ટ્ર, રાજા તથા પ્રજા ત્રણ માટે એકજ શબ્દનો પ્રયોગ થતો. દાખલા તરીકે — કુરૂ, પાંચાલ, વિરાટ, અંગ, વંગ વગેરે. ભગવાન બુદ્ધના કાળ સુધી આ પરિસ્થિતિ હતી પણ પાછળથી ગ્રીક તેમજ શકોનાં રાજ્ય થતાં રાજસત્તા અનિયંત્રિત બની. અને પછી તો 'રાજા' એ ઈશ્વરી અંશ છે, એ બહુજનમાન્યતા દૃઢ થઈ ગઈ. સાતમા સૈકામાં આવાં ૨૭ અનિયંત્રિત સ્વતંત્ર રાજ્યો હિંદમાં હતાં. સમગ્ર હિંદનો એકછત્રી અમલ તે કાળમાં શક્ય પણ નહોતો. રાષ્ટ્રના સામર્થ્ય માટે અનિવાર્ય મનાતી રાષ્ટ્રભાવનાનો સમૂળો અભાવ હતો. 'રાષ્ટ્રપ્રેમના અભાવે દેશદ્રોહને પુષ્કળ અવકાશ મળે છે.' એ નિયમાનુસાર સબલ રાજાનું અવસાન થતાં, લોકમાં રાષ્ટ્રીય ભાવનાનો અભાવ હોવાના કારણે, મહત્ત્વાકાંક્ષીઓને હસ્તે રાજદ્રોહ અને દેશદ્રોહ થયાના અનેક દાખલા તે કાળમાં બનેલા છે. બાહુબળથી જે કોઈ રાજપદ પચાવી પડતો તેનો પ્રજા તરફથી વગરવિરોધે સ્વીકાર થતો. અર્થાત્ કે પ્રજાની આ બાબતમાં બીલકુલ બેપરવાઈ હતી. રાજ્યક્રાંતિઓ ઘણી થતી, પણ તે પ્રજાની ન હોતાં વ્યક્તિઓની હતી. બહુધા પ્રધાન કે સેનાપતિજ નિઃસંતાન કે દુર્બળ રાજા પછી રાજપદ પચાવી પડતો. આવી પરિસ્થિતિ હોવા છતાં પણ તે સમયનાં હિંદી અનિયંત્રિત રાજ્યો, એશિયાના તેમજ જગતના તત્કાલીન અન્ય રાજ્યો કરતાં વધારે આબાદ અને બલાઢ્ય હતાં. જુદાંજુદાં રાજ્યો વચ્ચે સામ્રાજ્યસત્તા માટે યુદ્ધપ્રસંગ બન્યા રહેતા હોવાથી લોકોનો લડાયક જુસ્સો સદા સતેજ રહેતો. તેમજ હ્યુએન્ત્સાંગના વર્ણન પ્રમાણે લોકોની રહેણીકરણી સાદી તથા વ્યસનરહિત હોવાથી સાતમા સૈકામાં હિંદી રાજ્યો અનિયંત્રિત રાજાઓના અમલ તળે હોવા છતાં પણ બલાઢ્ય હોઈ, ચેનબાજી કિંવા અવિચ્છિન્ન શાંતતાના પરિણામે ઉત્પન્ન થનારી દુર્બલતાના તડાકામાં સપડાયાં નહોતાં.



# સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર

("સ્મરણમુકુર," લેખાઙ્ક ૨૦-ક)

લેખક :

રા. નરસિંહરાવ ભોળાનાથ

બી. એ., સી. એસ.

વિશાળ નદીના પટ આગળ ઊભો રહેલો મનુષ્ય એ પ્રવાહનું મૂળ શોધવા નીકળે, છેક સાંકડું વ્હેળિયું થતું દેખે, હજી પાછળ શોધવા જાય, ઊંચા પર્વતના ધુમ્મસવાદળાંથી વીંટાયલાં શિખરોમાં મૂળ ઝરણું સંતાઈ રહેલું અદૃશ્ય થાય;—હેવી સ્થિતિ આજના વિષયભૂત મ્હારા સ્મરણની છે. ભાણ્ડારકરનો સંપર્ક ઊંડા ભૂતકાળમાં ક્યારે મ્હને પ્રથમ થયો, તે શોધવા જતાં ધુમ્મસવાદળાંનું જૂથ આડું આવે છે. કાંઈક એ ઝરણું જડે છે. ને નથી જડતું. ઈ. સ. ૧૮૭૫માં હું મૅટ્રિક્યુલેશનની પરીક્ષા આપવાને અમદાવાદથી મુંબાઈ આવ્યો, તે પૂર્વે કદિક, કોકવખત, ભાણ્ડારકરને હું મ્હારા પિતાની સાથે મળ્યો હતો; મુંબાઈની પ્રાર્થનાસમાજના મન્દિરમાં ? વખતે હશે; પણ ચિત્ર ઊઘડતું નથી.

અસ્તુ. તો ઝાડી ઝાંખરાંમાંથી નદીપ્રવાહ સ્પષ્ટ પ્રગટ થયેલો હોય ત્યહાં જ આવું.

ઈ. સ. ૧૮૭૬ના આરમ્ભમાં હું મુંબાઈની એલ્ફિન્સ્ટન કાલેજમાં દાખલ થયો તે વખતે સંસ્કૃતના પ્રોફેસર (? તે વખતે જાણવામાં આસિસ્ટંટ પ્રોફેસર) તરીકે ભાણ્ડારકર ત્યહાં હતા. ગુરુશિષ્યનો સંબન્ધ તે વખતે શરૂ થયો. મ્હને તે વખતે કાંઈ ભાન ન્હોતું કે મ્હને સંસ્કૃત સારું આવડતું હશે, અથવા આગળ જતાં સારું આવડશે. પણ હેમણે મ્હને ઓળખી કાઢ્યો હતો. કાલેજમાં દાખલ થતાં ક્રમ પ્રમાણે સ્કાલરશિપ મ્હને મળી હશે તે માત્ર ત્રણ મહિના સુધી જ ચાલવાની, પછી ટર્મને અન્તે સ્કાલરશિપ માટેની પરીક્ષામાં બેઠા અને પાસ થયા તો નવી સ્કોલરશિપ મળે. તે આપણને કશી ખબર નહિં; પરીક્ષામાં બધા બેઠા તેમ હું બેઠો; નપાસ થયો, સ્કોલરશિપ ના મળી. ભાણ્ડારકરે ક્લાસમાં વચ્ચે પૂછ્યું, કાંઈક ધમકાવીને કે—"સ્કોલરશિપ કેમ ના મળી ?" હું એમ જાણતો'તો કે પાસ થાય હેની સ્કોલરશિપ ચાલુ રહે – આ નવી સ્વતન્ત્ર પરીક્ષા નહિં—તેથી કહ્યું : "મ્હેં

સ્કૉલરશિપ ઓર્ડ.' મ્હારા ઉત્તરમાંનું અજ્ઞાન – નિયમોનું અજ્ઞાન – ગુરૂજી સમજી સક્યા નહિ

કાલેજમાં દિવસના ઉત્તરાર્ધમાં જ ભાણ્ડારકર પોતાનો શિક્ષણસમય રાખતા હતા. બપોરે જમ્યા પછી વામકુક્ષિ લીધા પછી જાગીને તાજા થાય, તે પછી કાલેજમાં આવતા. આમ તે વખતે કાલેજના વિદ્યાર્થીમંડળમાં કિંવદન્તીથી જાણ્યું હતું. પ્રોફેસરો ઘણે ભાગે ઊભા રહીને જ વર્ગોમાં શીખવતા હતા; ભાણ્ડારકર માત્ર એ વિધિના અપવાદ હતા. 'પુલપિટ'ની નીચે ખુરશી મૂકાવીને બેઠે બેઠે શીખવતા હતા. પરંતુ એક સમય હેવો પણ હતો કે 'પુલપિટ' ઉપર ઊભા રહીને શીખવતા અને આળસ ઉડાડવાને માટે હશે કે કેમ, પુલપિટની ધારે ધારે, ભારે અને સ્થિર ખખડક જેવા શોભા મેજની ધારે હાથ પાછળ નાખીને પકડતા પકડતા, ચાલતા જાય અને શીખવતા જાય.

ગુરુ તરીકે, શિક્ષક તરીકે ભાણ્ડારકર કેવા હતા? મ્હારો અનુભવ તો કહેવો છે કે એ અનુપમ ગુરુ હતા. એક તેમનો નિન્દક મ્હને એકવાર કહેતો હતો કે ડેક્કન કાલેજમાં ભાણ્ડારકર હતા ત્યારે તો ફરી શીખવતા નહિ, બેઠા બેઠા ઝોકાં ખાતા હતા, અને ઝોકામાંથી ઝબકી ઉઠીને બોલતા: "હા...હા...अयि कठोरयशः किल ते प्रियम्"—આ નકલ કઠોર શબ્દના ટો ઉપર ભાર એ નિન્દક મૂકતો, ઝબકી ઉઠવાની સૂચના કરનારો ભાર. આ નિન્દાચિત્ર કેવળ અન્યાયપૂર્ણ, અને હું તો કહીશ કે અસત્યપૂર્ણ હતું. નિન્દકનો હેતુ શો હશે? પ્રભુ જાણે. બાકી 'પૂજ્ય ગુરુનો એ અકારણુરાગ જ હશે.

કાલેજની એક ટર્મની વચમાં પરીક્ષા ચોમાસાના ટર્મમાં થતી, 'મિડ-ટર્મિનલ' પરીક્ષા ઉત્તરપત્રો તપાસી રહીને પોતપોતાના પત્રો વિદ્યાર્થીઓને પાછા આપવાને ક્લાસમાં ભાણ્ડારકરે કાઢ્યા. મ્હારો ઉત્તરપત્ર મ્હને પાછો આપતા પ્હેલાં ગુરુજી બોલ્યા "ત્હમારી ઉત્તરો લખવાની પદ્ધતિ હેવી છે—", થયું! હું તો ગભરાઈ ગયો, બેંચ નીચેની જમીનમાં સમાઈ જાઉં કે શું કરું?—એમ થયું. ઉત્તરો નઠારા હશે તેથી ઠપકો દેવાનું શરુ કર્યું એમ લાગ્યું. ગુરુ આગળ વધ્યા 'માત્ર મુદ્દાને વળગીને જ ઉત્તરો લખેલા. એક શબ્દ વધારે નહિ, એક ઓછો નહિ. હું આ ઉત્તરપત્ર નમૂનારૂપ ગણી તે ક્લાસમાં વાંચી સંભળાવું છું.' એમ કહેતા આખો ઉત્તરપત્ર વાંચી સંભળાવતા ઉત્તરે ઉત્તરે સ્તુતિવચનના શબ્દો બોલતા ગયા. ફરીથી, બીજી રીતથી, હું શરમાઈ ગયો. ફરીથી થયું કે બેંચ નીચે જમીનમાં સમાઈ જાઉં કે શું કરું?—મ્હારી શરમનું મ્હને ભાન તે ઉમરે તો નાનું જ.—બસ' પરન્તુ હવે લાગે છે કે તે સમયથી કાંઇક ભાન મ્હને થયું પ્રાય प्रत्यक्षमप्यस्य मनुप्रपन्नमासीत् * એ ન્યાય પ્રવર્ત્યો.

હમારી કાલેજમાં સંસ્કૃત નાટકો વિદ્યાર્થીઓ ભજવતા. વિક્રમોર્વશીય નાટક ભજવવાનું હતું. ત્હેના રિહર્સલો વખતે કોઇ કોઇ વાર ભાણ્ડારકર આવતા અને સૂચનાઓ, સુધારા, વગેરેથી અમૂલ્ય સહાયતા આપતા હતા. એક વખત બીજા અંકનો અન્તિમ શ્લોક પુરૂરવ બનેલા વિદ્યાર્થીએ ગાયો. ભાણ્ડારકર કહે "એ ઠીક છે, પણ આ મધ્યાન્હ સમયનું વર્ણન છે માટે તે સમયને માટે નિર્મિત કરેલા સારંગ રાગમાં ગાવો ઠીક

* કુમારસંભવ, સર્ગ ૧, શ્લોક ૧૨.

રો." એમ કહીને उष्णालुः शिशिर निपीदति ... જે શિખી ઇત્યાદિ વાળો શાર્દૂલ-વિક્રીડિત, એ છન્દની ગમ્ભીર પદ્યગતિમાં, સારંગ રાગના મધુર ગમ્ભીર સૂરો, પોતાના મધુર ગમ્ભીર ગાનરવવડે, પૂરીને સંભળાવ્યો. હું પ્રેક્ષક જ હતો. આ ચિત્ર હજી સ્મરણ આગળ ખડું થતાં એ ગમ્ભીર મધ્યાન્હદશા રોમેરોમમાં વ્યાપેછે.

એ જ નાટકનું 'ડ્રેસરિહર્સલ' ગ્રાંટરોડમાંના તે વખતના એક સારા નાટકગૃહમાં રાત્રે થયું; હું તે વખતે કુતૂહલથી, અને પાત્રવર્ગમાંના એકની મિત્રતાને લીધે, હાજર હતો. ભાણ્ડારકર અને કાશીનાથ ત્રિંબક તેલંગ પરીક્ષણ, સૂચન, ઇત્યાદિ માટે આવ્યા હતા. તેલંગનું નામ અત્યારે થોડાને યાદ હશે. ભાણ્ડારકરના એ શિષ્ય એક વખત હતા—અંબાલાલ સાકરલાલની સાથે, એ તેલંગની નમ્ર, મધુર, આકર્ષક છબી કદી ભૂલાય હેવી નથી. એ વિશે અહિં વધારે લખવું અપ્રાસંગિક ગણાય? લૉ-કલાસમાં એઓ શિક્ષક હતા, તે વખતે લેકચર પછી હેમની જોડે બે ત્રણ પરિચિત શિષ્યો ભેગો, અર્ધપરિચિત શિષ્ય હું પણ સાથે સાથે યુનિવર્સિટીમાંથી ગિરગામ સુધી જતો, તે વખતે આખે રસ્તે તેલંગની નિસર્ગે મધુર વાણીમાં ઊંચા વિચારોના વાર્તાલાપ થતા તે હજી મ્હારા કર્ણમાં મધુર ધ્વનિ વગાડે-છે. એજ્યુકેશન કમિશનના સમર્થ મેમ્બર તરીકે અમદાવાદમાં તેલંગ આવેલા તે વખતે પ્રો. આબાજી વિષ્ણુ કાથવટે અને બીજા એક બે મિત્રો સાથે હું પણ એ મંડળ જોડે રસ્તામાં હવા ખાવા ગયેલા ત્હેમાં હતો; તે વખતે કાથવટેએ તેલંગને અમૂલ્ય માહિતી સૂચના વગેરે આપેલાં, કમિશનની બેઠકમાં શા ધોરણે પોતે પ્રશ્નો પૂછતા વગેરે અંતરંગ પ્રવેશ હમને હેમણે આપેલો, તે વખતની એ સમર્થ નેતાની હૃદયવૃત્તિનાં સુન્દર દર્શન થયાં હતાં. મુંબાઈમાં સામાજિક પરિષદ્‌ના પ્રમુખસ્થાને તેલંગ પ્લેટફૉર્મ ઉપર ઊભા રહીને, વિશાળ પ્રેક્ષકમંડળમાં ખળભળાટ થતાં, માત્ર એક હાથ ઊંચો કરી, તર્જનીના લલિત સંચલનથી, મધુર સ્મિત સાથે ઉચ્ચારેલા મન્દ નિષેધવચનથી આખા મંડળમાં શાન્તિ તત્ક્ષણ પસરાવતા એ અદ્‌ભુત 'ચુમ્બક' શક્તિવાળી મૂર્તિ હજુ મ્હારી નજર સ્હામે છે.—પરંતુ, ખરે, બહુ આડા આપણે ગયા.—પાછા ચાલો. એ રિહર્સલમાં ઓશીનરી-નો વેશ લેનાર એક વિદ્યાર્થી બર્વે નામનો સુન્દર મુખાકૃતિવાળો, પણ જાડો બહુ હતો, ત્હેને રાણીનો વેશ ગૌરવથી સરસ ભજવતો દીઠો. ભાણ્ડારકરે સહેજ ટીકા કરી: "રાણી જાડી બહુ છે." તેલંગે ચતુર શ્લેષવાળો ઉત્તર દીધો: "महिषी છે કની?"

આ નાટક વખત નહિં, પણ 'ઉત્તર રામ-ચરિત'નું નાટક ભજવાયું તે વખતે થયેલા એક વાર્તાલાપનું સ્મરણ થાયછે. હું જાતે હાજર નહોતો; વિદ્યાર્થીઓમાંથી જાણેલી વાત છે. રામચન્દ્ર બોલેછે:

मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः

તે પ્રસંગે તેલંગ ગુરુવર્ય ભાણ્ડારકર તરફ નિર્દેશ કરીને બોલ્યા:

गुरुभिः पाठ्यमानानां ते हि नो दिवसा गताः

તત્કાલ ચાતુર્યથી ગુરુજી ભાણ્ડારકરે ઉત્તર કહ્યો:

*गुरुभिस्ताडयमानानां ते हि वो दिवसा गताः*

—વો ઉપર ભાર દઈને બોલ્યા. રમૂજની હસાહસ થઈ. આ ગુરુશિષ્ય સંબન્ધ હાલ ક્યહાં હશે?

એ જ નાટકના ડ્રેસરિહર્સલ વખતે ભાણ્ડારકરના ન્હાના બન્ધુ વાસુદેવે વાસન્તીનો વેશ લીધેલો; વાસુદેવ નિસર્ગસુન્દર હોઈ આવેશમાં બહુ જ દીપતા જોઈને ભાણ્ડારકરે નિર્દોષ રમુજી ટોળ કરેલું તે પણ વિદ્યાર્થિઓથી જાણ્યું છે.

કૉલેજમાંથી હું છૂટ્યો તે પછી મ્હારા ગુરુ ભાણ્ડારકર જોડે વિશેષ અંગત સંપર્કમાં હું આવી ગયેલો. અનેક પ્રસંગે હું હેમને મળવા જતો. ગોવર્ધનરામ પણ જતા; આ વિશે ભાણ્ડારકર કહેતા. "મ્હારા દક્ષણી શિષ્યો મ્હને હવે મળવા આવતા નથી, ગુજરાતી શિષ્યો મ્હને હજી પણ મળવા આવે છે એ કેમ હશે?" વાચક! ઉત્તર હ્હને જડશે જ—હું જ્યારે જ્યારે હેમને મળવા જતો ત્યારે હેમનો જ્યેષ્ઠ પુત્ર, મ્હારો પરમમિત્ર ને સહાધ્યાયી શ્રીધર હાજર હોય, પણ કદી ખુરશી ઉપર બેસે નહિ, ઊભો જ રહે.—મ્હને પાછીથી ખબર પડી કે દક્ષણી લોકોમાં હેવો પિતાને માન આપવાનો રિવાજ છે. આખર બહુ વખતે આમ થતાં, શ્રીધર પોતે પણ મારી જગાએ ગયા પછી, ભાણ્ડારકરે હેને જબરજસ્તીથી ખુરશી ઉપર બેસાડ્યો. બોલ્યાઃ "એ એમ માને છે કે પોતે હજી વિનયનિયમનમાં (under discipline) છે."

એકવાર પૂનામાં હું ભાણ્ડારકરને મળવા ગયો. તે વખતે યુનિવર્સિટીમાં દેશી ભાષાઓને સ્થાન આપવાની લડત મહાદેવ ગોવિન્દ રાનડેના સબળ નેતૃત્વ નીચે ચાલતી હતી. આ પ્રશ્ન વિશે વાત નીકળતાં ભાણ્ડારકરે પોતાના કંઈક અંશે વિરુદ્ધતાના વિચાર દર્શાવતાં કહ્યું "સંસ્કૃતના જ્ઞાન વિના દેશી ભાષાઓનો ઉત્કર્ષ અશક્ય છે. અત્યાર સુધી થયેલી એ ભાષાઓની ખીલવણીનું બીજ સંસ્કૃતના અભ્યાસમાં છે. દેશી ભાષાને સ્થાન ન મળેલા સમયમાં દેશી ભાષાનું સાહિત્ય

સર રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકર

જુવો. ગોવર્ધનરામ ત્રિપાઠી સમર્થ લેખક કેમ છે? તમે ગુજરાતીમાં કવિ કેમ થયા?"

આજથી ચાંત્રીશેક વર્ષ ઉપર મુંબાઈથી શોલાપુર જતે ટ્રેનમાં ભાણ્ડારકરની મુલાકાત થયેલી યાદ આવે છે. એ પૂને જતા હતા. ટ્રેનમાં એ છે એમ ખબર પડવાથી હું

...ના ખાનામાં અડધે રસ્તેથી બેઠો. મ્હેં કૉલેજ છોડી હતી એટલે અંશે એ મ્હારા ગુરુ હવે ન્હોતા; છતાં ગુરુ હતા, હાલ પણ છે, હમેશાં ગુરુ જ રહેશે. હુ માનની વૃત્તિથી બોલતો બેસતો હતો. એક પારસી યુવક સાથે બેઠેલો હતો. ઓળખાણ કર્યું હમારે ના મળે. પણ એ પોતાની વાચાલતા ચલાવ્યે ગયો: અને ભાણ્ડારકર દક્ષિણના વતની છે જાણીને હેમની સાથે મરાઠીમાં—પારસી મરાઠીમાં—વાત કરવા લાગ્યો; ઘરગથ્થુ મરાઠી આવડેછે એમ કાઇંક અન્તર્ગર્વથી મરાઠી ભાષામાં અપશબ્દ પણ જેસબેર વાપર્યે જતો હતો,—વારવાર. હેને કોણ રોકે? બિચારા ભાણ્ડારકર, કાંઇક રમૂજથી કાંઇક તિરસ્કારથી, હેના ભણી સ્મિત કરતા હતા.

'સંગમાશ્રમ' નામ પાડેલું મૂળામૂઠા નદીઓના સંગમ ઉપર પોતે બંધાવેલું શાન્તિસ્થાન છે. ...ા હું બેચાર વખત મ્હારા ગુરુને મળવા ગયેલો. પ્હેલવ્હેલો ગયો તે વખતે મ્હને આગ્રહ કરીને પૂછ્યું, અહિં કેમ ના ઊતર્યા? તે પ્રસંગે કે બીજે પ્રસંગે, યાદ નથી, મ્હને એકવાર આગ્રહ કરીને જમવાને બેસાડ્યાનું સ્મરણ છે. તે વખતે હેમની આંખ્યોએ અંધત્વ આવેલું હતું. પરંતુ થાળીમાંથી જમતે કોઇ પણ રીતે હાથના વ્યાપારમાં ભૂલ્ય થતી નહોતી. જમ્યા પણ ઠીક. જમી રહીને પછી હેમના દીવાનખાનામાં બેશી અનેક ગાનવાર્તા ચાલી. વાતપ્રસંગે હેમનાં ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનોમાં એક સ્થળે સ્ખલન થયેલું મ્હને લાગેલું તે મ્હેં નમ્રતાથી છેડયું: ગુજરાતી શબ્દ 'ન્હાનું' તે સં. લઘુ ઉપરથી હેમણે કાઢેલું; મ્હેં કહ્યું સં. श्लक्ष्ण ઉપરથી સંભવે છે, અને હેનાં કારણો સવિસ્તર મ્હેં બતાવ્યાં: પ્રા. $\frac{\text{लण्ह}}{\text{सण्ह}}$, મ. લ્હાન, સિ. सण्हा, કો. साण, કા. सण्ण, ગુજ. ન્હાનું; લનો ન થવાના દાખલા બતાવ્યા. ગુરુજીએ બધી વાત મનમાં ગોઠવી, કારણો ગોઠયાં. એ વ્યાખ્યાનો પુસ્તકરૂપે પ્રગટ થયાં ત્હેમાંથી એ સ્ખલન દૂર કરી દીધું.

અમદાવાદમાં ભાણ્ડારકર બે ત્રણ વાર આવેલા તે વખતે માત્ર એક શિવાય બાકીને પ્રસંગે હું ત્હાં હતો. એકવાર એક પરિષદ્‌ના પ્રમુખ તરીકે આવેલા. હેમાં એક ગુજરાતી યુવકે નિબન્ધ મોકલેલો તે માટે લાલશંકરભાઇયે સૂચવ્યું કે પ્રમુખને પ્રથમ એ નિબન્ધ બતાવવો, પસંદ કરે તો સ્વીકારવો. યુવકને એ ના રૂચ્યું, નિબન્ધ પાછો માંગી લીધો; કારણ? ભાણ્ડારકર એમ. એ. તેમ હું પણ એમ. એ, એ શું મ્હારો નિબન્ધ તપાસવાના હતા!

આ પ્રસંગે જ (જાણ્યામાં) ભાણ્ડારકર, ચંદાવરકર અને બીજા એક કોક—સર્વેને હમારે ઘેર ઉતારો આપ્યો હતો; સત્કારકમિટીની વ્યવસ્થા હતી: ઊતારાનું સ્થળ માત્ર હમારું હતું. આ યોજના મ્હને બિલકુલ ગમી'નહોતી; આતિથ્યધર્મની ભાવનાનો ભંગ થતો હતો તેથી. પરંતુ ભાણ્ડારકર અને ચંદાવરકર તો એમ જ જાણતા હતા કે નરસિંહરાવના જ હમે પ્હરૂણા છિયે. હું તથા મ્હારું કુટુમ્બમંડળ હેમની સાથે જમવા ના બેઠાં (પ્હેલે દહાડે), એટલે બંને અતિથિયો કહે—"કેમ? આ શું? હમારા 'યજમાન' અને હમે 'અતિથિ' જુદા જુદા જમિયે તે તે બને?" બીજે દહાડેથી સાથે બેસવું પડયું. મ્હારાથી ખુલાસો પણ ના કરાયો, તેમ કરવા જતે

ૉ મધ્યમાવસ્થામાં લટકેલા એક જુવાનીઆ હતા. બધાને ખાત્રી હતી કે તે જો ઇચ્છે તો બધા વિષયોમાં સંપૂર્ણ ફતેહ મેળવી શકે. પરંતુ કોઇ પણ કાળે તેમણે કંઇ પણ કરવાની ઇચ્છા દર્શાવી નહીં તેથી કોઇપણ કાર્યમાં તેમને ફત્તેહ મળી નહીં. તેથીજ બધાને તેમના પર અચલ વિશ્વાસ બેસી ગયો. બધા કહેતા કે, "તે પરીક્ષામાં 'ફર્સ્ટ' આવશે." પણ તે પરીક્ષામાં બેઠાજ નહીં. બધા એમજ ધારતા કે, જો તે કોઇ પણ રીતની ચાકરી કરે તો સહેલાઇથી તે 'ડીપાર્ટમેંટ'ની સૌથી ઉંચી પદવી પામી શકે—પણ તેમણે કોઇ પણ ચાકરી કરીજ નહીં. સાધારણ માણસો પર તેમને વિશેષ તિરસ્કાર આવતો, કારણ તે બધા તદ્દન સામાન્ય હતા; તેમજ અસાધારણ લોકો માટે પણ તે જરાએ માન ધરાવતા નહીં, કારણ જો મન પર લે તો તેઓ કરતાંએ વધારે અસાધારણ તે પોતેજ બની શકત.

અનાથબંધુની ખ્યાતિ, તેમની ફતેહ, તેમનું સુખ તથા તેમનું સૌભાગ્યઃ એ બધું આપણા સાધારણ દેશ તથા કાળના સંકોચની બહાર જે 'અસંભવ' નામનો પ્રદેશ છે ત્યાંના એક ભંડારમાં છુપાઇ રહેલું હતું. તોએ વિધાતાએ તેમને આ લોકમાં પણ એક ધનવાન સસરો તથા એક સુશીલ પત્ની એ બે સુખનું દાન કર્યું હતું. પત્નીનું નામ બિંધ્યવાસિની હતું.

અનાથબંધુને તો પત્નીનું નામજ ન ભાવ્યું; અને રૂપમાં તેમજ ગુણમાં પણ પોતાને યોગ્ય તે નથીજ એમ તે માનતા. પણ બિંધ્યવાસિનીના હૈયામાં તો પોતાને આવો સ્વામી મળ્યો તેનો ગર્વ સમાતો નહીં. બધી સ્ત્રીઓના સ્વામીઓ કરતાં તેના સ્વામી ઘણાજ શ્રેષ્ઠ હતા એ વીશે તેને જરાએ સંદેહ થયો નહીં; તેમજ તેના સ્વામીને પોતાને પણ આ વાત બીલકુલ નિઃસંદેહ લાગતી. અને સામાન્ય લોકો પણ આ વાતને ટેકો આપતા.

સ્વામીની મહત્તા માટેનો આ ગર્વ કોઇ પણ પ્રકારે જરાએ ઓછો રખે થાય એ વીશે બિંધ્યવાસિનીને સદાય ચિંતા લાગી રહેતી. પોતાના પતિને પોતાના હૃદયના ભક્તિરૂપ પર્વતના સર્વથી ઉંચા ગગનભેદી શિખર પર સ્થાન આપ્યા પછી તે જો સાધારણ મૂઢ માનવીઓના કટાક્ષ થકી તેમની રક્ષા કરી શકત તો તે તદ્દન નિશ્ચિંત થઇ આખો જન્મારો પતિપૂજા કરવામાં ગાળત. પણ અફસોસ કે આ જડ ભુવનમાં માત્ર ભક્તિદ્વારાજ આપણા હૃદયનાથને નિરંતર ઉચ્ચ સ્થાને ટકાવી રાખવું બનતું નથી, અને જગતમાં એવા ઘણાક હતા જેઓ અનાથબંધુને આદર્શ પુરુષ તરીકે પણ માનતા નહોતા. આ કારણથી બિંધ્યવાસિનીને અનેક દુઃખ સહેવાં પડ્યાં.

અનાથબંધુ જ્યારે કોલેજમાં ભણતા ત્યારે સસરાનેજ ત્યાં ધામો નાખતા. પરીક્ષાનો સમય આવતાં પરીક્ષામાં બેઠા નહીં અને બીજેજ વર્ષે કોલેજ છોડી દીધી.

આથી બધા લોકો સમક્ષ બિંધ્યવાસિનીની સ્થિતિ ઘણી કઢંગી થઇ પડી. રાત્રિએ તેણે ધીમેથી અનાથબંધુને કહ્યુંઃ "જો પરીક્ષા આપી હોત તો કેવું સારું થાત?"

અનાથબંધુ તિરસ્કારપૂર્વક હસીને બોલ્યાઃ "પરીક્ષા આપ્યાથી બે હાથના મનુષ્યો કંઇ ચતુર્ભુજ બની જાય છે? એમ તો આપણો કેદાર પણ પરીક્ષા પસાર કરી ચુક્યો છેને?"

બિંધ્યવાસિનીના મનને શાંતિ થઇ ગઇ. આપણે ત્યાં તો અનેક બલદીઆ ને ગધેડાઓ,

પણ પરીક્ષા પસાર કરે છે. તેની પરીક્ષા આપ્યાથી શું અનાથબંધુનું ગૌરવ વધી શકત?

પ્રોફેસરની કમળા તેની ગાઢસખી હતી. તે બીંદીને આનંદના સમાચાર આપવા આવી



"અમે મૂર્ખ સ્ત્રીઓ વિશેષ શું જાણીએ

કે, તેનો ભાઈ રમેશ પરીક્ષામાં પાસ થયો હતો અને તેણે સ્કોલરશીપ પણ મેળવી હતી

આ સાંભળતાંજ વિનાકારણે બિંદુવાસિનીના મનમાં એવું આવ્યું કે, આ કમળાનો આનંદ તે કંઈ શુદ્ધ આનંદ નથી, એમાં તો મારા સ્વામી સામે કંઈક ગૂઢ કટાક્ષ ભરેલો છે આથી તે પોતાની બહેનપણીના આનંદમાં ભાગ ન લેતાં સામે કંઈક ખીજવાઈ સ્વરે બોલી ઉઠી કે "એલ. એ ની કે કંઈ પરીક્ષામાં ગણતરી થઈ શકતી હશે! વિલાયતમાં તો કોઈપણ કોલેજમાં બી. એ. થી નીચે પરીક્ષા છેજ નહીં"

બહુ થયું કહેવું. આ બધી ખબર બીંદીએ પોતાના સ્વામી તરફથી મેળવી હતી.

કમળા ભાભરી ખુશ ખબર આપવા આવી હતી, પણ એકાએક પોતાની પ્રિયતમા પ્રાણસખી તરફથી આવો આઘાત લાગવાથી થોડીક વાર કેવળ સ્તબ્ધ થઈ બેસીજ રહી પણ એ તો સાંજ હતી એટલે થોડાજ મનોબળથી બીંદીના મનનો ભાવ પામી ગઈ. પોતાના ભાઈના અપમાનથી તુરતજ એક વિષબિંદુ તેની જીભે આવી પહોંચ્યું. તે બોલી:

'અમે તો બહેન, વિલાયત ગયાએ નથી, કે નથી અમે કોઈ સાહેબ સાથે વિવાહ કર્યો, તો અમને આ બાબત કેમ ખબર પડે? અમે મૂર્ખ સ્ત્રીઓ વિશેષ શું જાણીએ? આપણા બંગાળી છોકરાઓને કોલેજમાં એલ. એ ની પરીક્ષા આપવી પડે છે એટલુંજ અમે તો જાણીએ, અને કોઈક તો એટલીએ પરીક્ષા પાસ કરી શકતા નથી"

ઘણુંજ શાંત, મધુર, સ્નેહાળ ઢાળે આટલું બોલી કમળા ચાલી ગઈ. બીંદી ઝગડો કરવા ઇચ્છતી ન હતી તેથી મુંગી બેસી રહી, પણ પછી ઓરડામાં જઈ મોકેથી ખુબ રડી.

થોડાજ સમય પછી બીજી એક વાત બની. બિંધ્યવાસિનીના પિતાના એક દૂરના પૈસાદાર સગા કલકત્તે આવ્યા અને તેમના ઘરમાં ઉતર્યા. આ કારણથી તેના પિતા રાજકુમાર બાબુના મકાનમાં મોટી ઉથલપાથલ થઇ ગઇ. જમાઇજી તો આગલા ખંડમોનું કુશાદે દીવાનખાનું વાપરતા હતા; પણ આ નવા અતિથિના ખાસ સત્કાર અર્થે તેમને થોડા દિવસને માટે મામાજીના ઓરડામાં રહેવાને સૂચવવામાં આવ્યું.

આથી અનાથબંધુનું સ્વાભિમાન ઘણું ઘવાયું. પ્રથમ તો પોતાની સ્ત્રી પાસે જઇ તેના પિતાને અપશબ્દો કહી તેને રડાવી. આથી તેના સસરા પરનો ક્રોધ કૈંક શમ્યો. ત્યાર પછી ભોજન લેવા ના પાડી અને એવીજ બીજી કેટલીક રીતે પોતાનો રોષ અને સ્વાભ પ્રકટ કર્યો. આ બધું જોઇ બિંધ્યવાસિની લજ્જાથી જાણે મરી ગઇ. તેના મનમાં જે સહજ સ્વમાન હતું તેથી તેને લાગ્યું કે, એક સાધારણ વાતમાં આ રીતનું મિથ્યાભિમાન દર્શાવવું એ પોતાની અધમતા પ્રકટ કરવા જેવું હતું, અને એ કરતાં વધુ લજ્જાકર બીજું કે હોઇ શકે નહીં. મહામુશ્કેલીએ તેણે પોતાના સ્વામીના હાથપગ પકડી તેમને શાંત કરી રાખ્યા.

બીંદી અણસમજ તો નજ હતી, તેથીજ તે પોતાના માતપિતાને દોષ દઇ શકી નહીં. તેણે જોયું જે આ તો એક સામાન્ય સ્વાભાવિક બનાવ હતો. પણ સાથેસાથે તેને એ પણ લાગ્યું કે તેના પતિ સસરાના ઘરમાં આટલો વાસો કર્યાથી કુટુંબમાં માનભ્રષ્ટ થતા જતા હતા.

તે દિવસથી તે દરરોજ પોતાના સ્વામીને કહેવા લાગી કે: "હવે મને તમારે ઘેર લઇ જાઓ, મને હવે અહીંઆં રહેવું નથી."

અનાથબંધુના મનમાં સ્વાભિમાન તો યથેષ્ટ હતું, પણ સ્વમાનની તો છાયાએ ન હતી. પોતાના બાપની દરિદ્ર ઝુંપડીમાં પાછા ફરવું તેમને જરાએ રુચ્યું નહીં. આથી તેમની પત્નીએ કૈંક દ્રઢતાથી તેમને કહ્યું કે: "જો તમો નહીં આવો તોએ હું તો એકલી જઇશ."

અનાથબંધુ મનમાં ને મનમાં ખીજાઇને પોતાની પત્નીને કલકત્તાની બહાર દૂરના એક નાના ગામડામાં આવેલી આદાની નાની ઝુંપડીમાં લઇ જવા તૈયાર થયા. જતી વેળાએ રાજકુમાર બાબુ તથા તેમની સ્ત્રીએ પોતાની દીકરીને હજુ થોડો વખત પોતાના ઘરમાં રહેવાનો આગ્રહ કર્યો. પણ તે યુવતિ સુગંધીટે માથું નમાવી ગંભીરાઇથી બેસી રહી. અને પોતાની ચુપકીદીથીજ તેણે પોતાનો નિશ્ચય જણાવી દીધો કે: "ના, આમ કદી પણ બની શકે નહીં."

તેની આ રીતની નિશ્ચલતા જોઇ તેનાં માતપિતાને સંદેહ થયો કે, એમ તો ન હોય કે તેને અજાણતાં કોઇ પ્રકારે દુઃખ દેવાયું હોય? રાજકુમાર બાબુ ઘણા દુઃખી ચિત્તે તેને પુછવા લાગ્યાઃ "બેટા, અમારાથી અજાણે કૈંક એવું થયું છે કે જેથી તારા મનને પીડા થઇ છે?"

બિંધ્યવાસિનીએ દયામણી રીતે પોતાના પિતા તરફ જોયું અને કહ્યુંઃ "ના. એક ક્ષણમાત્ર પણ મને દુઃખ થયું નથી. તમારી સાથે આ સ્થાનમાં અમારા દિવસો ઘણા સુખમાં તથા ઘણા લાડમાં વીત્યા છે" આટલું બોલતાંજ તેની આંખોમાંથી આંસુ વહેવા માંડયાં. છતાંએ તેનો નિશ્ચય તેવોજ અચલ રહ્યો. માતાપિતાએ ઉંડો નીસાસો નાંખ્યો અને મનમાં ધાર્યું જે; "ગમે તેટલાં પ્રેમથી,

ગમે તેટલા લાડથી મોટી કરો તોએ વિવાહ થતાંજ છોકરી પારકી થઇ જાય છે."

છેવટે આંસુભરી આંખોએ બધા પાસે વીદાય લઇ, જન્મથી પોતાના હૃદય સાથે પ્રેમસૂત્રથી જકડાયલું પોતાના બાપનું ઘર છોડી, તથા પોતાનાં સગાં, સ્નેહી તથા પ્રિયસખીઓથી છુટી પડી, બિંધ્યવાસિની ગામડા તરફ જવા નીકળી.

## ૨

કલકત્તાના એક નવગર બાજુના મકાનમા અને એકની ગામડાની ઝુંપડીમા ઘણો મોટો તફાવત પડે છે પણ બિંધ્યવાસિનીએ એક દિવસ પણ મનમા દીલગીરીને સ્થાન આપ્યુ નહીં, તેમજ આચરણથી અસંતોષ દેખાડયો નહીં. પ્રસન્નચિત્તે તે સાસુને ઘરના દરેક કામમાં સહાયતા આપવા લાગી. તેઓની ગરીબ અવસ્થા જાણી તેના પિતાએ તેની સાથે એક દાસીને પણ પોતાને ખર્ચે મોકલી હતી, પણ બિંધ્યવાસિનીએ તો પતિને ઘેર પહોંચતાંજ તેને પાછી વાળી હતી. તેના સાસરાની ગરીબ સ્થિતિ જોઇને મોટા ઘરની દાસી પણ કદાચ દગ પગે નાકનું ટેરવુ ચડાવે એ મને ઘણુંજ અસહ્ય લાગ્યુ.

બીંદીની સાસુનો તેના ઉપર પ્રેમ વધતો જતો હતો તેથી ડોસી તેને ઘરના કામકાજના પરિશ્રમથી બચાવવાનો પ્રયત્ન કરતી, પરંતુ બીંદી તો ઉત્સાહપૂર્વક અને હસતે મુખે સદા બધાં કાર્યોમાં મદદ કરતી. અને એ રીતે પોતાની સાસુનું હૃદય તેણે પુરેપુરું જીતી લીધુ એટલુજ નહીં પણ ગામડાની બધી સ્ત્રીઓને તેણે પોતાના ગુણોથી જાણે ગાંડી બનાવી મુકી.

"પરંતુ એ બધાનું ફળ કે બધી વાતે સંતોષજનક નીપજ્યું નહીં. કારણ કે બાળપોથી-માં ઉત્તમ ભાષામાં સમજાવેલા નીતિના ઉપદેશો જેવી સરળતાથી વિશ્વના નિયમો ચાલતા નથી. નિષ્ઠુર, વિઘ્નકારી શયતાન વચમાં આડો પડે છે, અને બધા નીતિસૂત્રોને શુચી ન ઉકેલી શકાય એવા જટાજાળ બનાવી મુકે છે તેથી સારાં કાર્યોમાંથી સદા સારાંજ ફળો નીપજતા નથી—કોઇ કોઇ વાર ન ધારેલો ગરબડ ગોટો નીકળી આવે છે.

અનાથબંધુના બે નાનાભાઇઓ તથા એક મોટા ભાઇ હતા. મોટાભાઇ બહારગામ ચાકરી કરતા અને આશરે પચાસ રુપીઆ કમાતા. એમાંથીજ તેમના સંસારનું ગાડું ગબડતુ, અને નાના બે ભાઇઓનો નીશાળનો ખર્ચ નીકળતો.

આ તો કહેવુ આવશ્યક નથી કે આજ-કાલ માસિક રુપીઆ પચાસ કમાનાર સંસારમા સમૃદ્ધિનો સ્વામી તો નજ ગણાય. છતાંએ મોટાભાઇની સ્ત્રી શ્યામાશંકરીને આટલાથીજ પુરતી ગરમી આવી ગઇ હતી. તેના પતિ આખુ વરસ વૈતરુ કરતા તેથી જાણે તેને આખુ વરસ વિશ્રામનો અધિકાર પ્રાપ્ત થયો હતો. તે જરાએ ઘરનું કામકાજ કરતી નહીં તેના મનમા એમજ હતું કે, પોતે કમાઉ પુરુષની પત્ની થઇ એટલે એજ તેણે બધા પર ઘણોમોટો ઉપકાર કર્યો હતો.

જ્યારે બિંધ્યવાસિની સાસરે આવી અને ગૃહલક્ષ્મીની માફક રાતદિવસ ઘરના કામકાજ-માં મશગુલ રહેવા લાગી ત્યારથીજ શ્યામા-શંકરીનું ટાઢું, જકડાયલું હૃદય જાણે વધારે જકડાઇ ગયું. તેનું કારણ જાણવુ કઠણ હતું કદાચ એમ હોય કે—જેઠાણીને લાગ્યું હોય કે, નાની વહુ મોટા ઘરની છોકરી હોવા

છતાંએ ઘરનાં તુચ્છ કામકાજ પર ધ્યાન આપે છે તે માત્ર લોકને દેખાડવાજ માટે. વળી એ રીતે લોકોની નજરમાં જેઠાણીને હલકી પાડવાની પણ તેની મતલબ હોય. જે કૈં કારણ હોય તે, પણ એટલું તો ખરું કે આ પચાસ રુપીઆની શેઠાણી મોટા ઘરની મોકલવા માંડી. એટલુંજ નહીં પણ કોઇકોઇ અંગ્રેજી વર્તમાન પત્રોના ખાસ ખબરપત્રી તરીકે નવા સમાચારો મોકલી ગામડાંના લોકોને ચકિત કરી મુકયા. પરંતુ પોતાના ગરીબ ઘર માટે એક પૈસો પણ કમાયા નહીં; સામે રોજીંદો ખર્ચ વધારી મુકયો.



એટલામાં વીલાયતથી આવી પહોંચેલી—

દીકરીની રીતભાત જરાએ સાંખી શકી નહીં. તેના મનથી તો દેરાણીની નમ્રતાજ તેના અસલ મીજાજનો પ્રત્યક્ષ પુરાવો આપતી.

આ તરફ અનાથબંધુએ ગામડામાં આવી એક 'લાઇબ્રેરી' સ્થાપી તથા દસવીસ નીશાળે જતાં છોકરાઓને એકઠા કરી તેમના પ્રમુખ બની સભાઓ ભરવા માંડી, અને તેની ખબરો 'ટ્રેલીગ્રામથી' કલકત્તાનાં પત્રો પેર

કોન પણ ચાકરી કરવા બિંધ્યવાસિની તેમને નિરંતર આગ્રહ કરતી પણ તેમણે તે પર જરાએ લક્ષ દીધું નહીં. પત્નીને તે કહેવા લાગ્યા કે: "મારે લાયકની જગ્યા છે ખરી પણ પક્ષપાતી અંગ્રેજ સરકાર એ જગ્યાઓ માત્ર અંગ્રેજો માટેજ રાખે છે. 'બંગાળીની હજારો યોગ્યતા હોવા છતાં તેઓએ સરકાર તરફથી કૈં પણ આશા રાખવી નહીં."

બિંધ્યવાસિની પોતાના સસરાના ઘરમાં દીનમાં દીન ચાકરની માફક બધું ખમવા તૈયાર હતી, પણ બાપના ઘરમાં પોતાનો ટેક જાળવી, પોતાનું માથું ઉંચુ રાખી ફરી શકે એમ તે ચાહતી હતી.

આ સમયે ગામની સરકારી સ્કુલમાં ત્રીજા માસ્તરની જગ્યા ખાલી પડી. અનાથબંધુને એ ચાકરી સ્વીકારવા એમના મોટાભાઇ તેમજ બિંધ્યવાસિનીએ ઘણા વીનવ્યા, પણ તેનું પરિણામ ધાર્યા કરતાં ઉલટુંજ આવ્યુ. તેમના ભાઇ તેમજ [illegible]ની ધર્મપત્ની એમને આવી અસંત તુચ્છ ચાકરીને લાયક ગણે એ વિચારથીજ એમના મનમાં અભિમાનનો આવેગ એકદમ દુર્જય થઇ પડયો. એ ઉપરાંત પૃથ્વી પરનાં બધાં કાર્યો તરફ એમને હતો તે કરતાંએ ચારગણો વૈરાગ્ય પ્રાપ્ત થયો.

ફરી મોટાભાઇએ તેમનો હાથ પકડી કંઇણીક નમ્રતાપૂર્વક અનેક વાતો કરી તેમને [illegible]ડા પાડયા. બધાંના મનમાં હવે નિશ્ચય થયો કે, એમની સાથે આ વિષયપર કૈં પણ ચર્ચા કરવામાં લાભ નથી. અત્યારે તો એ કોઇ પણ પ્રકારે ઘરમાં પડયા રહે એમાંજ કુટુંબનું સૌભાગ્ય જાણ્યું.

રજાને અંતે મોટાભાઇ પાછા પોતાની ચાકરીએ સીધાવ્યા. શ્યામાશંકરીના અંતરમાં ધુંધવાતા ક્રોધાગ્નિને કારણે તેનું મોઢું ફુલી જઇ એક અસંત કદરૂપો ગોળો બની ગયું. અનાથબંધુ બિંધ્યવાસિનીને તેડી કહેવા લાગ્યા કે: "આજકાલ તો વાલાયત ગયા વિના સારી ચાકરી મળી શકતીજ નથી. મેં વીલાયત જવાનો ઇરાદો રાખ્યો છે. તું તારા બાપ પાસે કોઇપણ કળેવળે થોડાક પૈસા કઢાવ."

એક તો વીલાયત જવાની વાતથીજ બીંદીના માથા પર વજ્રાઘાત થયો; ને દુઃખ ઉપર ડામ—બાપ પાસે કૈંક ભિક્ષા માંગવાની આજ્ઞા થઇ. કેવી રીતે આવી યાચના કરવી એ વિચાર આવતાંજ બાપડી તે લાજની મારી મરી જતી.

સસરા પાસે પોતાને મોઢે પૈસા માંગવામાંએ અનાથબંધુના અહંકારને ધોકો પહોંચતો. પણ તેથી તેમની સ્ત્રી પોતાના બાપ પાસે કોઇપણ બહાને છળકપટ કરીને પણ પૈસા કેમ ન લાવી આપે એ તેમની સમજમાં આવ્યું નહીં. એ માટે અનાથબંધુએ અનેક વાર રોષ કર્યો અને બાપડી બીંદીને મર્મભેદી દુઃખથી આંસુઓની નદીઓ વહાવવી પડી.

આ રીતે કષ્ટ અને મનોવ્યથામાં કેટલાક દિવસો ગબડી ગયા.

ત્યાર પછી શરદઋતુમાં દુર્ગાપૂજા પાસે આવી. કન્યા તેમજ જમાઇને સાદર તેડી આણવા રાજકુમાર બાબુએ ઘણા સમારોહ સાથે માણસો તથા ગાડીઓ મોકલી. એક વર્ષ પછી તેમની દીકરી પોતાના સ્વામી સાથે પિતાના ઘરમાં પાછી ફરી. ધનવાન્ સગાનું પૂર્વે જે રીતે સન્માન થયું હતું અને જેથી જમાઇરાજ ખીજાયા હતા તે કરતાંએ ઘણું વધારે સન્માન એમને પોતાને આ ફેરો મળ્યું. બિંધ્યવાસિની પણ ઘણા લાંબા કાળ પછી ફરી એક વાર માથા પરથી લાજ ખસેડી રાતદિવસ પોતાના ભાઇબંધુઓના સ્નેહમાં તથા ઉત્સવના આનંદમાં નિમગ્ન રહી ફરવા લાગી.

આજ છઠ હતી. કાલે સાતમને દિવસે પૂજાનો આરંભ થનાર હતો. ધમાચકડી અને ગરબડનો પાર ન હતો. મકાનમાંના એકએક ઓરડા દૂરનાં તેમજ નજદીકનાં સગાંઓથી ભરાઇ ગયા હતા.

# વિદૂષકનો સંતાપ

(એક અંગ્રેજી કાવ્ય ઉપરથી)


લેખક

રા. મનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર

રા. ગોરક્ષકર


પયગામ મુજને આવશે
બોલાવવા કે મૃત્યુનો,
ત્યારે આ મમ હૃદયને
સંતોષથી જાણું ખરો.

અર્પી દીધું મુજ હાસ્યને
દુઃખો ખલકના ટાળવા,
હૈયા મહીં છુપાવીને
આંસુ ખરા મુજ દર્દના.



આંસુનો પ્રવાહ રોકી બીંદીએ કહ્યું: "જરા બાપાને તેડી લાવો."

તેની મા અત્યંત બીધી અને તરતજ રાજકુમાર બાબુને ઓરડા પાસે તેડી લાવી. બીંદીએ બારણું ઉઘાડયું ને તે બંને જણને ઓરડામાં લઇ ઝટ બારણું દઇ દીધું.

પછી બીંદી ભોંય પર પછડાઇ પડી, અને બાપના પગ પર માથું મુકી છાતીફાટ રડવા માંડી: "બાપા! મને ક્ષમા કરજો. મેં તમારા બાકસમાંથી પૈસા ચોર્યા છે." તેઓ અવાક્ થઇ પથારી પર બેસી પડયાં બીંદી બોલી: "મારા પતિને વીલાયત મોકલવા માટે મેં આ પાપ કર્યું છે."

તેના બાપે પુછ્યું: "મારી પાસે તેં કાં ન પૈસા માંગ્યા?"

બિંધ્યવાસિનીએ ઉત્તર આપ્યો: "તમે રખે વાંધો કાઢો તે બીકથી."

રાજકુમાર બાબુ અત્યંત ક્રોધે ભરાયા, માતા રડવા લાગી, છોકરી રડવા લાગી; પણ તે સમયે કલકત્તામાં તો ચારે દિશામાં આનંદોત્સવનાં નાના પ્રકારનાં વાજીંત્રો વાગી રહ્યાં.

બીંદીએ કદી કોઇ પણ કારણે પોતાના પિતા પાસે એક કોડીએ માંગી ન હતી. તેમજ તેના પતિની લેશમાત્ર અવગણના થાય એવી વાતો તેમના દુષ્ટ મિત્રોથીએ છુપાવવા માટે તે પોતાના પ્રાણ પણ આપવા તૈયાર હતી. પરંતુ આજના આનંદમય દિવસે ભેગાં થયલાં સ્નેહી તેમજ પરાયાં, ઓળખીતાં તેમજ પારકાં—સર્વ જન સમક્ષ એજ બાપડી બીંદીનાં પતિ પ્રત્યેનું અભિમાન, દીકરી તરીકેનો ધર્મ તથા પોતાનું સ્વમાન: એ બધાંની કચ્ચરો થઇ ગઇ અને સામાન્ય લોકોના પગ તળે ચગદાઇ ગઇ.

પહેલાંથીજ બધી ગોઠવણો કરી કપટથી ચાવીઓ ચોરી, પત્નીની [illegible] રાતોરાત પૈસા ચોરી અનાય[illegible] ગયા—એવી વાત સગાંવ[illegible] ઘરમાં બધાંને મોઢે ચઢી [illegible]રી તે લાજના ઉભેલાં ભુવન, કમલ[illegible] સગાંઓ, પડોસીઓ, [illegible] મોઢે પૈસા માંગવામાંએ બધું સાંભળ્યું હતું. જ[illegible] ધોકો પહોંચતો. બારણામાં ઘરના માલીક [illegible]ોતાના બાપ પાસે પ્રવેશ કરતાં જોતાંજ બધ[illegible]રીને પણ પૈસા સદેહથી ત્યાં એકઠાં મળ્ય[illegible]મની સમજમાં

બિંધ્યવાસિનીએ કોઇ[illegible]ાયબંધુએ અનેક દેખાડયું નહી. તે બધબાર[illegible]ીંદીને મર્મભેદી પથારીમાં પડી રહી. આ મોટા[illegible]ઃખીબાપડી. તરફ કોઇએ પણ શોક દેખાડયો નહીક. પરંતુ તેની આવી છળકપટબુદ્ધિથી બધાં અચંબો પામ્યાં. બધાંના મનમાં થયું કે આટલા દિવસ યોગ્ય અવસર ન મળવાથીજ બિંધ્યવાસિનીનું ખરું સ્વરૂપ પ્રકાશ્યું નહોતું. આનંદરહિત આ મકાનમાં પૂજાનો ઉત્સવ કેમેં કરીને સમાપ્ત થયો.

૩

અપમાન તથા શોકથી વાંકી વળી ગયલી બીંદી સાસ પાછી ફરી. ત્યાં પુત્રવિયોગના દુઃખથી જળતી માતા સાથે પતિવિરહના શોકમાં ડુબેલી વહુનો સંબંધ પહેલાં કરતાંએ ઘનિષ્ઠ થયો. બંને જણ પોતપોતામાં મુંગાં દુઃખની છાયા તળે પરસ્પર ગાઢો સંબંધ ધરાવતાં થયાં; તથા ઘરનું તુચ્છમાં તુચ્છ કામ કરવું પડે તે પણ અત્યંત ધીરજથી પોતાને હાથેજ કરતાં. જેટલા પ્રમાણમાં સાસુ તેના હૃદયમાં આવી વસી તેટલાજ પ્રમાણમાં પિતા-માતા દૂર થયાં.

બીહીએ મનમાં ધાર્યું કે: "મારા જેમ ગરીબ અવસ્થામાં છે તેમજ હું પણ છું. અમે બંને એકજ દુઃખની ગાંઠથી જકડાયલાં છીએ. પિતામાતા તો ઐશ્વર્ય ભોગવે છે; તેઓ તો અમારી અવસ્થાથી ઘણાંક દૂર રહ્યાં."

એક તો ગરીબાઈ એટલેજ બીહી તેઓથી દૂર પડી. તે ઉપરાંત વળી તેણે ચોરી કરેલી સ્વીકારી હતી એટલે એથીએ વધુ નીચે તે પડી ગઈ. તેમના સ્નેહની ગાંઠ આટલા મોટા બોજા અંતરનો ભાર ખમી શકે કે નહીં તે કોણ કહી શકશે?

અનાથબંધુ નીલાચલ પહોંચ્યા બાદ પ્રથમ તો પત્નીને દર 'મેલ'માં પત્ર લખતા. પણ રફતે રફતે તેમના પત્રો ઓછા થતા ગયા અને આવે તેમાં પણ એક પ્રકારના અણદર્શાવ્યા તિરસ્કારનો ભાસ આવવા માંડ્યો. તેમની અશિક્ષિત ઘર નેકજ ચમકમોગી કરનાર સ્ત્રી કરતાં બુદ્ધિ રૂપ, ગુણ સર્વમાં ચઢીઆતી અનેક અંગ્રેજ કન્યાઓ સાથે અનાથબંધુને પરિચય થતો અને તેઓ તેમને ભણેલા અને રૂપવાન્ ગણતી. આ કારણથી પોતાની આડીમાં સરકતી, ઘુમટો તાણેલી અને શરમાળ ગામડી આ તેમને માટે કોઈ પણ રીતે યોગ્ય નથી એમ જો અનાથબંધુએ ધારવા માંડ્યું હોય તો શી નવાઈ?

જ્યારે જ્યારે પણ પૈસાની અગવડ પડતી ત્યારે આજ બાપડી બીચારી બંગાળી સ્ત્રી પર 'ટેલીગ્રામ' કરતાં તેમને જરાએ સંકોચ થતો નહીં અને એજ બંગાળી સ્ત્રીએ પોતાના હાથ પરની બે જોડ કાચની બંગડી શીવાય પોતાનાં સર્વ ઘરેણાં તથા આભૂષણો વેચી તેમને માટે પૈસા મોકલાવ્યા. નાના ગામડામાં એવી વસ્તુઓ રાખવી ઠીક પડે નહીં એ વિચારથી તેનાં બધાં કીમતી ઘરેણાં તેના પિતાનેજ ઘેર પડ્યાં રહેતાં. પતિના કુટુંબમાં નિમંત્રણોમાં જવું પડે છે એમ વખતોવખત બહાના કાઢી તેણે એકએક કરી બધાં ઘરેણાં મંગાવી લીધાં. છેવટે જ્યારે હાથનાં કડાં, રૂપાની બંગડી, બનારસી સાડી તથા શાલ સુદ્ધાં વેચાઈ ગયાં ત્યારે તેણે પોતાના સ્વામીને ઘણો નમ્રતાભર્યો એક પત્ર લખ્યો. તેની પ્રત્યેક લીટી તેનાં આંસુઓથી છંટાયલી હતી. તેમાં તેણે પતિને પોતાના શપથ આપી પાછા ફરવા વિષે મજબુત આગ્રહ કર્યો.

પરિણામે સ્વામી તો 'વેરેસ્ટ ફેશન' મુજબના વાળ સાથે, નાદીબુટ્ટ મુછવેશ, ફાટપાટલુન વગેરેના બાર્ગીસ્ટર બનીને આવી પહોંચ્યા અને હોટલનો આશ્રય શોધ્યો. બાપની ઝુંપડીમાં રહેવું તો તેમને કેવળ અશક્યજ હતું. કારણ એક તો તે ઝુંપડાં એટલે તે તેમને લાયક સ્થાન તો ગણાયજ નહીં, અને બીજું એ કે ગામડાના તેમના ગરીબ કુટુંબીઓ જો જ્ઞાતિભ્રષ્ટ થઈ જાય તો તે બાપડાઓનો કોઈએ આરો રહે નહીં. સસરાના ઘરમાં પણ જવાય નહીં; ઘણા દૃઢ આચારનિષ્ઠ હીંદુ ધર્મ પાળતા એટલે તેઓ પણ એમના જેવા જ્ઞાતિભ્રષ્ટને આશ્રય આપવા તૈયાર ન હતા.

દ્રવ્યના અભાવથી જલદીજ હોટલ છોડી એક નાના ઘરમાં તેમને વાસ કરવો પડ્યો. પણ તે ઘરમાંએ તેમણે સ્ત્રીને બોલાવવાની કાળજી કરી નહીં. નીલાચલથી પાછા ફર્યાં બાદ પોતાની સ્ત્રી તથા માતાને માત્ર બેત્રણ વાર, અને તે પણ દિવસનેજ સમયે મળીને ગયા હતા. આ શીવાય તેમની

સાથે બીજો કોઇ પ્રકારે તેમણે સંબંધ રાખ્યો નહીં.

એ બે બાપડી દુઃખી સ્ત્રીઓને માત્ર એકજ સંતોષ હતો કે અનાથબંધુ સ્વદેશમાં આવી પોતાના મિત્રો પાસે રહેતા હતા. વળી સાથેસાથે એમની બારીસ્ટરની ખ્યાતિ સાંભળી એ બંનેના ગર્વનો પાર રહેતો નહીં. એક યશસ્વી પુરુષને યોગ્ય સ્ત્રી પોતે નથી એમ માની બિંધ્યવાસિની પોતાની જાતને મનમાં ધિક્કારવા લાગી. તેઓએ પોતાની યોગ્યતા જોઇ શકવાથીજ સ્વામી માટેનું તેનું અભિમાન સામુ વધતું ગયું. તે મનોવ્યથાથી પીડિત છતાંએ સદા ગર્વથી ભરેલી રહેતી. મ્લેચ્છ આચાર તેને પસંદ ન હતા તોએ તે સ્વામીને જોઇ મનમાં વિચારતી કે "આજકાલ તો ઘણાએ સાહેબ બને છે, પણ કોઇ બીજાને સાહેબનો પોશાક શોભતો નથી. એ તો જાણે પુરા વીલાયતી સાહેબજ દેખાય છે. બંગાળી છે એમ તો કોઇ જાણીજ ન શકે!"

જ્યારે નાના ઘરનો પણ ખર્ચ પુરો પડી શકયો નહીં ત્યારે અનાથબંધુને મનમા ઘણીક મુંઝવણ થઇ. અને છેવટે તેમને ખાત્રી થઇ કે આ હતભાગ્ય ભારતવર્ષમા ગુણીજનની લગારે પીછાન થતી નથી, અને તેમના ધંધાના સાથીઓજ અદેખાઇના માર્યા તેમના ઉન્નતિના માર્ગમાં છુપી રીતે અડચણો નાંખતા રહે છે. પણ જ્યારે તેમના 'ડીનર ટેબલ' પરની 'ડીશો'માં પ્રાણીવર્ગ કરતા વનસ્પતિવર્ગનું પ્રમાણ વધુ થતું ગયું, તથા 'રોસ્ટ મુરઘી'ના નિયત કરેલા ઉચ્ચ સ્થાને ટેબલ પર માત્ર તુચ્છ તળેલી કોલમી બીરાજવા માંડી ત્યારે તેમના સ્વાભિમાનથી દેદીપ્યમાન મુંડાવેલા મુખની કાંતિ ફેક ઝાંખી પડવા માંડી. પણ જ્યારે આ પ્રકારે તેમની જીવન-સારંગીના તારનો સૂર તીવ્ર'ની' પરથી ધીમેધીમે ઉતરતો મંદ 'મ' ના કરુણ સ્થાને આવી અટકયો ત્યારે રાજકુમાર બાબુના ઘર પર એકાએક દૈવનો કોપ વરસ્યો અને તેથી અનાથબંધુને પોતાના આવા અનેક સંકટોથી ભરપુર જીવનસ્રોતમાંથી છુટકારો મેળવવાનો અવસર પ્રાપ્ત થયો.

ગંગાજીને કીનારે આવેલા એક ગામમાં મામાને મળી રાજકુમાર બાબુના એકના એક પુત્ર હરકુમાર, તેમની સ્ત્રી તથા બાળકો સાથે એક મછવામાં પાછા ફરતા હતા તેટલામાં તેમના મછવા સાથે એક સ્ટીમર અથડાવાથી તે બધાં ગંગાજીને તળીએ જઇ પડયાં. આથી રાજકુમાર બાબુના વંશમાં માત્ર બિંધ્યવાસિની શીવાય કોઇએ રહ્યું નહીં.

આ ભયાનક ફટકાની વેદના ફેક શમ્યા પછી રાજકુમાર બાબુ અનાથબંધુ પાસે ગયા અને તેમને વીનવીને કહ્યું કેઃ "બાબુ, તમારે હવે પ્રાયશ્ચિત્ત લઇને ન્યાતમાં પાછું આવવું જોઇએ. તમારા શીવાય હવે મારં કોઇ અંગી રહ્યું નથી.'

અનાથબંધુએ ઘણા ઉત્સાહપૂર્વક સસરાના આ પરતાવને અનુમોદન આપ્યું. તેમણે જોયું કે બધા 'બાર-લાઇબ્રેરી'માં વિહાર કરનારા સ્વદેશી બેરીસ્ટરો તેમની ઇર્ષ્યા કરે છે અને તેમની અસાધારણ બુદ્ધિ માટે ઘટતું માન દર્શાવતા નથી, માટે એ લોકો સાથે દાવ લેવાનો આ અવસર ઘણો અનુકૂલ થઇ પડશે.

રાજકુમાર બાબુએ પંડિતોની સલાહ લીધી. તેઓએ મત આપ્યો કે "યદિ અનાથબંધુએ ગૌમાંસ ન ખાધું હોય તો તેમને ન્યાતમાં પાછા લઇ શકાશે."

જો કે વિદેશમાં ઉપર જણાવેલું નિષિદ્ધ ચોપગું એમના ખાદ્ય પદાર્થોમાં અગ્રસ્થાન ભોગવતું હતું, છતાંયે એ વાતનો અસ્વીકાર કરવા એમને જરાયે વિચાર કરવો પડ્યો નહીં. પોતાના થોડાક મિત્રોને એ કહેવા લાગ્યા કે "જ્યારે આ રીતનું અસત્ય સાંભળવા સમાજ પોતે ચાહે તો આજ જીભે બોલી તેમને સંતોષવામાં કોઈ પ્રકારનો દોષ નથી. જે જીભે ગોમાંસ ચાખ્યું તે જીભને ગોમય તથા અસત્ય એવા બે અતિ વિકૃત પદાર્થોથી શુદ્ધ કરવી એવો આજકાલ સમાજનો નિયમ છે તો એ નિયમની આડે આવવાની હું સૂચના કરું નહીં."

પ્રાયશ્ચિત્ત કરી સમાજમાં દાખલ થવા માટે એક શુભ દિવસ ઠરાવવામાં આવ્યો. એ અવસરે અનાથબંધુએ માત્ર ધોતીયું ને ચાદર પહેરીને જ પોતાની શોભા વધારી એટલું જ નહીં પણ વિલાયતની સમાજને મોઢે કાજળ તથા હીંદુ સમાજને મોઢે ચૂનો ચોપડવાનો પ્રયાસ પણ આરંભ્યો. આ વાત સાંભળનારાજ બધા ખુશખુશ થઇ જતા.

આનંદ તથા ગર્વથી વિંધ્યવાસિનીનું પ્રીતિ-સુખની ઊર્મિઓથી ઉછળતું, સુકોમળ હૃદય નાચી ઉઠ્યું. તેણે ધાર્યું કે "વિલાયતથી પાછા ફરેલાઓ તો જાણે જંગલીઓજ બની જવાનાં ફાંફાં મારે છે, અને તેઓની તો અંગ્રેજી તરીકે ગણતરીએ થઇ શકે નહીં. પરંતુ મારા સ્વામીના તો બધા ભાવ તદ્દનજ પહેલા જેવાજ રહેલા છે, એટલુંજ નહીં પણ તેમની હીંદુ ધર્મ પ્રત્યેની શ્રદ્ધા પહેલાં કરતાંએ ઘણી વધી ગઇ છે."

નક્કી કરેલ દિવસે બ્રાહ્મણ-પંડિતોથી રાજકુમાર બાબુનું મકાન ભરાઇ ગયું. પૈસા ખરચવામાં તેમણે કંઇએ બાકી ન રાખ્યું. આહાર તેમજ દક્ષિણા માટે યથાયોગ્ય ગોઠવણો થઇ રહી હતી.

અંતઃપુરમાં ભપકાની તો સીમાજ ન હતી. નોતરેલાં સગાંવહાલાં તથા ચાકરોથી તમામ આંગણું તથા ચોક ભરાઇ ગયાં હતાં. આ બધી ગરબડ ને ઘોંઘાટ વચ્ચે શરદના ઉગતા સૂર્યનાં કિરણોથી રંગેલા પ્રભાતના મંદ વાયુમાં ડોલતી નાની વાદળી હોય તેમ વિંધ્ય-વાસિની પ્રફુલ્લ મુખે આનંદસાગરની લહરીઓમાં વિહરી રહી હતી. આજના બધા સમારોહનો અને આ બધી રચનાઓનો અધિનાયક તેનો સ્વામી હતો. આજ તો જાણે આખી અંગભૂમિ એક રંગભૂમિ બની હતી, અને પરદા ઉપડતાંજ અનાથબંધુ તથા દર્શકોની નજરે પડનાર હતા. એમનું પ્રાયશ્ચિત્ત ન અપરાધનો સ્વીકાર નહીં પણ તેમના તરફથી સમાજ પ્રત્યેનો અનુગ્રહજ ગણાય. અનાથબંધુ વિલાયતથી પાછા ફરીને હીંદુ સમાજમાં જોડાયાથી હીંદુ સમાજનું ગૌરવ ખ્યાતિજ વધશે આ ગૌરવનો પ્રકાશ આખા દેશમાં હજારો કિરણો ફેલાવી રહ્યો હતો, અને તે પ્રકાશના પ્રતિબિંબથી વિંધ્યવાસિનીના પ્રેમવિસ્ફુરિત મુખ પર આજ એક આશ્ચર્યજનક શોભા બીરાજી રહી હતી. આટલા દિવસો સુધી વેઠેલાં તુચ્છ જીવનનાં અનેક દુઃખો અને અનેક પ્રકારના ક્ષુદ્ર અપમાનો હવે અદૃષ્ટ થયાં અને આજથી તે પોતાના બાપના ઘરમાં બધાં એકઠા મળેલાં સગાંઓની સમક્ષ મસ્તક ઉંચું કરી પૂર્ણ ગૌરવથી અને સ્વસ્થતાથી પોતાનું સ્થાન ફરી ગ્રહણ કરી શકી. સ્વામીના ગૌરવથી આ અયોગ્ય સ્ત્રી પણ સમસ્ત સંસારની નજરે સન્માનયોગ્ય થઇ પડી.

ક્રિયાકર્મ સૌ સમાપ્ત થઇ ચુક્યાં. અનાથબંધુ ન્યાતમાં ફરી દાખલ થઇ ચુક્યા. નોતરેલાં સગાંઓ તથા બ્રાહ્મણોએ તેમની સાથે એક-પંગતે બેસી યથેષ્ટ તૃપ્તિપર્યંત ભોજન કર્યું.

કુટુંબની સ્ત્રીઓએ જમાઇરાજને જોવાની ઉત્કંઠા દર્શાવ્યાથી તેમને અંતઃપુરમાં તેડાવી મંગાવ્યા. જમાઇરાજ સ્વસ્થ અને પાનસોપારી ચાવતા ચાવતા, હસને મુખે, ધીમેધીમે પગલાં ભરતા ચાદર ભોંયે ઘસડતા ઘસડતા અંતઃપુર તરફ ચાલ્યા.

ભોજન થઇ રહ્યા પછી બ્રાહ્મણોને દક્ષિણા આપવાની તજવીજ ચાલી રહી ત્યાં સુધી તેઓ સભામંડપમાં બેસી મોટામોટા ઘાંટા પાડી પોતાનું પાંડિત્ય દેખાડી રહ્યા હતા. મકાનના માલીક રાજકુમાર બાબુ થોડોક વખત આ ગરબડીઆ પંડિતમંડળનાં ચાલતો સ્મૃતિશાસ્ત્રનો વાદવિવાદ સાંભળતા આરામ લેતા બેઠા હતા. એટલામાં તેમના દરવાન એક કાર્ડ લઇ આવ્યો અને ખબર આપી કે "એક સાહેબ લોકકા મેમ આયા."

રાજકુમાર બાબુ ચમકી ઉઠ્યા. બીજી પળે કાર્ડ પર નજર કરી તે પર અંગ્રેજીમાં લખ્યું હતું તે વાચ્યું:—"મીસીસ અનાથબંધુ સરકાર"—અર્થાત્ અનાથબંધુ સરકારનાં ધર્મપત્ની.

રાજકુમાર બાબુ એને ઘણીક વાર ધારીને જોતા બેઠા; પણ આ સામાન્ય ત્રણ અંગ્રેજી શબ્દોનો અર્થ ઉકેલી શક્યા નહીં. એટલામાં વીલાયતથી નવીજ આવી પહોંચેલી, ગુલાબી મુખ, તામ્રવર્ણ કેશપાશ, આસમાની નેત્રો, તથા દુધના જેવી શ્વેતવર્ણ ચામડી ધરાવનારી, હરણીના જેવી ચપળ ચાલની એક અંગ્રેજ કન્યા સ્વયં સભામંડપમાં દાખલ થઇ અને વચમાં આવી ઉભી રહી. તેણે ત્યાં હાજર રહેલાં એકેએક મુખને ધ્યાનથી નીરખવા માંડ્યાં, પણ તેને જોઇતું પરિચિત, પ્રિય મુખડું દેખાયું નહીં. આ મડમને જોતાંજ બધો સ્મૃતિશાસ્ત્ર સંબંધી વાદવિવાદ એકાએક શમી ગયો. સ્મશાન જેવી ગંભીર ચુપકીદી ત્યાં પ્રસરી રહી.

આ ઘડીએ ચાદર ભોંયે ઘસડતા ઘસડતા, ધીમેધીમે પગલાં ભરતા, અનાથબંધુએ રંગભૂમિ પર ફરી પ્રવેશ કર્યો. તેમને જોતાંજ પેલી અંગ્રેજ કન્યાએ એક પળમાં તેમની ગોદમાં દોડી પહોંચીને તેમને આલિંગન કર્યું, અને તેમને પોતાની છાતીએ ચાંપી તેમના પાનથી લાલ ચચલ હોઠો પર ધર્મપત્નીના મેળાપની મહોરરૂપે ચુંબન કર્યું.

તે દિવસે સભામંડપમાં સ્મૃતિશાસ્ત્ર સંબંધી વાદવિવાદ ફરી ચાલુ કરી શકાયો નહીં.*

---

* રવીંદ્રનાથ ઠાકુરના બંગાળી પરથી અનુવાદ.

# સ્વીકાર

**સુદામાચરિત:** સંશોધક રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર. મૂલ્ય રૂ. ૨-૦-૦.

ભાષાની, અને તેથી પણ વધુ ભારે ભાષાશાસ્ત્રની, દૃષ્ટિએ આપણા પ્રાચીન કવિઓનું સંશોધન અને અધ્યયન એ આધુનિક સાહિત્યસેવાનું મહત્ત્વનું અંગ છે. એ ક્ષેત્રમાં કામ શરૂ કરનારા [illegible] ગયા જમાનાના વિદ્વાન સંશોધકો પછી એ પ્રકારનું કામ હાથે લેનાર, અમારી જાણ મુજબ રા. મજમુદાર પહેલાજ ગુજરાતી સાક્ષર છે. તેમણે ઝીણવટથી અને ખંત ન [illegible] આ પુસ્તક તૈયાર કરી કેટલાક વખતથી મહાન બાકી કે. તેમાં પ્રેમાનંદની સોનેરી કૃતિ ઉપરાંત બીજા આઠ કવિઓના પણ સુદામા ચરિત્ર આપવામાં આવ્યાં છે, જે અભ્યાસીઓને ઘણાં ઉપયોગી થશે. ઉપોદ્ઘાત અને ટિપ્પણ પણ વાંચી જવા જેવાં છે. પરંતુ તેમાં પ્રતિઓમાંથી મેળવેલા પાઠાંતરનો પૂરતો ઉપયોગ થયેલો હોવાથી નવું થોડુંજ છે છતાં, એકંદરે કામ બેશક ઉત્તમ તેમજ આદરને પાત્ર છે.

**કાલેલકરના લેખો:** લેખક. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર પ્રકાશક: નવજીવનપ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૩-૦-૦

**ઇશુનું બલિદાન** (એક અજ્ઞાત શિષ્યના કથનને આધારે). પ્રકાશક નવજીવનપ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૩-૦

**હંટર કમીટિ સમક્ષ ગાંધીજીની જુબાની:** પ્રકાશક: નવજીવનપ્રકાશનમંદિર મૂલ્ય રૂ. ૦-૩-૦.

**રૂઢિનો ભોગ યાને હીંદુ સંસારમાં સડો:** પ્રકાશક: સાહિત્યસદન કાર્યાલય, સુરત. મૂલ્ય રૂ. ૦-૩-૦.

**કાઠીઆવાડ પોલીટીકલ એજન્સી વીશે લોર્ડ રેડીંગને વિનતિપત્ર.** (અંગ્રેજી), મોકલનાર: કાઠીઆવાડ હિતવર્ધક સભા, રાજકોટ.

**આશ્રમભજનાવલિ:** સંપાદક: રા. નારાયણ મોરેશ્વર ખરે પ્રકાશક: નવજીવન-પ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦.

**જીવનકા સદ્વ્યય** (હીંદી) અંગ્રેજી પરથી અનુવાદક રા. હરિભાઉ ઉપાધ્યાય પ્રકાશક: નવજીવનપ્રકાશનમંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

**હુતુતુતુની રમત** પ્રકાશક: [illegible] નવસારી મૂલ્ય રૂ. ૦-૭-૦.

**અચલાયતન** (રવીન્દ્રનાથ ઠાકુર પ્રણીત) અનુવાદક રા. ગિરધારી કૃપાલાની પ્રકાશક: નવજીવનપ્રકાશનમંદિર, અમદાવાદ મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

**દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા** (શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથાવલિ અંક ૮ મો) અનુવાદક: રા. પ્રેમશંકર નારાયણજી દવે કરાંચી

**શ્રીગરબાવળી** સંગ્રહકર્તા. રા. લાલજી કલ્યાણજી ત્રિવેદી પ્રસિદ્ધ કરનાર. ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ, મુંબઈ મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

**અવધાનના પ્રયોગો** (પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીએ કરેલા). પ્રયોજક: રા. ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશક: શ્રી કાઠીઆવાડ સ્થાનકવાસી જૈનસંઘ, અમદાવાદ

**ખાદીની પ્રસાદી ને બીજી વાર્તાઓ** લેખક: રા. મણિભાઈ પ્રાગજી દેસાઈ. પ્રકાશક: રા. પ્રભાશંકર જયશંકર પાઠક, મુંબઈ. મૂલ્ય રૂ. ૧-૪-૦.




## આવતી સાહિત્યપરિષદ્

સાતમી સાહિત્યપરિષદ્ આખરે પોતાના પ્રમુખ, ઉપપ્રમુખ અને વિભાગોના પ્રમુખની પસંદગી, બેઠકને માત્ર અઢી મહીના રહ્યા ત્યારે, કરી શકી છે.

મુખ્ય પ્રમુખના પદ માટે અમોએ દ્વિતીય જ્યેષ્ઠના અંકમાં સૂચવેલું નામ જોઈને સંતોષ થાય છે. ગુજરાતી સંસ્કાર અને સાહિત્યની હાલની દશામાં, ગુજરાતીઓના અગ્ર નાયક તરીકે રા. આનંદશંકરભાઈ ઉત્તમ અને ઉપયોગી કાર્ય બજાવશે એ નિઃશક છે. સત્કારમંડળના પ્રમુખ ને ઉપપ્રમુખની પસંદગી પણ, સાહિત્યની તેમજ સાહિત્યેતર દૃષ્ટિએ ઠીક થઇ ગણાય. વિભાગોમાં રા. ખબરદાર સમકાલીન જીવન તેમજ સાહિત્યના તરંગોના સંપર્કમાં સારી રીતે રહી શકયા છે એટલે પ્રાંતના સાહિત્યસેવકોને નવીન સંદેશ ને માર્ગદર્શન આપે એમ ઇચ્છીશું. સાહિત્યસંસદના સભ્ય રા. ખુશાલ શાહને ઇતિહાસની સેવા માતૃભાષામાં કરવાની આ સારી તક સાંપડી છે. તેમનું કાર્ય એ વાહન મારફત વધુ અંશે થવાની જરૂર છે. વિજ્ઞાનવિભાગ, સાહિત્ય ને વિજ્ઞાન ઉભયને શોભા આપતા ડૉ. કાંતિલાલ પંડયાને સોંપાયો છે. અને નવા ઉઘડેલા જૈન વિભાગનું સુકાન જાણીતા અભ્યાસક પંડિત લાલનના હાથમાં મુકાયું છે તે પણ યોગ્ય થયું છે.

પણ ભાવનગરના કાર્યવાહકોએ કરેલી નીમણુંકોમાં એક તો ઘણાંને ખુંચશે. સાહિત્યના ક્ષેત્રમાં પણ રાજકારણની જેમ ચઢઉતર પદવીઓ રાખવી એ શું સલાહકારક છે ? આ દૃષ્ટિએ જોતાં, પરિષદના ઉપપ્રમુખ તરીકે રા. નાનાલાલ કવિની પસંદગી ન કરી હોત તો કંઈ ખોટું નહોતું એમ કહ્યા વગર ચાલતું નથી. તેમનું જ્વલંત ને ચિરસ્મરણીય કાર્ય તેમને કોઇક દિવસ પરિષદના મુખ્ય પ્રમુખ કે સાહિત્યવિભાગના અધ્યક્ષપદના અધિકારી તરીકે દીપાવે તેવું છે. આ સંજોગોમાં, એમને અપાયલી પદવી તેમને ઘટે તેવા માનની સૂચક નથીજ એમ કહેવું વધારે પડતું નથી એમ અમે માનીએ છીએ.

### નીકોલે લેનીન

બોલ્શેવીઝમના પ્રણેતા અને રૂશીઆના ભાગ્યવિધાતા લેનીનનું અવસાન એ અતિ અગત્યનો બનાવ ઘણાને લાગ્યો હશે. એરીસ્ટોટલથી માંડીને ઘણા વિચારકોએ મુડીની અસમાનતા અને તે દ્વારા ઉપજતા અનેક અન્યાયોને દૂર કરવાના ઘણા સિદ્ધાંતો વિચાર્યા, પણ એ બધાને નવા રીતે વિચારી

ર્ય છે એ સ્મરતાં એ મહાન વ્યક્તિઓને હૃદયના અર્ધ્ય આપ્યા વિના ચાલતું નથી.

## નવું પ્રધાનમંડળ

લેનીન ગુજરી ગયો.–મેકડોનલ્ડ મુખ્ય પ્રધાન થયો.

એકે ઝારશાસનનો નાશ કરી કામદાર-શાસન સ્થાપ્યું બીજાએ ધનિકશાસનને વશ કરી કામદારશાસનની સત્તા બેસાડી. આ બે વચ્ચે કે સરખામણી થઇ શકે નહીં. લેનીન રાષ્ટ્રવિધાતા હતો; મેકડોનલ્ડ માત્ર મુત્સદ્દી છે. પણ જે લેનીનની નેમ તેજ મેકડોનલ્ડની. એકે આખી પ્રજાના અપરોક્ષ (direct) હુકમથી ચાલતું રાજ્યતંત્ર સ્થાપ્યું; બીજાએ પાર્લામેંટ વશ કરી તેની દ્વારા પરોક્ષ (indirect) રીતે તંત્ર ચલાવવાનું માથે લીધું.

આ કામદાર સંપ્રદાયના અનુયાયી તો વચ્ચે રહ્યા ભેદ હતો. યુરોપનો સંપ્રદાય હડતાલો વગેરેથી કરવામાં આવતા અપરોક્ષ દબાણનો હિમાયતી હતો; ઈંગ્લંડનો સંપ્રદાય પાર્લામેંટ વશ કરી કામદારશાસન સ્થાપવા મથતો હતો. લેનીને બોલ્શેવીઝમ સ્થાપ્યું: વ્યવહારુ અંગ્રેજ મેકડોનલ્ડે પાર્લામેંટ વશ કરી.

આ બનાવ અંગ્રેજી સ્વભાવનો નમુનો દેખાડે છે. આવા બનાવો અંગ્રેજી ઇતિહાસમાં વખતો વખત મળે છે બીજા લોકોને આખી ઇમારત તોડવી પડે છે; અંગ્રેજો જોઇતો ફેરફાર સહેલાઇથી કરે છે. ફ્રેન્ચ પ્રજાને ઇ. સ. ૧૭૮૯ નો મહાવિપ્લવ કરવો પડ્યો તો અંગ્રેજ પ્રજાએ કકડે કકડે ઇ. સ. ૧૬૮૮ માં ને ઇ. સ. ૧૮૩૨ માં સુધારા કર્યા. અંગ્રેજી પ્રજાની આવી સમગ્ર વ્યાવહારિકતાએ એમનું સામ્રાજ્ય આજે સબળ પાયા પર મુકયું છે. પણ એટલું તો નિર્વિવાદ છે કે યુરોપના ભવિષ્યનો અધિષ્ઠાતા ધનિક નથી પણ કામદાર છે—કામદાર જે બાહુબલથી, બુદ્ધિથી સૃષ્ટિ સરજે ને ધારે તે. (Ergetocracy) કામદાર-શાસન એજ આવતા યુગનો મંત્ર હોય એમ લાગે છે.

પછી પ્રશ્ન થાય છે કે સંસ્કૃતિનું શું? સંસ્કૃતિ એ માત્ર કામદારની બનાવેલી વસ્તુ નથી, પેઢીવર કેળવેલી, ઝીણા ને સુંદર સંસ્કારો-વાળા થોડાક માણસોએ રચેલી અદ્‌ભુત વસ્તુ છે. અને કામદારશાસનમાં સંસ્કારના સંરક્ષકોનું સ્થાન શું એ નક્કી કરવાનું કામ ભાવિનું છે. આર્યસંસ્કૃતિ હમેશાં આ સંરક્ષકોનું સ્થાન શ્રેષ્ઠ માનતી આવી છે. અને એ માન્યતા નિશ્ચલ રાખવાનું પરમ કર્તવ્ય અંગ્રેજી સામ્રાજ્ય પર આવી પડ્યું છે.

આ ફેરફારથી હીંદને કંઈ ખાસ લાભ થાય એમ માનવું અમને ભુલભરેલું લાગે છે.

## પહેલાં હીંદી સ્ત્રી–બારીસ્ટર

સ્ત્રીવર્ગની ઉન્નતિને આ યુગનો ઇતિહાસકાર કદાચ સૌથી મહત્ત્વનું યુગબળ ગણશે. એ વર્ગે પહેલેથીજ પુરૂષના જીવન પર પરોક્ષ અને સબળ અસર કરી હતી પણ છેલ્લાં પોણોસો સો વરસમાં જે અપૂર્વ ભાવના-ઓએ જગતના જીવનમાં પ્રવેશ કર્યો ને વિકાસ સાધ્યો તેને પ્રતાપે સ્ત્રીઓનું આત્મ-ભાન જાગ્યું, તેમણે સમાન અધિકારોની માગણી કરી, અને ધૈર્ય ને અચલનાથી કરેલી તપશ્ચર્યા વડે તે વિજયને વરી. આ રીતે તેમની પ્રત્યક્ષ અસર વધવા માંડી અને

## માસિક રોજનીશી

### જાન્યુઆરી ૧૯૨૪

**તા. ૩ જી**—વડોદરાના દીવાન સર મનુભાઇ મહેતાનાં પુત્રી બહેન હંસાનું લગ્ન એજ રાજ્યના તબીબી અધિકારી ડૉ. જીવરાજ મહેતા સાથે થયું.

**તા. ૫ મી**—રા. વિનાયક સાવરકરને મુંબાઈ સરકારે છોડી મુક્યા.

**તા. ૭ મી**—બોરસદ તાલુકા પર નખાયલો પોલીસ દંડ મુંબાઈ સરકારે પાછો ખેંચી લીધો.

**તા. ૧૧ મી**—રા. કલ્યાણજીભાઇની સાબરમતી જેલમાં રા. દયાળજીભાઇએ મુલાકાત લીધી. તેઓ જેલમાં ગુજરાતી શબ્દકોષ રચે છે એવા ખબર મળ્યા.

**તા. ૧૨ મી**—મહાત્મા ગાંધીજી પર આંતરડાના દર્દ માટે શસ્ત્રક્રિયા કરવામાં આવી.

**તા. ૧૩ મી**—બોરસદ સત્યાગ્રહના વિજયના ઉત્સવ ઉજવાયા.

'કાલેલકરના લેખોનું પુસ્તક બહાર પડ્યું

**તા. ૧૯ મી**—અમદાવાદમાં ગુજરાત મહા વિદ્યાલયનો નવો સત્ર શરૂ થયો.

અમદાવાદમાં આર્યધર્મપરિષદની બેઠક મળી

**તા. ૧૬ મી**—ભાવનગરમાં રા. ગૌરીશંકર વિદીના પ્રમુખપદે પ્રજાપરિષદની બેઠક મળી તથા મહર્ષિન ખુલ્લું મુકાયું.

**તા. ૧૮ મી**—દેશના સઘળા ભાગોમાં ગાંધીજીની તંદુરસ્તી માટે પ્રભુપ્રાર્થના થઈ તથા તેમને છોડી મુકવા સરકારને આગ્રહ કરવામાં આવ્યો.

મુંબાઇમાં આર્યસમાજ-મહોત્સવ ઉજવાયો.

**તા. ૧૯ મી**—રા. વિઠ્ઠલભાઈ પટેલે મુંબાઈ મ્યુનીસિપલ રાષ્ટ્રીય પક્ષના પ્રમુખ તરીકે રાજીનામું આપ્યું.

**તા. ૨૦ મી**—ભાવનગરમાં દશેરાના તહેવારોમાં મળનારી સાહિત્યપરિષદ માટે સર પ્રભાશંકર પટ્ટણી સ્વાગતમંડળના પ્રમુખ તથા રા. લલ્લુભાઇ સામળદાસ ઉપપ્રમુખ: પરિષદના પ્રમુખ તરીકે પ્રો. આનંદશંકર ધ્રુવ અને ઉપપ્રમુખ તરીકે રા. નાનાલાલ દલપતરામ કવિ: સાહિત્યવિભાગના પ્રમુખ રા. ખબરદાર અને ઇતિહાસવિભાગમાં પ્રો. ખુશાલ શાહ: વિજ્ઞાનવિભાગમાં ડૉ. કાંતિલાલ પંડયા અને જૈન. વિભાગમાં પંડિત લાલન ચુંટાયા.

**તા. ૨૫ મી**—પરેલાં હીંદી સ્ત્રી-બારીસ્ટર કુમારી મીઠાં અરદેશર તાતાને મુંબાઈ હાઈકોર્ટ ધારાશાસ્ત્રી તરીકે વકીલાત કરવાની પરવાનગી આપી.

**તા. ૨૬ મી**—મુંબાઈમાં ગંભીર મીલ હડતાલની શરૂઆત.

**તા. ૩૧ મી**—હડતાળથી લગભગ ૮૦ મીલ બંધ પડતાં દોઢ લાખ મજુરો બેકાર થયા.



## મોના વાના

[અનુસંધાન પૃ ૪૬૪ થી]

આનંદનો તમાશો જોઇને તમારી આંખોને સંતોષ થશે હવે તમારે...નહીં, નહીં, તમને માંસ અને દારૂ મળ્યા — તમારા બધા માટે મેં કીમત ભરી છે, એટલું બસ નહોતું? જાઓ, હું કહું છું. [ચૂપકીથી લોકો વીખરાવા માંડે છે] કોઇએ અહીં ઉભા રહેવું નહીં. [પોતાના પિતાનો હાથ સખત પકડે છે] તમે પણ! તમે બધાથી પહેલાં નીકળો કારણકે અપરાધ તમારો છે. મારાં આંસુ તમે જુઓ એ મારે નથી થવા દેવું. મારે એકલા રહેવું છે. મારે જાણવું જ ને જાણવા માટે ગોર કરતાંય વધારે એકાન્ત જોઇએ [ખંડ ખાલી થતાં પ્રીન્ઝીવેલીને જોઇને] અને તું!...બુરખાવાળા પુતળા માફક ઉભેલો તું કોણ છે? તું મૂર્ખ છે કે બહેરો? મેં તને જતા રહેવાનું કહ્યું તે સમજવામાં ન આવ્યું? [એક સૈનિક પાસેથી ભાલો ખેંચે છે] આ ભાલાની અણીથી મારે તને હાંકી કાઢવો પડશે ...તું તલવાર પર હાથ નાખે છે? મારી પાસે પણ તલવાર છે પણ એનો ઉપયોગ બીજે વખતે કરવાનો...હવેથી તે એકજ માણસ ને, આમે વખતે, હું પુછું છું કે તું કોણ છે!—સત્વર—

[તે ધસે છે અને પ્રીન્ઝીવેલીના પ્રાણ લેવાની તૈયારીમાં છે. વાના વચ્ચે પડે છે અને તેને અટકાવે છે.]

વાના

એને અડકતા નહીં!—

ગીડો

[આશ્ચર્યમાં] વાના, વાના! આ એકાએક જોર ક્યાંથી આવ્યું!

વાના

એણે મારું રક્ષણ કર્યું.

ગીડો

હા, હા! તેણે તારું રક્ષણ કર્યું... ઘણું મોડું થયું ત્યારે...ઉમદા કામ ખરેખર

વાના

[ગુસ્સામાં] મને કહેવા દો ગીડો, હું વીનવું છું! એક શબ્દ, માત્ર એક શબ્દ!... તેણે મારું રક્ષણ કર્યું, મને જીવતદાન આપ્યું, મને સન્માન આપ્યું!..એ મારી સાથે મારી આશા ધરી અહીં આવ્યો છે— મેં એને અભયવચન આપ્યું છે તમારું વચન આપણું વચન!..તમે અત્યારે ગુસ્સામાં છો પણ મારું માનજો. જરા લાગણી લ્યો

ગીડો

પણ આ માણસ છે કોણ?

વાના

પ્રીન્ઝીવેલી—

ગીડો

હેં!...કોણ? આજ પેલો! આ પ્રીન્ઝીવેલી!

વાના

હા, હા! તે તમારો અતિથિ છે ને હવે તમારું શરણ શોધે છે એણે મને બચાવી, ગીડો......

ગીડો

[એકાએક ભાનભુલો બને છે પછી એવા અદના હર્ષોન્માદ અને જોરથી બોલે છે કે વાના વચ્ચે બોલી જ શકતી નથી]

આહ, અને આ વહાલી વાના! આહ, ઉંચા આકાશમાંથી પડતા ઓસની માફક આ મારા આત્મામાં સરે છે!—આહ, વાના, મારી

ના!–હા, તેં વ્યાજબી કર્યું છે! એમજ કરવું ઘટે. આ રીતેજ. આહ, તારી ઉસ્તાદી હવે સમજ્યો, બધું સમજ્યો!—મને તો ખબર પણ શી હોય? મને એની કલ્પના પણ ન આવી–એનું ખુન કર્યું હોત્ એવી ઓીઓ થઇ ગઇ છે, જુડીથે હોલોફર્નેસનું કર્યું તેમ.–પણ એનો અપરાધ હોલોફર્નેસથી મોટો છે. અને અહીં તો ભયંકર વેરની જરુર છે!—તેથીસ્તો તું એને અહીં લાવી. ઠીક કર્યું. તેનાજ ભોગ બનેલા હવે તેના જલ્લાદો બનશે...

આહ, કેવો ભવ્ય વિજય!—તે શાંતિથી, પ્રીતિથી તારી પાછળ આવ્યો અને એને તો વહેમ પણ શાનો આવ્યો હોય કે તેં એને આપેલા ચુમીઓ પ્રેમની નહીં, દ્રોહની હતી!—અને હવે એ અહીં ખડો છે, જાળામાં સપડાયો છે—હા! તેં બરાબર કર્યું છે! તેના ભયંકર અપરાધ પછી ત્યાં તંબુમાજ તેને એકાંતમાં પુરો કર્યો હોત એટલું બસ નહોતું...અમે તેને જોત નહીં એટલે વળી કૈંક શંકા રહી જાત...અધમ–પેલી અધમ શરતની મોને ખબર હતી, માટે એ દગલબાજીની કીંમત સૌએ જાણવી જોઇએ. પણ તું આ સાધી શી રીતે શકી? આ જીત એવી છે કે અબળાને હાથે લાગેજ...અહા, આ લોકોને કહે જોઇએ! [તે અગાસીમાં જાય છે. અને મોટે અવાજે પોકારે છે.] પ્રીન્ઝીવેલી, પ્રીન્ઝીવેલી છે, દુશ્મન અહીં છે! આપણા કબજામાં.

વાના

[તેને વળગીને અને તેને અટકાવવાનું કરતી] નહીં, નહીં! સાંભળો! સાંભળો! ગીડો, હું પગે લાગું! ગીડો, ગીડો, તમે સમજ્યા નથી.

ગીડો

[બળ કરીને છુટો થાય છે, વધારે ઉંચે સ્વરે બુમ મારે છે.] મને જવા દે! તું જો તો ખરી. તેઓ બધાએ જાણવું જોઇએ, બધાએ! [ટોળા તરફ ફરીને] પાછા આવો, તમે બધા! આવો, હવે આવો, તમારે આવવુંજ પડશે!—અને તમે પણ પિતાજી! તમે કરેલા અપરાધને ઢાંકી દેવા અને મને મારું સુખ પાછું સોંપવા કોઇ દેવ આકાશમાંથી ઉતરી આવે એવી આશામાં થાભલાઓ વચ્ચે સંતાઇ શું રહ્યા છો? પાછા આવો. અહીં આનંદ છે, આનંદ આનંદ વરતી રહ્યો છે. જબરો ચમત્કાર થયો છે. શું બન્યું તે આ પથ્થરોનેય હું સંભળાવવા ઇચ્છું છું. હવે મારે ખુણે ભરાઇ બેસી રહેવું પડશે નહીં—એ બધું ખલાસ થયું—પરમ સંતો કરતાં પણ આજે હું વધારે પવિત્ર થયો. ગમે તેવા દોલતમંદ કરતાં હવે હું વધુ દોલત ધરાવું છું. આહ. હવે તમે મારી વાનાને તાળીઓથી સત્કારો! તમારી સાથે હુંય, અને હું તો ખુબ જોરથી તાળીઓ પાડીશ. [લોકો અગાશીમાં આવે. છે, તેઓને તે ઓરડામાં ખેંચે છે.] હવે તમામો જુઓ. આખરે ન્યાય મળ્યો!...મેં તે જાણ્યું'તું પણ એ આટલું વહેલું પાર પડશે 'એમ ખાત્રી ન હતી... મેં ધાર્યું વરસો ઉપર વરસો વીતશે; જંગલોમાં. શહેરોમાં, પહાડો ને ગુફાઓમાં મારા શત્રુને શોધતાં મારો જન્મારો વીતશે એમ મને લાગતું! અને જુઓ, એકાએક તે 'અહીં મારી સામે આજ ઓરડામાં આજ પગથીઆ ઉપર આપણી સામે જાણે કુદી નીકળ્યો છે. આ અકળ ચમત્કાર છે...પણ સાંભળો .. વાનાએ આ સાધ્યું છે! અને ન્યાય તો

વાના

[ જોરથી તેને પાછો ધકેલે છે ] નહીં, નહીં, તમે મારું સાંભળશો નહીં તો હવે એ નહીં બને. સાંભળો, ગીડો! જે તમને આંખે આંધી ચઢાવે છે તે કરતાંય વધારે સારી ઇજ્જત લીશે, વધારે મોટા સુખ લીશે હું કહેવાની છું: સારું થયું કે આ બધાં પાછાં આવ્યાં. તમારા પહેલાં કદાચ તેઓ મારું સાંભળશે. તમે મને પારખશો તે પહેલાં તેઓ મને સમજશે! સાંભળો, ગીડો! તમે જાણો નહીં ત્યાં સુધી મને અડકતા નહીં....

ગીડો

[વચ્ચે બોલી ઉઠે છે અને આલિંગન માટે ફરી પ્રયત્ન કરે છે.] હા, હા, મને ખબર છે—પણ પહેલાં હું ...

વાના

સાંભળી લ્યો એક વાર. મારા આખા જન્મારામાં હું કદી જૂઠું બોલી નથી. પણ આજે હું સૌથી ગહન સત્ય બોલું છું. જીવન કે મરણના દૂત સમું એવું સત્ય માણસ એકજ વાર ઉચ્ચારે છે...સાંભળો, અને મારા સામે બરાબર જુઓ: આ ઘડી પહેલાં તમે જાણે કદી મને જોઇજ ન હોય એવી રીતે મને જુઓ. પ્રેમના આદર્શ મુજબ તમે મને ચાહી શકો એવી આ પહેલી અને એકજ ઘડી છે. આપણે સાથેસાથે ગાળેલા જીવનના નામથી હું તમને હમણાં કહું છું—આપણા એકબીજા સાથેના પવિત્ર સંબંધના નામથી!...એ માનવામાં આવે નહીં એવું છે છતાં તેમાં શ્રદ્ધા રાખવાને સમર્થ બનો...હું આ માણસના હાથમાં હતી...હું તેને સોંપાઇ હતી; તે મારી પાસે પણ આવ્યો નહીં, તેણે મને આંગળીએ અડકાડી નહીં... ભાઇના ઘેરથી આવતી હોઉં તેમ હું એના તંબુએથી આવું છું...

ગીડો

એમ કેમ?

વાના

કારણ કે તે મને ચાહે છે....

ગીડો

આહ! અમને સંભળાવવાનું હતું તે આ! આજ ચમત્કાર કે?...હા, હા, તારા પહેલા શબ્દોથીજ મેં જાણી લીધું હતું કે કંઇ અવનવું બન્યું હોવું જોઇએ. એ અંજાવી નાંખે તેવું હતું એટલે મેં તે ઉપર ધ્યાન આપ્યું નહીં. શું તે તારી પાસે આવ્યો નહીં, એમ તું કહે છે? તે તને અડક્યો નહીં?...

વાના

ના.

ગીડો

તને ચુંબન પણ લીધું નહીં?

વાના

મેં તેની ભમર પર એક ચુંબન લીધું, તેણે પણ તેમજ કર્યું.

ગીડો

અને મારી આગળ આ તું કહી શકે છે?... વાના, વાના, આ ભયંકર રાત્રિએ તને ઘેલી બનાવી છે કે શું?

વાના

હું કહું છું તે સાચું છે.

ગીડો

સાચું! ઓ પ્રભુ! સાચુંજ હું તો શોધી રહ્યો છું! પણ સાચું માનવી તો

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૨ ]

# રાજાધિરાજ

[ અનુસંધાન પૃષ્ઠ ૪૩૪ થી ]

"મને પણ એમજ લાગે છે," મંજરીએ અસ્પષ્ટ અને ખિન્ન અવાજે જવાબ દીધો. ને પાછીથી ઉમેર્યું: "અમને એની પાસે આવતાં બીક લાગે છે." બંને જણ ત્યાંથી ફર્યાં અને મુંગામુંગા પોતપોતાને મુકામે ગયા.

આંબડના મગજ આગળ કાક મર્યે નિરાધાર બનેલી મંજરી આવીને ઉભી રહી. આ ગર્વિષ્ઠ ને સુંદર સ્ત્રી, બળતા સુકા પાનરા-ની માફક, વગર અગ્નિએ બળી જવાની. અને છતાં આ સ્ત્રી—જે એવે પ્રસંગે જીવન કલ્પી શકતી નહોતી તેને વશ કરવાની આશા રાખવી! આંબડનું માથું ફરવા માંડ્યું. મંજરી-નો આત્મને આમ, કાકમય વાતાવરણે આચ્છા-દિત રહેનારી, ને કાક આથમી જશે ત્યારે તેની આર્મ જ્વલંત એવા આ વાતાવરણમાં એ બળી મરવાની.

આ વિચાર આવતાં આંબડ અલ્પતાની ગ્રાયમમાં અંતમ દશામાં પડ્યો. જે નરે આ સ્ત્રીને જીતી હતી તે પોતાથી એટલો મોટો, બુદ્ધિશાળી, અને શૌર્યવાન હતો કે તેના સ્થાનને સ્પર્શ કરવાની પણ તેનામાં લાયકાત નહોતી.

તેનું દિલ બેસી ગયું; આશાઓ છુંદાઈ ગઈ. અલ્પતામાં મંજરીના પ્રેમ વગર જીવન વીતાવવું તેને નકામું લાગ્યું.

"મંજરી! મંજરી!" તેણે પોતાના મકાનના એકાંતમાં મનમાં બુમ પાડી. "તને અમારે કેમ આવી સરજી!"

એક ઉગ્ર અને તેજસ્વી દેવી, આત્મ તેજથી અંધકાર ઉજાળતી, દૂર ને દૂર જતી તેની ઉંઘેલી આંખે દેખાઈ; અને કલ્પના-મંદિરમાં તેને સિંહાસને વિરાજતી જોઈ, તેણે પ્રણિપાત કર્યો. આંખો ક્યારે મીંચાઈ તેનું તેને ભાન રહ્યું નહીં, પણ તે ઉઠ્યો ત્યારે આત્મભટ તેનો તે નહોતો.

બીજે દિવસે આમ્રભટ ઉઠ્યો ત્યારે તેનો ઉદ્વેગ કૈંક શમવા લાગ્યો. નિરાધાર હૃદયની શક્તિ તેનામાં પ્રકટી હતી. પોતાની તેને પરવા ન હતી. ભલે કાક મંજરીને લઈ જાય; ભલે મંજરી તેનો હીસાબ ન ગણે—પણ તે એક નિર્જીવ માણસ તેમને માટે જીવ આપવા-નો. જીવનના બીજો કૈં રસ નહોતો રહ્યો—ત્યારે મંજરી અને કાકના જીવનનો રસ કેમ નહીં સમૃદ્ધ કરે!

એના મગજમાં વિચારોના ન સમજાય એવા ફાંસીઓ થયા. તે પોતાને કાક અને મંજરીના સુખનો અધિકારી લેખવા લાગ્યો. અને તે પદ દીપાવવા તેણે સર્વસ્વ સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો. વિચારની ધુનમાં સમર્પણના શિખર પર તે પહોંચી ગયો.

જ્યારે આંબડ મહેતા આમ જુદાજુદા વિચારો અને ભાવોના હીંડોળે હીંચતા હતા ત્યારે ત્રૈલોક્ય લાટને એકહાથ કરી રહ્યો હતો. દરેક મોટા ગામમાંથી પાટણના અધિકારી-ઓને પકડી લેવા કે મારી નાંખવામાં, અને પોતાના અધિકારીઓ મુકવામાં તે રોકાયો હતો. તેમજ પાટણી સૈન્ય ખંભાતથી આવે એમ લાગવાથી તેણે પોતાનું લશ્કર ખેટકપુરી પાસે ભેગું કરવા માંડ્યું હતું.

ભૃગુકચ્છનો ગઢ લેવા તરફ લક્ષ્ય આપવા-ની તેને જરૂર જણાઈ નહીં. ગઢમાં માત્ર

નામનાંજ માણુસો હતાં તેની એને ખબર થઇ હતી. દહેજ સુધી તેની આણુ ફરી ગઇ હતી એટલે નદી વાટે ગઢમાં કોઇ જઇ શકે એમ ન હતું.

અને ગઢમાં ખોરાક હતો નહીં એટલે પાંચ-પચીસ દિવસે ગઢવાસીઓને શરણુ થયા વગર છુટકો નહોતો.

---

## પ્રકરણ ૮ મું



### વંથળીમાં પ્રવૃત્તિ

અખાત્રીજના અરસામાં વંથળીમાં ઘણી પ્રવૃત્તિ ચાલી રહી હતી.

એભલ નાયક સ્વધામ પહોંચી ગયો હતો અને તેની અદલબદલ કરવાની જુનાગઢમાં કોઇને પરવા હોય એમ દેખાયું નહીં એટલે ત્યાંથી કહેણુ પણ આવ્યું નહીં. જગદેવ પરમારના ઘા હજુ રુઝાયા નહોતા અને ચાલી રહેલી તૈયારીમાં ભાગ ન લઇ શકવાથી તે પથારીમાં કચવાતો કચવાતો પડી રહેતો.

રાજાની તબીઅત થોડા દિવસ થયાં સારી થઇ ગઇ હતી. જ્યારથી એની તબીઅત સુધરી ત્યારથી પટ્ટણી સૈન્યમાં અજબ જેવું જોર આવ્યું હતું. ગીરનારને જાણે કાંકરાની માફક કાઢી નાંખવાનો હોય તેમ બધાને ઉત્સાહ અને આશા આવ્યાં હતાં.

આ બધાનું કારણુ રાજા અને રાણી બને હતાં. પથ્થરની ચોકી આગળ લડતાં રાજાના સ્વભાવમાં પરિવર્તન થયું હતું. શીરસ્તા મુજબ લડવાની પ્રણાલિકા અત્યાર સુધી તેણે સ્વીકારી હતી અને મોભ્ભાભર્યું શૌર્ય દાખવવામાંજ અને ઘેરાની યોજના કરવામાંજ તેને રાજાને યોગ્ય ગૌરવ જણાતું હતું. પણ ચોકી આગળ તેના સિંહ સમા શૂર સ્વભાવે અંગત પરાક્રમનું લોહી ચાખ્યું હતું ત્યારથી રાજવંશી ઢાળમાં ઘેરો ઘાલવામાં તેને નિર્બલતા દેખાઇ. મંત્રી અને સેનાપતિના શૌર્યનો જશ ખાટવામાં તેને કાયરપણું લાગ્યું.

તેના હાથ કેર વર્તાવવા અધીરા બન્યા. તેનું હૃદય યુદ્ધમાં ઝંપલાવવા તલસી રહ્યું. તેની ઇચ્છા પોતાને હાથે ખેંગારનું મદમર્દન કરવા કુદી રહી. તેની મહત્વાકાંક્ષા ગીરનારી ગઢને જાતે જમીનદોસ્ત કરવાની હતી. તેણે સૈન્યના વ્યૂહો રચવા માંડયા, સેનાપતિઓને હુકમો ફરમાવવા માંડયા; અને ચારે તરફનું સૈન્ય પોતાનું કરી ખેંગારને એના ગઢની ભીંત વચ્ચે કચરી નાંખવાનો એક મહાપ્રયાસ આરંભ્યો.

રાજાની આ બધી યોજનામાં લીલાદેવી સામેલ થતી—એ યોજનાઓ તેને લીધેજ ઘડાતી અને અમલમાં મુકાતી એમ પણ કેટલાક માંહોમાંહે કહેતા.

તે હતી તેનાથી ફીક્કી થઇ ગઇ. તેની આંખો વધારે સ્થિર ને ઉંડી થઇ. અત્યાર સુધી જુનાગઢના ઘેરાનો એક વિચાર સરખો પણ જે કરતી નહીં તે એકદમ જુનાગઢની કાળ થઇ બેઠી. તેના શાંત અને ગહન હૃદયમાંથી દ્વેષ ને ઝનુનના જુવાળ પર જુવાળ આવ્યા, અને તે આખા પટ્ટણી સૈન્યને તાણુવા લાગ્યા.

આ ઝનુન અને દ્વેષનું મુળ કારણુ આસપાસના પાકા મુત્સદ્દીઓ સહેલાઇથી જોઇ શકતા. આજે કેટલાક દિવસ થયાં કાકની કૈં પણ ખબર અંતર નહોતી. કોઇ બોલતું નહીં પણ બધાંના મનમાં ખાત્રી થઇ ગઇ.

હતી કે કાક મુવો. જેમ દિવસ જતા ગયા, અને એ ખાત્રી વધારે મજબુત થતી ગઇ તેમ સીદ્ધાદેવીનો શાંત અને અડગ દ્વેષ જુનાગઢ તરફ વધતો ગયો

રાજાએ પહેલી વખત ભાવહીન રાણીમાં ઉત્સાહનાં બીજ જોયાં; રાણીએ પહેલી વખત જયદેવને રાજપદના આડંબર વિના આત્મ શૌર્યથી શોભતો જોયો. બે છોકરા એક તોફાન કરવા જતાં રમે ચડે તેમ બને ચડ્યા

આ બેમાં બે જણ બીજા ભળ્યા હતા ત્રિભુવનપાલ દંડનાયક અને કાશ્મીરાદેવી ઉત્તર તરફ એક સૈન્યમાં સાથે હતા તે કાકની હકીકત સાંભળી આવી લાગ્યા અને રાજા ને રાણીના નિશ્ચયને વધારે દૃઢ બનાવી રહ્યા હતાં.

મુંજાલ મહેતા આ ઉત્સાહ જોઇ ઘણા ખુશ થયા. એને જુનાગઢના ઘેરા કરતા રાજાના સ્વભાવની વધારે પરવા હતી અને જયદેવમાં શૌર્ય પ્રગટેલું જોઇ તેને નીરાત થઇ. હમણાં જયદેવને ખોટો આડંબર રાખવાની ફુરસદ નહોતી બાબરા ભૂત કે જગદેવ પરમારની સહાય લઇ ત્રાસ વર્તાવવાનો અવકાશ નહોતો એ પહુણી સેનાપતિ સાથે મિત્રની માફક હળતા મળતા, ને યુદ્ધની યોજનાઓ ઘડતા, અને પોતાના શૌર્યથીજ પોતાની સર્વોપરિતા સિદ્ધ કરવા મથતા. રાજા અને રાણી બેનો ધારો થતો સબંધ પણ તેના ધ્યાન બહાર નહોતો, અને વિધર્મીના ગર્વથી એ આ બધામાં રસ લેતા.

[આ વાતના વિશેષ ભાગ આવતા અંકમાં]

## મોના વાના



[ અનુસંધાન પૃષ્ઠ ૪૬૮ થી ]

હોવું જોઇએ... શું! પોતાના દેશનો દ્રોહ કરે, પોતાની જીંદગી ખુવાર કરે; સદાને માટે આખી દુનીઆને શત્રુ બનાવે—અને તું એકલી એના તંબુએ જાય એટલા માટેજ આ બધું જે કરે—આવો માણસ ભમર પર માત્ર એક ચુંબનની માગણી કરે, અને તેની અમને ખાત્રી કરાવવા તારી સાથે અહીં અમારી આગળ આવે?...નહીં, નહીં, અમારે ન્યાયી થવું જોઇએ અને કમનશીબી સામે બહુ દાંતીઆં કરવા જોઇએ નહીં... એણે માગ્યુ તે આટલુંજ હતું, તો શા માટે તેણે સૌને આટલું દુઃખ આપ્યું અને મને આટલી નિરાશામાં નાંખ્યો? ...

આ રાત દસ વરસ જેવડી લાગી એ વીતતાં હુ તો જીવતો મુઆ જેવોજ છું!... આહ! તેણે માગ્યું તે આટલુંજ હોત તો કશી પણ ધીબામણી વગર તે આપણને બચાવી શક્યો હોત. અને આપણે કોઇ દેવને, તારણહારને સત્કારીએ તેમ તેને સત્કાર્યો હોત. તું ડોકું ધુણાવે છે પણ જો પેલી ઉભી આપણી પ્રજા. તે ન્યાય જાણશે, ને ચુકાદો આપશે. [લોકોને સમ્બોધીને] તમે આ સાંભળ્યું? શા માટે એણે એ કહ્યુ—એ તો કોણ જાણે. પણ તેણે કહ્યું તે તો મિથ્યા થાય તેમ નથી. અને તમારે હવે ન્યાય તોલવો રહ્યો......તેણે તમને બચાવ્યા છે તેથી કદાચ તમે તેની વાત માનશો...તમને ખાત્રી હોય તો, બોલો...જેઓને તેનું કહેવું સાચું લાગતું હોય તે ટોળામાંથી છુટા પડી આગળ આવો!...તેવાઓ અમારી આગળ અહીં આવો, અને માણસ જાતની પામર મતિને જુઠી પાડો!...જેઓ તેને માનતાં હોય તે સઘળાં આવો!...એમના દીદાર દેખવા, એ કોણ ને કેવા છે એ જાણવા હું આતુર છું.

[માર્કો એકલો ટોળામાંથી છુટા પડીને ઉભો રહે છે, આજુબાજુ ફક્ત ધીમેધીમો ગણગણાટ સંભળાય છે.]

### માર્કો

[ આગળ ધસીને ] હું તેનું કહેલું માનું છું.

### ગીડો

તમે! તમે તો તેના સાગરીત છો...પણ બીજા, બીજા કોણ એવું માનનાર છે?... [વાનાને] જોયું?...તેં બચાવેલા લોકો હસવું ખાળી રહ્યા છે—નહીંતર આ આખો ખંડ તેનાથી ગાજી રહત...જે થોડાએ ગણગણાટ કર્યો તેમનામાં બહાર પડવાની હીંમત નથી, અને હું—

### વાના

મારાં વચનો માનવાનું તેઓને કોઇ કારણ નથી; પણ તમે, મને ચહાનાર તમે, શું કહો છો?

### ગીડો

આહ, હું તને એક દિવસ ચહાતો તેથી શું તારી ગમે તેવી વાત માની લઉં? નહીં, નહીં! હવે મારું સાંભળી લે. હું શાંતિથી વાત કરું છું, ગુસ્સે થઇને નહીં...મેં ઘણું ભોગવ્યું, ને હવે અચીંતો ઘરડો થતો હોઉં એમ લાગે છે...મારામાં ગુસ્સો રહ્યો નથી. અને બદલે બીજું કૈંક આવ્યું છે. તે શું કહેવાય તેની ખબર નથી. હું ધારૂં છું કે—એ ઘડપણ હોય કે પછી ઘેલછા. અત્યારે તો હું મારું વણસેલું સુખ શોધવા ફાંફાં મારી રહ્યો છું. મને હવે એકલી એકજ આશા રહી છે અને આશા તે એવી નબળી કે

તે સાચું છે...હીંમત રાખ, વાના! તે માનવાની ના પાડે છે તેથી તારે બીજી વાર જુઠું બોલવું પડશે...[ગીડાને બોલાવીને] ગીડા, તને બોલાવે છે...ગીડા, એની મૂર્છા વળે છે...

ગીડા

[ધસીને અને તેને હાથમાં લઇને] મારી વાના! જુઓ, એ કેવી હસે છે!...વાના, હવે મને કહે!...કદી મારા મનમાં તો શંકા હતીજ નહીં હો...થવાનું થઇ ગયું. આપણે એ બધું ભુલી જઇશું...વેર વળ્યું એટલે એ ભુલાઇ જશે...બધું માઠા સ્વપ્ના જેવું થઇ ગયું.

વાના

[આંખો ઉઘાડીને, અને ઝીણે સાદે બોલતાં] એ ક્યાં છે? હા, હા, જાણ્યું, સાંભર્યું. મને કુંચી આપો...એના કેદખાનાની કુંચી મારા શીવાય કોઇએ...

ગીડા

દરવાનો આવશે કે તરત તને કુંચી આપશે, અને તારી મરજી મુજબ બધું કરાવીશું......

વાના

મને એકલીનેજ એ આપજો, એટલે મને ખાત્રી થાય કે બીજો કોઇ...હા, એ મારું સ્વપ્નજ હતું...પણ સુંદર સ્વપ્ન શરુ થશે. સુભગ સ્વપ્ન શરુ થશે.....

—પડદો પડે છે.—

સમાપ્ત



આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, મેકહાઉસ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

ને પાણીમાં રાખી, એક પુષ્પના છોડ પાસે બાળા બેઠી. સહેજ રમતમાં છોડ પરનું પુષ્પ તોડ્યું. તોડતાંજ વિચાર આવ્યો: "શા માટે તોડ્યું?" જવાબ ન સુઝ્યો. ફુલવાળો હાથ અંબોડા તરફ વળ્યો પણ પાછો આવ્યો. માથે ફુલ નાખવા ઇચ્છા ન થઇ કારણ એ વિચાર સ્વાર્થી જણાયો. ત્યારે હવે શું કરવું? તોડ્યું તો ફુલનો કૈંક ઉપયોગ કરવોજ જોઇએ. પુષ્પ હાથમાં રાખી બાળા વિચાર કરવા લાગી. સહેજ આઘી નજર ગઇ ને દૃષ્ટિ ત્યાંજ ઠરી. વિચાર અટક્યા. એવું તે શું જોયું?

જોયું કે એક નાનું સરખું ઝરણું ખળખળ વહી રહ્યું હતું. ઝરણું નાનું હતું પણ વેગવાન હતું, વેગથી પાણી ડહોળું થતું હતું. ત્યાં એકેય છોડ ઉગ્યો નહોતો, એકેય પક્ષી બેસી શકતું નહોતું. ઝરણું આગળ આવતાં પેલા મોટા ઝરણામાં મળી જતું હતું. પણ ક્યાં ગયો એનો વેગ, એનો ખળખળ અવાજ? સંગમ થતાં એ ઝરણું શાંત બની જતું હતું. જીવનનો સાથી મળતાં એનો ઉછાંછળો સ્વભાવ શમી ગયો હતો. ત્યારે શું બે મટી એક બની જવામાંજ જીવનની સાર્થકતા હતી? હા, એમજ હતું.

બાળાના પ્રશ્નને તરતજ ઉત્તર મળ્યો. જીવન એકલવાયું લાગ્યું. સોડમાં સાથીની જરૂર જણાઇ. પુષ્પનો ઉપયોગ શો કરવો તે સુઝયું. પણ વનમાં સાથી ક્યાંથી મળે? ત્યારે શું સંસારમાં પાછું જવું? પણ એ પ્રેમ બને સાથી તો જોઇએ. તે વનમાં મળે એમ નથી અને સંસારમાં પાછું જવું નથી; તો હવે મનઃકામના કેમ પૂર્ણ થાય? શું કરવું? પણ અરે:—

અગર જબ ઉલ્ફતમેં હૈ તો, ખીંચકર આઈ જાયેંગે
હમે પરવા નહીં ઇસસે, અગર વહ રુઠ બૈઠે હૈં.

ખરેખર, જો પ્રેમમાં બળ હશે તો સાથી પોતાની મેળે આવશે.

બાળાના મનનું સમાધાન થયું. બાળા વાટ જોતી બેઠી. હાથમાં ફુલ છે ને દૃષ્ટિ સંગમ લાગી છે.

રમણીએ કોઇનો પગરવ સાંભળ્યો ને ચમકી. સંભળાયું કે: "હું આવ્યો છું. ઉંચું જો." બાળાએ ઉંચું જોયું.

અહા! સ્વપ્ન ઉડી ગયું.. સામેજ સૂર્યનારાયણનાં દર્શન થયાં. શુભ શકુન થયા માની બાળા હર્ષિત હૃદયે પલંગમાંથી ઉઠી.

* * *

કેટલાય મહીના વીતી ગયા છે. હજી કોઇ આવ્યું નથી, છતાં બાળા વાટ જુએ છે. એનો પૂર્ણ વિશ્વાસ છે કે, એ આવશે; અધુરાં જીવન પૂર્ણ થશે. સ્વપ્નસૃષ્ટિમાં પૂર્ણ થયલી ઇચ્છા, સત્યસૃષ્ટિમાંએ પૂર્ણ થશે.

શું એની ઇચ્છા પૂર્ણ થશે? સાથી આવશે? સાથી મળશે? અધુરાં જીવન પૂર્ણ થશે? ઇશ્વર જાણે!



# ગુજરાત

પુસ્તક ૪ — ફાલ્ગુન ૧૯૮૦ ની અનુક્રમણિકા — અંક ૬

મુખ્ય ચિત્રો



લેખો

આ "ગુજરાત" માસિક ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે સાહિત્ય પ્રેસમાં નં. ૨૨, એકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી **ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ** તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

**લવાજમઃ રૂ. ૮; દેશાવર રૂ. ૧૦. છુટક નકલનો રૂપીઓ એક.**

---

## અમારો ચૈત્ર ૧૯૮૦ નો અંક

**પાંચ પત્રો–એક વાર્તાઃ સૌ. બ્હેન લીલાવતી.** સ્નેહોર્મિના રસિક ચિત્રનું મનોરંજક આલેખન. ચિત્રકારઃ શ્રીમાન્ પુરુષોત્તમ.

**મોહનમાયાઃ રા. ખુશાલ તલકશી શાહ.** નવા જમાનાના પવન વીશે એક કટાક્ષમય અને સરસ નાટકની શરુઆત.

**ચોરો વીશે કૈંકઃ રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.** ચોરના અનુભવનો રમુજી વૃત્તાન્ત. ચિત્રકારઃ રા. ગોરક્ષકર.

**રચીજ વાટિકા નવીનઃ રા. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.** અંતરની લાગણીઓ ઉકેલનું મધુરું કાવ્ય.

**કાકાની છત્રીઃ રા. મસ્ત–ફકીર.** જેમાં આ લોકપ્રિય લેખકની ચાનકભરી શૈલીનો પરિચય થાય છે.

**મયખાનું આ ખીલતું દીસેઃ રા. સીતારામ જે. શર્મા.** અજબ રંગ બતાવતું એક રસીલું કાવ્ય. ચિત્રકારઃ રા. રજબ.

**વિચિત્ર ચોરઃ રા. લક્ષ્મીકાંત.** ચોરની ભેદભરી વિચિત્રતા દર્શાવતી રમુજી વાર્તા.

**તથા**

## "ગુજરાતી સાહિત્ય"

ગુજરાતના ભૂતપૂર્વ અને આધુનિક સાહિત્યકાર અને તેમનાં સાહિત્યો સંબંધી વિવિધ માહીતીથી ભરપૂર ઇતિહાસઃ જેના શરુ થતા પ્રથમ ખંડમાં રા. નરસિંહરાવ ભોળાનાથનો 'સાહિત્યનો ઇતિહાસ,' પ્રો. ખુશાલ તલકશી શાહનો 'આંતરરાષ્ટ્રીય સાહિત્યનો સમાગમ' તથા રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો 'સાહિત્યનું સ્વરૂપ અને તેના પ્રકાર'–એ ઉત્તમ વિષયો આલેખવામાં આવશે.

'હું ગુજરાતી છું' એવું અભિમાન રાખનાર દરેકે આ વાંચવા યોગ્ય થશે.
આ શીતલ સ્મરણમુકુર, રાજાધિરાજ, નવું સાહિત્ય તથા તંત્રીસ્થાનેથી એ ચાલુ વિષયો.

---

### આ પુસ્તકની અનુક્રમણિકા

આ ફાલ્ગુન માસથી પુરા થતા ચોથા પુસ્તકની અનુક્રમણિકા આવતા ચૈત્ર માસના અંક સાથેજ આપવામા આવશે

વ્યવસ્થાપક "ગુજરાત."

---

# "ગુજરાત" ના ગ્રાહકોને વિનંતિ

**ચાલુ ગ્રાહકોને:**

આ ફાલ્ગુન ૧૯૮૦ ના અંકની સાથે અમારૂં બીજું વર્ષ પુરૂં થતું હોવાથી ગ્રાહકોના લવાજમનું વર્ષ પણ પુરૂં થાય છે, અને તેથી અમારા ગ્રાહકોને ખાસ વિનંતિ કરવાની કે આવતા ચૈત્રથી શરુ થતા નવા ત્રીજા વર્ષનું લવાજમ તેઓએ સત્વર અમને મનીઑર્ડરથી મોકલી આપવું વી. પી. થી માસિક મોકલતા ગ્રાહકોને વધારે ખરચમા ઉતરવું પડે છે અને અમને પણ કેટલોક ખોટી રીતે સમયનો ભોગ આપવો પડે છે એટલે અમે આશા રાખીએ છીએ કે આ અંક મળતાંજ ગ્રાહકો નવા વર્ષનું લવાજમ મનીઑર્ડરથી મોકલી બંનેની સગવડ સાચવશે.

ફાલ્ગુનની આખર સુધીમાં જેમનું લવાજમ નહીં આવે તેમને ચૈત્રનો અંક વી. પી. થી મોકલવામાં આવશે જે તેઓએ સ્વીકારી લેવા કૃપા કરવી.

**નવા ગ્રાહકોને:**

વર્ષની શરૂઆતના અમુક અંકો ગયા પછી ગ્રાહક થનારને પાછલા અંકો ન મળતાં પાછળથી નિરાશ થવું પડે છે. અને આ વર્ષે અમે લગભગ ૨૫૦ થી ૩૦૦ પાનાનો એક ખાસ સાહિત્યવિષયનોજ અંક દીવાળી પર કહાડવાના છીએ, એથી અમારી ખાસ ભલામણ છે કે ગ્રાહક થનારે વર્ષના આરંભથી એટલે ચૈત્રથીજ ગ્રાહક થવું કે જેથી તેમને તે લાભ મળવા સાથે "ગુજરાતી સાહિત્ય"ના વાંચનનો પણ અપૂર્વ લાભ મળે.

હીંદુસ્તાનની અંદરના ગ્રાહકોએ મનીઑર્ડરથી રૂ. ૮-૦-૦ અને દેશાવરના ગ્રાહકોએ રૂ. ૧૦-૦-૦ નીચેને શીરનામે મોકલવા.

"ગુજરાત" કાર્યાલય,
૨૨, મેડવાસ લેન, મેડોઝ સ્ટ્રીટ,
કોટ, મુંબઈ.

વ્યવસ્થાપક "ગુજરાત."

# ભારતવર્ષના ઈતિહાસમાં મહાત્મા ગાંધીજીનું સ્થાન



મહાત્મા ગાંધીજી

લેખક

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

મન્ત્ર, સાહિત્યસમદ્

મહાત્મા ગાંધીજીનું સ્થાન જગતના ઇતિહાસમાં છે. આખી મનુષ્યજાતના જીવનમાં હમેશાં ઉપકારક થાય એવા અપૂર્વ તત્ત્વનો બોધ કરનાર જે થોડા મહાપુરુષોને ઇતિહાસ ઓળખે છે તેમાંના એક ગાંધીજી છે, એમ તટસ્થ વિચારકોનો અભિપ્રાય છે પણ મહાત્મા ગાંધીજીનો જીવનક્રમ હજી સમાપ્ત થયો નથી અને ભવિષ્યમાં એ મહાપુરુષ શું બોલશે કે શું કરશે એ જાણવું મુશ્કેલ છે, એવી સ્થિતિમાં આ દેશના ઇતિહાસમાં ગાંધીજીનું સ્થાન ક્યાં છે એ નિશ્ચિતરૂપે કહેવું કેવળ ધૃષ્ટતાજ ગણાય ઘણાં વર્ષો સુધી મહાત્માજીના અંતેવાસી તરીકે રહેનાર અને એમના કાર્યની ધુરા સતત વહેનાર પણ એમના જીવનનો તલસ્પર્શી આલોચન કરી શકે તો ખરી આવું રાજકીય ચળવળથી દૂર રહેનાર અને એમના નિકટ પરિચયમાં કદિ ન આવેલા સામાન્ય મનુષ્યે તો એમના વિષયમાં મૌનજ સેવવું ઉચિત ગણાય. પણ વર્તમાન દેશકાળથી દૂર અને તટસ્થ રહીને કેવળ ઐતિહાસિક દૃષ્ટિથી આ દેશના ઇતિહાસના સામાન્ય અભ્યાસીની નજરે મહાત્મા ગાંધીજીનું ઇતિહાસમાં જે [illegible] ડી, પણ સમજણ પ[illegible] નિર્દેશ જેવું મને અત્યારે દેખાય છે—તે સ્થાન સમજવા વર્તમાન રાજકીય દૃષ્ટિએ આ અનધિકૃત પ્રવૃત્તિ કરી છે આ વિષયમાં ખરો નિર્ણય કરવાનો અધિકાર તો ભવિષ્યના ઇતિહાસ-દ્રષ્ટાઓનો છે

મહાત્મા ગાંધીજીએ ઉદ્દેનો પ્રયાસ-તનતોડ અથાગ પ્રયાસ તો આપણો દેશ સ્વરાજ્ય મેળવે એ માટે કર્યો છે. આખી પ્રજા એકદીલ તથા એકાગ્ર થઇને એક સાથે ઉત્થાન કરે અને સ્વરાજ્ય મેળવે એ પ્રકારેજ આપણા ઇતિહાસમાં અપૂર્વ, સ્વરાજ્ય માટે પ્રજાના મોટા ભાગમાં તીવ્ર વાસનાનો અભાવ, સાધારણ રીતે આપણું લોહી ઠંડા લોહી જેવું ઠંડું થઇ ગયું એટલે સ્વરાજ્યની ધગશ જેને, હૃદયમાં આઠે પહોર જાગતી હોય એવા ભાઇઓ તો ગણ્યાગાંઠ્યાજ, વગેરે કારણોથી મહાત્માજીના પ્રયાસને હજી ફળ આવ્યાં નથી; ભવિષ્યમાં કેવા પ્રયાસથી પ્રજા સ્વરાજ્ય મેળવશે એનો આજે વર્તારો કાઢવો અશક્ય છે પણ આ દેશમાં જુના વખતમાં રાજાઓ, સેનાપતિઓ, પ્રધાનો તથા રાજાઓએ રાખેલાં લશ્કરોજ આવતી પરપ્રજાને અટકાવવા માટે કે પરતંત્રતાની બેડી તોડી નાખવા

રે લડતાં: આ લડાઈઓ શસ્ત્રાસ્ત્રોથી થતી અને દેશનો આમવર્ગ પોતાને કંઈજ લાગતું-વળગતું ન હોય એ રીતે અસ્પૃષ્ટ રહેતો. રાજ્યનો બદલો આમ્ય પ્રજાને ઋતુના ફેરફાર જેવો, અને નવાં રાજ્યનો જુલમ દુકાળ ને કોલેરા પેઠે કુદરતના કોપ જેવો લાગતો. રાજાનાં લશ્કરો પણ યુદ્ધને ભાડૂતી કામ સમજતાં. ગણતંત્રકાળનાં ગણ રાજ્યોમાં કંઈક સ્થિત્યંતર હશે પણ એ સંસ્થા લાંબો વખત ટકી નથી કે એની પરંપરા ચાલી નથી એટલે આ દેશના ભૂતકાળમાં રાજકીય સ્વાતંત્ર્ય માટે પ્રયાસ કરનારા—મહાન્ સિકંદર સામે ઝૂઝનાર પોરસ અને સેલ્યુકસ નીકેટરને પાછો કાઢનાર ચંદ્રગુપ્ત મૌર્યથી આરંભી પ્રતાપ અને શિવાજી જેવાઓ સુધી અથવા સત્તાવનનો બળવો જગાડનારા સુધી બધા રાજકીય પુરુષોની પંક્તિમાં તો ક્યાંય ગાંધીજીનું સ્થાન નથી. બ્રીટીશ સમયમાં વાદ-યુદ્ધથી વિજય મેળવવા ઇચ્છતા દાદાભાઈ નવરોજજીથી આરંભી ઝેલ્લી ક્ષણ સુધીના—આપણા હાલના રાજકીય પુરુષોમાં પણ સાધન અને સાધ્ય બંનેનો ભેદ હોવાથી ગાંધીજીનું સ્થાન નથી. અન્ય દેશોમાં આમ-પ્રજાના ઉત્થાનથી સ્વદેશનું સ્વાતંત્ર્ય શોધનારા વીર પુરુષો ભૂતકાળમાં થયા છે પણ સાધનનો ભેદ બળવાન્ છે. કેવળ અહિંસામય શાંતિ-યુક્ત અસહકારથી એક પ્રજા પોતાની ખોયલી સ્વતંત્રતા પાછી મેળવે એ પ્રકાર તો જગતના ઇતિહાસમાં અપૂર્વ છે. આ દેશની તથા અન્ય દેશની હજારો વ્યક્તિઓએ તે તે કાળની સત્તા સામે ભૂતકાળમાં તથા વર્તમાનમાં સત્યાગ્રહ અને તે તે સત્તાના હુકમનો અવિનય ભંગ કર્યો છે. પ્રજાના કોઈ કોઈ વર્ગે કે દેશના કોઈ નાના વિભાગની આખી પ્રજાએ પણ થોડા કામ માટે અન્યાય સામે અસહકાર કર્યાના આ દેશના તેમજ અન્ય દેશોના ભૂતકાળના તથા વર્તમાન-કાળના ઇતિહાસમાંથી અનેક દાખલાઓ મળે છે. પરંતુ હીંદુસ્તાન જેવો વિશાલ દેશ કેવળ પ્રજાના સાર્વત્રિક અસહકારથી બ્રીટીશ રાજ્ય જેવી બળવાન્ સરકારને અશક્ય બનાવી દઈને શસ્ત્રાસ્ત્રોની સહાય વિનાજ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે એ વાત સુદ્ધાં આ દેશનાજ નહીં પણ જગતના ઇતિહાસમાં નવી છે. આ અપૂર્વ પ્રયોગના ઉપદેશ અને આ-ચરણ માટે એ પ્રયોગ હાલમાં સફળ થાય કે નિષ્ફલ થાય, પણ મહાત્મા ગાંધીજીને જગતના ઇતિહાસમાં અપૂર્વ તત્ત્વના ઉપદેશકોની પંક્તિમાં સ્થાન મળવું જોઈએ. આ બાબતનો નિર્ણય કરવાનું કામ ભવિષ્યના ઇતિહાસ-ચિંતકો માટે રહેવા દઈ આ દેશના ઇતિહાસ-માં ગાંધીજીનું સ્થાન વિચારીએ.

મહાત્મા ગાંધીજીને કવિ કે તત્ત્વજ્ઞાની ન કહી શકાય એટલે કાલિદાસ, ભારવિ, ભવભૂતિ વગેરેની પંક્તિમાં કે કપિલ, કણાદ, ગૌતમ, શંકરાચાર્ય આદિની પંક્તિમાં ગાંધીજી-ને સ્થાન ન મળે તો પછી ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ જેવા વૈદ્યકશાસ્ત્રીઓ; આર્યભટ્ટ, વરાહમિહિર અને ભાસ્કરાચાર્ય જેવા ખગોલ-શાસ્ત્રીઓ; પાણિનિ, પતંજલિ જેવા વ્યાકરણ-શાસ્ત્રીઓ; અને ગોવિંદ, યશોધર જેવા રસશાસ્ત્રી-ઓ વગેરે પૃથક્ પૃથક્ ભૌતિક વિષયના ભૂતકાલીન તથા જગદીશચંદ્ર વસુ જેવા વર્તમાનકાલીન શાસ્ત્રશોધકો કે શાસ્ત્રપ્રચારકોની પંક્તિમાં તો ગાંધીજીને ક્યાંથીજ સ્થાન મળે ?

ત્યારે એમનું સ્થાન ક્યાં છે ?

આ દેશની આમપ્રજાનું હૃદય આ મહાપુરુષને અવતારી પુરુષ માને છે. ગાંધીજી-

ના રાજકીય મતથી ભિન્ન મતવાળા આ દેશના શિક્ષિત જનો તથા ગાંધીજીને ઓળખનારા પરદેશી સજ્જનો એમને સંત પુરુષ માને છે એટલે ગાંધીજીનું સ્થાન શોધવા માટે આ દેશના ધર્મોપદેશકો ઉપર દૃષ્ટિ નાખવા જેવું ગાંધીજી અતિ ધર્મિષ્ઠ છે એમાં ... પણ છે. જાતે અત્યંત ધર્મિષ્ઠ હોય, પોતાનો આચાર જોઈને બીજાઓ ધર્મમાર્ગે વળે તો ભલે પણ પોતે ધર્મના ઉપદેશ માટે ખાસ પ્રવૃત્તિ ન કરે એવા હજારો ધર્મનિષ્ઠ માણસો ભૂતકાળમાં થઈ ગયા છે અને વર્તમાનમાં જીવે છે. ગાંધીજી એમાંના નથી; પોતે ધર્મસ્થ હોય એટલાથી એમને સંતોષ નથી; તેઓ સમસ્ત માનવસમાજને ખાસ કરીને આ દેશની પ્રજાને ધર્મસ્થ તથા મુક્ત જોવા ઇચ્છે છે અને એ માટે મન, વાણી અને કર્મથી પ્રયત્ન કરે છે. ગાંધીજીની ધર્મિષ્ઠતા માટે તો કોઈ પુરાવો નહીં માગે. એમના વચનો, લખાણો અને નિષ્કામ કર્મો આબાલવૃદ્ધ તથા આગોપાળવિદિત બધુંને પ્રત્યક્ષ છે. જેને આથી સંતોષ ન થયો હોય તેને માટે નિષ્ફળ યત્ન કરવાની જરૂર નથી. આ દેશની પ્રજા ગાંધીજીને ધર્મિષ્ઠ માનીને એમનો ધર્મોપદેશ સાંભળવા જાય છે. "લોકમાં ધર્મિષ્ઠ પાસે પ્રજા જાય છે"* એ ઉપનિષદ્ વચનને અનુસરનારી હજી તો આ પ્રજા છે.



અંત્યજને અપનાવનાર નરસિંહ મહેતા

બધા મહાપુરુષોમાં અપૂર્ણતા હોય છે. મહાપુરુષનું એ અસાધારણ લક્ષણ છે. ગાંધીજીમાં પણ અપૂર્ણતા અને મહાપુરુષતા છે. હવે આ દેશના પૂર્વે થઈ ગયેલા અનેક ધર્મિષ્ઠ ધર્મોપદેશકોમાંથી કોની સાથે ગાંધીજીનું વધારેમાં વધારે સામ્ય છે એનું નિદર્શન કરવા માટે આપણા ઇતિહાસ ઉપર સિંહદૃષ્ટિ નાખી જોઈએ.

વેદના મંત્રદ્રષ્ટા ઋષિઓ તો કવિઓ છે; એમના જીવનની રેખાઓ આપણને અતિશય

* "धर्मिष्ठं प्रजा उपसर्पन्ति"—उपनिषद्



ડૉ. જગદીશચંદ્ર વસુ

અસ્પષ્ટ રૂપમાં દેખાય છે, છતાં એમની સાથે ગાંધીજીનું સામ્ય નથી એ તો સ્પષ્ટ છે. ઉપનિષત્કાળના બ્રહ્મનિષ્ઠ બ્રહ્મવાદીઓ સાથે પણ ગાંધીજીનું સામ્ય ઘટાવવું મુશ્કેલ છે. યાજ્ઞવલ્ક્ય, ઉદ્દાલકાદિ બ્રહ્મવાદીઓએ આત્મ-દર્શનની અતિ તીવ્ર અને અદ્વિતીય વાસનાના બળથી હૃદયગુહામાં ઊંડા ઉતરીને અદ્વિતીય આત્મતત્ત્વનું પરમ દર્શન જગતના ઇતિહાસમાં પહેલી વાર કર્યું; જે મનવાણીથી અગોચર તત્ત્વનું એમણે દર્શન કર્યું તે અનિર્વચનીય તત્ત્વનો પોતાની પાસે આવનાર શિષ્યોને યથા-સંભવ ઉપદેશ કર્યો. આ ઉપનિષદો પણ આ દેશનાં મનુષ્યોનું કે જગતના મનુષ્યોનું અપૂર્વ હિત સાધવાની બુદ્ધિથી આ ઉપદેશો પ્રેરાયલા નથી. (એ ઉપદેશોમાં સર્વ જગતનું આત્યંતિક હિત સાધવાની શક્તિ છે તે વાત જુદી). અર્થાત્ ગાંધીજીનું બ્રહ્મવાદીઓ સાથે સામ્ય નહીં જડે.

હવે ઇશ્વરાવતાર ગણાતા ભગવાન્ કૃષ્ણ, ભગવાન્ બુદ્ધ અને ભગવાન્ મહાવીરનાં દર્શન કરીએ. પરમ પુરુષના પૂર્ણાવતારરૂપ માન્યાં છતાં માનવદૃષ્ટિએ ભગવાન્ કૃષ્ણના ચરિત્રને પુરાણોએ અતિશય ડહોળી નાખ્યું છે; એ મેલ સામે ન જોઇએ તો ત્રણેય મહાપુરુષો-અવતારી પુરુષો-ધર્મિષ્ઠ ધર્મોપદેશકો હતા એમાં સંશય નથી. મનુષ્ય જાતનું તો શું પણ પ્રાણીમાત્રનું હિત કરવાની ઇચ્છાથી એમણે જન્મ લીધેલો મનાય છે. ગાંધીજી પોતે પોતાને ભગવદ્ગીતાના ઊંડા અભ્યાસી હોવાનું કહે છે. પોતાના ઉપદેશનું તત્ત્વ ગીતામાંથી મળ્યું છે એમ પણ ગાંધીજીએ ઘણી વાર કહ્યું છે; એમના અનુયાયીઓ પણ કહે છેઃ

अक्रोधेन जिने क्रोधं असाधुं साधुना जिने।—ભગવાન્ બુદ્ધના એ ઉપદેશ; તથા દયા-ધર્મનું ગાંધીજીના ઉપદેશમાં વારંવાર દર્શન કરીને આ દેશના તથા અન્ય દેશના વિદ્વજ્જનો-એ ભગવાન્ બુદ્ધ સાથે ગાંધીજીની સરખામણી કરી છે. પોતાને મારવા આવનારને ન મારતાં કે એનાથી ન ભાગતાં વધારે માર ખાવાની તૈયારી બતાવવી એ ગાંધીજીના (હમણાંજ અકાલીઓએ આચરી બતાવેલા) ઉપદેશમાં ભગવાન્ ઇસુ ખ્રીસ્તના ગિરિ ઉપરના ઉપદેશની ઝાંખી ઘણાને થાય છે. રાજકીય લડતમાં મનથી પણ હિંસા ન કરવાનું વારંવાર એઓ કહ્યા કરતા અને એ લડતને પ્રસંગે બીજા અજ્ઞ માણસોએ કરેલી હિંસામય પ્રવૃત્તિ જોઇને જાતે પ્રાયશ્ચિત્ત-રૂપ ઉપવાસ કરવા મંડતા. આથી તપોમય જીવન ગાળનાર ગાંધીજીના વિચાર ઉપર અહિંસાના પરમ ઉપદેશક મહાવીરની અસર નથી એમ કોણ્ કહી શકશે? જેલમાં ગયા તેના છેલ્લા દિવસોમાં શીઆળાની કકડતી ટાઢમાં કેવળ કચ્છ પહેરીને ઉઘાડે શરીરે ફરતા ગાંધીજીને

જેમને અઢીહજાર વર્ષ પહેલાના તે દિગંબર જ્ઞાનપુત્ર નિગ્રંથનુ સ્મરણ તરત થઇ આવતુ

ટુંકામાં ઉપરના ચારેય અવતારી પુરુષો સાથે ગાંધીજીનું કંઇક સામ્ય સ્વીકારવુ પડશે, પણ એજ કારણથી એમાના એકેય સાથે પુરું અથવા બહુ અંશમા સામ્ય નથી એ પણ કબુલ કરવુ પડશે—જો કે પૂર્વકાળના આ મહાપુરુષોના ઉપદેશની અસર, એમના જીવનકાળમા, જે પ્રદેશમા તેઓ ફર્યા તે ટુંકા પ્રદેશની બહાર બહુ ઓછી થઇ હતી અને ગાંધીજીની અસર આ જમાનામા રેલ્વે પોસ્ટ, તાર, છાપા વગેરે સાધનોના મદદથી આખા ભારતવર્ષમા અને તેની બહાર પણ ફેલાઇ ગઇ છે, પણ પૂર્વના મહાપુરુષોની દૃષ્ટિ આગળ કેવળ આ દેશનાંજ મનુષ્યો નહોતા પણ સર્વ દેશકાળની મનુષ્યસૃષ્ટિ અને ક્વચિત્ તો પ્રાણીસૃષ્ટિ પણ એમની દૃષ્ટિ આગળ રહી છે. વળી એ મહાપુરુષોએ પોતાના દેશકાળના સમાજને શું હિતકારક છે એ શોધવા માટે નહીં પણ પ્રાણીમાત્ર ના સનાતન દુ:ખનુ ઔષધ શોધવા અને બતાવવા માટે પ્રવૃત્તિ કરી છે ગાંધીજીના અસહકારમાં ભવિષ્યમા બધી પ્રજાઓને યુદ્ધથી રોકવામા ઉપયોગી થાય એવુ તત્ત્વ છે એની ના નથી પણ એમણે આ દેશની મુક્તિ માટે આ ખાસ ઔષધ શોધ્યું છે; એની વિગતો આ દેશની વર્તમાન સ્થિતિને મુખ્યત્વે લાગુ પડે છે અર્થાત્ આ અંશમાં કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર કરતા, આ દેશના પોતપોતાના કાળના મનુષ્યસમાજ ઉપર દૃષ્ટિ રાખી ઉપદેશ કરનાર પાછળના આચાર્યો—ખાસ કરીને વૈષ્ણવ આચાર્યો—અને સંતો સાથે ગાંધીજીનું સામ્ય વધારે મળે છે ગાંધીજી આ દેશની રાજકીય મુક્તિ વાંછે છે અને આ ધર્મોપદેશક આચાર્યોએ રાજકીય મુક્તિના વિષયને સ્પર્શ પણ નથી કર્યો એ ભેદ તો છેજ. ભગવાન બુદ્ધ અને મહાવીરને તો એ પ્રસગજ ન હતો; અને ભગવાન્ કૃષ્ણના સર્વઆદી, સર્વ દેશકાળને યોગ્ય ઉપદેશમા તો એ વાત આવી જાય છે. રાજકીય મુક્તિ માટેના પ્રયાસનો રસ્તો ગીતાએ નથી બતાવ્યો એમ કહેવું મુશ્કેલ છે મહાત્માજી ગીતાનાં વચનોનો વારંવાર ઉલ્લેખ કરે છે એ, આ રીતે ઉચિતજ છે.

રામાનુજ, મધ્વ, નિમ્બાર્ક, ચૈતન્ય, વલ્લભ વગેરે વૈષ્ણવ આચાર્યોએ અનેકધા ફરી મહીને દેશના મોટા ભાગમાં ફરીને ધર્મોપદેશ કર્યો છે. તે તે સમયે ઓછાવત્તે જે



બુદ્ધ ભગવાન



ઇસુ ખ્રીસ્ત

વર્ગ વધારે અજ્ઞાન, વધારે કચરાયલો હતો. તેના ઉદ્ધાર માટે ખાસ પ્રયાસ આ આચાર્યોએ કર્યો છે. વળી રાજકીય પરાધીનતાને લીધે તથા દુકાળ મરકી વગેરે કુદરતી કોપોને લીધે તથા અનેક સામાજિક રીવાજોથી રીબાતાં, પીડાતાં જનોને પરલોકમાં આશ્વાસનનો માર્ગ બતાવ્યો છે. એટલુંજ નહીં પણ આચાર્યોએ તથા સંતોએ સામાન્ય જનસમાજને સેંકડો વર્ષ સુધી પ્રાણાંત કષ્ટો સહીને પણ હીંદુ ધર્મમાં દૃઢ રહેવાનું બળ આપ્યું છે. પણ આચાર્યોની જીવનપ્રણાલી સાથે સંતોની જીવનપ્રણાલી સરખાવતાં ગાંધીજી સંતોને વધારે મળતા લાગે છે.

મધ્યએશીઆના દૂરદૂરના ભાગોથી આરંભી જાવા, સુમાત્રા અને એથી પણ દૂરદૂરના ભાગો સુધી એક તરફ ચીન, જપાન અને બીજી તરફ ઇરાક સુધી હવા, પાણી, ઋતુના ફેરફારો તથા તે તે સ્થળની જંગલી પ્રજાઓએ આપેલાં અસહ્ય દુઃખો સહીને પણ ધર્મોપદેશ કરવા માટે, આજથી પંદરસો વર્ષ પૂર્વે ફરતા બૌદ્ધ તથા વૈષ્ણવ સાધુઓનાં હૃદયમાં ધખી રહેલી માનવ-ઉદ્ધારની તીવ્ર અભિલાષાને ગાંધીજીની આપણા ઉદ્ધારની ધગશ ઘણી મળતી આવે છે.

સંતોએ પોતપોતાના જમાનાની જરુરીઆતો બરાબર જોઇ હતી. હીંદુ મુસલમાનોની એકતા કબીર અને નાનકે કેવા સુંદર શબ્દોમાં બોધી છે! અંત્યજો સાથે સંતોનો સ્નેહ તો એમનું અસાધારણ લક્ષણ ગણી શકાય એટલો વ્યાપક છે. નાગરભક્ત નરસિંહ મહેતાની અંત્યજોને અપનાવવાની વૃત્તિ એજ ઘણાખરા સંતોની વૃત્તિ. અહિંસા અને દયાધર્મનો ઉપદેશ પણ સંતોની વાણીમાં સ્થળેસ્થળે દેખાય છે. આ વિષયમાં તથા યમ, નિયમ, શમ, દમ વગેરે શબ્દોથી સંયમ કેળવવાની જરુરીઆતના વિષયમાં મહાત્મા ગાંધીજી પોતે તુલસીદાસનાં * વચનોનાં ઉદાહરણ આપતા.

ગાંધીજીના સત્યાગ્રહ માટે ઉદાહરણો જોઇએ તો સંતોનાં ચરિત્રોમાંથી પ્રથમ ભક્ત પ્રહ્લાદનો દાખલો ગાંધીજી ઘણી વાર આપતા. બીજા પણ અનેક દાખલાઓ મળે છે. સ્વદેશી ને પરદેશીનો તો જુના જમાનામાં પ્રશ્નજ ન હતો. પણ સાદાઇનો બોધ તો સંતોના શબ્દોમાં ભર્યો છે. સંતો સાથે સામ્ય બતાવવા વધારે પ્રયત્નની જરુર નથી. મહાત્માજી પોતે તુલસીદાસજીના તથા નરસિંહ મહેતાના કેવા ભક્ત છે તે સુપ્રસિદ્ધ છે. જેમ કાળેકાળે સંત કેવો હોય એ તે તે સંતના આચાર વિચાર જોઇને તે તે જમાનાના લોકો સમજતા અને યથાશક્તિ પોતાના જીવનમાં સંતપણું ઉતારવા પ્રયત્ન કરી શકતા તેમ મહાત્મા ગાંધીજીએ આ અર્થકામપરાયણ યુગમાં પણ

* सीयराम प्रेमपीयूषपूरण होत न जन्म भरतको
मुनिजन अगम यमनियमशमदमविषमव्रत आचरतको वगेरे.

મનુષ્ય પ્રયત્ન કરે તો કેટલો અહંતામમતા-રહિત અને સંયમી થઇ શકે એનો જગતને પોતાના ચરિત્રથી દાખલો આપ્યો છે, એ એમનું જગતને મોટું 'બ્રહ્માર્પણ' દાન છે યથાર્થ સાધુઓ, સંતો, ત્યાગીઓ તો થઇ ગયા. આ જમાનામાં એ ક્યાંથી બને? એમ આપણા લોકોને થઇ ગયું હતું; ગાંધીજીએ એ ભ્રાંતિ દૂર કરી છે યોગની શક્યતા પ્રત્યક્ષ બતાવી છે.

ઘણા પ્રાચીનકાળથી આ દેશની પ્રજા ધર્મોપદેશકને પૂજતી આવી છે. મહાત્મા ગાંધીજીને પણ પૂજે છે. ભગવાન્ કૃષ્ણ અને ભગવાન્ બુદ્ધના ઉપદેશને હૃદયમા તથા આચારમા ઉતારવા કરતા તે તે મહાપુરુષની પૂજાનો પ્રચાર પ્રજાએ વધારે કર્યો છે ધર્મોપદેશકના ઉપદેશને પ્રજા તરત ભુલી ગઇ છે, (જુઓ અનુગીતા બુદ્ધના ઉપદેશ વીગે પણ એમના મહા પરિનિર્વાણ પછી તરત વાદ જાગ્યો હતો; બીજા સંતો માટે પણ આવી કથાઓ પ્રસિદ્ધ છે.) પણ ધર્મોપદેશકને હજારો વર્ષ સુધી ભુલી નથી. ગાંધીજીની બાબતમાં પણ એ જુના અનુભવની પુનરાવૃત્તિ થઇ છે. એમના ઉપદેશ કરતાં એમના પોતાના ઉપર પ્રજાને વધારે ભક્તિ છે. ઉપદેશને તો એક વર્ષની અંદર પ્રજા લગભગ ભુલી ગઇ છે. આવો અનુભવ જુનો હોવા છતાં જુના ધર્મોપદેશકની સરખામણીએ, ગાંધીજીને આ દેશની પ્રજાએ ઘણો મોળો આવકાર આપ્યો છે. લગભગ હજાર પંદરસો વર્ષ સુધી અનેક અનુયાયીઓમાં પ્રાણાંત ત્યાગ અને અસાધારણ સંયમનો ઉત્સાહ પ્રેરનાર ભગવાન બુદ્ધના ઉપદેશને બાજુ ઉપર રાખીએ તોપણ ચારસો વર્ષ પહેલાંના વલ્લભ, ચૈતન્યાદિના ઉપદેશનું બાહ્ય આચારમાં જે બારીક પાલન થાય છે તે જોતાં ગાંધીજીની પૂજા ઘણી મોળી લાગે છે.

ગાંધીજીએ રાજકીય ઉદ્દેશને આગળ કરીને ધર્મોપદેશ કર્યો છે એ કારણ હો, કે આ જમાનામા લોકોમાંથી શ્રદ્ધાનું તથા ધર્મ-ભાવનાનું તત્ત્વજ તદ્દન ક્ષીણ થઇ ગયું છે (જુના જમાનાની શ્રદ્ધાનું બળ આજે કલ્પનામાં આવવું કઠણ છે) એ કારણ હો અથવા આપણે વૃદ્ધ, નિઃપ્રાણ અને નિરુત્સાહ થઇ ગયા છીએ એ કારણ હો, ગમે તેમ હો પણ આ યુગપ્રધાન મહાપુરુષ વીશે આ દેશની પ્રજાએ અતિશય મોળી—હૃદય અને ઉત્સાહ વગરની—ભક્તિ દર્શાવી છે.

મહાત્મા ગાંધીજીના ઉપદેશનું યથાર્થ પાલન કરી અથવા કોઇ અપૂર્વ બળ મેળવી પ્રજા આજે કે યુગાંતરે મુક્તિ મેળવે, પણ એ મહાપુરુષના વ્યક્તિત્વ વીશે સંશય નથી. સો દોઢસો વર્ષની અંદર કરેલા રેંટીઆના ત્યાગરૂપ પાપથી આરંભી ભૂતકાળમાં ઉંડા ઉતરીને જોતાં આ દેશની પ્રજાએ જુદેજુદે વખતે ગ્રહણ કરેલા કોમકોમ વચ્ચે કલહ, અંદરઅંદર કુસંપ, ભીરુતા, ત્યાગ કરવાની અનિચ્છા, દેહ-રખાપણું, રાજકીય પરિસ્થિતિ તરફ આમ-પ્રજાની ઉદાસીનતા, અસ્વચ્છતા,



[illegible]

... તિરસ્કાર, વગેરે જે જે પામ્યા આ દેશની અવનતિના કારણરૂપે એમને દેખાયાં તે તે પાપોને આપણા અંતરમાંથી ધોઇ નાખવા માટે ભગીરથ પ્રયત્ન કરનાર ધર્મોપદેશક મહાત્મા ગાંધીજી ભવિષ્યમાં અવતારી પુરુષ ગણાશે કે મોટા સંત ગણાશે એ આજે કહેવું મુશ્કેલ છે. પણ આપણા ઇતિહાસમાં એ પરમ ધર્મિષ્ઠ મહાપુરુષનું સ્થાન ધર્મિષ્ઠ ધર્મોપદેશકોની પંક્તિમાં ક્યાંક છે એટલું તો ચોક્કસ.

જગતના ઇતિહાસમાં વિરલ સ્થાન પામવા યોગ્ય મહાપુરુષને અંતે નમસ્કાર શીવાય બીજું શું હોય!—प्रणमामि मुहुर्मुहुः ।



## ભ્રમર-ગુંજાર

—୧୧୧୧୧୧—

રચનાર:

**રા. જયંત શ્યામ વરલનિવાસી**

કરે ભ્રમર કમલ પર ગુંજાર,
રસેપ્સુ રસાત્મના રસ ઉદ્‌ગાર............કરે

નવલ ધવલ કમલ દલ પર, ગુંજન મંજુલ રસાળ,
પ્રણય-કલહ-કુપિત પ્રણયી, અનુનય પ્રણયાધાર...કરે

વિરહ—વ્યાકુલ વિરહીને, સીંચે સુધારસ સાર,
અભેદ અલક્ષ આત્મના, આત્મયોગ ઉદ્‌ગાર...કરે

રૂપસુગંધ રસલાવણ્ય, મુગ્ધ પડે કારાગાર,
પરમ પવિત્ર પ્રકાશિત, પદ પામે નિરધાર...કરે





# વીદાય

રચનાર

રા. કુમાર

ચિત્રકાર

રા. રમણલાલ મણિલાલ દેસાઈ

(પૂર્વી)

જતાં 'પ્રિય સખે' મુખે કથન કહ્યું "ફરી આવજો !"
મહેર ચહું કે, સ્મૃતિ મુજ ઉરે તમારી રહે
રમ્યા વખત ખૂબ, ફર્યા, વળી ઘણા પ્રમોદો કર્યાં
વિચાર સમજો બધા દિન તણા સ્મૃતિમાં ભર્યો -૧

દુઃખી જીવન છે, સુખી ફક્ત છે સ્મૃતિ આપણી
નહીં કદર વિશ્વને સ્વજન સમ આનંદની

નવીન બલ છે મળ્યું જીવનમાં તમારા થકી
કર્યા કરીશ યાદ હું ગણી કૃપી તમારી નકી.-૨

પ્રતીતિ ઉર ધારજો વિક્ષિપ્તલે યથા સાથમાં
નહીંજ પડશું જુદા, ઉભય ચાલી સંગાથમાં
કદી અમ મને ચઢેઃ ચરણુ કૈંક પાછા પડે
ધરીશ તમ બાહુંના વરદ હું સમાશ્લેષને-૩

કદી વિપદ કૈં દમે, વ્યથિત બુદ્ધિ કયાંએ ભમે
સખે! ધરીજ અંગમાં સુચવજો સુમાર્ગો મને
ગણી સુહૃદ શું કરો સ્મરણ સર્વદા સાથીનાં?
વિરામ નથી કો મને અવર કૈં તમારા વિના-૪

ચહુ પ્રિય સખે સદૈવ ધરજો તમારા ઉરે
મને સ્વજન શો ગણો, ત્યમ ભવિષ્યમાંએ ખરે
કદીય મનમાં થયું સ્મરણ હોય મારું અને
બન્યું સુખદ હોય જો સ્મરણ તે તમારા મને-૫

ખરેજ સમજું બધા સફલ આ મનોયત્નને
કૃતાર્થ સદચારથી પ્રણયથી ગણું હું મને.





[illegible]

# લંડનથી પત્ર

(૨)

લેખક

**મા. બ્હેન લીલાવતી**

લંડન, તા. ... ...

રા. રા. ભાઈ શંકરપ્રસાદ

મોટા માણસના અભિપ્રાયોથી દોરવાવાનો લહાવો તમે કદી અનુભવ્યો છે? જીંદગીમાં લગભગ દરેક જણને એની સરખામણીમાં મોટા લાગતા મનુષ્યોના અભિપ્રાયોનો લાભ અમૂલ્ય છતાં વિના મૂલ્યે મળે છે. અમને એવો લાભ મળ્યો છે અને તમને એમાંથી કંઈ જાણવાનું મળશે જાણી એ અભિપ્રાયોનો લાભ તમને પણ હું આપું છું.

સૌથી પહેલાં તો લંડનમાં આવી કયા કયા નાટકો જોવાં તેમાં અમે એક મોટા માણસની સલાહ માગી. ગેલ્સ્વર્ધીની જેસી કોલીન્સનાં એમણે એટલાં વખાણ કર્યાં કે અમે સૌથી પહેલાં એનાજ દર્શનથી અમારી નાટક જોવાની કારકીર્દી શરૂ કરી. પણ અભિનય અને સૌંદર્યની અમારી ભાવના એટલી લાડકી થઈ ગઈ છે કે મોટા માણસના અભિપ્રાયને સખત ટેકો હોવા છતાં એણે અમારું કહ્યું માન્યા વગર અસંતોષજ દર્શાવવા માંડ્યો અને અમે એને કોઈ પણ રીતે મનાવી શક્યાં નહીં.

એક બીજો દાખલો. લંડનનું સેન્ટ પોલનું દેવળ એ સ્થાપત્યનો એક સરસ નમુનો ગણાય છે. રોમનું સેન્ટ પીટરનું દેવળ એ કલા અને ભપકાનું એક અપૂર્વ સમેલનસ્થાન છે. લંડનના સેન્ટ પોલને જોયા વિના એક મોટા માણસ પાસે સેન્ટ પીટરનાં ઘણાંજ વખાણ કરવાની અમને કોણ જાણે શાથી મતિ સૂઝી. "અરે! સેન્ટ પોલ આગળ સેન્ટ પીટર તો કંઈજ હીસાબમાં નહીં. તમે હજી સેન્ટ પોલને જોયું નથી તેથીજ સેન્ટ પીટરનાં આટઆટલાં વખાણ કરો છો." થયું. મોટા માણસના અભિપ્રાય સામે ઉત્તર આપવાની અમારી હીમત તો ક્યાંથીજ હોય! અને તેએ સેન્ટ પોલને જોવા વિના તે-પછી,

ન્ટ પીટર કરતાંએ અદ્‌ભુતતામાં ચઢી જાય એવા સેઈંટ પોલને જોવા ઉત્સાહથી ધ્રુજતાં ધ્રુજતાં અમે એક સવારે નીકળ્યાં. સેઈંટ પોલના બારણામાં પેઠાં ત્યાં સુધી તો અમારો એ ઉત્સાહ પહોંચ્યો. પછી અમે સેઈંટ પોલ કેવી રીતે જોયું તે જાણવું છે? થોડી વાર તો કોઈને કંઈ બોલવું સૂઝયું નહીં. પણ પછી તો દરેક ખુણે ફરતાંફરતાં 'આ સેઈંટ પીટર જેવું નહીં, પેલું સેઈંટ પીટર જેવું નહીં' એમ કરતાંકરતાં આખું દેવળ પુરું કીધું. સેઈંટ પીટર સાથે સરખામણી ન થઈ હોત તો સેઈંટ પોલને ઘણી સરસ રીતે અને વખાણીને જોઈ શકાત. એક બંડખોર કલ્પના ઘણુંએ ના કહેવા છતાં આવ્યા વિના રહી નહીં: પેલા મોટા માણસે સેઈંટ પીટર જોયું હશે ખરું?

અમે અત્યાર સુધીમાં વીંડસર કેસલ, વર્જીનીઆ વૉટરફૉલ્સ, હેંપટન કોર્ટ, મેડમ ટુસોનું મીણનાં પુતળાંનું પ્રદર્શન, પાર્લામેંટ હાઉસ, વેસ્ટમીન્સ્ટર એબી, હાઈ કોર્ટ, વગેરે વગેરે જોઈ આવ્યાં છીએ.

એક વખત ઈસ્ટ એંડમાં ગયાં હતાં. ભાઈ મુનશીનો એને માટે એવો અભિપ્રાય છે કે, ઈસ્ટ એંડમાં વસતા લોકો આપણા મજુરો કરતાંએ વધારે દુઃખદ દશામાં રહે છે. અને જો કે હીંદના પ્રમાણમાં અહીંના મજુરોની આવક અને તેમને માટેની સગવડો વધારે હોય છે ખરી પણ અહીંની જીંદગીની જરુરીઆતો અને સખત ઠંડી જોતાં એમના દુઃખની તીક્ષ્ણતા એમને વધારે લાગે એ સ્વાભાવિક છે. હીંદુસ્તાનના મજુરને ટાઢ પડે તો તડકામાં બેસવાનો સંતોષ સ્વાભાવિક રીતેજ કુદરતે પુરો પાડયો છે. એમની ક્ષુધાનો સંતોષ બહુ થોડી વિધિથી અને અહીંના પ્રમાણમાં બહુ થોડા અનાજથી એ સાધી શકે છે. ભાઈ મુનશીનો આ અભિપ્રાય ખરો છે એમ લાગવા છતાં કોણ જાણે કેમ મને આમના કરતાં આપણા મજુરોના દુઃખનું પ્રમાણ ઓછું હશે કે નહીં એ વીશે શંકા લાગે છે. કુદરતી જરુરીઆતોને માણસ જ્યાં સુધી સંતોષી ન શકે ત્યાં સુધી એને સરસ રીતે રહેવાનું કે મોજશોખ કરવાનું સુઝતું નથી, અને આ લોકોનું તો રહેવાનું ધોરણજ એટલું ઉંચું છે કે ઈસ્ટ એંડમાંએ બારીબારણાં પર લેસના પડદા હોય. તેવા આપણાં મધ્યમ સ્થિતિનાં ઘરોમાંએ વપરાતા નથી.

વેસ્ટ મીન્સ્ટર એબી એ ઇંગ્લંડનું ઘણું જાણીતું ને ઘણું માનીતું દેવળ છે. ત્યાં જેમનાં નામ બ્રીટીશ પ્રજાને સાચવવા જેવાં લાગ્યાં હોય એવા રાજ્યદ્વારીઓ અને લેખકો, કવિઓ અને વૈજ્ઞાનિકો, તત્ત્વવેત્તાઓ અને ઉમરાવો વગેરેના દેહ દાટવામાં આવ્યા છે કે તેમના અવશેષો આણી સ્મારક ઉભાં કરવામાં આવ્યાં છે. ત્યાં દરેકના જુદાજુદા ખુણા પાડયા છે; જેમકે કવિઓનો ખુણો, લેખકોનો ખુણો, રાજ્યદ્વારીઓનો ખુણો વગેરે વગેરે. સ્મારકો મુકવામાં નથી કંઈ વગ કે ગોઠવણ. નાના ઘરમાં ઘણી વસ્તુઓ એકઠી થાય ને તેને જેમ ખડકાય તેમ અહીંઆં પણ થયું છે. બ્રીટીશ પ્રજાની માફક આ દેવળની સામટી અસર પણ 'dignified but stiff and cold' (ગૌરવશીલ પણ અતડી અને ઠંડીગાર)—હોય એવી જણાય છે.

મેડમ ટુસોના મીણના પુતળાંના પ્રદર્શનને કલાની સફલતાનો નમુનો કહી શકાય. ઇંગ્લંડનાં જુનાં રાજારાણીઓથી માંડીને હાલનાં રાજારાણીઓ, પ્રધાનો, મહાપુરુષો,

રાજ્યદ્વારીઓ વગેરે એમાં છે. તેમજ સીપાઈઓ, ખુનીઓ, લુટારાઓ અને બીજા કેટલાક નાના મોટા ઐતિહાસિક પ્રસંગોની રચના પણ એમાં કરી છે. દરેકનું ભાવ-પ્રદર્શન એવી ખુબીથી કર્યું છે કે એને વખાણવાનું મન થયા વિના રહેતું નથી.

પણ હું દરેક સ્થળની વિગતોના વર્ણનમાં નહીં ઉતરું. વીક્ટર કેમ્બરની 'રાઇન' વખતનો સૂર્યાસ્ત ને વર્જીનીઆ વોટર કે ફ્લસ આગળનું રમણીય સ્થળ, તેમ ઈંગ્લંડના જનપદની સુંદરતા વગેરે વર્ણવાને તો કોઈ કવિ જોઇએ અને પાર્લામેંટ હાઉસમાં પેસતા થતી ભવ્યતાની લાગણી અને હાઉસ ઓવ્ કોમન્સના કસાઈ ખાનામાં હીંદનાં બકરા કેમ રેંસાય છે તે બધુએ વર્ણવવાને કોઈ સમર્થ લેખક જોઇએ હું એમાંનો એક નહીં એટલે હું ન લખું તો એમાં કંઈ મારો વાંક નહીં

અમે દર રવિવારે પટની જમવા જઈએ છીએ. પટનીને તો ભાઈ કાંતિલાલે એવડું પ્રખ્યાત કરી મુક્યું છે કે તમે તો એ નામથી ક્યારના પરિચિત હશો પણ પટનીની મારી થોડીક વ્યાખ્યા પણ સાંભળવા જેવી છે પટની એટલે ચટની ખાવાનું સ્થળ. હીંદુસ્તાનની ગરમાગરમ અને સ્વાદુ રસોઈ માટે વખણાયલું અને મીસ મીરાંબેનને આશીર્વાદ દેવા યોગ્ય તો એ ખરું જ. રા. કુંવરજી નાયકે ત્યાં પાકશાસ્ત્રનો સંપ્રદાય સ્થાપેલો. રા. કાંતિલાલ પડવાએ તેને પ્રખ્યાત કર્યું. અને હીંદી વિદ્યાર્થીઓ અને સહેલાણીઓને ખીસ્સાના ભાર વગર મળવાનું એ સ્થાન. આટલામાં એકાદ મંદિર બંધાય તો હીંદી સંસ્થાન પુરું થઈ શકે ખરું

ભાઈ કાંતિલાલ સાથે એકંદરે અમે સારો વખત ગાળી શકીએ છીએ. પટનીનું ખરું આકર્ષણ તો એ જ છે. પણ અઠવાડીઆમાં એમને તો એક રવિવારજ મળે કદાચ એમના વખત ઉપર વધારે દબાણ તો અમે નહીં કરતાં હોઈએ એમ પણ લાગ્યા વિના રહેતું નથી. ભાઈ મુનશી જશે એટલે મારે એમને વધારે કામ આપવો પડશે.

લંડન, તા૦...... ......

ગયા મેલમાં આ પત્ર અધુરો રહ્યો એટલે મોકલી ન શકાયો પણ તેટલામાં તો કેટલું થયું ? દાના બંને તારો મળ્યા હું બધું બની ગયું તો ભાઈ મુનશીની સાથે નીકળીશ. નહીં તો તે પછીના મેલમાં. મારા તારનો જવાબ આપવા આટલો વખત કેમ થયો તે સમજાતું નહીં

લંડનમાં રહેવાને રચેલા સ્વપ્ના બધા વ્યર્થ થયા. પાછળનો મેં કેટકેટલો કાર્યક્રમ કરી રાખેલો તે પણ રદ થયો. કદાચ હું રોટરડેક પણ જાત

આ વખતે અમે 'શેક્સપીઅર હટ'ની એક મીટીંગમાં જઈ આવ્યા 'શૅક્સપીઅર હટ' એ શું સ્થળ છે એ કદાચ તમને ખબર નહીં હોય શેક્સપીઅર હટ એ એના નામ પ્રમાણે નાનું સરખું 'હટ' (ઝુંપડું) દેખાય છે, અને ત્યાં દર રવિવારે હીંદીઓ એકઠા થાય છે, ઘણી વાર ભાષણો સંગીત વગેરે ગમે છે, અને બહારના વક્તાઓને પણ બોલાવે છે. ત્યાં હીંદી વિદ્યાર્થીઓને સસ્તા દરે રહેવાની પણ સગવડ છે. આની સર્વ વ્યવસ્થા Y. M. C. A. તરફથી ચાલે છે.

કેટલાક એ મંડલ તરફ શકની નજરે પણ જુએ છે કે આ સંસ્થા ઉભી કરવાનો મુદ્દો આ રીતે હીંદીઓ ઉપર સારી રીતે નજર રાખવાનો છે. છતાં હીંદીઓને પરસ્પર રહેવાનું આ એકલુંજ સ્થલ છે. આવડાં મોટા લંડન શહેરમાં કે હજારેક હીંદીઓ વસતા હશે, પણ નથી એમની પોતાની કલબ કે નથી એમને કે સામાન્ય પરિચયનું સ્થાન. સાધારણ રીતે તો હીંદીઓ એક બીજાને બહુ મળવાની દરકારજ કરતા નથી. અને પરસ્પરને 'કાળા' વિશેષણથી સંબોધે છે. 'પેલો કાળો ચાલ્યો' માત્ર કહેનારજ ગોરો થઇ ગયો હોય તેમ! કહે છે કે હીંદીઓ તરફ અંગ્રેજ લોકોને અહીંઆં અભાવ બહુ છે. અને સારાં કુટુંબોમાં કે સારી હોટેલોમાં તેમને સ્થાન આપવાને કોઇ રાજી હોતું નથી.

પણ આ તો મેં આડી વાત કરી. ચાણાક્યના વખતમાં વણિકો વાગ્દોષ કરતા. હવે આવો કલમદોષ કરે છે.

અમે 'શેકસપીઅર હટ'માં ગયાં તે દિવસની સભા શ્રીયુત શાસ્ત્રીજીના માનમાં હતી. રા. જમનાદાસ, શ્રીયુત કામટ અને તદ્દન બીનજોખમદારીના દેખાવ સાથે કેનીઆના પ્રતિનિધિમંડળના સઘળા પ્રતિનિધિઓ હાજર હતા. શ્રીયુત એન્ડ્રુસ પણ હતા એટલે પ્રસંગનું માહાત્મ્ય વધ્યું હતું. પ્રમુખસ્થાને મી. સ્પેઇક કરીને કોઇ ગૃહસ્થ હતા.

કાર્યક્રમ સંગીત સાથે શરુ થયો. સાધારણ રીતે બને છે તેમ કેટલાક બંગાળીઓએ ગાયું. બંગાળ સાથે તો ગુજરાતે સંસ્કૃતિની સ્પર્ધા માંડી લાગે છે. ગુજરાત તેનાથી પછાત નથી પણ શરમાળ વધારે છે એટલે એ તો જ્યાં ત્યાં બીચારું ખુણામાંજ બેસી જાય છે.

સભામાં સંખ્યા સારી હતી. એક કોઇ મદ્રાસી કમલાદેવીએ વીણા વગાડી. બે બસુરા અવાજના પાદરીઓએ પીઆના પર કે ગાયું; અને એક ડોસીએ કશામાંથી મુખપાઠ કર્યો. પોતાના અભિનય માટે એને ઘણોજ સારો મત હોય એમ એની મુખમુદ્રા ઉપરથી દેખાઇ આવતું હતું.

પણ આ બધાં વર્ણનોથી તમને કંટાળો નહીં આપું. કેનીઆના પ્રતિનિધિમંડળના એક સભ્યે એવું સરસ ભાષણ કર્યું કે એ અમારો પ્રતિનિધિ છે એ વિચારે મને શરમ આવી. શાસ્ત્રીજી ઠીક બોલ્યા. શ્રીયુત એન્ડ્રુસને પેલા ભાઇની અસર ભુંસી નાંખવા હીંદુસ્તાનમાં પણ અંત્યજો છે ને હીંદુસ્તાને આંતર સુધારણા કરવાની પહેલી જરૂર છે એવું એવું કહેવું પડ્યું. ઘેર આવતાં હીંદના ભાવિ માટે કે એવી દીલગીરી લાગતી હતી! આમ નીચે મસ્તકે ને ટુકડા માગીને આપણે કયાં સુધી જીવવાનાં? નથી આપણામાં તાકાત કે નથી સ્વાપણામાં ગૌરવ સાચવવાનો ટેક. ઓ ભગવાન્! એ દિન કયારે આવશે?

એક દિવસ અમે નેશનલ લીબરલ કલબમાં રા. લોટવાળાએ અમને 'ડીનર' પર તેડયાં હતાં ત્યારે ગયાં હતાં. ગોઠવણ સરસ છે ને એ કલબમાં હીંદીઓ સન્માન અને સગવડથી રહી શકે છે. ત્યાં હીંદીઓ પ્રત્યેનો ભેદભાવ પાળવામાં આવતો નથી. આપણા ઘણાખરા સારા હીંદીઓ ઘણી વાર ત્યાંજ ઉતરે છે.

એક રમુજી પ્રસંગ. કહું કે નહીં કહું ? ડૉ. લોટવાળાએ અમને આખી ક્લબ બતાવ્યા પછી એમના રહેવાના ખંડ દેખાડવાનું આમંત્રણ કર્યું. ડૉ. લોટવાળા આ ક્લબમાં બે ત્રણ વાર રહી ગયા છે, પણ એ ભાઈને અત્યાર સુધી કોઈ સ્ત્રીમિત્રોને નોતરવાનો પ્રસંગ જ કદાચ નહીં આવ્યો હોય. અમે લીફ્ટમાં ચઢ્યાં અને લીફ્ટમેન કહે કે સ્ત્રીઓને ઉપર લઈ જવાનો કાયદો નથી. લીફ્ટ ચોથા માળને બદલે પહેલે માળ પાછી આવી અને અમો હસતાં બહાર નીકળ્યા.

આ અઠવાડિયાની અગત્યની વાત તો લખવાની રહી જ ગઈ. અમે આ વખતે નેશનલ પોર્ટ્રેટ ગેલેરી, પીક્ચર ગેલેરી બ્રીટીશ મ્યુઝીઅમ વગેરે સ્થળો જોઈ આવ્યા.

નેશનલ પોર્ટ્રેટ ગેલેરીમાં પ્રજાની પ્રગતિને એક ડગલુંએ આગળ વધારવામાં મદદ કરી હોય એવા સર્વ વિષયોના અને સર્વ શાખાઓના મહાપુરુષોને સ્થાન મળેલું છે. સાહિત્ય ને વિજ્ઞાન, રાજ્ય કે ધર્મ એ સર્વના પ્રતિનિધિઓ કાળની વિનાશકતાને પડકારતા ત્યાં વિરાજે છે. કોઈ કાળે અંગ્રેજ પ્રજાનો નાશ થઈ જાય તોએ એમના સ્મરણો તો રહેશેજ.

બ્રીટીશ પીક્ચર ગેલેરીમાં અમે નિરાશ થયા. અંગ્રેજોની ચિત્રકલામાં હજી હાર્દની ભાવના ને પ્રકાશ કે કલાનું સૌન્દર્યદર્શન ને



વીંડસર કેસલ

ગીલાપણું જરાએ દેખાતાં નથી, પણ કદાચ અંગ્રેજોના સ્વભાવમાંજ એવાં ચિત્રો નીપજાવવાને જોઇએ તેટલી સ્થિરતા કે સૌંદર્યભક્તિ ઉત્પન્ન નથી થઇ. અંગ્રેજોના સ્વભાવમાં કલા કરતાં ભવ્યતા વધારે છે. કલાવિદોનો દરબાર ભરી એમની ચર્ચાઓથી સંસ્કૃતિ અને ઉન્નતિનુ શિખર માપવા કરતાં નાવિક થઇ તોફાનમાં એમની શકિત અજમાવવી એમને વધારે ગમે છે. તમે તોફાનમાં હોડી લઇ જતા અંગ્રેજ યુવકોનું એક અંગ્રેજ ચિત્રકારનું ચિત્ર જોયું છે? અંગ્રેજોના સ્વભાવમાં ધીરજ કરતાં સાહસિકતા વધારે છે અને કલ્પના કરતાં ગણતરી કરવાની એમને વધારે ટેવ છે તેવી એમની કલામાંએ શક્તિ છે પણ સૌંદર્ય ઓછું છે. કદલુપ્રમાં શક્તિ વધે પણ સૌંદર્ય ખીલતું નથી. અંગ્રેજોના જીવનોમાં અને ભાવનાઓમાં જ્યારે મૃદુતા આવશે ત્યારે એમની કલામાંએ સફાઇ ને સૌંદર્ય જરુર વધવાનું, પણ શકિત ઘટવાની.

સ્ત્રીઓની પ્રવૃત્તિ અહીં ઇંગ્લંડમાં ઘણી આગળ વધેલી છે. જીવનના દરેક ક્ષેત્રમાં અહીંની સ્ત્રીઓ હીસ્સો માગે છે ને ભાગ લે છે. ફ્રાન્સની સ્ત્રીઓ રાજકીય બાબતોમાં અંગ્રેજ સ્ત્રીઓ જેટલી આગળ પડતી નથી. કહેવાય છે કે સ્ત્રીઓને હાથે ચાલતાં અથવા સ્ત્રીઓનાં ચોપાનીઆંની સંખ્યાએ ફ્રાન્સ કરતાં ઇંગ્લંડમાં વધારે છે. મારે સ્ત્રીઓની કેટલીક સંસ્થાઓ અહીંઆં જોવી હતી. પણ રોમમાં સ્ત્રીઓની પરિષદ્ છે. તેમાં ઘણીખરી સ્ત્રીસંસ્થાઓની અધિષ્ઠાત્રીઓ ગયલી છે અને અમે અઢારમીએ તો અહીંથી નીકળવાનાં છીએ. અને એ પહેલાં ઓકસફર્ડ અને સ્ટ્રેટ્ફર્ડ-ઓન-એવન-શેકસપીઅરની જન્મભૂમિ-જોવા જવાનાં છીએ, એટલે આ સંસ્થાઓ જોવાનો મારો કાર્યક્રમ તો બધો રદજ થયો.

અહીંઆં પણ દર ત્રીજે દહાડે અમે નાટકમાં જઇએ છીએ. અહીંનાં નાટકો વીશે પણ ઘણું કહી શકાય એમ છે. નાટકોમાં સ્વાભાવિકતા અને અભિનયની ખુબી આ લોકોએ ઘણીજ કેળવી છે. પણ આજની મારી મનોવૃત્તિ રંગભૂમિના રંગમાં ફુબે તેવી નથી એટલે એ વીશે આજ કૈં લખતી નથી.

હવે કદાચ એકજ મેલમાં તમને કાગળ મોકલી શકાશે. અમે ફ્રાન્સ જતાં એરોપ્લેનમાં ઉડવાનો વિચાર કરીએ છીએ. અને મોટે ફાલેર્ા પણ જતાં આવીશું. એજ.

લિ.

લીલાવતીના

વંદેમાતરમ.







લેખક

રા. રા. વિજયરાય કલ્યાણરાય

બી. એ., ઉપમંત્રી, સાહિત્યસંસદ.




૧

ગુજરાતની રાજધાનીમાં વસનાર થઈને તમે મારી જેવા પાસે સાહિત્યને લગતી માહીતી મંગાવી એથી કંઈક આશ્ચર્ય થયું; તમારે માટે માન પણ ટકો બે ટકા વધ્યું: અને તમારા 'શિક્ષિત' રાજનગરની સાહિત્યસિદ્ધિના કુબેરો તમારી નમ્ર માગણી પુરી પાડવા કરતાં ઉચ્ચતર કાર્યમાં રોકાયા હશે તેથીજ તમને સંતોષ આપી શક્યા નહીં હોય એમ ઉદાર ભાવે માની લીધું.

આ વાત પૂછાવવાનું તમને સૂઝ્યું તે પણ મનમય વાતાવરણમાંજ. તમે અમદાવાદ છોડીને વતન ગયા હતા, ત્યાં ખેતરોમાં રખડતા ખેડુતોને લણણી કરતા જોયા, અને તમારા સાક્ષર-આત્માને તે શાંત સંધ્યાને સમે સ્ફુર્યું કે આ પ્રમાણે આપણા સાહિત્યક્ષેત્રના વાર્ષિક પાકને પણ કોઈક ઉતારીને નિયમસર તેનો હીસાબ નાખ્યું હોય તો વરસે વરસની ઉપજનો પ્રગતિનો, કેવો સરસ ખ્યાલ આવે? તમે લખો છો કે એ સ્ફુરણા થયાની બીજીજ પળે તમને મારું નામ યાદ આવ્યું અને મને લખવાનું તમે નિર્ધાર્યું. આટલું કહ્યા પછી તમે વિશેષણો અને વાક્છટાનો છૂટથી ઉપયોગ કરીને મારી બુદ્ધિશક્તિ ને રસિકતા વિષે જે લખ્યું છે એ બધું, સ્તુતિઓનો મને છેક અપ્રિય નથી એટલે, હું ફરીફરીને વાંચી ગયો. મને થયું કે, કૈં નહીં તો, તમારા હોંસીલા પ્રશંસાવચનોને હું કેટલો લાયક છું તેની કસોટી કરવા ખાતર પણ, મારે મારા અલ્પજ્ઞાનનો લાભ તમને આ ચાર પત્રોમાં આપવો તો ખરોજ.

પણ બહુ મોટી આશાઓ બાંધતા નહીં. નૈરાશ્યમાંજ પરમ સુખ છે એમ કોઈક દુનિયા-ની દાઝેલો કહી ગયો છે એ તો યાદ

* મિત્રને લખાયેલા ચાર પત્રોમાં સમાલોચના.

૧

હશેજ. તમે જાણો છો કે આ વિષયને પુરેપુરો અને અસરકારક રીતે નિરૂપવાનાં બાહ્ય સાધનો કે માનસિક સામગ્રી મારી પાસે થોડાંજ છે. આથી પણ મોટો વિષય લઇને જેણે 'ઇસુનું વર્ષ ૧૯૦૮' લખ્યું તે લેખકનું ભવ્ય ને વિશાલ દર્શન કયાં, કૈંક એજ હળ પર ૧૯૧૬ અને ૧૯૨૨ ના સાહિત્ય વીશે લખનાર રા. હીરાલાલ પારેખની બહુશ્રુતતા ને વિચક્ષણતા કયાં–અને હું કયાં?

આથી, બહુ મોટા પટ પર આ ચિત્ર નહીં દોરાય. સંવત્ ૧૯૭૯ ના વર્ષ દરમીઆન મુખ્યત્વે પુસ્તકરૂપે પ્રગટ થએલા વિવિધ પ્રકારના શિષ્ટ સાહિત્યને ઘટતે રૂપે દૃષ્ટિક્ષેત્રમાં ગોઠવીને, તેનાં અંગોનો વિચાર કરવા ધારું છું. તેમ કરતાં, તમને પ્રિય એવો કોઇ દેવ અણપુજાયો રહી જાય કે અપૂજ્યતાની એકલતા-માંજ જેને રહેવા દેવો જોઇએ તેવાને હું ભુલેચુકે પત્રપુષ્પ ને પાણી ચઢાવી દઉં, તો ખોટું લગાડશો માં. મારો રસાત્મા જરાક સ્વચ્છંદનાજ વાતાવરણમાં સકળ કળાથી પ્રફુલ્લે છે એ તમારું અજાણ્યું નથી.

મને દેશસેવાનો રંગ તમારા જેટલો તો નથી લાગ્યો, પણ આ સમયમાં દરેક ભારત-સંતાને દેશસેવાને જીવનમાં અગ્રસ્થાન આપવું જોઇએ એવું તો મને પણ ઘણી વાર લાગે છે. આ કારણથી મારો મત થાય છે કે દેશભક્તિ ને રાષ્ટ્રોદ્ધારને લગતા સાહિત્યની વાત પહેલી ઉપાડવી. વળી, એ પ્રકાર શીવાયનું સાહિત્ય હાલમાં, માસિકોની વાત બાજુએ રાખતાં, સરજાય છે ઓછું ને વંચાય છે એથી પણ ઓછું. તેમજ, આ યુગનાં રાષ્ટ્રીય સાહિત્ય ને કેળવણી જે નવા અભિલાષો જગાડશે, નવાં દૃષ્ટિબિંદુ સુઝાડશે, ને નવીનવી શૈલીમાં તેને વ્યક્ત કરવા પ્રેરશે, તે સર્વને પરિણામે આપણું ભવિષ્યનું શુદ્ધ ને અમર સાહિત્ય, ગોવર્ધનરામે કહેલું 'નિરપેક્ષ સાહિત્ય,' ઘણું પોષાશે ને ખીલશે. એટલે ગયા વરસના રાષ્ટ્રીય સાહિત્યને પહેલું અવલોકી લઇએ.

રાષ્ટ્રીયતાની ભાવનાને ઉત્તેજે તેવાં પુસ્તકો વરસ દરમીઆન મુખ્યત્વે કરીને બે સ્થળેથી પ્રગટ થયાં છે: અમદાવાદ અને રાણપુર. એ પ્રત્યેકનું કાર્ય લાક્ષણિક સાહિત્ય-પ્રવાહનું સૂચક છે. 'નવજીવન' પ્રકાશન મંદિર અને ગુજરાત વિદ્યાપીઠ, 'યુગધર્મ' કાર્યાલય અને પુરાતત્ત્વ મંદિર–આ સર્વના લેખકો બુદ્ધિપ્રધાન, સુસંયમી અને વ્યવહારદર્શી છે તો 'સૌરાષ્ટ્ર' કાર્યાલયના લેખક-વર્ગની વિશિષ્ટતા સબળ ભાવનાપ્રેમ અને તેજસ્વી ભાષામાં રહેલી છે. આ દરેકના ખાસ અંશોથી પ્રજાજીવનનો સર્વાંગી વિકાસ થાય છે એટલે એકકેનું મૂલ્ય બીજા કરતાં ઓછું અંકાય તેમ નથી.

'અસહકાર' માં ગાંધીજીનાં એ વીશેનાં ભાષણો ને લેખોનો પ્રમાણભૂત સંગ્રહ છે એટલે આ કોટિના સાહિત્યમાં એ અગ્રપદે શોભે છે. 'યુગધર્મ' કાર્યાલયની બીજી મુખ્ય પ્રસિદ્ધિ-ઓમાં 'કાળાપાણીની કથાઓ', 'કોરીઆની લડત' અને 'ચંપારણ્યમાં ગાંધીજી' એટલાં છે. આમાંનું પહેલું પુસ્તક પંદરવીસ વરસ પરના બંગાળી એનાર્કીસ્ટોની આંદામાનમાંની આપવીતી વર્ણવે છે અને તે સુરતના ગાંડીવ સાહિત્યમંદિરે પ્રસિદ્ધ કરેલા. અતિ મનોહર 'બોંબયુગનું બંગાળા' સાથે વાંચી જવા જેવું છે. એટલું સારું છે કે આ અહિંસાયુગમાં એ હિંસાભક્તોની કાર્યપદ્ધતિનું અનુકરણ કરવા-ની પ્રેરણા કોઇ એ કથાઓમાંથી ગ્રહણ કરે તેવો ભય નથી; પણ એ યુવાનોનાં સ્વાશ્રય, બહાદુરી

ગુજરાત વિદ્યાપીઠ, ભરૂચ કેળવણીમંડળ અને બીજી શિક્ષણસંસ્થાઓ આ દિશામાં જે અપૂર્વ વિકાસ સાધી રહી છે તેનાથી હવે કોઇ અજાણ્યુ નથી. અલબત્ત, એટલું ખરું કે ભવિષ્યની નજરે કદાચ એમનાં પાઠ્ય પુસ્તકો જોઇએ તેટલાં પરિપક્વ કે સંપૂર્ણ નહીં દેખાય. સંશોધન વધશે, અનુભવ સંઘરાશે ને દૃષ્ટિબિંદુ સમતોલતા ધરશે તેમતેમ ઘણું ભુલવું ને ઘણું શીખવું પડશે. છતાં, આ કારણથી આજના પ્રયોગકારોની સેવાનો હીસ્સો ઉતરતો તો નજ ગણી શકાય.

જતાંજતાં, તમારો રાષ્ટ્રીય આત્મા દુભાય નહીં તો એક બે સ્પષ્ટ વાતો પણ આ બાબત વીશે મારે કહેવાની છે. આપણે વિહંગાવલોકન મુખ્ય પુસ્તકોનુંજ કર્યું, પણ તેમાંએ ગાંધીજીનાં લખાણ જેવા અપવાદ શીવાય તરણુમા કેટલા બધા છે? આ પત્રમાં આપણે વિચાર્યું એ પ્રકારનું અસલ સાહિત્ય પણ સ્વભાવથીજ ક્ષણભંગુર છે, તો પછી પરદેશી પ્રેરણાઓ આપણને કેટલીક બલિષ્ઠતા અર્પશે એ પ્રશ્ન ઉંડી ચિંતા નથી ઉત્પન્ન કરતો? ગુજરાતીઓ પોતેજ સંશોધક ને વિચારક બને નહીં, પોતાનાંજ હૃદયકથન ને અનુભવોની વાણીથી પ્રાંતમાં ચેતન પ્રસારે નહીં ત્યાં સુધી પ્રજાનો પ્રજા તરીકે ઉત્કર્ષ શી રીતે થવાનો?

૨

ગયો પત્ર તમને સંતોષી શકયો જાણીને નિવૃત્તિ થઇ. આજનો વિષય તો મારો ખાસ માનીતો છે એટલે તમને સવિશેષ તૃપ્તિ કરાવવાનો લોભ રાખું છું.

લોકચેતન અને રાષ્ટ્રભક્તિનું સાહિત્ય દેશમાં જાગૃતિ આણે છે; સર્જનાત્મક સાહિત્ય–એટલે રસસાહિત્ય, વાંચનારની માનવતાને પોતાનું લક્ષ્ય કરનારી કૃતિઓ–એ જાગૃતિના આંદોલનમાંથી પ્રેરણા અને પોષણ પામીને તેને સ્થિર ને ચિરંજીવ સ્વરૂપ આપવાનો પ્રયાસ કરે છે. આપણે ત્યાં આ બીજા પ્રકાર માટે બીજ નંખાઇ ચુક્યાં છે અને અંકુર ફુટતા જાય છે. છતાં, તેનાં ખરાં ફળ માટે આપણે ધીરજ રાખવી પડશે. લોકહૃદયમાંનાં ઉત્સાહનાં પૂર ' પૂર મટીને પ્રવાહ બને, પ્રજાના આંતર જીવનમાં સરલતા ને ઉંડાણથી એ રસજલ વહેવા લાગે—એ સમય કૈંક દૂર લાગે છે. આ વાતની પ્રતીતિ એકજ હકીકતથી થશેઃ આ વર્ગનાં પીસ્તાળીસથી પચાસ નોંધવા જેવાં નાનાંમોટાં પુસ્તકો આખા વરસમાં બહાર પડયાં; પણ પ્રથમ પંક્તિનાં તો શું, કેવળ ઉલ્લેખનું કે ટુંકી ચર્ચાનું માન સુદ્ધાં જેને રાજીખુશીથી અપાય તેવાં ભાગ્યેજ પાંચ મને જડે છે. એ સર્વ વીશે હવે અબ્બે અક્ષર.

બહુરૂપી આકારની ને બહુરંગી પુંઠાંવાળી જે ચોપડીઓ, તાલીમ પામેલા સૈનિકની અદાથી અહીં મારી સામે ગોઠવાઇને ઉભી છે તેમાંથી સફેદ પુંઠાની એક નાનકડી પાતળી ચોપડી હું એકદમ, કશા પણ સંકોચ વગર, આ વિભાગના શ્રેષ્ઠ પુસ્તક તરીકે ઉપાડી લઉં છું. તેનું નામ 'રાસતરંગિણી'. તમે કહેશો કે કાઠીઆવાડી કવિની એ કૃતિ છે એટલે મેં પક્ષપાતથી તેને આ સ્થાન આપ્યું......ખોટી વાત. મારાં કારણ જુદાં છે. તમે કેવળ કવિતા તરીકે તેની પરીક્ષા કરો, સારા હીંદમાં અદ્વિતીય એવા ગુજરાતી રાસો તરીકે તેની કીંમત કરો, કે તેને આપણા વિશિષ્ટ સ્ત્રીજીવનના મનોહર પ્રતિબિંબ તરીકે વિચારોઃ સર્વે સંજોગોમાં 'રાસતરંગિણી' વર્ષનું શ્રેષ્ઠ અને સૌથી લાક્ષણિક ગુજરાતી પુસ્તક રહે છે.

ત્યાર પછી હું રા. રમણલાલ વસંતલાલ દેસાઇના પ્રથમ પ્રયાસ 'સંયુક્તા' નાટકને મૂકું છું. વસ્તુ અને પાત્રાલેખનમાં હજુ કર્તાનો હાથ બરાબર બેઠો નથી, પણ તેનાં સ્વાભાવિક સંભાષણો અને રમ્ય સ્વયંભૂ કવિત્વ, ભાષાંતરોના ભાર નીચે કચરાતા આ જમાનામાં બેશક સત્કારપાત્ર છે. બીજાં બે નાટક 'ઉગતી જુવાની' અને 'પ્રેમકુંજ', રા. ઠાકોરની કૃતિને કદાચ વર્ષની સૌથી વધુ ચર્ચાયલી, અને રા. નાનાલાલના નાટકને કર્તાની (આગલા વર્ષનું 'રાજર્ષિ ભરત' બાજુએ મુકતાં) સૌથી નિરાશાજનક કૃતિ કહી શકાય. એ બંને કવિઓ, કલાપી, રા. નરસિંહરાવ તથા 'કાન્ત'ના અને બીજા લેખકોના સંવાદોનો એક સંગ્રહ વર્ષના ઉત્તરાર્ધમાં રા. જીવનલાલ અમરશીએ પ્રગટ કર્યો છે, તેથી આપણા સંવાદસાહિત્યની ખુબી ખામીઓનો સમગ્ર દૃષ્ટિએ વિચાર કરવાનું સુગમ પડે તેમ છે. એજ પ્રકાશકે બહાર પાડેલા 'પૂર્વાલાપ'થી આપણા જુજ શિષ્ટ સાહિત્યમાં સંગીન ઉમેરો થયો છે.

સૌ. ભાનુમતી ત્રિવેદીની વાર્તા 'જશોમતિ,' તેમજ રા. ગોવિંદભાઇ પટેલનું 'સંવાદગુચ્છ' પણ આ વર્ગનાં સારાં પુસ્તકોમાં ગણાવી શકાય તેમ છે.

પ્રાંતના સાહિત્ય પર પડોશી પરદેશ અને પરપ્રાંતોની ભારીમાં ભારી અસર બતાવનારું સરળ સાધન ભાષાંતરોનો વિસ્તાર છે. વરસના મૌલિક ગ્રંથો આપણે જ ગણ્યા એથી બેવડી સંખ્યા એજ સમય દરમીઆન નોંધવાજોગ ભાષાંતરોની છે. આમાનાં પાંચ બંગાળી પરથી (ટાગોરના 'નૈવેદ્ય' ને 'ગાર્ડનર'નું 'કુસુમવાડીનો માળી' નામથી; આગળ નોંધેલા નાટક ઉપરાંત દ્વિજેંદ્રલાલનું 'સીતા' 'શરતબાબુની વાતો'; અને બીજા લેખકોના 'સુજાતા' અને 'વસંતલીલા'), બે સંસ્કૃત ('સ્વપ્નની સુંદરી' તથા 'પ્રધાનની પ્રતિજ્ઞા'), બે મરાઠી ('સત્યભામા' તથા 'મહિમ્નપ્રતાપ' એ નાટકો), બે અંગ્રેજી ('લાઇટ ઓફ એશીઆ'ને આધારે 'સિદ્ધાર્થ સંન્યાસ' તથા 'સોનેરી ખંજર') અને એક ઉર્દુ (મૌ. મહમદઅલીનાં કાવ્યો) પરથી—એ પ્રમાણે છે. તમે જોઇ શકશો કે આમ ને આમ ચાલુ રહે તો બીજાં પાંચ વર્ષમાં સમ્રાટ્ બંગાળા કે મહારાષ્ટ્રના મંડલેશ્વર કે દંડનાયક તરીકેજ જીવવાનું માન ગુર્જર સાહિત્ય ધરાવી શકે. પણ સદ્ભાગ્યે આપણે ત્યાં સબળ, જીવંત અને પ્રાંતના સ્વતંત્ર પ્રતિનિધિરૂપ એવા સાહિત્યપ્રવાહો વહેવા લાગ્યા છે. તેમજ, ભાષાંતરના નામમાત્રથી ભડકવાનો સિદ્ધાંત તો હું પણ બાંધતો નથી. રા. કેશવલાલ ધ્રુવના નાટકોની નવી આવૃત્તિ, રા. મહાદેવભાઇએ ઉતારેલી શરતબાબુની વાર્તાઓ, કે મુડીમજુરીના ગૂઢ પ્રશ્નને વાર્તારૂપે ચર્ચવા કોશીશ કરતું 'સોનેરી ખંજર': આ સવ વધુઓછે અંશે કલાત્મક અને ભાવનાપોષક કૃતિઓજ છે.

પ્રાચીન સાહિત્યનું સંશોધન સામાન્ય વાચકો કરતાં પંડિતોને વધારે પ્રિય હોય છે અને તેથી, ગયા પચીસત્રીસ વર્ષના પ્રમાણમાં અત્યારે એ વિકટ ક્ષેત્ર અણખેડ્યું જેવું પડ્યું છે. તોપણ, આપણા અવલોકનનો એ સમયવિભાગ છેક વંધ્ય નથી રહ્યો. સ્વ. વિજયધર્મસૂરિજીએ તથા મુનિશ્રી વિદ્યાવિજયજીએ તૈયાર કરેલા 'ઐતિહાસિક રાસસંગ્રહ', 'પ્રાચીન તીર્થમાળા' તેમજ બીજા શોધકોમાંના 'જૈનકથાસંગ્રહ' 'મંગલમાળા.' અને 'તીર્થંકરચરિત' એ જૈન ગ્રંથો ભાષાવિકાસના અભ્યાસીઓએ, જૈનોના ગર્વ સાહિત્યની ખાતર, ખાસ જોવા જેવા છે. ઉપરાંત, રા. છગનલાલ રાવળે સંશોધેલા કેટલાક જુનાં કાવ્યો 'પ્રાચીન કાવ્યસુધા' નામથી બે નાનકડાં સુંદર પુસ્તકરૂપે શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી તરફથી પ્રગટ થયાં છે, અને આદ્યુનાતનિક

શૌર્યવાર્તાઓના સમૃદ્ધ 'સૌરાષ્ટ્રની રસધાર' ને સ્વ. આશારામ શાહકૃત 'કહેવતસંગ્રહ' તથા ફોર્બ્સ સભાવાળા હસ્તલેખોની નામાવલિને પણ આ વર્ગમાંજ ગણાવી લેવાં ઉચિત છે.

સર્જનાત્મક સાહિત્યનું લક્ષણ છે કે તે બહુ ભાગે સમકાલીન જીવનના તરંગો અને યુગબળોને આધીન રહે છે: અને આપણા દેશમાં અત્યારે એવા તરંગો ને બળો ઝીલનાર સાધન માસિકપત્રો છે, એટલે વરસની કેટલીક સૌથી ઉત્તમ કૃતિઓ ઉપલી આલોચનામાં આવી શકી નથી. પણ તમ સરખા ઉત્સાહી અભ્યાસીને આ વાત તો તુરત સમજાશે કે ગયા શાસ્ત્રીય યુગના કેટલાક મોટા ગ્રંથો નવલરામના 'શાળાપત્ર'માં તેમજ 'સુદર્શન,' 'જ્ઞાનસુધા', 'વસંત' ને ત્રિમાસિક 'સમાલોચક'માં કટકે કટકે પ્રસિદ્ધ થએલા, તેવીજ રીતે આ ચાલુ યુગની કેટલીક સર્વોત્તમ કૃતિઓ ૧૯૭૮ માં આપણાં 'રંગભૂમિ', 'નવચેતન' 'ગુજરાત' ને કોઇકોઇ વાર 'સાહિત્ય' કે 'યુગધર્મ' માં નવલકથા કે નવલિકા, રસાત્મક નિબંધો, રસવિવેચનો કે ચારિત્ર્યનાં આલેખનરૂપે દેખા દેતી રહે છે. પણ એ પ્રકારોના ઉલ્લેખમાત્રથી હાલ સંતોષ માનશું.

૩

મારા છેલ્લા પત્રનો ઉત્તર નથી. તમને કદાચ તેમાં કૈં નહીં ગમ્યું હોય એટલે રુશણાં લીધાં હશે: કે પછી બધુંજ એટલું બધું ગમ્યું હશે કે એ આનંદસમાધિ હજી છુટી નહીં હોય. જે હોય તે. મારે તો સુખ-દુઃખ ને જયાજય સરખાં ગણીને સ્થિર ચિત્તે કર્માભિમુખ રહેજ છુટકો. એટલે આજે આખા વર્ષનાં સાહિત્યવિવેચન, જીવનચરિત્ર ને બીજાં પ્રકીર્ણ પુસ્તકોનો તમને પક્ષીની ચપળતાથી પરિચય કરાવી દઉં.

'ગુજરાતી શૈલી અને લેખનપદ્ધતિ' રા. હોડીવાળા નામે પારસી લેખકનો પ્રયાસ છે. તેમાં વિષય માગી લે છે તેવી સૂક્ષ્મ દૃષ્ટિ કરતાં એકત્રિત સાધનોનો શ્રમપૂર્વક કરેલો સદુપયોગ વધારે છે, પણ શૈલી સંબંધી આપણા પ્રથમ પુસ્તક તરીકે એ આવકારપાત્ર છે. વિવેચનનું બીજું અગત્યનું પુસ્તક 'રણજીતરામના નિબંધો' છે. તેમાં બીજરૂપે કર્તાનું સાહિત્યને કેટલુંક સૌથી સુંદર અર્પણ છે, જે સૂચવે છે કે તેઓ જીવ્યા હોત તો રમણભાઇ પછીના અગ્રતમ વિવેચક પોતે થઇ શક્યા હોત. 'ખોટાદકરનાં કાવ્યો' નામનું અવલોકન અને અલંકારશાસ્ત્ર ચર્ચતી 'નવવલ્લરી' એ બંને પ્રારંભિક લેખકોનાં લખાણ છે. વર્નાક્યુલર સોસાયટીએ પ્રગટ કરેલા રા. કૃષ્ણલાલ ઝવેરીકૃત 'ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો' એ એમના જાણીતા અંગ્રેજી પુસ્તક પરથી, અને કેટલીક રીતે ઘણું ઉપયોગી, છે.

ગુજરાતીમાં તો હજી કલાવિવેચન કોણ ને શી રીતે કરે? પણ અવનીંદ્રનાથ ઠાકુરનું 'ભારતશિલ્પ' નવસારીના એક ઉત્સાહી પ્રકાશકે ગુજરાતીમાં કરાવ્યું છે. તેમાં પાશ્ચાત્યોની હીંદ પ્રતિની કલાસેવાને થએલા અન્યાય તરફ તમે આંખમીચામણાં કરી શકો તો એ કલાસ્વામીનું દૃષ્ટિબિંદુ વિચારપ્રેરક ને લખાવટ ઘણી આકર્ષક છે.

એક વાર આપણે તીખી તમતમતી ચર્ચા કરેલી તે સાંભરે છે? તમે કહ્યું, "ધર્મનીતિ ને ચરિત્રોનું સાહિત્ય સૌથી ઉંચું કેમકે તેથી પ્રજાનો ઉદ્ધાર થાય છે." મેં કહ્યું, "ના, ખરું સાહિત્ય તે રસસાહિત્યજ; કેમકે તેમાં પ્રજાની સંસ્કૃતિ, ભાવનાઓ ને આશાઓનું ઉજ્જવલ પ્રતિબિંબ પડે છે." અને આ વાતને મેં

વિશ્વસાહિત્યમાંથી દાખલાદલીલ ને આંકડાઓ સહિત એક મહાસત્ય તરીકે પુરવાર કરી બતાવેલી.

આજે તમને એ વાતનું સ્મરણ આપું છું તે ફરી એક વાર તમને ખોટા ઠરાવવાનો લહાવો લેવા માટે. કારણ કે આપણે અવલોકવાનું ધર્મચિંતન, નીતિબોધ ને જીવનચરિત્રોનું સાહિત્ય એટલું સચેતન નથી કે ચિરંજીવ નીવડે, તેમ એટલું પ્રભાવશાળી નથી કે એક યુગ પર પણ ઊંડી કે વ્યાપક અસર કરે.

સ્વાભાવિક રીતેજ, ગાંધીજીનાં અનેક જીવનચરિત્રો લખાયાં છે પણ એ વિભૂતિના વર્ચસને ઝીલી શકે તેવો ચરિત્રકાર હજુ હવે જન્મવાનો છે એમ લાગ્યા વિના રહેતું નથી 'સસ્તુ સાહિત્યે' એમને વીશે લખાવેલા કેવળ અહોભાવયુક્ત ગ્રંથ ઉપરાંત 'બ્યબક-સ્મારક ગ્રંથમાળા'ની 'હીંદના હીરા'માં એમનું સંક્ષિપ્ત જીવનવૃત્ત, સામાન્ય વાચકને આકર્ષે તેવી ભાષામાં, દેશબંધુ આદિના જીવનવૃત્તોની સાથે આપવામાં આવ્યું છે. આ શીવાય નોંધવા જેવું કામ 'અવતારલીલા ગ્રંથમાળા'ના પ્રયોજકોએ રામ, કૃષ્ણ, બુદ્ધ, ખ્રિસ્ત, મહાવીર અને સહજાનંદના જીવન ને સંદેશ વીશે લખાવેલા સ્વાધ્યાયો (studies)માં નજરે પડે છે. તે દરેક હું વાંચી શક્યો નથી પણ પહેલા વણુઆર વાંચતા મને તે અમોઘ પ્રેરણાનાં ઝરણ કરતાં માહીતીના ભેગુ ભરતના જેવા વધુ લાગ્યા પણ જે વાર્તીને અતિનાયકને હૃદયાધાર કરી લેવાનું મન થાય એવાં ચરિત્રો અત્રે દેશકાળમાંજ કેટલાં વિરલ છે!

વિવેકાનંદ પછી ઉચ્ચતર ધર્મના વિષયોમાં કેળવાયેલા હીંદીઓના મન પર ભગવાન અસર ઉપજાવનાર પુરુષ બાબુ અરવિંદ ઘોષ છે. ગુજરાતીઓને પણ તેમના ચંતન અને બોધની લગની લાગ્યાના દૃષ્ટાંત રા. અંબાલાલ પુરાણીએ આપણી ભાષામાં તૈયાર કરેલા એમના 'પૂર્ણયોગ' અને 'ગીતાનિષ્કર્ષ' રૂપે મળે છે. આ શીવાય શિવાજીના ગુરુ સ્વામી રામદાસના 'દાસબોધ'ની ગુજરાતી આવૃત્તિ, તથા કરસનદાસ મુળજીએ લેખોરૂપે અંગ્રેજી પરથી કંઈક નીરસ ભાષામાં તારવેલા 'નીતિવચન'-નો નિર્દેશ કરવો જોઈએ

પ્રકીર્ણ ગ્રંથોમાં, 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' 'હીંદનું રાજ્યબંધારણ' તથા આપણા સાહિત્યમાં કદાચ અદ્વિતીય એવો 'અમદાવાદનો જીવનવિકાસ' અને રા. કેશવપ્રસાદ દેસાઈના ભાષાંતર 'ગૃહજીવનની સુંદરતા' ઉપરાંત હિમાલયના ત્રણ પ્રવાસો બહાર પડ્યા છે. શાસ્ત્રીય વિષયોના ભાષાંતર આપણે હજુ કરવા પડે એ તો સમજી શકાય, પણ તમને નથી લાગતું કે ગુજરાતનું ગૃહજીવન એટલું બધું તો ચેતનહીણું નથી કે એની સુંદરતા જોવાની દૃષ્ટિ પરદેશથી મગાવવાનો વેપાર એ સરવાળે ખોટનોજ વેપાર છે?

નગાધિરાજ હિમાલયનો મોહ કાલિદાસથી માંડીને આજ સુધીમાં કોને નથી લાગ્યો? પરંતુ ત્યાં પણ પ્રવાસીનું વ્યક્તિત્વ કસાય છે બહુ અંશે વર્ણનરૂપ અને માહીતીભર્યાં એવાં સ્વામી હંસ કે કલકત્તાવાળા રા. વ્રજલાલ કામદારનાં પુસ્તકો સાથે રા. કાલેલકરનું ચિંતનયુક્ત, પરમ સંસ્કારી, જનસ્વભાવનાં નિરીક્ષણ ને કુદરતની પ્રેરણાઓ ઝીલતું, ને મધુર, નિકટવર્તી (familiar) શૈલીમાં લખાયલું 'હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા' સરખાવતાં ઉપલી વાત પુરવાર થાય છે.

૪

છેલ્લા પત્ર પછી મેં દેવું પત્યું માનીને નીરાંત વાળી હતી. અને વિષયથી થાકી પણ એટલો ગયો હતો કે કહેવાની વાત નહીં. પણ સાહિત્યના સેવકને આ લોકમાં શાંતિ ક્યારે મળી છે? અને પરલોકમાં સાહિત્ય જેવું કે હશે નહીં એટલે ત્યાં પણ એણે તો વિરહદુઃખમાં ઝુરવાનુંજ.

કાગળ નાંખીને હું ઘેર જતો હતો ત્યાં તમારા નાતભાઇ ને મારા ગુરુભાઇ કિશોરીલાલ મળ્યા. મને જોતાં વાર એમની ટેવ પ્રમાણે "અલ્લો! કેમ છો? શું ચાલે છે?" એમ જડતી લઇ નાંખી. પછી "ક્યાં જાઓ છો?" એમ પુછ્યું. મેં કહ્યુંઃ "સૌ અનંતતામાંથી આવે છે ને અનંતતામાંજ..." એ કહે મશ્કરી ન કરો. એટલે મેં ગયા ત્રણે પત્રોનો સાર તેમને કહ્યો ત્યારે એ મને કહેઃ

"તમે આ જમાનાના લેખક કે પત્રકાર કરતાં કોઇ આગલા જમાનાના પંડિત થવા વધુ લાયક છો."

"કેમ?"

"'કેમ' શું? આખા વરસના સાહિત્યનુ સરવૈઉં કાઢવા બેઠા ને સૌથી મજાની, સૌથી વધુ રસ પડે ને કટકા થાય એવી એવી વાતો લખવી તો તમને સુઝીજ નહીં."

"પણ કહો તો ખરા, શું રહી ગયું?"

"ચર્ચાઓ, ભાષણો, ખાસ અંકો. જેને વહેતું સાહિત્ય કહે છે ને જે ખરેખર વાર્ષિક સાહિત્યના રુધિર સમાન છે તે."

"એવી કઇ ચર્ચાઓ? મને તો ખાસ કૈં સાંભરતી નથી."

"નજ સાંભરે. તમે ગ્રંથો ને પુસ્તકો ને ચોપડીઓજ દેખી શકો છો." પછી સડસડાટ ગણાવવા માંડ્યું. "જુઓ, હું સંભારી આપું. ગુજરાતી સાહિત્યના સેવકોને કોઇ હુંકારવાદીએ ગયા વરસમાં મેચ રમાડેલી ને તેનાં ચુંથણાં મહીનાઓ સુધી એક માસિકમાં ચાલ્યાં હતાં. પછી, 'સ્મરણમુકુર' ને 'રેખાચિત્રો' એ પણ કેટલાય શાંત જીવોની સ્વસ્થતા વીંખેલી."

"ખરું. ને 'પુરંદરપરાજય'! બીચારી સુકન્યા તો સેંકડો વરસ પર થઇ ગઇ પણ તેના સતીત્વને રક્ષવાનું છેક હમણાંજ એના પુણ્યવારસોને સુઝ્યું."

"પછી......ભાષણો થએલાં તે? 'હાલના સાહિત્ય' વીશે રમણભાઇનું મુંબાઇમાં, ઠાકોરનું અમદાવાદમાં 'સરસ્વતીચંદ્રની ફુલગુંથણી' વીશે, એજ શહેરમાં ઉજવાયલી કવિ દયારામની જયંતિનો પ્રસંગ ને વરસની આખરે પ્રેમાનંદ વીશે નાનાલાલના ઉદ્‌ગાર."

"ઓહો, કેટલું બધું રહી ગયું?"

"ના. હજી પુરું નથી થયું. ખાસ અંકો પણ કેટલાક ધ્યાન ખેંચે તેવા હતા. અઠવાડીકો ને માસિકોના રાબેતા મુજબના તેવા અંકો શીવાય 'પ્રજાબંધુ'ની રુપેરી વરસગાંઠનો, 'યુગધર્મ'નો એશીઆ અંક ને કેળવણી અંક ને 'ગુજરાત'નો ભાદ્રપદ વાળો ઉત્સવ-અંકઃ-આટલા વધુ ઓછે અંશે કાયમી અગત્યના ગણાય."

"બરાબર. અને સ્ત્રીઓનું નવું માસિક 'ગુણસુંદરી', વાર્ષિક 'મહિલામિત્ર'; વળી છઠ્ઠી સાહિત્યપરિષદનો લેખસંગ્રહ—"

"હા. પણ એ તો સાતમીનો પગરવ સંભળાવા માંડ્યો ત્યારે......"

એટલામાં એમની ટ્રામ આવી; અને એ દોટ મુકતાંમુકતાં મને સાહેબજી કરીને તેમાં કુદીને ચઢી બેઠા.

# વિદૂષકનો સંતાપ

(એક અંગ્રેજી કાવ્ય ઉપરથી)

લેખક:

રા. મનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર.

રા. ગોરક્ષકર

પયગામ મુજને આવશે
બોલાવવા કે મૃત્યુનો.

ત્યારે આ મમ હૃદયને
સંતોષી જાણું ખરો

અર્પી દીધું મુજ હાસ્યને
દુઃખો ખલકનાં ટાળવા,

હૈયા મહીં છુપાવીને
આંસુ ખરાં મુજ દર્દનાં





# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ.

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... ... મંત્રી: * કર્ણાવતીનો સત્તાધીશ.
શોભ ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

પરમાર ને એભલ તેમાં સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઇ . છે. કાક લડતાં પડયાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભરૂચમાં રેવાપાલ લાટના સ્વાતંત્ર્યનો ઝુંડો ઉડાવે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આંબડ છુપાઈને મંજરીને નીરખે છે. મંજરી રક્ષણ માટે બેનાંની દરકાર ન કરતાં આંબડ વગેરે સાથે નવાગઢમાં જાય છે. નેરો ને સોમેશ્વર અનાજ લેવા ગામમાં જાય છે. પાછા ફરતાં વચમાં ચોકીદારો મળતાં તેમને છેતરી નેરો ને તેની વૈરી અનાજ લઈ આવે છે, ને સોમેશ્વર નદીમાં ઝંપલાવે છે. મંજરી આંબડ પાસે શસ્ત્રવિદ્યા શીખે છે. એક સાંજે પ્રણયી આંબડ મંજરી સાથે કાકના ભવિષ્યનો વિચાર કરે છે. બીજી બાજુ રાજા જયસિંહદેવ યુદ્ધની તૈયારી કરે છે.

( હવે આગળ વાંચો )

# પ્રકરણ ૯ મું

## પ્રણયીની છુપી વાતો

થોડાક દહાડા વંથળીમાં ભારે ચળવળ ચાલી રહી. એક મધરાતે પરશુરામની પુત્રી સમર્થ બારી ઉઘાડી ડોકીઆં કરતી હતી. તેને લાગતું હતું કે આખી દુનીઆનું ચક્ર ખસી ગયું છે. તેના બાપનું ચિત્ત ઠેકાણે નહોતું, અને તેથી તે આખો દહાડો બહાર રહેતા. રાજાને કોણ જાણે કેમ ધમપછાડા કરવાનું સુઝતું હતું. લીલાબા તો વિકરાલ જગદંબા જેવાં લાગતાં હતાં. પ્રેમકુંવર–સમર્થ બબડી–'પેલી પેમલી'–ગાંડી થઇ ગઇ હતી, કેમકે તેના 'મહેતા'ને ઘોડે ચઢી મેંદરડે જવું પડયું હતું. ને વાહડ મહેતા તો જાણે પાતાલમાં પેસી ગયા હોય એમ દેખાતાજ નહોતા. બહારથી બધા શાંત હોવાનો ડોળ કરતા હતા, પણ અંદરથી કૈં દોડાદોડ કરી રહ્યા હતા. એક ઘેરા માટે આટલું ગાંડપણ કેમ આવતું હશે તે તેને સમજાયું નહીં; અને આટલું દુઃખ કોઇને પણ પડયું હોય એમ સમર્થની જાણમાં નહોતું.

કોઇ કોઇ દહાડો આ બારી આગળ વાહડ મહેતો આવતો. 'હવે આવતોજ નથી' સજલ નયને સમર્થે વિચાર કર્યો. પેલો કાક પકડાયો નહીં, ને વાહડ મહેતાનો દાદો મંત્રી નહોતો–એટલે તેના ઘડેલા ઘાટ તો બધા નકામા પડયા. ને હવે એનું ને એના વાહડ મહેતાનું શું થશે?–તેણે વીમાસણ કરી પુછ્યું.

જવાબમાં કોઇનો પગરવ સંભળાયો. જો આ પગલાં વાહડનાં નીકળે તો, તેણે શાસનદેવી પદ્માવતીને ઘાટડી ચઢાવવાની બાધા લીધી. તેણે અંધારામાં તાકીતાકીને જોયા કર્યું ને નવપદનો જાપ કર્યો.

તેની બાધા ને જાપ ફળ્યાં. તરત વાહડ મહેતાનો અવાજ આવ્યો: "સમર્થ!"

"ઓ" કહી સમર્થ બારીએથી અડધી બહાર લટકી, "મેં બાધા લીધી એટલે તમે તરત આવ્યા."

"ધીમેથી બોલ."

"કેમ?" ધીમે સાદે સમર્થે કહ્યું.

"હું એક ખુશખબર કહેવા આવ્યો છુ." કવિહૃદયે ઉમળકો ખાલી કર્યો

"શું? કહી દો–કહી દો–કહી દો—"

"અરે તું ધીમે બોલ, નહીં તો આખો ગઢ દોડતો આવશે."

"હાય, મુઉં બોલાઇ જાય છે શું છે?"

"કોઇને કહેતો નહીં."

"તમે તો મને મુરખીજ ધારો છો" હોઠ પર હોઠ ચઢાવી સમર્થે કહ્યું

"જો. હું એક ખબર લઇ આવ્યો છુ. અને તેથી આપણું પરણવાનું નક્કી થશે" હોંસથી વાગ્ભટે કહ્યું

"શું કહો છો!"

"અરે ધીમેથી મને ખબર મળી છે કે કાકભટ જીવે છે."

"બોગ એના.—"

"સાંભળ. એને પકડી રા'ના મહેલમા રાખવામાં આવ્યો છે."

"ખોટી વાત." સમર્થે કહ્યું.

"અરે હું કાનોકાન સાંભળી આવ્યો. હું જુનાગઢ મારા બાપ સાથે ગયો હતો. ત્યાં સાંભળ્યું કે એને વાગ્યું છે બહુ પણ એંગાર તેને મહેલમાં રાખી ચાકરી કરે છે હવે એને હું છોડવી આવું કે પછી—"

"કે પછી બાપા મને તમારી સાથે પરણાવી દે ખરી વાત."

"અરે ધીમેથી—" કચવાઇને વાહડે કહ્યું

"અરે હા! ધીમેથી—" ચીડાઇને સમર્થ બોલી, "અત્યાર ધરીને મેં તો ધીમેજ બોલ્યા કર્યું છે."

"હવે હું જાઉં છું." વાહડે કહ્યું "તું નીસરતે ઉઘડજે."

"મહેતા—ઓ મહેતા!"

"કેમ?"

"મને હવે સમજણ પડી."

"શી?"

"મારા બાપા મને કેમ પરણાવતા નથી તે—"

"કેમ?" જરાક ચિંતાતુર મુખે વાહડે કહ્યું.

"આપણે કે બાધા લેતાં નથી તેમાં."

"અરે શું કહે છે? તું કહે તે બાધા લઉં તારા વગર મારું જીવન સુકાઇ જાય છે" ભાવભીના વાહડે કહ્યું, "અઘરામાં અઘરી બાધા લઉં–તું કહે તો"

"ઠીક, એક કામ કરો કોઇ તીર્થનો ઉદ્ધાર કરવાની બાધા લો" જરાક વિચાર કરી સમર્થે કહ્યું.

"હું તો અડસઠતીરથનો ઉદ્ધાર કરું—"

"હાય–હાય–એટલું બધું નહીં—"

"ત્યારે?"

"એક બસ છે."

વાહડ આ ભોળી છોકરી તરફ પ્રશંસાપૂર્ણ નજરે જોઇ રહ્યો તેના હૃદયમાં પ્રણયસંગીત જોરથી ગાજ્યું.

"વારુ. સમય! તું મળે તો હું શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરાવું—થયું." ગંભીર અવાજે વાહડે કહ્યું એનું તેજસ્વી મુખ દીપી રહ્યું.

સમર્થ સંતોષાઇ. "મહેતા! હવે મારું જોડકણું બેમણે."

"શું?"

"વાહડ મહેતે વાળ્યો દાટ કે કાકભટ છોડાવ્યો રે—"

"ઉંહ" કરી હસતોહસતો વાહડ કલ્પનાના ઘોડા પર સ્વાર થઇ વિહાર કરતોકરતો ત્યાંથી ગયો.



"આ!" કહી સમર્થ અટકી લટકી

સમર્થના હરખનો પાર રહ્યો નહીં. તેને લાગ્યું કે વાહડ જરૂર કાકને છોડવશે ને પછી તેનો બાપ તેને વાહડ જોડે પરણાવશે. ને પછી બંને શત્રુંજય બંધાવશે. તેના નાનકડા હૈયા માટે આ વાત ઘણી મોટી થઇ પડી. તેને લાગ્યું કે અત્યારે આખા રાજગઢે ઉઠીને નાચવા મંડી જવું જોઇએ. કાકભટ જીવે છે તે તેના વાહડે શોધી કાઢ્યું! શી ખુબી! પણ એ ખુબી જોનાર, જાણનાર કોણ? તે એકદમ ઉઠી. જરા હસી ને કૂદતી

પ્રેમકુંવરને અત્યારે રાજ્યકારભાર ઉપર એકદમ તિરસ્કાર આવ્યો હતો. અત્યારે તેના મહેતાને મેંદરડે મોકલાવ્યા. કે વાત છે! તેની કૈં કૈં ઊર્મિઓ અણકહી રહી જતી હતી. એટલામાં કોઇએ કડું ખખડાવ્યું. પહેલાં તો તેનું હૈયું ધડકી ઉઠ્યું. કોણ તેના 'મહેતા' આવ્યા? તેણે નીસાસો મુકી બારણું ઉઘાડ્યું, ને એકદમ તેને સમર્થ વળગી પડી. પતિની વાટ જોતી પ્રેમકુંવરને સમર્થની બાથથી કમકમાં આવ્યાં. તેણે એકદમ બાથ છોડવી ને મનમાં બબડીઃ "આ ચીબાવલી અત્યારે ક્યાંથી?"

"પ્રેમુબા! પ્રેમુબા!" સમર્થ પ્રેમકુંવરને ખભે માથું મુકી હરખના ધ્રુસકા લેવા લાગી. "મારું લગ્ન નક્કી થયું."

"કોની સાથે?" તિરસ્કારથી પ્રેમકુંવરે પુછ્યું. પોતાના લગ્ન શીવાય બીજા કોઇના લગ્નને આટલી શા સારુ મહત્તા અપાતી હશે તે તેને સમજાતું નહોતું.

"વાહડ મહેતા. તે કાકભટને છોડાવી લાવવાના છે."

"કાકભટ!" ચકોર નાગરણે કાન સરવા

"સુઈ જા જાઈને, ગાંડી થઈ જઈશ" કહી બીજાજમાં પ્રેમકુંવર સમર્થને તરછોડી ત્યાંથી ચાલી.

"પણ કોઈને કહેતી નહીં, મારા સમ"

"તારા સમ" કહી પ્રેમકુંવર અદૃશ્ય થઈ ગઈ, અને આ અસહૃદય મિત્ર તરફ મુંગો તિરસ્કાર બતાવતો સમર્થ ચાલી ગયો.

સોનાના ખંડમાં લીલાદેવી હોઠ પીસી આમતેમ ફરતી હતી. તેની આંખમાં ઊંઘ નહોતી. તેના હૃદયમાં ઉદ્વેગ પેઠો હતો. તેને ખાત્રી થઈ ગઈ હતી કે કાક મરી ગયો. તેને નમાવનાર, લાટની મહત્તાનો પ્રતિનિધિ, તેની મહત્વાકાંક્ષાને ઉત્તેજનાર વીર અત્યારે કોઈ ખીણમાં મરેલો પડ્યો હશે. કુત્તાં - વગેરે તેનું માંસ ચુંથતાં હશે. ભૃગુકચ્છમાં તેની સ્ત્રી આશાભર્યે હૈયે વાટ જોતી હશે. તેના શાંત ને કઠોર હૃદયમાં પણ મંજરી માટે બે હેતના શબ્દો આવ્યા.

ખંડમાં એક નાનો દીવો બળતો હતો. એકદમ બારણું ઉઘડ્યું ને પ્રેમકુંવર આવી.

રાણીએ દેખીતી શાંતિથી એની સામે જોયું. રાણીનું સખ્ત ને સુનું મોં જોઈ પ્રેમકુંવર જરા ખંચાઈને ઉભી.

"બા, એક સારી ખબર લાવી છું"

રાણીને અત્યારે ટીખળ પસંદ પડે એમ નહોતું. તેણે સખ્તાઈથી પુછ્યું: "શું છે?"

"કાકભટ્ટ જીવે છે" પ્રેમકુંવરે એકદમ કહ્યું.

લીલાદેવી કુદી. "શું કહે છે!"

"સાચું. જુનાગઢમાં રા' ના મહેલમાં છે. મોંઢા મઝા છે."

રાણીના કપાળની નસો તંગ આવી. "કોણે કહ્યું?"

"સમર્થે."

રાણી નિરાશ થઈ "એ ક્યાંથી જાણે?"

"વાહડ મહેતાએ એને કહ્યું."

"વાહડ!" લીલાદેવીએ અધીરાઈથી પુછ્યું: "એ ક્યાંથી જાણે!"

"એ જુનાગઢમાં કાકને મળી આવ્યો."

"એમ જુનાગઢ રસ્તામાં પડ્યું છે કે વાહડ જઈ આવ્યો? ચાલ એની નકામી ગપ્પો ચલાવતી! જા, જઈને સુઈ જા." તિરસ્કારથી રાણીએ કહ્યું. "સવારે વાત"

પ્રેમકુંવર માનભંગ થઈ તેણે નાકનું ટેરવું ચઢાવ્યું ને ત્યાંથી ચાલી ગઈ. "હું



અવાજ આવ્યો "સમર્થ!"

" મનમાં તે બબડી, " એ તો સોલંકીને પાલવે પડી છે તે બધું પરવડે છે."

લીલાદેવીની અધીરાઇ વધી. આ ખબર ખરી હશે કે કેમ તેની ધડભાંગ શરુ થઇ. તેને કૈં સુઝયું નહીં. તેના અકળામણનો પાર ન રહ્યો. આખરે તેને એક રસ્તો સુઝયો ને મંગીને બોલાવી:

" મંગી! જોઇ આવ મહારાજ શું કરે છે. કહી આવ કે મારે એક જરુરને કામે મળવું છે."

" આવડી રાતે ?"

" તને કેવડીએક પડે છે?" શાંતિથી રાણીએ પુછ્યું.

મંગી એકદમ ગઇ અને થોડી વારે પાછી આવી.

" બા! બા! મહારાજ આવ્યા." જયસિંહ-દેવ ઉત્સાહથી ડગ ભરતા આવ્યા. તેમની આંખો અધીરાઇથી ચમકતી હતી.

" મેં ઉંઘમાંથી તો નથી ઉઠાડયા ?" રાણીએ હસીને પુછ્યું.

" નારે, હું હમણાંજ એક ભાંજગડ ચુકવી આવ્યો. કેમ શું છે?" તે રાણીના ખોળા પર હાથ મુકી બેઠા.

" મને એક ખબર મળી છે."

" શી ?"

" કાક જીવે છે, ને રા' નાં મહેલમાં છે."

રાજાએ આંખો પહોળી કરી " કોણ ગપ્પું લાવ્યું. ?"

" તે કહું. પણ એ ગપ્પું છે કે નહીં તે તમે શોધી કાઢો. શોભની વહુ પ્રેમકુંવર વાત લઇ આવી."

" તે કયાંથી લાવી ?"

" તેને સમર્થે કહી, ને તેને વાહડે કહી. વાહડ તેને જુનાગઢમાં મળ્યો એમ કહેવાય છે. એ કેમ બને ?"

રાજા ખડખડ હસી પડયા. "એ વાહડ કવિ તે કવિજ રહ્યો. ત્યારે વાત ખરી. વાહડ એના બાપ જોડે હમણાંજ સમાધાન કરવા જુનાગઢ જઇ આવ્યો. હું ઉદા મહેતા જોડે હમણાં એજ વાત કરતો હતો."

" સમાધાન!" લીલાદેવીના હૈયામાં હોળી સળગી.

" એ તો એ ફાંફાં મારે છે. રા' એ ધસીને ના પાડી. પણ ત્યારે તમારી વાત ખરી. વાહડને કૈં પત્તો મળ્યો હશે."

" ચોક્કસ તપાસ કરો."

" હમણાંજ. મંગી! જા વાહડને બોલાવ." મહારાજે હુકમ કર્યો.

[ વધુ માટે જુઓ છેવટનાં પાનાં ]

પત્ની સ્વ. પતિભીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# ચારુલતા

લેખક

રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક
એમ. એ.

ચિત્રકાર

**શ્રીમાન્ પુરુષોત્તમ**

મહાબળેશ્વરનો 'લક્ષ્મીવિલાસ' બંગલો 'વેન્ના' સરોવરને કાંઠે ઉન્નત ગિરિપ્રદેશોમાં, કુદરતની સાથે મનોહર મસ્ત કુકડી રમે છે. કુદરત અને કલાનું એ લાડીલું જીવન પ્રભુની અનેરી લીલા માણતું હતું એ શોભા એક નિવાસની રચના મોહક હતી. અને એની આસપાસનો બગીચો, ગલીઆળો બાગ રસિક માળીએ પોતાની કલાના પ્રદર્શન રૂપે ખીલવ્યો હતો. અનેક કુંજોના ધામમાં એ ઉત્તમ કુંજ-ભુવન, દૂરદૂરના સરોવરના સામા કાંઠેથી નીહાળતાં, અર્ધચંદ્રાકારે એવું તો સુંદર શોભતું કે જોનારનું મન મોહ પામતું. તેમાં વળી, આજ શુક્રવાર ને વૈશાખ માસની સ્વચ્છ પૂર્ણિમા હોવાથી, એ શ્રીનિવાસનું સૌંદર્ય એવું તો અદ્ભુત લાગતું કે કોઈ સૌંદર્યપૂજક એમજ માને કે આજ સુધાકરની સાથે આ નિવાસ કોઈ દૈવી રમત રમે છે અને પીયૂષનું હાસ્ય હસે છે.

આ 'લક્ષ્મીવિલાસ'માં એક બાજુના શયનગૃહની બારીએ, અંગુલિ અધરે અડાડીને, ચંદ્ર સામે ટીકાટીકીને જોતી ચારુલતા વિચારસાગરમાં ડૂબી ગઈ છે. રાત્રિના દશ વાગી ગયા છે અને ધીરેધીરે બધું કુટુંબ-મંડળ પોઢવાની તૈયારીમાં છે. સાથેના ખંડમાં ચારુલતાની બહેનોની નણંદી તથા નવયૌવનવતી દેરાણી, ઠઠ્ઠામશ્કરી સાથે પાના રમવામાં મશગુલ બન્યાં છે. વચલા દીવાનખાનામાં પુરુષમંડળ, આજ જમખાનામાં ચર્ચાયેલી વિગતો ઉપર, અહંકારયુક્ત અસંબદ્ધ વાતો કરે છે—ખાસ કરીને એ વિષય ચર્ચાય છે કે, ગવર્નર સાહેબ આજ-કાલમાં વાઘનો શીકાર કરશે કે પછી 'ફ્રોઇટ ફેરા ખાધા' જેવી હાસીપાત્ર સ્થિતિ થશે! બીજી બાજુના ઉપલા ખંડમાં એક નવયૌવના હાર્મોનીઅમ વગાડી પોતાનું રસિક દીલ રીઝવી રહી છે. પણ આપણી નિયોગી

નાયિકાને આ કલ્લોલ સાથે કશોજ સંબંધ નથી; એને કૈંજ ચેન પડતું નથી. નાની નલિની પોતાના પલંગમાં ભરઉંઘમાં પડી છે તેમાં પણ એનું ચિત્ત નથી. એનું ચિત્ત આ બંગલામાં, બાગમાં વિધુલક્ષ્મીમાં કે સુપ્રભ કુદરતમાં પણ નથી; ત્યારે કોઇ કહેશો એ શા વિચાર કરતી હતી?

"આજ આખો 'લક્ષ્મીવિલાસ' ભડકે બળે છે. ગયે વર્ષે પણ હું એકલી મહાબળેશ્વર આવેલી, અને કદાચ કુમાર આવશે એવી આશામાં દિવસો ગણતી હતી; ત્યારે પણ કુદરતનું ભર્યું સૌંદર્ય મને નીરસ લાગતું, અને વનવનના મહેલ પ્રીતમ વીણ સુના લાગતા. પણ ત્યારે મારી આશાવેલડી સજીવન હતી. હું ધારતી હતી કે એ થોડા દિવસ તો આવશે. પોતે ઘણા કાર્યમાં વ્યગ્ર હતા છતાં, મારા આગ્રહથી છેલ્લા ત્રણ દિવસ આવી પણ ગયા હતા ને? એ મનહર બહુ ચપળ અને સાહિત્યવિલાસી લાગતી, પણ આવી કારસ્તાની અને જાદુઇ ભુરકીવાળી નીવડશે એવું કોણે ધારેલું? કુમાર ઉદાર, રસિક ને ભાવનાશાલી છે ને એમનો પ્રેમ કદી ખુટશે નહીં એમ હું માનતી; પણ પ્રભુને શું એ ગમ્યું કે ગઇ સાલ ઉનાળા પછી હું મુંબાઇ પાછી ફરી ત્યારથી તેઓ નિરંતર વિશેષ ઉદાસીન રહે છે, ને મારી સાથે કશું પણ બોલતા નથી પણ હમણાં હમણાંના તો તે સાવ બદલાઇ ગયા છે—આખો દિવસ ઘણા કામના મિષે બહાર રહે છે અને રાત્રે પણ 'ભરરાત વીયોગણ હુંય તપું' અને તેઓ પોતાના અભ્યાસખંડમાંજ રહે. આથી મારે હવે તેમનાં દર્શન પણ દોહ્યલાં થયાં. આ વખતે મારે મહાલક્ષ્મીનો બંગલો નહોતો છોડવો, પણ મને ઠીક નહીં રહેતું હોવાથી તબીઅત સુધારવા નિમિત્તે ફરજ પાડી વીદાય કરી; અને ત્યારે બોરીબંદર સ્ટેશને અમને વીદાય કરવા આવેલા ખરા, પણ નાની નલિનીને લુખ્ખા વહાલથી સહેજ રમાડી, ગાડી ઉપડતા પહેલાંજ મારા સામી દૃષ્ટિ સરખી પણ કર્યા વિના ચાલ્યાજ ગયા: ત્યાર બાદ એક મહીનાથી નથી મારી ઉપર કાગળ કે પત્ર!!

"હું બીચારી શું કરું? કયાં જાઉં? મારું દર્દ કોણ સમજશે? આજ સવારનો મારો જીવ એવો બળે છે કે ન પુછો વાત. આજ પૂર્ણિમા! આજ અમારી લગ્નતિથિ! પરણેતરને ઓહ્યે આજ સાયંકાલે સાત વર્ષ વીત્યાં. નલિની પણ ચાર વર્ષની થઇ. એના જન્મ પછી ફક્ત એકજ લગ્નતિથિની રાત્રે તેમણે પેલી સુંદર પંક્તિઓનું મીઠું સ્મરણ કરાવ્યું હતું કેઃ—

'વૈશાખ માસ સુખ શુકલ વળી પધારે
તે ત્રેજ લગ્નતિથિ આપણી આવશે જો!'

અને ત્યારે પ્રેમલગ્નનો ઇતિહાસ સંભારી, દિવ્ય સ્નેહનો કેવો મધુરો સાક્ષાત્કાર કર્યો હતો! પણ હા! ત્યારપછી તો મારી જીવનવેલ સુકાતી-જ ચાલી છે."

વિચારના વમળમાં અશ્રુ સરવા લાગ્યાં; ચારુલતાની વિચારમાળાના નવા મણકા ચાલ્યાઃ—

"હું શું સંભારું ને શું ન સંભારું? મને એમણે પહેલી કયારે જોઇ? આજ સુંદર ગિરિસ્થાનોમાં ને? મારા પિતા માંદા હોવાથી, ઉનાળામાં અમે 'શાંતિસદન' બંગલો ભાડે રાખેલો ત્યારે આ વિશ્વબાગમાં, કૌમારના મીઠા સ્વાતંત્ર્યમાં, સખીમંડળ સાથે ફુલના સુંદર દડા વડે હું સાયંકાળે ઉલ્લાસભરી રમતી હતી— અહો! ત્યારે નવયૌવનના ઉન્માદમાં કૈં મજા હતી! ત્યાં તો એ હસતે વદને, બે વડીલો

સાથે મારા પિતાને જોવા આવ્યા, તેજ ક્ષણે કોણ જાણે એમણે મારામાં શુંએ એવું જોયું કે એમની મીઠી દૃષ્ટિ બધા મખીમંડળમાંથી મારા ઉપરજ ઠરી ગઇ; અને મારી દૃષ્ટિ પણ, પરાણે એમની ઉપર ઠરતાં જડાઇજ ગઇ કે સમજાયું નહીં પણ એ કેવા રતંભી ગયા, અને અમે ક્ષણભર કેવાં પરવશ બની ગયાં હતાં?

"ત્યારપછી આજના જીમખાનાને ઉદ્દેશી, પોતે મળવાનો પ્રબંધ ખોળતા અને હું પણ મળવા કેવી તલસતી હતી! અહો! તે પ્રથમ મિલનનો સાક્ષાત્કાર કદી ભુલાશે?

"નાનાભાઇ તથા નોકર સાથે હું પાસેના 'ચાકરીગ્ પોઇંટ' ઉપર ફરવા ગઇ'તી ત્યાંજ તેઓ આવી ચઢયા; કે મેં પાસે આવી, નીચેની બાજુના રસ્તે મહેજ સાથે ફરવાની તેમણે માગણી કરી. મને પણ તાલાવેલી લાગેલી હોવાથી એકાન્તની આવી અનુકૂળતા જોઇ મેં પણ સ્મિતયુક્ત હા સુચવી. નોકરને નાનાભાઇને રમાડવાનું કહી નીચેથી ફુલ વીણવાના નિમિત્તે હું ગઇ. કુદરતના અભ્ય સુંદર તત્ત્વો નીહાળતા, ધડકતા હૈયાંથી, અમે ધીમે ઝાડીમાંથી પસાર થઇ સહેજ નીચે ઉતર્યાં. કેવું કોમળ બાવે મેં ત્યારે થોડા ફુલ પાળેલાં! ત્યા પછી એક મોટી શિલા ઉપર અમે બેઠાં. અહાહા! તે દિવસના અદ્ભુત સુંદર સૂર્યાસ્ત! એવો અપૂર્વ દેખાવ મેં પછી કદી પણ જોયોજ નથી.

"આ કુદરતના આશ્ચર્યમાં અમે બને મોહી રહ્યા હતાં પણ અમારા હૃદયોમા પણ પ્રેમના પ્રથમ આવિર્ભાવનું એવું અચરજ હતું! થોડી વાર તો કશુંજ બોલી ન શક્યા ને? પછીથી સહેજ ધરડાને અવાજે તેમણે કેટલા મીઠા મૃદુ પ્રશ્નો પુછ્યા, શરમાઇ રહીને મેં કેવા બાલ્યાનુરૂપ જવાબો વાળ્યા! પછીથી તેઓ કેવા વધારે પાસે આવ્યા ને મારા હસ્તની નમ્ર મધુર શબ્દોમા માગણી કરી!—મેં કેવો બીનેબીને હાથ લંબાવ્યો, તેમણે કેવા રસથી તેને ઝીલી લઇ, હૃદયસરસો ચાંપી, સ્નેહદૃષ્ટિ ને રસપાનથી વધાવ્યો; અને અમે ત્યારે સ્નેહ-લગ્નના જેવા રસિક બના કેમ બન લીધા! અને પછી એ સૂર્યાસ્તના સૌંદર્યમા મેલા જેવા અમે કેવા ક્ષણભર પરવશ બન્યાં! અહો! તે ધન્ય ક્ષણોનું પ્રેમપીયૂષ કદીએ ભુલાશે? . . .

'પછીથી બંને કુટુંબની સમ્મતિ હોવાથી અમારાં લગ્ન થયા, અને ત્યારે અષ્ટમંગળ તથા સપ્તપદીના રહસ્યો કેવા રસીલાં લાગેલાં! એ પ્રથમ રાત્રિનું મધુર મિલન જેટલું સુખદ લાગતું તેટલુંજ હવે દુઃખદ બન્યું ને! લગ્ન પછીની પ્રત્યેક રુપેરી રાતડી અમને કેવી રઢીઆળી લાગતી! પ્રત્યેક પૂર્ણિમાએ અમે બાગમા કેવા લગાવતો સભારી નાનકડા ઉત્સવો ઉજવતા! કુંજકુંજે ચશી હતો, અને પ્રત્યેક કુંજે નવા પ્રેમતત્ત્વો વિલસતા. તેમાએ ત્રણ વાની નહાબલેશ્વરની એ પૂર્ણિમાઓ કદી વિસરી વીસરાવાની નથી હો: "ચંદ્ર અને ચાંદનીનો પ્રેમ સનાતન છે તેમ આપણો પણ નિરંતર રહેશે' એમ તેઓ વારંવાર કહેતા ને?

"અહોહો! તે દિવસના કે આનંદ-ઉન્માદ! એકવાર 'કેટ્સ પોઇંટ' થી આવતાં દૂર વાઘની ગર્જનાથી હું કેવી બીની હતી; ત્યારે મને હૃદયસરસી દબાવી કેવી શાન્તિ આપી હતી?...અને આ ભયંકર છતાં સનાતન સુંદર 'મહારણ્ય'' નું પણ અમારા પ્રેમની પ્રતીતિ કરાવે જ ને! એક વાર નીચેની બારીના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૮૩]





લેખક:

ગ. મનહરરામ હરિહરરામ મહેતા
બી. એ., મંત્રી, સાહિત્યસંસદ.





ચિત્રકાર: -

રા. સુંદરરાવ ગોરક્ષકર


(તા. ૧ લી જાનેવારી સન ૧૯૨૭ ને રોજ મરનાર શા. શામજી ભામજીના વીલ યાને વસીઅતનામાના પત્ર યાને વહીવટપત્રને માટે મુંબઇની ન્યાયાધિકારી હાઇકોર્ટમાં અરજી કરવામાં આવેલી તેની સાથે જોડવામાં આવેલા વીલ યાને વસીઅતનામાની નકલ.)

## વીલ યાને વસીઅતનામું

હું શા. શામજી ભામજી મુળ વતની ગામ ખંભાળીઆનો તે હાલ મુંબઇમાં હોળી-ચકલામાં રહું છું. જાતે ભાટીઆ, ઉંમર આશરે વરસ ૭૨ ની, ધંધો વેપાર.

આ દેહ ક્ષણભંગુર છે અને તે ક્યારે પડશે તેની કંઈ ખાત્રી . હાલ મારી ઉંમર ૭૨ વરસની થઇ . . મારી તબીઅત કેટલે-એક વખત થયાં ઠીક ચાલતી નથી. તેથી ન કરે નારાયણ ને મારો દેહ પડે તો ત્યાર પછી મારી મીલકતની વ્યવસ્થા માટે આ મારું છેલ્લું વીલ યાને વસીઅતનામું કરું છું. આ અગાઉ મેં જે કંઈ વીલ કે વસીઅતનામાં કર્યાં હોય તે આ ઉપરથી રદબાતલ છે.

મારા આ વીલના એક્સીક્યુટર યાને ટ્રસ્ટી તરીકે:

૧. મારા કાકાના સાળાના સસરાના ભત્રીજાજમાઇ શા. કાનજી રામજી.

૨. શા. વંદરાવનદાસ ગોવરધનદાસની પેઢીમાં ભાગીદાર શા. પ્રાણજીવનદાસ બાળ-મુકનદાસની પેઢી તેના ભાગીદાર શા. બીજ-વલ્લભદાસ મનમોહનદાસના પેટા ભાગીદાર શા. કુંજબીહારીદાસ વનમાળીદાસ તથા

૩. મારા વકીલ મી., નથ્થુ નપ્પુને નીમું છું.

આ ત્રણ એક્સીક્યુટર યાને ટ્રસ્ટીમાંથી કોઇ પણ પોતાની જગાનું રાજીનામું આપે અગર તેમાંના કોઇની કજાસ્જા થાય

અથવા બીજા કોઈ પણ કારણસર કોઈ પણ ટ્રસ્ટીની જગા ખાલી પડે તો બાકીના બે ટ્રસ્ટીઓએ તે ખાલી જગા પુરવી અને ટ્રસ્ટીઓની સખ્યા ત્રણ કાયમ રાખવી તો તે રદબાતલ છે.

જ્યાં લગણ હું જીવું છું ત્યાં લગણ મારી સઘળી મીલકતનો કુલ મુખત્યાર માલીક હુ છુ અને તેની હુ મારી મરજી પડે તે



ન કરે નારાયણ ને મારો દેહ પડે

છું અને મારો ભાઈ ડા. રામજી આમટે આજ ઘણાં વરસ થયા જુદા થયા છીએ અને મારી મીલકત જે કંઈ છે તે બધી સ્વોપાર્જિત છે એટલે તેમા મારા ભાઈનો કે તેના કોઈ પણ વંશવારસ વગેરેનો કંઈ પણ હક પહોંચતો નથી અને જો કોઈ કરે પ્રમાણે વ્યવસ્થા કરી શકુ એમ છું. પણ ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારી ઉત્તરક્રિયા બાદ મારી મીલકતની વ્યવસ્થા નીચે પ્રમાણે કરવાને મારા ટ્રસ્ટીઓને હુ ફરમાવું છું.

૧. મારી આગલી ત્રણ ધણીઆણીના પેટની કંઈ સંતતિ નથી તેમ હાલમા મારી

ધણીઆણી ચોથી વહુને પેટે પણ કૈં સંતતિ નથી. પણ ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે જો પુત્રસંતતિ હોય તો મારી કજારજા બાદ મારી મીલકતનો કુલ મુખત્યાર માલીક તે છે, અને ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે તે ઉંમરમાં ન આવ્યો હોય તો તે ઉંમરમાં આવતાં મારી સર્વ મીલકત મારા ટ્રસ્ટીઓએ તેને સ્વાધીન કરવી અને મારી સર્વ મીલકતનો પૂર્ણ ઉપયોગ તે મારો પુત્ર કરે સહી.

૨. ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મ[illegible] ધણીઆણી ચોથી વહુને પેટે અથવા [illegible]ન ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યના ધણીઆણીને પેટે એકથી વધારે પુત્રસંતતિ હોય તો મારી કજારજા બાદ મારી મીલકતના કુલ મુખત્યાર માલીક તે છે, અને ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે તે ઉંમરમાં ન આવ્યા હોય તો મારા ટ્રસ્ટીઓએ મારી મીલકતના સરખા હીસ્સા કરવા અને તે જેમજેમ ઉંમરમાં આવતા જાય તેમતેમ દરેક પુત્રને તેનો હીસ્સો સ્વાધીન કરવો.

૩. ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે અથવા ત્યાર પછી મારે એક યા વધારે પુત્રસંતતિ હોય અને તેનાં અથવા તેઓનાં કે તેઓમાંના કોઇનાં લગન કરવાનાં બાકી હોય તો મારા ટ્રસ્ટીઓએ તેનાં અથવા તેઓનાં કે તેઓમાંના જે કોઇનાં લગન કરવાનાં બાકી રહ્યાં હોય તેનાં લગન મારી ઇજ્જત આબરુ પ્રમાણે કરવાં. તેની કે તેઓ પ્રત્યેકની વહુને રુ. ૧૦૦૦૦ અંકે દશ હજારનો દાગીનો ચઢાવવો અને લગ્નપ્રસંગે મારા ગુરુદેવ શ્રી કૃષ્ણચરણરજધૂલિ લાલજી મહારાજના સ્વરૂપની તેમજ શ્રી વહુબેટીજી મહારાજના સ્વરૂપની પધરામણી કરી પ્રત્યેકને રુ. ૧૦૦૧ ની ભેટ કરવી. મારી ભાટીઆની ન્યાતમાં લહાણું કરવું અને તેમાં જરમન સીલવરનું વાસણ શેર ૮ થી ૧૦ સુધીનું આપવું તથા બ્રહ્મભોજન કરાવી પ્રત્યેક બ્રાહ્મણ દીઠ રુ. ૧ દક્ષણામાં આપવો. મારા પ્રત્યેક પુત્રના લગ્નપ્રસંગે રુ. ૫૦૦૦૦ પચાસ હજાર સુધી ખર્ચ કરવાની મારા ટ્રસ્ટીઓને હું આ ઉપરથી સત્તા આપું છું.

૪. ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે એક યા વધારે પુત્રી હોય અને ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે તે અથવા તેઓ કે તેઓમાંની કોઇ કુંવારી હોય તો મારા ટ્રસ્ટીઓએ એવી કુંવારી પુત્રીને સારુ કોઇ સારુ ઠેકાણું જોઇ મારી ઇજ્જત આબરુ પ્રમાણે તેને પરણાવવી અને લગ્નપ્રસંગે તેને કે તેઓ પ્રત્યેકને રુ. ૧૦૦૦૦ અંકે દશ હજારનો દાગીનો ચઢાવવો અને મારા ગુરુ શ્રી કૃષ્ણચરણરજધૂલિ લાલજી મહારાજના સ્વરૂપની તેમજ શ્રી વહુબેટીજી મહારાજના સ્વરૂપની પધરામણી કરી પ્રત્યેકને રુ. ૧૦૦૧ ની ભેટ કરવી. મારી ભાટીઆની ન્યાતમાં લહાણું કરવું અને તેમાં જરમન સીલવરનું વાસણ શેર ૮ થી ૧૦ સુધીનું આપવું તથા બ્રહ્મભોજન કરાવી પ્રત્યેક બ્રાહ્મણ દીઠ રુ. ૧ દક્ષણામાં આપવો. મારી પ્રત્યેક પુત્રીના લગ્નપ્રસંગે રુ. ૫૦૦૦૦ પચાસ હજાર સુધી ખર્ચ કરવાની મારા ટ્રસ્ટીઓને હું આ ઉપરથી સત્તા

આપું છું. તે ઉપરાંત એવી મારી પ્રત્યેક પુત્રીના સીમંત વખતે રૂ ૧૦૦૦૦ દશ હજાર સુધીનો ખર્ચ કરવાની મારા ટ્રસ્ટીઓને આ ઉપરથી હું સત્તા આપું છું આ શીવાય મારી મીલકત ઉપર મારી કોઈ પણ પુત્રીને કે તેનાં આમરીઆને કોઈ પણ પ્રકારનો હક નથી.

૫ ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમા હુ પરણુ તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે સંતતિમા એક યા વધારે પુત્ર તેમજ એક યા વધારે પુત્રી હોય તો પુત્ર સંબધી સર્વ વ્યવસ્થા ઉપર જણાવેલી કલમ ૧-૨-૩ પ્રમાણે કરવી અને પુત્રી સબધી સર્વ વ્યવસ્થા કલમ ૪ પ્રમાણે કરવી

૬. ન કરે નારાયણ ને મારો દેહ પડે ને વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમા હુ પરણુ તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે જો પુત્રસંતતિ હોય તો મારી કન્યાઓ બાદ મારી પુત્રસંતતિની માએ તેની સાથે રહેવુ

૭. પણ ન કરે નારાયણ ને મારો દેહ પડે ને વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમાં હુ પરણુ તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે જો પુત્રસંતતિ ન હોય તો મારા ટ્રસ્ટીઓએ શ્રી જામખભાળીઆમા મારું રહેઠાણનુ ઘર છે તે શીવાય મુબાઇમાંની મારી સર્વ ઇસ્ટેટો, ગાડીઘોડા, દરદાગીનો, જરજરીઆન, રાચરચીલુ, વાસણકુસણ વગેરે સર્વ વેચી નાખવુ, અને ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી જે ધણીઆણી હયાત હોય તેણે સદરહુ શ્રી જામખભાળીઆવાળા મારા રહેણાકના ઘરમાં જઇને રહેવું. મારા ટ્રસ્ટીઓએ તેની પાસે મે આપેલો રૂ ૫૦૦૦ પાચ હજારનો દાગીનો છે તે રહેવા દેવો કારણ મે તે તેની સ્વતંત્ર માલકીનો કરી આપ્યો છે, અને તેના ભરણપોષણ માટે મારા ટ્રસ્ટીઓએ તેને દર માસે રૂ ૨૫ અંકે પચીસ રોકડા તે મારી ઇજ્જત આબરૂ સાચવીને રહે તો તેની હયાતી સુધી આપવા.

૮. ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખત મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમા હું પરણુ તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે પુત્રસંતતિ ન હોય તો મારી મૈયતક્રિયા મારા ભત્રીજા આણંદજી પાસે કરાવવી અને તેને રૂ. ૨૫ આપવા અને મારો ભત્રીજો આણંદજી જો મારી બધી બાર માસની ક્રિયા કરે તો તેને રૂ. ૫૧ આપવા. અગર જો મારો ભત્રીજો મારી મૈયતક્રિયા કે મારી બાર માસની ક્રિયા કરવાની ના પાડે તો મારા ભીત્રાઇમાથી કોઇની પાસે તે ક્રિયા કરાવવી અને તેને ઉપર પ્રમાણેની રકમ આપવી.

૯ ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા અતકાલ વખતે મારા ગુરુદેવ શ્રી કૃષ્ણશરણજ્યુવિ લાલજી મહારાજના સ્વરૂપની તેમજ શ્રી વહુબેટીજી મહારાજના સ્વરૂપની પધરામણી કરવી અને પ્રત્યેકને રૂ ૧૦૦૧ રોકડ હજાર એક ભેટના ધરવા તેમજ ગોદાન આપવુ અને બ્રહ્મભોજન કરાવી પ્રત્યેક બ્રાહ્મણને રૂ. ૧ ની દક્ષણા આપવી. આ બાબતસર રૂ. ૫૦૦૦ પાચ હજાર સુધી ખરચ કરવાની સત્તા મારા ટ્રસ્ટીઓને છે

૧૦. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા અગીઆરમાને દિવસે શ્રી મુંબઇમાં તથા શ્રી જામખંભાળીઆમા તથા શ્રી બેટ

શંખોધારમાં પોખરણા તથા ગુગળી બ્રાહ્મણો-ની થાણસુદ કરવી અને પ્રત્યેક બ્રાહ્મણને રુ. ૧ ની દક્ષણા આપવી.

૧૧. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા બારમાને દિવસે શ્રી મુંબઇમાં તથા શ્રી જામખંભાળીઆમાં તથા શ્રી બેટ શંખોધારમાં પોખરણા તથા ગુગળી બ્રાહ્મણોની થાણસુદ કરવી અને પ્રત્યેક બ્રાહ્મણને રુ. ૧ ની દક્ષણા આપવી.

૧૨. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા દરેક માસીસાને દિવસે શ્રી મુંબઇમાં તથા શ્રી જામ ખંભાળીઆમાં તથા શ્રી બેટ શંખોધારમાં પોખરણા તથા ગુગળી બ્રાહ્મણોની થાણસુદ કરવી અને પ્રત્યેક બ્રાહ્મણને રુ. ૧ ની દક્ષણા આપવી.

૧૩. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારી સરવણીની તથા મારી છમાસીની થાણસુદો ઉપલી કલમમાં જણાવ્યા પ્રમાણે કરવી.

૧૪. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારી વરસીને દિવસે શ્રી મુંબઇ-માં તથા શ્રી જામખંભાળીઆમાં તથા શ્રી બેટ શંખોધારમાં ચોર્યાશી જમાડવી અને દક્ષણામાં ત્રાંબા પીત્તળનું વાસણ આશરે શેર ૫ પાંચ સુધીના- વજનનું આપવું. ઉપરાંત શ્રી વાલકેશ્વરમાં સંતસાધુને લાડુ અને જલેબીનું જમણ કરી જમાડવા.

૧૫. ન કરે નારાયણ ને મારો દેહ જો મુંબઇમાં પડે તો મારાં હાડ શ્રી નાશક મોકલવાં અને જો શ્રી જામખંભાળીઆમાં પડે તો શ્રી દ્વારકાં મોકલવાં.

૧૬. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો ત્યાર પછી નીચે પ્રમાણેની ભેટ મોકલવી.

રુ. ૧૦૦૧ એક હજાર ને એક શ્રીનાથજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી દ્વારકાનાથજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી રાધાદામોદરજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી વિઠ્ઠલનાથજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી બાલકૃષ્ણલાલજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી ગોકુળનાથજીને.
રુ. ૫૦૧ પાંચસો ને એક શ્રી મદનમોહનલાલજીને.
રુ. ૧૦૧ એકસો ને એક શ્રી સાતસ્વરૂપના મુખ્યેને.
રુ. ૫૧ એકાવન શ્રી મુંબાઈ તથા શ્રી જામખંભાળીઆ તથા શ્રી દ્વારકા તથા શ્રી ગોકુળમથુરામાંના દરેક મંદિરે.

૧૭. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા ગુરુદેવ શ્રી કૃષ્ણચરણરજ-ધૂલિ લાલજી મહારાજના સ્વરૂપને રુ. ૧૦૦૦૦૦ એક લાખ ભેટ ધરવા. તેમજ શ્રી વહુ-બેટીજી મહારાજના પ્રત્યેક સ્વરૂપને રુ. ૨૫૦૦૦ પચીસ હજાર ભેટ ધરવા.

૧૮. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો દર સાલ મારી વરસી ઉપર શ્રી મુંબાઇ, શ્રી જામખભાળીઆ તથા શ્રી દ્વારકામાં ચોર્યાશી જમાડી તથા મારી ભાટીઆની ન્યાત જમાડી ત્રાંબા પીત્તળનાં વાસણ શેર ૧॥ થી ૨ સુધીનાનું લહાણું કરવું તથા વાલકેશ્વરમાં સાધુસંત જમાડવા.

૧૯. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો દરસાલ ઘરણને બીજે દિવસે ઉપર જણાવ્યા પ્રમાણે બ્રહ્મભોજન કરાવવું. જો કોઇ સાલ ઘરણ ન હોય તો કોઇ પર્વણીને દિવસે કરાવવું.

૨૦. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો નીચે જણાવેલી રકમ મારા ટ્રસ્ટીઓએ જુદી કાઢી તેના વ્યાજમાંથી નીચે જણાવ્યા પ્રમાણે ધર્માદા ખરચ કરવો.

રુ. ૫૦૦૦૦ પચાસ હજાર શ્રીનાથજીને તથા ઉપરની કલમ સોળમાં જણાવેલા મંદિરમાં દર સાલ સામગ્રી મોકલવી.
રુ. ૫૦૦૦ પાંચ હજાર શ્રી ગાયમાતાજીને ચારો નખાવવો.

રૂ ૧૦૦૦ એક હજાર શ્રી મથુરાજીના વાંદરાને ચણા સારૂ

રૂ. ૧૦૦૦ એક હજાર શ્રી જમનાજીના કાચબાને ચણા સારૂ

રૂ ૫૦૦ પાંચસો કુતરાને રોટલા નખાવવા

રૂ. ૫૦૦ પાંચસો પારેવાને ચણના

રૂ ૫૦૦ પાંચસો ચકલાંને કણના

રૂ ૫૦૦ પાંચસો કીડીઆરામાં લોટ પુરવા

રૂ. ૫૦૦ પાંચસો સમુદ્રમાં માછલીઓને લોટની ગોળી નાખવા.

રૂ ૫૦૦ પાંચસો વાઘરીની જાળ છોડવવા

રૂ ૫૦૦ પાંચસો કસાઈખાનેથી ઢોર છોડવવા.

રૂ ૫૦૦ પાંચસો નાગપંચમીને દિવસે સાપને છોડવી દુધ પાવા સારૂ

રૂ ૧૦૦૦૦૦ એક લાખ હાલમાં પ્લેગના લીધે શ્રી મુબાઈમાં તથા બીજા ગામોમા ઉંદર સખ્યાબધ મરી જવામા આવે છે માટે સદરહુ રકમનુ વ્યાજ દર વરસે ઉંદર છોડવવામાં વાપરવુ એ કોઈ વરસ પ્લેગ ન થાય તો તેનુ વ્યાજ મુદલમાં ઉમેરવુ અને તેમ કરતાં જે વ્યાજ આવે તે જે સાલ પ્લેગ થાય તે સાલ વાપરવુ

૨૧. હું જ્યારેજ્યારે શ્રી જામખભાળીએ જતો ત્યારેત્યારે હું જોતો કે કબુતરને ચણા ખાવામા કુતરાં તથા છોકરા બહુ હેરાન કરે છે તેમજ ત્યાં એક કબુતરખાનુ બંધાવી આપવાનું મને ઘણા માણસો તરફથી કહેવામાં આવતું તેથી ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારા ટ્રસ્ટીઓએ મારી પછાડી શ્રી જામખભાળીઆમા એક કબુતરખાનું બંધાવવુ આ કબુતરખાનું સંગેમરમરનુ બંધાવી ઉપર મારા નામની એક તખતી લગાડવી આ કબુતરખાનાને પછાડી રૂ ૧૦૦૦૦૦ એક લાખ સુધી ખર્ચ કરવાની મારા ટ્રસ્ટીઓને હું આ ઉપરથી સત્તા આપુ છુ

૨૨. ન કરે નારાયણ ને મારો દેહ પડે તો મારી પછાડી નીચે પ્રમાણે ધરમદાન કરવુ.

રૂ ૧૫૦૦૦૦ એક લાખ ને પચાસ હજાર શ્રી નાશક, ગોકુળ મથુરા તથા શ્રી દ્વારકામાં ધરમશાળા બંધાવવી, પ્રત્યેક પછાડી રૂ ૫૦૦૦૦ નો ખરચ કરવો.

રૂ ૫૦૦૦૦ પચાસ હજાર શ્રી મુબાઈ પાંજરાપોળને.

રૂ ૫૦૦ પાંચસો શ્રી રતનશી મુળજીના અનાથાશ્રમને

રૂ ૧। સવા શ્રી અમદાવાદની વિદ્યાપીઠને

રૂ ૧। સવા શ્રી પુનાની મહિલા વિદ્યાલયને

રૂ ૧। સવા શ્રી ગોકળદાસ તેજપાળની હાઈસ્કુલને

રૂ ૧। સવા શ્રી ગોકળદાસ તેજપાળની હૉસ્પીતાલમા

રૂ ૧। સવા શ્રી આશર વીરજીના અનિત્ય ભવન (સેનાટેરીઅમ)મા

૨૩. મારી ધારણ લક્ષ્મી મારે ત્યાં ઘણાં વરસ થયા છે અને તે મારી બહુ સારી ચાકરી કરે છે તેથી ન કરે નારાયણ ને મારો દેહ પડે તો તેની હયાતી સુધી મારી ધણીઆણીએ તેને પાળવી અને તેના ભરણ-પોષણ સારૂ મારી ધણીઆણીને જે ઉપર દર માસે રૂ. ૨૫ પચીસ આપવાનુ જણાવ્યું છે તેને બદલે રૂ ૪૫ પીસતાલીસ આપવા. પણ જો મારી ધણીઆણી સદરહુ ધારણ લક્ષ્મીને પોતાની સાથે રાખવાની ના પાડે તો સદરહુ ધારણ લક્ષ્મીને તે જીવે ત્યાં સુધી દર માસે રૂ.૨૫ પચીસ મારા ટ્રસ્ટીઓએ આપવા.

૨૪. ઉપર જણાવ્યા પ્રમાણેની સર્વ વ્યવસ્થા કર્યા પછી જે કંઈ સ્થાવર જંગમ મીલકત બાકી રહે તેનુ મારા ટ્રસ્ટીઓએ મારા ગુરુદેવ શ્રી કૃષ્ણચરણરજગ્રહિ લાલજીના સ્વરૂપના ચરણે સમર્પણ કરવું

૨૫ ઉપર જણાવ્યા પ્રમાણે મારી મીલકતની વ્યવસ્થા કરવાનું જણાવ્યું છે, પણ ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો

ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે પુત્રસંતતિ હોય તો આ વીલની મારી સંતતિ સંબંધી કલમો ૧ થી ૬ શીવાયની બીજી કલમો રદ કરું છું અને મારી મૈયતક્રિયા વગેરેની બાબતમાં મારા ટ્રસ્ટીઓએ મેં જેમ મારા વડીલ પછાડી ખરચ કર્યો હતો તે પ્રમાણે ખરચ કરવો.

૨૬ આ વીલ યાને વસીઅતનામું મેં મારી રાજીખુશીથી તથા અક્કલ હોશીઆરીથી, બીનકેફ, પૂર્ણ સાવચેત અવસ્થામાં, ચિત્ત ઠેકાણે રાખી, વાંચી વંચાવી સમજી કર્યું છે. તે મને તેમજ મારા વંશવારસ વગીલને કબુલમંજુર છે. સહી.

દા.

**હીરાલાલ વનમાળીદાસ.**

મુંબાઇ, આજ તારીખ ૩૧ મી માહે ડીસેંબર સને ૧૯૨૬ ને ગુરુવાર મિતિ પોષ સુદ ૫ સંવત્ ૧૯૮૩.

શ્રી ---------- ૭ ----------

અત્ર મતું તત્ર સાખ

દા. શામજી ભામજી

Nathu Napu
Solicitor.
Manilal Motilal
Clerk.
S. De Souza
J. P., L. M. & S.

તા. ક.—

(૧) ઉપલી કલમો ૧ થી ૫ સુધીમાં એમ લખેલું છે કે ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે જો મારે એક યા વધારે પુત્ર કે એક યા વધારે પુત્રી કે એક યા વધારે પુત્રપુત્રી હોય તો અમુક અમુક કરવું. એ કલમોની નીચે એક કલમ ઉમેરવાની મને જરૂર જણાય છે. તે એ કે ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે જો મારી ધણીઆણી ચોથી વહુને પેટે અથવા જો ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યની ધણીઆણીને પેટે કૈં સંતતિ ન હોય પણ ન કરે નારાયણ ને મારો દેહ પડે તે વખતે મારી ધણીઆણી ચોથી વહુને અથવા તો ભવિષ્યમાં હું પરણું તો તે મારી ભવિષ્યની ધણીઆણીને હમેલ હોય અને ત્યાર પછી જે પુત્ર કે પુત્રી આવે તેના સંબંધમાં ઉપલી કલમ ૧-૨-૩-૪ માં લખ્યા પ્રમાણે તે પુત્ર કે પુત્રી જે હોય તે પ્રમાણે વ્યવસ્થા કરવી. જો કદાચ જોડ આવે તો તે પ્રમાણે વ્યવસ્થા કરવી.

(૨) ઉપલી કલમ ૨૨ માં શ્રી રતનશી મુળજીના અનાથાશ્રમમાં રૂ. ૫૦૦ આપવા લખ્યું છે તે હું આ ઉપરથી રદ કરું છું. શ્રી રતનશી મુળજીના અનાથાશ્રમને રુ. ૫૦૦ ને બદલે રુ. ૧૧ આપવો અને બાકીની રકમ કલમ ૨૧ માં જણાવેલા ખબુતરખાના ઉપર સોનેરી કળશ ચઢાવવામાં વાપરવી.

મુંબાઈ, આજ તારીખ ૩૧ મી ડીસેંબર સન ૧૯૨૬ ને ગુરૂવાર મિતિ પોષ સુદ ૫ સંવત્ ૧૯૮૩.

શ્રી ---------- ૭ ----------

અત્ર મતું તત્ર સાખ

દા. શામજી ભામજી

Nathu Napu,
Solicitor.
Manilal Motilal
Clerk.
S. De Souza
J. P., L. M. & S.

# વિધિની અપૂર્ણતા

લેખક

રા. હરિલાલ મુળજી મણીઆર

ચિત્રકાર

રા. હરિલાલ પી. ત્રિવેદી

"કિશોર! ઓ કિશોર—"

આકાશમાં ડોકીઆં કરતા એક મકાનની નીચે ઉભા રહી બાવીશેક વર્ષના ગંભીર મુખમુદ્રાવાળા કોઈ યુવાને બુમ પાડી. જવાબમાં અંદરથી કોઈએ દ્વાર ખોલ્યું.

"ઓહો રમાકાન્ત! આટલા બધા મોડા કેમ?"

સવાલ પુછનાર એક સ્વરૂપવાન સ્ત્રી હતી.

"આ વરસાદ જુઓને."

વરસાદ એટલો સખત પડતો હતો કે અંદર જતાંજતામાં રમાકાન્તના કપડાં ભીંજાઈ ગયાં.

"તમારી રાહ જોઈજોઈને અમને તો એમજ થયું કે તમે આજે નહીંજ આવો" અંદર જતા વાર પેલી સ્ત્રીએ કહ્યું.

"પણ મને અહીં આવ્યા વગર ક્યાં ચેન પડે તેમ છે?"

"અમને બધાંને પણ જે દિવસે તમે નથી આવતા તે દિવસે બધું સુનુંસુનું લાગે છે."

"બનાવો છો કે ખરું કહો છો!" ન માનતો હોય એવો ભાવ કરી રમાકાન્તે પ્રશ્ન કર્યો.

"ખાત્રી ન થતી હોય તો પુછો આ ચંદ્રિકાને" થોડે દૂર ઉભેલી એક પંદરસોળ વર્ષની શરમાળ બાળા તરફ આંગળી બતાવી તેણે કહ્યું.

ચંદ્રિકા તરફ પ્રશ્ન પુછતી નજર ફેરવી રમાકાન્તે સાબીતી માગી. ચંદ્રિકાએ તેના પ્રશ્નનું ઉત્તર આપ્યું નહીં અથવા તો પ્રયત્ન કરતાંએ તે આપી શકી નહીં. શરમાઈને નીચું મોં રાખીને તે ઉભી રહી.

"અહોહો! કે શરમ." ચંદ્રિકાનો હાથ પકડી શાંતાએ કહ્યું. "બે દિવસ પહેલાં બાપુજી ને માજી તમારો વિવાહ કરવાની વાતો કરતા હતા ત્યારે તો રસોડાના બારણા પછાડી સંતાઈને બધું સાંભળતું હતું ને અત્યારે આટલી બધી શરમ શી?"

"જોજે આજે બધું મારા કિશોરભાઈને ન કહું તો" કહી ચંદ્રિકાએ ચાલવા માંડ્યું.

બધા જાણતા હતાં કે એ શબ્દો તેના અંતરમાં નહોતા. તેના મોં ઉપરની લાગણી એજ એ વાત કહી દેતી.

"રમાકાન્તનેજ કહોને. એજ તમારા ભાઈને કહેશે. એમના તો દોસ્તદાર થાય." શાંતાએ મશ્કરી કરતાં કહ્યું.

ધનાઢ્ય અને સંસ્કારી કુટુંબમાં ઉછરેલા રમાકાંતનો કિશોરના સુધરેલા કુટુંબ સાથેનો પરિચય જુનો હતો. આજથી લગભગ વીસ વર્ષ પહેલાં કિશોરના પિતા પોષણ કરવામાં સો જાતના વાંધા પડતા. અનેક વાતમાં તેમને લોકનાં મેણાંટોણાં સહન કરવાં પડતાં અને આ બધું સહન કરતાં છતાંએ અને તનતોડ વૈતરું કરવા છતાંએ કોઇકોઇ વાર એ બીચારાને પાણી વગર ચલાવી લેવું પડતું. એક વાર ગરીબાઇથી હારી જઇ તેમણે રમાકાંતના પિતાની પાસે રડી પડી તેમને પોતાની દુઃખવાર્તા કહી સંભળાવી. રમાકાંતના દયાળુ પિતાએ તેમને પોતાની પેઢીમાં નોકરી આપી. ધીમેધીમે રમાકાંતના પિતાની દૃષ્ટિ લક્ષ્મીકાંત તરફ વળી. બંને કુટુંબો વચ્ચે ગાઢ પરિચય થયો. કિશોર અને રમાકાંત વચ્ચે પણ ગાઢ મિત્રાચારી બંધાઇ. હંમેશાં કિશોર પોતાની છ સાત વર્ષની નાની બહેન ચંદ્રિકાને લઇને રમાકાંતને ત્યાં આવતો. તેના બંગલાથી થોડે દૂર આવેલા એક નિર્મલ ઝરા પાસે તેઓ જતાં. ત્યાં રમાકાંત તેમને




રમાકાંતને ખભે માથું મુકી તે રડી પડી.

લક્ષ્મીકાંત શેઠ અત્યંત ગરીબાઇમાં હતા. અત્યારે ધનાઢ્ય શ્રીમંત બની અનેક ચાકરો ઉપર હુકમ ચલાવનાર લક્ષ્મીકાંત શેઠને તે સમયે પોતાના નાના કુટુંબનું પણ ભરણ-

નાનીનાની રસમય વાર્તાઓ કહી સંભળાવતો. કોઈકોઈ વાર તેનાં પ્રિય પુસ્તકોમાંથી પસંદ કરેલા ફકરાઓ તેમને વાંચી સંભળાવતો તો વળી કોઈકોઈ વાર સંધ્યા સમયે કુદરતનું સૌંદર્ય નિરીક્ષણ કરતાં ઉન્મત્ત થઈ ચંદ્રિકા પાસે કોઈ મીઠું ગીત ગવડાવતો. આવી રીતે નિર્દોષ બાલરમતો રમતાં સમયનું પણ તેમને ભાન રહેતું નહીં. ક્યારેક ચંદ્રોદય થતાં સુધીએ તે ત્યાં બેસી રહેતા તે છેક રમાકાંતના માજી આવી જયાને તેડી જતાં. ઘણીએ વાર રમાકાંતને જોતાં ચંદ્રિકા તેને ભેટી પડતી. રમાકાન્ત શરમાતો ત્યારે બન્નેની માતા હસી પડતી. અન્યોઅન્યને અત્યંત સ્નેહથી ચાહનાર આ બાલયુગલનો પ્રસંગ પડતાં તેમનાં લગ્ન કરવા બન્નેની માતાઓ તૈયાર હતી.

એવામાં રમાકાંતના પિતા તેને પોતાની અઢળક સંપત્તિનો વારસ મુકી અચાનક ગુજરી ગયા. રમાકાંત પુખ્ત વયનો નહીં હોવાથી પેઢીનું સર્વ કામકાજ લક્ષ્મીકાંતે ચલાવવા માંડ્યું ને થોડે વખતે તેણે બધો કારભાર હાથ કરી લીધો. રમાકાંતની માને પેઢીના કામમાં કંઈ સમજ નહોતી તેથી તેને ખોટાંસાચાં હીસાબો બનાવી પોતાના શેઠની અઢળક સંપત્તિ પોતાના ઘર ભેગી કરવા માંડી. દિવસેદિવસે નવાનવા સેણદારો ઉભા કરી વૃદ્ધ માતા પાસે મોકલવા લાગ્યો અને ત્રણ ચાર વર્ષમાં તો તેના શેઠના ધનાઢ્ય કુટુંબને તેણે ભીખ માગતું કરી મુક્યું. રમાકાંત આ સર્વ કુચ્યાઈ જાણતો પણ કિશોર અને ચંદ્રિકાના સ્નેહથી અને લક્ષ્મીકાંતની ધાકથી તે કશું બોલી શકતો નહોતો. રમાકાંતે અત્યાર સુધીમાં ફક્ત અભ્યાસ તરફજ વધારે ધ્યાન આપ્યું હતું. કિશોરની માતાનો સ્નેહ પ્રથમથીજ તેના ઉપર વધારે હતો. રમાકાંતના દુઃખથી તે ઘણી વાર દુભાતી ને તેના પતિને વારંવાર ઠપકો આપતી. પણ ક્રૂર હૃદયના પતિ ઉપર તેનો વિજય થતો નહોતો. આવી રીતે વારંવાર કચવાતી એ ધર્મપરાયણ ડોશીએ ચંદ્રિકાને રમાકાંત જોડે પરણાવવા કૃતાર્થ થવા પોતાનો દૃઢ આગ્રહ એક દિવસે લક્ષ્મીકાંતને જણાવ્યો. કિશોરે એમાં સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી. એ તો રમાકાંતને અને તેના સદ્‌ગુણોને બાલ્યાવસ્થાથીજ પુજી રહ્યો હતો—રમાકાંતનો અવાજમાત્ર સાંભળતાં તે ગમે ત્યાંથી તેને મળવા દોડી આવતો અને બન્ને બાલહૃદયો હર્ષથી ભેટી પડતાં.

આજે રમાકાંતને અહીં આવ્યે લગભગ પંદરેક મીનીટ થવા આવી હતી છતાં પણ કોણ જાણે શાથી કિશોર રમાકાંત પાસે આવ્યો નહોતો. રમાકાંતને આથી આશ્ચર્ય થયું અને અનેક પ્રકારની શંકા કરતો તે કિશોરની પાસે જવા નીકળ્યો.

દાદરા ઉપર કોઈ ત્રીશેક વર્ષનો મજબુત બાંધાનો પુરુષ ઉભો હતો. રમાકાંત તે નવા મનુષ્ય સામે થોડી વાર જોઈ રહ્યો. તેનું વિશાલ લલાટ અને તેજસ્વી મોટી આંખો જોતાં તે કોઈ મોટો માણસ હશે એવી જાતની ભાવના રમાકાંતના હૃદયમાં થઈ. તે પુરુષ પણ રમાકાંતને થોડી વાર જોઈ રહ્યો. આ ગરીબ યુવકની મુખમુદ્રામાં તેણે કંઈક અપૂર્વ ચમક જોઈ ને તેના હૃદયમાં પણ રમાકાંતને માટે માન ઉત્પન્ન થયું. જો રમાકાંતે નીચું જોવાને બદલે પોતાની દૃષ્ટિ થોડી વાર આ મનુષ્યના મુખ સામે ટકાવી રાખી હોત તો આ 'મોટા માણસ'-ના મુખ ઉપર થતા ભાવો તે જોઈ શકત. પણ એ તો નીચું જોઈ જરા શરમાતોશરમાતો ત્યાંથી ચાલતો થયો.

જે વખતે તેણે કિશોરના ઓરડામાં પગ

"ચંદ્રિકા! તમને શું થાય છે? મારા આવવાથી તમને દુઃખ તો નથી થયું?"

રમાકાંતના શુદ્ધ, નીખાલસ પ્રેમથી પુછાએલા પ્રશ્નની અસર ચંદ્રિકા ઉપર ભારે થઇ. બદલાયલા વખત અને સંજોગે બાંધેલી મનની મર્યાદા તુટી ગઇ. વસ્તુસ્થિતિ ભુલી જઇ રમાકાંતને ખભે માથું મુકી તે રડી પડી. રમાકાંત ધડકતા હૃદયે બધું જોઇ રહ્યો. ડુસકેડુસકે રડતી ચંદ્રિકાનાં આંસુ લ્હોતાં તે અત્યંત સ્નેહથી બોલ્યો: "ચંદ્રિકા શું છે?"

ચંદ્રિકાએ ધીમેધીમે પોતાની દુઃખવાર્તા રમાકાંતને રડતાંરડતાં કહી સંભળાવી. ચંદ્રિકાના પતિના અને ત્યાર પછી એના પિતાના હૃદયભેદક મૃત્યુના સમાચાર પ્રથમજ વખત સાંભળતાં રમાકાંતનું સ્નેહભીનું હૃદય અત્યંત દુઃખાયું. તે પણ રડી પડ્યો.

સંધ્યાકાલે આ બે જીવોની નિઃશબ્દ અશ્રુધારા અસ્ખલિત રીતે વહ્યા કરતી હતી. એ સમયે જગતના કલ્પેલા બંધ ત્યાં નહોતા. પોતાનાં હૃદય ખુલ્લાં કરવાને કે તેમની અંદર રહેલા શુદ્ધ પ્રેમના ઉમળકાઓ બળથી દબાવવાને તેમને કૈં કારણ નહોતું...દુનીઆ તેમનાથી દૂર હતી.

થોડી વારે રમાકાંત બોલ્યો: "તારા જેવી બાલવિધવાને પણ સાસરીઆમાં દુઃખ પડે એ કૈં આપણા હીંદુ સંસારમાં નવાઇ જેવું નથી; પણ શાંતા તને આવી રીતે દુઃખ દે અને કિશોર તે શાંતિથી જોઇ રહે એ મને અત્યંત અમાનુષિક લાગે છે."

"રમાકાંત! તેમાં એમનો દોષ નહોતો. આપણા સંસારમાં અમારૂં જીવનજ એવું રહે છે. મારે લીધે થતા ઘરના કલહોથી કંટાળી અંતે મેં કિશોરની રજા લઇ અહીં મહિલાવિદ્યાલયમાં 'હેડ મીસ્ટ્રેસ'ની જગ્યા લીધી છે, અને" રડતાંરડતાં તેણે ઉમેર્યું. "હવે જુના દિવસોનું સ્મરણ કરી, ઇશ્વર ઉપર આધાર રાખી મારું જીવન વીતાડતી હતી તેવામાં તમને જોયા......"

તે વધુ બોલી શકી નહીં. રમાકાંત પણ સ્વપ્નબદ્ધ હોય તેમ જોઇ રહ્યો. થોડી વારે કોઇ જોનારે જોયું હોત કે બંનેના મોં પર નિરાશા, દુઃખ કે ચિંતા જેવું કૈં નહોતું. તેમની આંખમાં રચાતાં આનંદ અને સુખનાં સ્વપ્નાંઓ જોઇ જોનારને લાગ્યું હોત કે વિધવાવિવાહના સિદ્ધાંતોનું પ્રતિપાદન કરનાર રમાકાંત પોતાના જીવનમાં તે ઉતારવા તૈયાર થયો હતો.

બંને એકમેકની વ્યથા સમજ્યાં. થોડી વાર બંનેનાં હૃદય પ્રત્યુત્તરરૂપે ધડકી રહ્યાં. બંનેની આંખો તારામૈત્રક રચતી કૈંક ભાગ્યલેખો ઉકેલી રહી...બંને તે છેલ્લો શબ્દ—જેણે અનેક જીવનના અચલ પ્રારબ્ધલેખ લખી દીધા છે, ને જે શબ્દના પ્રભાવથી બે જીવન બે જલપ્રવાહો પેઠે અનંતતામાં વહી રહે છે તે શબ્દ—બોલવાની રાહ જોઇ રહ્યાં.

* * *

થોડી વારે રમાકાંતને બોલવું પડ્યું. જેમતેમ તેણે કહ્યું:

"ત્યારે કામ હોય તો કહાવજો."

પહેલ કરી પુરુષોએજ બધા પ્રસંગોમાં અનિષ્ટ નોતર્યું છે એમ કહેવાય છે.

ચંદ્રિકાની ક્ષણજીવી આશાઓ દગલો થઇ નીચે પડી ગઇ...તેના મોમાંથી દુનીઆના વ્યવહારે શીખાડેલા શબ્દો નીકળ્યા: "આવજો ભાઇ!"

રમાકાંત ઉઠી બહાર ગયો. બારણું દેવાઇ ગયું.

વગે પાણીમાં રાખી, એક પુષ્પના છોડ પાસે બાળા બેઠી. સહેજ રમતમાં છોડ પરનું પુષ્પ તોડયું. તોડતાંજ વિચાર આવ્યોઃ "શા માટે તોડયું?" જવાબ ન સુઝયો. ફુલવાળો હાથ અંબોડા તરફ વળ્યો પણ પાછો આવ્યો: માથે ફુલ નાખવા ઇચ્છા ન થઇ કારણ એ વિચાર સ્વાર્થી જણાયો. ત્યારે હવે શું કરવું? તોડયું તો ફુલનો કૈંક ઉપયોગ કરવોજ જોઇએ. પુષ્પ હાથમાં રાખી બાળા વિચાર કરવા લાગી. સહેજ આઘી નજર ગઇ ને દૃષ્ટિ ત્યાંજ ઠરી. વિચાર અટકયા. એવું તે શું જોયું?

જોયું કે એક નાનું સરખુ ઝરણું ખળખળ વહી રહ્યું હતું. ઝરણું નાનું હતું પણ વેગવાન્ હતું, વેગથી પાણી ડહોળું થતું હતું. ત્યાં એકેય છોડ ઉગ્યો નહોતો, એકેય પક્ષી બેસી શકતું નહોતું. ઝરણું આગળ આવતાં પેલા મોટા ઝરણામાં મળી જતું હતું. પણ કયાં ગયો એનો વેગ, એનો ખળખળ અવાજ? સંગમ થતાં એ ઝરણું શાંત બની જતું હતું. જીવનનો સાથી મળતાં એનો ઉછાંછળો સ્વભાવ શમી ગયો હતો. ત્યારે શું એ મટી એક બની જવામાંજ જીવનની સાર્થકતા હતી? હા, એમજ હતું.

બાળાના પ્રશ્નને તરતજ ઉત્તર મળ્યો. જીવન એકલવાયું લાગ્યું. સોડમાં સાથીની જરૂર જણાઇ. પુષ્પનો ઉપયોગ શો કરવો તે સુઝયું. પણ વનમાં સાથી કયાંથી મળે? ત્યારે શું સંસારમાં પાછું જવું? પણ એ કેમ બને સાથી તો જોઇએ. તે વનમાં મળે એમ નથી અને સંસારમાં પાછું જવું નથી; તો હવે મનઃકામના કેમ પૂર્ણ થાય? શું કરવું? પણ અરેઃ—

અસર જબ ઉલ્ફતમે હૈ તો, ખીંચકર આઈં આયેગે
હમે પરવા નહીં ઉસસે, અગર વહ ઠસ બૈઠે હૈં.

ખરેખર, જો પ્રેમમાં બળ હશે તો સાથી પોતાની મેળે આવશે.

બાળાના મનનું સમાધાન થયું. "બાળા વાટ જોતી બેઠી. હાથમાં ફુલ છે ને દૃષ્ટિ સંગમ ભણી છે.

રમણિયે કોઇનો પગરવ સાંભળ્યો ને ચમકી. સંભળાયું કેઃ "હું આવ્યો છું. ઉંચું જો." બાળાએ ઉંચું જોયું.

અહા! સ્વપ્ન ઉડી ગયું.. સામેજ સૂર્યનારાયણનાં દર્શન થયાં. શુભ શકુન થયા માની બાળા હર્ષિત હૃદયે પલંગમાંથી ઉઠી.

* * *

કેટલાય મહીના વીતી ગયા છે. હજી કોઇ આવ્યું નથી, છતાં બાળા વાટ જુએ છે. એનો પૂર્ણ વિશ્વાસ છે કે, એ આવશે; અધુરાં જીવન પૂર્ણ થશે. સ્વપ્નસૃષ્ટિમાં પૂર્ણ થયલી ઇચ્છા સત્યસૃષ્ટિમાંએ પૂર્ણ થશે.

શું એની ઇચ્છા પૂર્ણ થશે? સાથી આવશે? સાથી મળશે? અધુરાં જીવન પૂર્ણ થશે? ઇશ્વર જાણે!






લેખક

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,

સભ્ય, સાહિત્યસંસદ્.

**કાલેલકરના લેખો**–લેખક: અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર. પ્રકાશક: નવજીવનપ્રકાશન મંદિર, અમદાવાદ કીંમત રૂ ૩–૦–૦.

અધ્યાપક કાલેલકરે આ થોડાં વર્ષોમાં આપણા સાહિત્યની જે સેવા કરી છે તે એટલી બધી વ્યાપક અને સત્ત્વભરી છે કે એ મહા-રાષ્ટ્રીય બંધુ વીરો આપણને પ્રેમભર્યો પક્ષપાત કે અભિમાન થયા વગર નથી રહેતા આપણા ગુજરાતને એમના પુરુષાર્થનું કર્મક્ષેત્ર કરી એમાં જ્યારથી એમણે પોતાની જીવનપ્રથા આદરી છે ત્યારથી એમની વિવિધતાભરી નવીન વિચારસંપન્ન સંસ્કારી વાણીના અખંડ રસસ્રોતથી એ આપણને આકર્ષી રહ્યા છે. લગભગ ત્રણસો સુડતાળીસ પૃષ્ઠોના આ મોટા અને દળદાર, લેખસંગ્રહના રૂપમાં ગુજરાતના સાહિત્યની અભિવૃદ્ધિની એમની સતત અને અનન્યભાવભરી અનેકધા ભક્તિ જોઈ આપણને એમને માટે સહસા માન ઉત્પન્ન થઈ આવે છે આપણા ગદ્યસાહિત્યને એમણે આ રીતે સંગીન અને વિચારપૂર્ણ લેખો લખી ઘણું અભિવર્ધિત કર્યું છે એમાં શક નથી આવા વિવિધ સાહિત્યસંદર્ભોભર્યા પુસ્તકને પ્રસિદ્ધ કરી આપણી આગળ રજુ કરવા માટે નવજીવનપ્રકાશન મંદિરને આપણે અભિનંદન આપ્યા વગર રહી શકતા નથી.

આપણું ગદ્યસાહિત્ય હાલ અનેક પાંખડીએ ખીલે છે આ ખીલવણીને મહાત્મા ગાંધીજી અને એમના નિકટવર્તી ભક્તમંડળને હાથે ઘણુંએક રૂપ નવચેતન મળ્યું છે. ગાંધીજી જેવા વિશ્વવંદ્ય અને વિશ્વમાન્ય માનવવિભૂતિને હાથે ગુજરાતી ભાષા અને સાહિત્યને જે નવજીવન, નવદેહસંસ્કાર, નવજીવનવિકાસ અને વૈવિધ્યવિપુલતા પ્રાપ્ત થયાં છે તે આપણા સાહિત્યના ઇતિહાસને લાંબા વખત સુધી યાદગાર થઈ રહે એવાં છે. અને એ ઇતિહાસના કોઈકોઈ કીર્તિસ્તંભો જ્યારે અધ્યાપક કાલેલકર જેવા ગુજરાત બહારના

સમૃદ્ધિવાન્ વિચારક અને લેખકે મહારાષ્ટ્ર-થી આવીને આપણા જેવીજ સ્વભાવસુંદર ગુજરાતી શૈલીમાં રચી આપ્યા છે ત્યારે તો એ ઇતિહાસને એ સર્વ વિશેષ યાદ રહેશેજ. વિદ્વાન્ અધ્યાપક હવે તો પુરા કીટભ્રમર ન્યાયે ગુજરાતી થઇ રહ્યા છે. છતાં અનેક રીતે ખીલેલી એમની માતૃભાષા મરાઠીના ઉચ્ચ પ્રતિના સાહિત્યના સુંદર અંશો લાવી એમણે ગુજરાતીમાં એકાકાર કરી દીધા છે એ લાભ આપણને જેવોતેવો મળ્યો કહેવાય નહીં.

અધ્યાપક કાલેલકર એક અથાગ વિદ્યા-વિલાસી છે. વેદાંતીની પારાવાર જ્ઞાનસમૃદ્ધિ ધારણ કરતા હોવા છતાં એમનામાં હૃદયરસનાં ઝરણાંની બાલકવત્ દોડાદોડ ખળખળ થઇ રહી છે. આપણા જુના અને નવીન શ્રેષ્ઠ વિચાર-બલોનું એમનું ત્યાગી જીવન સંગમસ્થાન બની રહ્યું છે. 'સંસારશુ સરસો રહે ને મન મારી પાસ' એ અર્જુનગીતાએ ઉપદેશેલા એ રાગી વિરાગી છે. પ્રવાસને–આચારવિચારનાં જીવન-સાંદર્યોને સુદૃઢ અને સુશ્લિષ્ટ કરી મુકનાર પ્રવાસને–એમણે પોતાની જીવનયાત્રાનો એક પ્રિયમિત્ર બનાવી દીધો છે. આવા પ્રવાસોમાં આપણી અગાધ સૌંદર્યભરી તીર્થાવલિઓમાં ફરીફરી એમના આત્માએ આપણી યુગોથી ચાલી આવતી સંસ્કૃતિની, આપણાં શાસ્ત્રોની અને પૂર્વપશ્ચિમની ગઇ કાલ સુધીની વિદ્યાકલા-ઓની સામગ્રીઓનો મોટો સંચય કર્યો છે. જગતનાં હિતોનાં ચિંતનમાં કલ્લોલમાલા સમી નાચી રહેલી એમ " નિવૃત્તિપ્રવૃત્તિભરી માનસિક સૃષ્ટિ એમને પ્રભુ અને પ્રભુતાભર માનવબંધુ-ઓની વચમાં સુંદર રીતે જીવનલીલા રમાડી રહી છે. આ સૃષ્ટિના એક જ્ઞાની રસિક જેવા એ પોતાની સચિત શક્તિઓ જેને જોઇએ તેને માટે છુટથી વહેંચી રહ્યા છે.

એમની શક્તિઓની લહાણીઓ કરતાં એ સત્યનું પરમ ધ્યેય અને તપ ચુકતા નથી. સત્યને ખાતર મોંઘુ આત્મસમર્પણ કરતાં એ આંચકો ખાતા નથી. આપણા દેશના સાક્ષર-જીવનને આપણા વર્તમાન રાષ્ટ્રીય જીવનસાગર-ના તોફાની વાતાવરણે ઇચ્છ્યાં–અનિચ્છ્યાં, ધાર્યાં–અણધાર્યાં પરિણામોનાં ખડકો ઉપર નિર્દયતાથી અફાળ્યાં છે. આ અધ્યાપક પણ આવી પરિસ્થિતિઓથી સુશ્લિષ્ટ રીતે ઘડાયલું એક જીવંત ઉદાહરણ છે. આમ નહીં હોત તો સરસ્વતીદેવીનાં ઘણાંએક શાંત, ચિરંજીવી, મનોહર અને આત્મોદ્ધારક મંદિરો અધ્યાપક કાલેલકર જેવા અનેક દેશબંધુઓ પાસે આપણે અત્યારસુધીમાં ચણાવી શકયા હોત. આર્યસંસ્કૃતિએ વિહિત કરેલા સત્યને અને દેશના વર્તમાન ધારાઓને હમણાંહમણાંના ઉગ્ર અને ચાલુ વિગ્રહો કરવા પડે છે. આ વિગ્રહો-ને લીધે માત્ર અધોગતિને પાત્ર હીંદી કારાગૃહ-નિવાસ ઘણાએક સાક્ષર આત્માઓના ધારા-પુસ્તકોના ઉલ્લંઘનને પરિણામે કહીં ક્રીડાસ્થાન તો કહીં અંતિમ દુન્યવી સ્થાન થઇ પડયો છે. કાલેલકરને પણ આ વિષમ સ્થિતિને વરવું પડયું છે. એમાં એમની બલિદાનની લોકોત્તરતા કે સ્વર્ગપણાનો એમને તો મહિમાજ માલમ પડયો છે. અને એ મહિમાને એમણે મુક્ત-કંઠે અને નીડરતાથી એમના આ લેખોમાં જ્યાંત્યાં ઉચ્ચાર્યો છે.

સામાન્ય રીતે મહાત્માજી અને એમના અનુયાયિમંડલના દિનપ્રતિદિન વધતા જતા લેખોનાં પુરના ઝોક એકંદરે એકજ દિશા પ્રતિ વહે છે—વિશેષે કરીને રાષ્ટ્રીય જીવનનાં પ્રોત્સાહન અને નિરૂપણો પ્રતિ. એમના ધ્યેયને લઇને એ મંડલે આપણા દેશકાલને જોઇતું ઘણુંએક રાષ્ટ્રીય સાહિત્ય દેશભક્તિપ્રધાન દૃષ્ટિ-

બિંદુથી આજસુધીમાં જમે કર્યું છે શુદ્ધ સાહિત્યનાં ચિત્રો એ મંડલ ઘણી વાર આપે છે, પણ એ ગૌણુતાથી અથવા સાહિત્ય સાહિત્યના ભોગે તો નહીંજ. એમ છતાં પણ અધ્યાપક કાલેલકર વગેરે કેટલાક સાહિત્ય-રસિક' લેખકોએ અનેકવિધ પ્રવૃત્તિઓની આખડીએ ચડવા છતાં પણ શાંતિ મેળા લઈ શુદ્ધ સાહિત્યનાં તપ ને ખેડવાને તમારે મુકયા નથી. આને લીધે આપણને ગાંધીજીની સાથે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે સંબંધ ધરાવતી ધાર્મિક વિદ્યાવિષયક સંસ્થાઓમાં સાહિત્યની દેવીની થોડીથોડી પણ અમોઘ અને સંગીન પૂજન ચાલુ રહી છે ગુજરાતે તેના ફળ પ્રેમથી સ્વીકાર્યાં છે અને સ્વીકાર્યે જાય છે

ગાંધીજીના મંડળની પ્રધાન સાહિત્યસેવા મોટા પ્રમાણમાં ક્રમિક સાહિત્યની છે. સાહિત્યથી જો કે આ ઉપસાહિત્યની કોટિ ઉતરતી છે છતાં એને એના સ્થાનમાં રાખીને જે રીતે ખીલવ્યુ છે અને એનાં મૂળ ગુજરાતના નિરક્ષર જીવનપડોમાંએ ભરઊંડ ઉભરાવ્યા છે એથી લોકશિક્ષણનુ મોટામા મોટું એક લક્ષ્ય એ મુદ્દે પાર પાડયું છે. આ જાતનુ સાહિત્ય હજી આપણા ગુજરાતમા જેટલુ આ મંડળે શુદ્ધ લોકસેવાભાવથી ખીલવ્યુ છે તેવુ અને તેટલુ બીજા કોઈએ હજી સુધી નથી ખીલવ્યુ એમાં એની સર્વોપરિતા અને વિશેષતા રહેલી છે

કાલેલકરના આ સંગ્રહમાં આવી જાતના બીજા કે ઉંચા અવાંતરના ક્રમિક સાહિત્યના અંશો છે. છતાં એમના વ્યક્તિત્વની ઊંડી મીઠાશ, કુશળતા, નવીનતા અને નવ દૃષ્ટિને લીધે એની આકર્ષકતા જરાએ ઉણી લાગતી નથી. ક્રમિક સાહિત્યમાં રસો જેવાં રહી જાય અને કેળવણી કાલે જગી છે એવા ઘણાએક લેખો વાચકને આ સંગ્રહમાંથી લોકબોધ મળી શકશે

ગ્રંથપ્રકાશક કહે છે: "આ સંગ્રહમા મુકેલા ઘણાખરા લેખો 'નવજીવન'ને માટે અને કેટલાક જુદાંજુદા માસિકો માટે લખાયલા. કેટલાક લેખો હસ્તલિખિત માસિકો માટે લખાયલા તે અને બીજા થોડા અપ્રસિદ્ધ લેખો પહેલીજ વાર આ સંગ્રહમાં મુદ્રિત થાય છે."

ક્રમિક સાહિત્ય વીશે આપણે ઉપર કહી ગયા. આ સંગ્રહમા પછી માસિક સાહિત્ય આવે છ કાલેલકરના આ બે પ્રતિના લેખો વચ્ચેનો ભેદ સમજવા આપણે પ્રત્યેકના બે ટુકા દૃષ્ટાંત લઈએ:

૧ બચપણમા તેમણે (શ્રીકૃષ્ણે) ગોવાળી-આનો ધંધો કર્યો. મોટા થયા ત્યારે સહસ્ર બન્યા. રાજસૂય યજ્ઞ જેવા રાજદ્વારી ઉત્સવમાં પોતે એઠી પત્રાવલો ઉપાડવાનુ કામ પોતાને માટે પસંદ કર્યુ આજે ક્યો લોકનાયક આટલુ નિષ્પાપ જીવન દાખવી શકે ? શ્રીકૃષ્ણે ઈંદ્રનો ગર્વજ્વર હર્યો, બ્રહ્માનો જ્ઞાનગર્વ શમાવ્યો ઋષિઓને પોતાનુ રહસ્ય સમજાવ્યુ, નારદનો મોહ ટાળ્યો, છતાં પોતે તો બન લગી ગોપજનપ્રિય રહ્યા. ગોપીજનવલ્લભ એજ નામ એમને પસંદ પડયુ, વનમાળાજ એમણે આભૂષણ તરીકે વહાલી કરી: સુદામાના તાંદુલ, વિદુરના ઘરનુ ભાજીનુ પાન્દુ અને દ્રૌપદીની સાડી પરોણાગતથીજ એમનુ હૈયું હર્યું". કુબ્જાની સેવા સ્વીકારવામાજ એમણે કૃતાર્થતા માની. એ તો ગરીબોના દેવ, 'દીનદુઃખહરણ દેવ સંતનહિતકારી.' (લોકનાયક શ્રીકૃષ્ણ નવજીવન તા ૨૭-૮-૨૨ )




## કલાપ્રદર્શન ને કવિ નાનાલાલ

અમદાવાદમાં કલાપ્રદર્શનનો ઉત્સવ બરોબર ઉજવાયો જોઇ અમને ઘણો સંતોષ થયો છે. કવિ નાનાલાલ અને રા. રવિશંકર રાવળ જેવાના ઉત્સાહ પર રચાયલો પ્રયોગ સફલ થયા વિના રહેજ નહીં એમ અમારું માનવુ હતું. અને ગુજરાતી સંસ્કારમાં આ પ્રવૃત્તિ અભિવૃદ્ધિ કરશે એમ અમને આશા છે.

અમને વધુ આનંદ તો એ થાય છે કે કવિ નાનાલાલે આ પ્રવૃત્તિ સાથે તાદાત્મ્ય સાધ્યું છે. એમનું ભાષણ એમના યશ અને સાહિત્યમાં એમના સ્થાન–બને–ને શોભાવે એવું છે. ગયા ભાદરવામાં 'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ'માં આપણી સંસ્કૃતિની રૂપરેખા દોરવાનો આછો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. કવિએ આ પ્રયાસ એજ દિશામાં કર્યો છે; અને એમનું લાક્ષણિક દૃષ્ટિબિંદુ સુંદર રીતે ઉચ્ચારી આપણા સંસ્કારની રેખાઓ સ્પષ્ટ કરવાનું ઘણુંજ અમૂલ્ય અને અગત્યનું કામ કર્યું છે. ગુજરાતને એ સ્વાતંત્ર્ય (Freedom) અને સંયમ (Discipline) નું સંમેલનસ્થાન ગણે છે. ગુજરાતને "સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ"ની ભૂમિ ગણવાના અધિકારને આવી પુષ્ટિ મળેલી જોઇ અમને આનંદ થાય છે.

### મુંબાઇ વિદ્યાપીઠ

મુંબાઇ યુનીવર્સીટીની વ્યવસ્થા તેમજ મુળ ફેરવવા માટે સેંટ ઝેવીઅર્સ કોલેજના અધ્યક્ષ, તેમજ રા. લક્ષ્મીદાસ રવજી તેરશીએ લખેલા નિબંધો ઘણાએ વિચાર સુઝાડે છે. અહીં તેની નોંધ લેવા ઉપરાંત વધારે થઇ શકે તેમ નથી. વિદ્યાપીઠ પ્રત્યેક પ્રજાના સંસ્કારો જાળવી અને તેમને ઉત્તેજે એ સિદ્ધાંત સૌને મંજુર લાગે છે. અને તે બર લાવવા વિદ્યાપીઠની રચના ફેરવી તેને અક્ષરશઃ શિક્ષણપ્રદ બનાવવામાં પણ સૌ સંમત થશે. પણ એમ કરવા જતાં ઉદ્ભવતી આર્થિક અને વ્યાવહારિક મુશ્કેલીઓનો કેમ તોડ લાવવો તે મહાપ્રશ્ન છે. અવકાશ મળ્યે આવતા અંકમાં અમે એ પર વધારે વિચાર જણાવીશું.

### પ્રેસીડેંટ ડૉ. વીલ્સન

૧૯૨૪ ના વર્ષની શરુઆત દુનીઆના મહાપુરુષોનાં જીવનમાં ઉથલપાથલ કરનાર થઇ છે. ઇંગ્લંડનું પ્રધાનમંડળ બદલાયું. ગાંધીજી છુટયા. કોમરેડ લેનીન દુનીઆને રડતું મુકીને ગયો. અમેરીકાના માજી પ્રેસીડેંટ ડૉ. વીલ્સનનો દેહાંત પણ આજ અરસામાં થયો.

પ્રેસીડેંટ ડૉ. વીલ્સન એટલે વ્યવહારબુદ્ધિ વિનાના આદર્શની નિષ્ફલતાનું દૃષ્ટાંત. પ્રોફેસર

આ પુસ્તકના સઘળા લેખોને પ્રકાશન મંદિરે જુદાજુદા વિભાગોમાં ઔચિત્યબુદ્ધિથી વહેંચી નાંખ્યા છે. પ્રાર્થના, ચરિત્રકીર્તન, ઇતિહાસ અને ભૂગોલ; જીવંત ઇતિહાસ, કેળવણી, સમાજશાસ્ત્ર, સ્વદેશી, તત્ત્વચર્ચા, સાહિત્ય અને કલા; રાજકારણ-સિદ્ધાંતચર્ચા, રાજકારણ-પ્રસંગચર્ચા વગેરેવગેરે શાસ્ત્રીય વિભાગોના કોઈપણ ભાગ આપણે વાંચવા શરુ કરીશુ તો એમા વધતો જતો રસ આપણને એના પુરપ્રવાહમાં ભેંસભેર ધમડી લઈ ગયા વગર રહેશે નહીં. લેખકના વિષયોની સૃષ્ટિઓ અનેક છે પ્રત્યેકમાંથી એ એક વિષય પસંદ કરી લે છે અને એનુ આંતર અને બાહ્ય પરીક્ષણ કરી કરાવી એને હસ્તામલકવત્ પ્રત્યક્ષ કરી નાખે છે પ્રભુ, જ્ઞાન, પ્રેમ, માનવ, ઇતિહાસ, ધર્મ, સંસ્કૃતિ, સ્વતંત્રતા અને શાંતિ: આ સર્વ એમના પ્રિય વિષય છે પ્રત્યેકને એ કૌશલ્યથી ચીતરી શકે છે. એકને બીજા સાથે ઔચિત્યથી સાંકળી શકે છે

કાલેલકરના લેખોનો મોટો ભાગ નિબંધાત્મક લેખો છે. નિબંધને પોષે એમની શૈલી સફલતાથી ઘડાઈ ગઈ છે. ભાવાત્મક કે કલ્પનાત્મક સાહિત્યસૃષ્ટિ એ આવી સફલતાથી રચી શકે છે કે કેમ એ આ લેખોમાં આપણે જોઈ શકતા નથી.

સંગ્રહની લેખાવલિ કાલેલકરના કારાવાસ-નિવાસ સુધીની છે. ત્યાંથી મુક્ત થઈ ગયા પછી એમના લેખો પાછા પહેલાંની માફકજ અખંડ આલેખાવા લાગ્યા છે.

ગુજરાતી આલમને આ લેખોમાંથી પોતાના જીવનનુ નિરીક્ષણ કરવાને જથાંસા પુરતી સામગ્રી મળે એમ છે. પ્રત્યેક ગૃહમાં આ લેખો એક નવીન વિચારસૃષ્ટિ ઉભી કરે એવા છે

હવે અધ્યાપક કાલેલકરને એક વિનતિ. મરાઠી સાહિત્યનાં અંગોનુ એમને હાથે ગુજરાતીમા એક રેખાચિત્ર રચાવ. ગુજરાતને અનેક રીતે અપનાવનાર વિદ્વાન્ અધ્યાપક આટલી શી વિનતિનો સ્વીકાર કરશે એવી આશા રાખીશું.

## સ્વીકાર

સીપાહીઓના બળવાનો ઇતિહાસ (બંગાળી પરથી) અનુવાદક. રા. મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક રા. લાભશંકર જીવરાજ મહેતા મૂલ્ય. રૂ. ૪-૦-૦

હીંદી ઇતિહાસના એક પ્રખ્યાત પ્રકરણને લગતો આ સુવાચ્ય ગ્રંથ આપણી ભાષામા પહેલોજ છે, પણ ગુજરાતી લેખકો સ્વતંત્ર સંશોધનથી આવા પુસ્તકો લખે એ ખાસ ઇચ્છવાજોગ છે

બાળગીતસંગ્રહ ભાગ બીજો. સંયોજક અને પ્રકાશક: રા. ભાઈચંદ પુંજાદાસ શાહ મૂલ્ય. રૂ. ૦-૧૨-૦.

નિષ્કામ યાને કેવળ કામને શરણે· લેખક રા ભાનુ વ્યાસ પ્રકાશક· મેસર્સ શુકલ બ્રધર્સ, મુંબાઇ.

અમૃતમય યાને અમૃતમય ઝહેર: લેખક: રા ભાનુ પ્રકાશક શુકલ બ્રધર્સ, મુંબાઇ.

ગુજરાતી કહેવતસંગ્રહ સ્વ. આશારામ દલીચંદ શાહ પ્રકાશક રા. મુળચંદ આશારામ શાહ, અમદાવાદ મૂલ્ય રૂ. ૪-૦-૦.

પાંડવગુપ્તનિવાસ અને અજ્ઞાત વ્યાયોગ· અનુવાદક રા ઇશ્વરલાલ વીમાવાળા પ્રકાશક: રા નટવરલાલ સુરચંદ વીમાવાળા, સુરત. મૂલ્ય રૂ ૦-૧૨-૦.

બાર વર્ષનું બાળક (શ્રીમોહનનું) તંત્રીઓ સદ્ગત પુતળીબાઈ કાબાજી અને રા કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ. પ્રકાશક રા. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. મૂલ્ય રૂ. ૨-૦-૦

અવાજ દબાઇ ગયા, અને વેરભુખ્યા ફ્રાંસનો અને સ્વાર્થસાધક ઈંગ્લંડનો જય થયો. ભાવનાશાલી પ્રોફેસરના ઉત્તમ આદર્શોના જભ્ભા નીચે ધૂર્તોની કલાને વિકાસ પામવાનો વધારે સુયોગ મળ્યો એમ કોણ નહીં કહે?

પણ કેટલીક નિષ્ફલતાઓ સફલતા કરતાંએ વધારે ઉંચી છે, અને આવતી કાલનો ભાવનાશાલી વીર એ નિષ્ફળ થએલા આદર્શોને વ્યવહારનાં અમૃત છાંટી સજીવન કરશે. આવી નિષ્ફલતાઓમાંથી પ્રગટતી સજીવતામાંજ જગતનો અમર ઇતિહાસ લખાયલો છે.

### મનસુખલાલ રવજીભાઇ મહેતા

કાઠીઆવાડના જનસમાજમાં રાજકીય પ્રવૃત્તિનું ચેતન પ્રગટાવનાર મનસુખલાલ રવજીભાઇ મહેતા અડતાલીસ વર્ષની ઉંમરે અવસાન પામ્યા છે. આ અસહકારના જમાનામાં પ્રજામાં સ્વાતંત્ર્યબલ પ્રેરવા માટે અને કેટલાંક દેશી સંસ્થાનોની અયુક્ત રાજનીતિમાંથી લોકસમૂહને બચાવવાને ખાતર તેઓ અથાગ પરિશ્રમ કરી રહ્યા હતા. જો કે રાજકીય પ્રવૃત્તિ તેઓ આગળથીજ કરતા આવતા હતા તોપણ ગાંધીજીના અસહકાર પછીથી તેમાં તેઓએ આગળ પડતો ભાગ લીધો હતો અને ત્યારથી તેઓ વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યા હતા; અને તેમાં પણ કાઠીઆવાડનાં દેશી સંસ્થાનોના સત્તાપૂર્ણ કાયદાઓથી કચડાયલી પ્રજાને નીતિની રીતિએ તેમાંથી મુક્ત કરી સ્વતંત્ર બનાવવા જ્યારથી તેઓએ શરુઆત કરી ત્યારથી તેઓ પ્રજામાં વધારે આદરણીય થયા હતા.

કાઠીઆવાડની દેશી પ્રજા માટે તેઓએ અત્યાર સુધી જે પરિશ્રમ કર્યો છે તે ખરેખર કાઠીઆવાડના પ્રજાજનનાં હૃદયમાં ચિરસ્મરણીય રહે તેવો છે. અને તેથી તેમના જેવા એક દેશહિતૈષીના અવસાનથી ગુજરાતે-તેમાં પણ ખાસ કરી કાઠીઆવાડે એક અપૂર્વ હિતસ્વી ગુમાવ્યો છે એમ કહીએ તો ખોટું નથી.



## રાજાધિરાજ

(અનુસંધાન પૃષ્ઠ ૫૧૦ થી)

### પ્રકરણ ૧૦ મું

#### જેમાં વાહડ કાકને છોડવવા જાય છે

આ થોડા દિવસોમાં રાજામાં ઘણોજ ફેરફાર પડી ગયો હતો. તેમની એકાગ્ર આંખો, ફાટતાં નસ્કોરાં, અને તેમના શરીરની મનુષ્ય શી સજ્જતા તેમના હૃદયમાં રમી રહેલા પણ ઉત્સાહને દેખાડી આપતાં. એમને થાક લાગતો નહીં; ઉંઘ આવતી નહીં: એમની શક્તી ખુટતી નહીં. એક વસ્તુ તેમની ધ્યાનબહાર જતી નહીં, અને એક સાધનનો ઉપયોગ કરવાનું તે ચુકતા નહીં. કોડીલા ને સત્તાના શોખી કુંવરમાંથી તે એકદમ પ્રલયકાર બની ગયા.

કેટલાક સ્વભાવોમાં સાતત્ય અને એકતાનતા હમેશાં દેખાય છે. કાં તો ઉગ્ર એકાગ્રતા, કાં તો સ્વસ્થ કર્તવ્યપરાયણતા, કાં તો સુમધુર રસિકતા, કે કાં તો નીરાંત કે નિર્માલ્યતા એકધારે જીવનમાં વહે છે. પણ કેટલાક સ્વભાવોમાં જુદેજુદે વખતે જુદી-જુદી ધુન આવે છે; એટલુંજ નહીં પણ કોઇકોઇ પ્રસંગે એ ધુન એવા જોરથી આવે છે કે રખેને તે માણસ ધુનમાં ને ધુનમાં ગાંડો થઇ જાય એવું જોનારને લાગી આવે છે. જયસિંહદેવ મહારાજ આવા ધુની હતા. પોતાના અભિમાન શિવાય તેમના સ્વભાવનું કોઇપણ અંગ ચિરસ્થાયિ હતું નહીં. પાટણના પ્રતાપી નરેશ; સોલંકી કુલના અવતંસ; વિજયી સેનાના નાયક; અને ગુજરાતની અઢળક સમૃદ્ધિના ધણી પોતાની મોટાઇના તોરમાં ને તોરમાં રહેતા. પણ છતાં ધુન આવતાં તે બધું ભુલીને વિલાસી થઇ રહેતા; ઘડીમાં સ્વાર્થી અને વહેમી થઇ જતા; ઘડીકમાં ઉદાર અને નીખાલસ દીલના બની જતા. કોઇ પ્રસંગે તેમની મુત્સદ્દીપણાની પ્રતાપી ચમક બધાને આંજી નાખતી; કોઇક વખત ભલાઇની જલધારા ચારે તરફ પ્રસરતી. જે બાબરાભૂતની મદદથી અમાનુષી થવાનો દાવો કરતા તે કોઇક વખત મનુષ્યહૃદયના સદ્‌ભાવો સહેલાઇથી દર્શાવી શકતા.

હિમાલયના પ્રદેશોમાં જેવી અનિશ્ચિત પ્રકૃતિ હોય છે તેવા મહારાજ હતા. પલમાં પ્રખર તાપ પડે અને પલમાં વાદળાં ઘેરાઇ આવે: દેમાર વરસાદ અટકી જઇ એક પલમાં પ્રકૃતિ હસવા મંડી જાય; લીલોતરી અને હિમ બંનેનાં સૌંદર્ય ત્યાં દેખાય, બધા ફેરફારો અણજાણ્યા થઇ જાય; પણ ગમે તે વખતે અનેક સ્વરૂપોમાંનું એક સ્વરૂપ જે હોય તે સ્વરૂપ શ્રેષ્ઠ તો હોવાનુંજ.

મહારાજને અત્યારે આવી એક પ્રચંડ ધુન આવી હતી. જાણે તે રુદ્રના અવતાર હોય તેમ તેમણે જુનાગઢનો વિનાશ કરવા તાંડવ નૃત્ય આરંભ્યું હતું.

માંદગીમાંથી ઉઠ્યા પછી મહારાજની આ ધુન એવા સ્વરૂપમાં પ્રગટી હતી કે જે લોકો તેમને વર્ષો થયાં ઓળખતા હતા તે પણ ચકિત થઇ ગયા. વર્ષો થયાં ભડવીર દેખાતા મહારથીઓ આ જ્વલંત પ્રતાપ જોઇ અંજાઇ ગયા. જે જયદેવની તરવારથી કે બાબરાની ધાકથી કદી ધ્રુજ્યા ન હતા તે મહારાજની આ ધુન જોઇ ક્ષોભ પામ્યા. પુત્રની માંદગીથી મીનળદેવીને જેટલી ચિંતા થઇ હતી તેટલીજ ચિંતા આ ધુન જોઇને થઇ. પણ જો ઉછળતી રેલને કોઇ થંભાવે તો તે પણ તેમની આ ધુન રોકી શકે તેમ ન હતું. જેમને શર ચઢાવવાની જરૂર દેખાતી તેમનું શૂર અત્યારે કોઇ ઉતારે તો સારું એમ તેને લાગ્યું.

# માસિક રોજનીશી

## ફેબ્રુઆરી ૧૯૨૪

તા. ૧ લી—મુંબાઈમાં શ્રી. શંકરલાલ બેંકરને ત્યાં મહાસભાની કારોબારીની બેઠક મળી

શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ વડી ધારાસભાના સ્વરાજ્યપક્ષના ઉપનાયક ચુંટાયા.

કાકા કાલેલકર છૂટયા.

તા. ૫ મી—મહાત્મા ગાંધીજી છૂટયા

તા. ૬ ઠ્ઠી—મુંબાઈમાં મહાત્માજીની મુક્તિનો ઉત્સવદિવસ પાળવામાં આવ્યો

તા. ૭ મી—'અસહકાર'ના માજી તંત્રી શ્રીયુત મીનાબેન પોલ્યુને વર્ષની અને મુદ્રક શ્રીયુત મગન લાલ વનમાળીદાસને એક વર્ષની સખત કેદની સજા થઈ

તા. ૮ મી—મહાત્માજીનો મજાને પહેલો સંદેશો.

તા. ૯ મી—અમદાવાદમાં સંગીતપરિષદની બેઠક મળી

તા. ૧૦ મી—મહાત્માજીની મુક્તિ માટે આખા દેશમાં ઉત્સવનો દિવસ ઉજવાયો.

તા. ૧૧ મી—કાઠીઆવાડ રાજકીય પરિષદના પિતા શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ મહેતાનું અવસાન થયું

તા. ૧૨ મી—મહાત્માજીને રૂ. ૧૦ લાખની થેલી અર્પણ કરવા શ્રીયુત વલ્લભભાઈએ એક ચાદી બહાર પાડી.

શ્રીયુત વલ્લભભાઈ પટેલની અમદાવાદની મ્યુની સીપાલીટીના પ્રમુખ તરીકે, શ્રી બાલુભાઈ પી. ઠાકોરની ઉપપ્રમુખ અને શાળાસમિતિના પ્રમુખ તરીકે અને ડૉ. કાનુગાની આરોગ્યસમિતિના પ્રમુખ તરીકે ચુંટણી થઈ

તા. ૧૪ મી—ભાવનગર ખાતે મળનારી સાહિત્ય પરિષદના સ્વાગતમંડળના પ્રમુખ તરીકે શ્રી પટ્ટણી અને ઉપપ્રમુખ તરીકે શ્રી. ચંદુભાઈ શામળદાસ મહેતાની ચુંટણી થઈ

તા. ૧૬ મી—પટેલબંધુઓના સૌથી નાના ભાઈ શ્રી કાશીભાઈ ઝવેરભાઈ પટેલે વકીલાત છોડી

ગુજરાત (સુપા) ગુરુકુલની સ્થાપના અને મહોત્સવ

તા. ૧૭ મી—ગુજરાતના જાણીતા બહારવટીઆ બાબર દેવાને વડોદરા રાજ્યની પોલીસે પકડયો.

તા. ૧૮ મી—મહાસભાની કારોબારી સમિતિના ઠરાવ અનુસાર ગાંધીમાસ શરૂ થયો.

મુંબાઈની નેશનલ મેડીકલ કૉલેજની કાર્યવાહીએ "મહાત્મા ગાંધી ફ્રી જનરલ હૉસ્પીટલ" ખોલવા ઠરાવ કર્યો.

મુંબાઈની નવી ધારાસભા ના. ગવર્નરે ખુલ્લી મુકી

તા. ૧૯ મી—મુંબાઈ સરકારનું અંદાજપત્ર મુંબાઈની નવી ધારાસભાની બેઠકમાં રજુ થયું.

'નવજીવન' અને 'યંગ ઈંડીઆ' મહાત્માજીએ હાથમાં લેવાની ભાઈ દેવીદાસે ખબર આપી.

તા. ૨૦ મી—મુંબાઈના જાણીતા બાહોશ શહેરી અને કૉરપોરેટર શેઠ હંસરાજ માણેકજી ઠાકરસીનું અવસાન

તા. ૨૨ મી—મુંબાઈની મીલહડતાળ સંબંધી તપાસ કરવા મુંબાઈ સરકારે સમિતિ નીમી.

તા. ૨૩ મી—મુંબાઈના ગવર્નરે મીલમજુરોના પ્રતિનિધિમંડળની મુલાકાત લીધી.

તા. ૨૫ મી—મુંબાઈની મીલહડતાલ સંબંધી સરકારે નીમેલી કમીટીએ તપાસ શરૂ કરી

મુંબાઈમાં વસતા કાઠીઆવાડીઓએ સ્વ. મનસુખલાલભાઈ માટે સ્મારક ઉભું કરવા કમીટી નીમી

તા. ૨૬ મી—મહાત્માજીએ અકાલીઓને ચેતુ સત્યાગ્રહ ચોખાવવા સંદેશો મોકલ્યો

"બોલાવ" રાજાએ જરાક હસીને કહ્યું. રાણી સાથે વધારે વાદવિવાદમાં તેમને સાર ભાયો નહીં.

વાહડ દાખલ થયો ને હાથ જોડી ઉભો રહ્યો.

"વાહડ ! તેં જુનાગઢમાં કાક વીરો કે સાંભળ્યું ?" રાજાએ પુછ્યું.

વાહડ ચમક્યો. રાજાને એ વાતની કયાંથી ખબર પડી ?

"શું સાંભળ્યું ?" શાંત ને સત્તાવાહી અવાજે લીલાદેવીએ સુધાર્યું.

"મને લાગે છે કે ભટરાજ જીવે છે."

આ સાંભળી રાણીની આંખો ચમકી ઉઠી.

"ત્યારે મને કહેતો કેમ નથી ?" રાજાએ ગુસ્સામાં કહ્યું. "હમણાં બધી વાત કહી ગયો ને એ સંબંધી તો એક અક્ષરે બોલ્યો નહીં તું પણ તારા બાપની માફક છાનાંમાનાં બધું કરતો શીખ્યો કે ?"

"મહારાજ !" નીચું જોઇ વાહડે કહ્યું, "ક્ષમા કરો. મારો વિચાર–"

"શો ?"

"કે કાકભટને છોડવી લાવી મહારાજને હું પ્રસન્ન કરું." વાહડે કહ્યું.

લીલાદેવી હસ્યાં. રાજાની આંખ પણ જરા હસી. તેમનો ગુસ્સો જતો રહ્યો.

"વાહડ ! અત્યારે ને અત્યારે જા—"

"જેવી આજ્ઞા."

"દેશળ ને વીશળને સંદેશો પણ ગુંજ લઇ જા."

"જી."

"તેમને કહેજે કે, મને આ વાત લાંબી પહોંચે છે તે બીલકુલ ગમતું નથી. મને આવી મળવું હોય તો એકદમ આવે. તું લઇનેજ આવજે. પરમ દહાડે અહીંઆં બધાં મળવાનાં છે. જો એમનામાં વખતસર આવવાની હીંમત ન હોય તો કહી દેજે કે જયસિંહદેવ સોલંકી રણે ચડશે તો પછી કોઇની પરવા કરનાર નથી."

"જી."

"ને એમની પણ મદદ લેજે ને કાકને પાછો લઇ આવજે." રાજાએ કહ્યું.

"અત્યારે અમને કાક વિના ચાલે એમ નથી." રાણીએ ઉમેર્યું.

"બા! ભટરાજ જીવતા હશે તો ખાલી હાથે પાછો નહીં ફરું."

"પરમ દહાડે તમે ચારે જણ મારે અહીંઆં જોઇએ."

"જેવી આજ્ઞા."

"જા. જલદી જા."

વાહડ પ્રણામ કરી ત્યાંથી ગયો અને મંગી પણ જવાની તૈયારી કરી રહી.

પણ એટલામાં મહારાજ ઉઠયા.

"કેમ જાઓ છો ?" લીલાદેવીએ સચક અવાજે પ્રશ્ન કર્યો.

રાજા હસ્યા. પરમારી રાણી આજે કેટલા દિવસ થયાં રીસાઇ બેઠી છે. કેટલાં તો કહેણ મોકલ્યાં."

લીલાદેવી ખડખડ હસી "હું નથી રીસાવાની. પધારો." તે શાંત ને તટસ્થ બની ઉભી રહી. રાજાએ તેની સામે જોયું, અને તેનું સ્વાસ્થ્ય ને શાંતિ જોઇ તે ગુંચવાયો. એ સ્ત્રી તેમને પુરેપુરી સમજાતી નહોતી. તેમને રાત અહીંઆં ગાળવાનું મન થયું–પણ તરવાર જેવી ધારીલી, ચમકતી ને ભાવહીન સ્ત્રી જોડે રાત ગાળવાની ધીરજ તેમને રહી નહી. તેમને તો અત્યારે લડાવે, હસાવે ને રીઝવે એવું કોઇ જોઇતું હતું. તેમણે હસીને ચાલવા માંડયું.

લીલાદેવીએ થોડી વાર જોયા કર્યું ને પછી તેના હોઠ પર હાસ્ય આવ્યું. તો જરા આત્મતિરસ્કારથી બબડી: "આ હીરો તો પરખાયા વિનાનોજ રહી જવાનો" તે મંગી તરફ ફરી. તેણે મોટેથી કહ્યું: "મંગી હું સૂઇ જાઉં છું."

રાણી, દીર્ઘદર્શી લીલાદેવી આ ધુન જોઈને અંજાઈ તો નહીં પણ અચંબો પામી. તેના ઉદાત્ત હૃદયને આ નવીનતા જોતાં ઠીક રસ પડ્યો; તેની મહત્ત્વાકાંક્ષા ઠીક સંતોષાઈ. તેને લાગ્યું કે જો મહારાજ સદાય આવી જ ધુનમાં રહે તો પાટણ દુઃસહ તો નહીં થઈ પડે.

મંત્રી બહાર ગયા એટલે મહારાજ રાણી તરફ ફર્યા.

"ઉદા એક નવો રસ્તો લઈ આવ્યો છે" તેમણે કહ્યું.

જરા જરા મરોડથી રાણીએ પૂછ્યું "શો?"

"ઉદાએ રા'ના બાળકોને હાથમાં લીધા છે."

"કોણ દેશળ અને વીશળ?"

"હા એ આપણને મળી જવાના છે."

"પણ મને એવા પર વિશ્વાસ કરવો ઠીક લાગતો નથી."

રાજા મગરૂરીમાં હસ્યા "હું એમનામાં વિશ્વાસ મૂકું! હું એમને બરોબર ઓળખું છું. એ તો ખેંગાર ગમે તેટલો ભલો છે કે એમને ઘરમાં ઘાલે છે. પણ એમને લીધે જૂનાગઢ મળે એમ છે."

"કઈ રીતે?" જરાક અધૈર્ય દાખવતા અવાજે રાણીએ પૂછ્યું.

"ગઢમાં એમનાં કેટલાક માણસો ફોડ્યાં છે."

"એટલે" જરાક તિરસ્કારભર્યે અવાજે રાણીએ કહ્યું, "ગઢમાં છાનામાના પેસી જશો?"

"હા" રાજાએ હસીને કહ્યું.

"મહારાજ!" રાણીએ શાંત અને તિરસ્કારભર્યે અવાજે કહ્યું "દગાથી ગઢ લેવો એ ખોટું નથી; પણ ખેંગારની કીર્તિ તમારી કીર્તિને ઝાંખી કરશે."

આ શાંત શબ્દો રાજાને ફટકા જેવા લાગ્યા. તેમણે રાણી તરફ જરાક અધીરાઈથી, જરાક ગુસ્સાથી જોયું. પણ રાણીના શાંત તિરસ્કારમાં સદાય એવી તટસ્થતા રહેતી કે ગુસ્સો કયાંથી? તેની સાથે કૈં નહીં વળે એમ તેમને હમેશાં દેખાતું અને તેથી રાજા ઘણી વખત તેનાથી અંતરમાં ડરતા.

"કીર્તિ!" જયસિંહદેવે અધીરાઈથી કહ્યું "મારી કીર્તિને ખેંગાર ઝાંખી કરશે! દેવી, યુદ્ધમાં કીર્તિ જીતનારને મળે છે. જે હાથ તને કીર્તિ કરી' મારે તો જૂનાગઢ પાડવું છે જે હાથે તે પડે તે મારું હથિયાર."

"હા" હસીને લીલાદેવીએ કહ્યું, "પણ તમારી પાસે શોભે એવું શસ્ત્ર હોય ત્યારે ન શોભે એવું શા માટે લેવું? જો તમે ગઢ બળથી તોડી શકો તો માણસ ફોસલાવી બારી વાટે શા માટે પેસવું?"

રાણી જવાબની વાટ જોતી પળવાર થોભી. રાજા જવાબ ખાઈ ગયા. બળ અને ભેદ બંનેનો ઉપયોગ તે શા સારુ કરવા માગતા હતા તેનું કારણ તે લીલાદેવીને આપી શકે એમ નહોતું. ગુસ્સાના, વીરત્વના, વેરના ઝનૂનના ધુમાડામાંથી પણ થોડીથોડી વખતે તેમને પોતાના અંતરમાં રાણકદેવીનું મુખ દેખાતું; અને જે બાઈએ બાળપણમાં તેમનો તિરસ્કાર કર્યો તેને નમાવવાની હોંસ તેમના દિલમાં હમેશાં થઈ આવતી. એ બધું લીલાદેવીને તે કેમ કહી શકે?

રાજાએ ટૂંકી વારે જવાબ દીધો "મને તો જૂનાગઢ પડશે ત્યારે જ સૂઝશે."

"એમ?" જવાબની અસંબદ્ધતા જોઈ રાણીએ ટાઢે પેટે પૂછ્યું.

"અન્નદાતા! વાઘ મહેતા આવ્યા." મંત્રીએ આવીને કહ્યું.

તેમણે ઉંડો વિચાર કર્યો: જુનાગઢની દુર્જયતાનો આધાર તેનો ગઢ હતો; ગઢનો આધાર તેમના નીમકહલાલ યોદ્ધાઓ હતા; એ યોદ્ધાઓનો આધાર ખેંગારની અડગતા પર હતો ને એ અડગતાનો આધાર દેવડીની એકનિષ્ઠા પર હતો. જો આ એકનિષ્ઠા ખોટી ઠરે તો ખેંગાર ડગે; જો, ખેંગાર ડગે તો સોરઠીઓ નિઃસત્ત્વ થાય: જો તે નિઃસત્ત્વ થાય તો ગઢ પડે; ને ગઢ પડે તો જયદેવ જીતે—ને જયદેવ જુનાગઢ લે તો પછી તેમને જુનાગઢ પર રાજ્ય ચલાવવા કોઇ જોઇએ: તો પછી—પછી—એક સિંહાસન તો હાથ આવે.

દેશળદેવને લાગતું હતું કે પોતાની અવસ્થા થવા આવી છે, અને ટુંકા વખતમાં આશાની અટારીઓ બધી ધુળમા મળવાની. તો શા સારુ તક ગુમાવવી?

ઉદા મહેતાને બોલાવી તે છાનામાના મળ્યા, અને જયસિંહદેવને જુનાગઢ જીતાડી આપવાનું વચન આપ્યું. ઉદામહેતા સંદેશો લઇ વંથળી ગયા.

એટલામાં ભાગ્યશાળીને ભૂત રળે એવું થયું. એભલનાયક ગુમ થયા, અને પટ્ટણીઓએ એભલનાયકની ચોકી લઇ લીધી. એ ચોકી જુનાગઢનું ખરુ નાકુ હતું; અને તે વાટે વર્ષો થયાં જુનાગઢને ખાવાનુ પુરું પાડવામાં આવતું. એભલ પાકો ને બાહોશ સોરઠી હતો, અને ચારે તરફ એ એવો ત્રાસ વરતાવતો કે તેને જીતવાની આશા પટ્ટણી સૈન્યે ક્યારની છોડી દીધી હતી. એટલે તેને કોઇ છેડતું નહીં, અને ચોકીમાં બેઠાંબેઠાં તે ચારેગમથી અનાજ, ઘાસ ને જોઇતી ચીજો ભેગી કરી, ગઢ ટકાવી રાખતો. એભલ પડયો એટલે જુનાગઢનો અન્નદાતા ગયો.

ખેંગારે ચોકી પાછી હાથ કરવા ચાંપતાં પગલાં લેવા માંડયાં; અને એભલનાયકના અગીઆર છોકરાઓએ બાપની ટેક રાખવા ચોકી પાછી લેવાનું બીડું ઝડપ્યું. પહેલાં બે પુત્રો ગયા, ને ઝપાઝપીમાં મરાયા. તેમની જગ્યાએ બીજા બે ગયા તેમાંથી એક કપાઇ મુઓ. અને બીજો ઘાયલ થઇ પાછો આવ્યો.

ખેંગારે બીજા બેને જવા કહ્યું. છત્રસાલે ધણીનો હુકમ માથે ચઢાવ્યો; પણ દાદુનું હૃદય ડગ્યું. પંદર દહાડામાં બાપ ને ત્રણ ભાઇઓ ગયા—ને એક ભાઇ ઘવાયો. ખેંગારે કરવા શું માંડયું?

દાદુ ગઢવી દેશળદેવનો જમાઇ હતો. પતિને મૃત્યુના મોમાં જતો જોઇ દાદુની પત્ની કકળી ઉઠી. તેણે આવી બાપ આગળ આંસું ઢાળ્યા. દાદુ બચે ને ઉપયોગી થઇ પડે એવો એક રસ્તો તેમને સુઝયો.

અત્યારે તે દાદુની વાટ જોતા બેઠા હતા. એ ગઢવીની મદદથી તે ઉદા મહેતાને જઇ મળી શકતા; અને અત્યારે તે કે પણ ઉદામહેતાનો પેગામ લાવનારનો સંદેશો લઇ આવશે એમ તે માનતા હતા.

આખરે દેશળદેવ અધીરા થયા, અને બુમ મારી: "બીમા!"

એક વૃદ્ધ અનુચર હાજર થયો.

"જા, દાદુ નાયકને બોલાવ. ને છોટાબાપુ ક્યાં છે?"

"અન્નદાતા! છોટાબાપુ હજુ નથી આવ્યા. દાદુભાને બોલાવી લાવું."

પણ એટલામાં હેઠળ કૈં અવાજ આવ્યો તે દેશળદેવે પારખ્યો. "જા, ઘણું કરી નાયકજ આવ્યા. ઉપર મોકલ."

"મોટાબાપુ છે કે?" એક અવાજ આવ્યો.

"કોણ નાયક! આવો." દેશળદેવે કહ્યું. બે જણ આવ્યા.

દેશળદેવ ચેતી ગયા. તેમણે બીમાને નીચે જવા ફરમાવ્યું.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

"જેવી બાની મરજી" કહી મગીએ મારણા આગળ પોતાની પથારી પાથરવા માંડી.

રાણીના હૃદયમાં અસંતોષ નહોતો, અદેખાઇ નહોતી. જુનાગઢના જેતાની પોતે પટરાણી હતી, અને કાક જીવતો હતો એ વાતથી તેના હૃદયમાં સંતોષ હતો. તેણે નીરાંતે ઉંઘવા માંડયું.

---

## પ્રકરણ ૧૧ મું

### દેશળદેવ

બીજે દિવસે રાતે જુનાગઢમાં પોતાની હવેલીની મેડી પર દેશળદેવ બેઠા હતા.

પાટણના મંડળેશ્વરના પુત્ર, રાં ખેંગારના ભાણેજનું શરીર ૫૧૨ વર્ષ પર પાટણમાં આવતાં કાંઇ જેવું હતું તેવું જ સુક્કું હતું. તેમનું મોઢું સ્વાભાવિક કદરૂપતા અને ઉંમર બેને પ્રતાપે અનાકર્ષક લાગતું હતું. તેમની આંખો પીળી, છતાં તેજસ્વી હતી. તે મોઢામાં મુછ રાખી તેને જોરથી ચાવતા હતા.

'એમની આંખો ચપળતાથી ફરતી હતી.

તે આજ અસંતોષી હતા, અને સ્વાભાવિક અસંતોષને પાળીપોષી તેમણે ઘણોજ મોટો કર્યો હતો. અને એ અસંતોષનું મુખ્ય કારણ તેમનો પાટણ અને સોરઠ બેઉનો સંબંધ હતો. આ બંને પ્રતાપી સિંહાસનના પાયા આગળ તેમનો જન્મ થયો હતો.

એમનું ભમજ સદા આમ વિચાર કર્યા કરતું: જો કર્ણદેવ મહારાજ અપુત્ર મરી ગયા હોત, કે જયસિંહદેવ બાળપણમાં ગુજરી ગયા—અને [1]ત્રિભુવનપાળ જેવા વર્ણસંકર ને મુંજાલ જેવાનો સાથ ન હોત તો આજે તે પાટણના ધણી થાત. જો ખેંગાર અપુત્ર મરે, કે તેના પુત્રો મરી જાય તો પોતે જુનાગઢના ધણી થાય. પણ તેમને કમનસીબે બંને

1 કુમારપાળનો બાપ વિ. ૧ મ. ૩.

સિંહાસનો નજર આગળ દેખાયા કરતાં, ને તે પાસે અને દૂર રહેતાં.

એમને સાઠ વર્ષ થયાં હતાં. પહેલાં તે મોસાળમાં રહ્યા; પછી પાટણમાં રહ્યા. પાટણમાં રહ્યા હતા ત્યારે સોરઠને મદદ કરવા માટે મુંજાલ ખીજાયો ને પાટણમાંથી તેમને હાંકી કાઢયા. અહીંઆ આવ્યા ને ઉદાર ખેંગારે આશ્રય આપ્યો પણ સંપૂર્ણ વિશ્વાસ મુક્યો નહીં. આખરે થાકી તેમણે પાટણ ને જુનાગઢ વચ્ચે સંધી કરાવી જયસિંહદેવની મહેરબાની મેળવવાનો પ્રયત્ન કર્યો. તેમણે ઉદા મહેતા સાથે મસલતો ચલાવવા માંડી, તેની મારફતે જયદેવને પટાવ્યા, મહામહેનતે ખેંગારનો દૃઢ નિશ્ચય ઢીલો કર્યો—ત્યારે રાણકદેવી આડે આવી. એમના અસંતોષે માઝા મુકવા માંડી.

હવે એમને કોઇનો લીહાજ રહ્યો નહોતો. જોઇએ તો જુનાગઢ પડે, જોઇએ તો પાટણ પાધર થાય ને જોઇએ તો જયદેવ રાણકદેવીને ઉપાડી જાય—એમને કશાની પરવા રહી નહોતી.

હવે એ છેલ્લે પાટલે બેઠા હતા, અને નસીબની છેલ્લી બાજી ખેલવાનો નિશ્ચય કરી રહ્યા હતા. પણ કેમ ખેલવી તે કશાં સુધી જડતું નહોતું.

પણ છેલ્લા થોડા દિવસ થયાં એક યોજના તેમના ભેજામાં ઘડાતી હતી. અત્યારે તે યોજના મનમાં રમી રહી હતી. તે મુછ કરડતા હસ્યા શી સરસ યોજના!

થોડા દહાડા પર તેમના બાઇ વીરાજે એક સરસ બાતમી આપી ત્યારથી આ યોજના તેમના મનમાં ઘડાતી હતી. બાતમી તો આટલીજ હતી કે રાણકદેવી કોઇ પરપુરુષની છાનામાનાં ચાકરી કરતી હતી.

આ વાત સાંભળી દેશળદેવને પોતાના વહેમ ખરા લાગ્યા. આ સાધ્વી દેખાતી રાણીની સાધુતાજ તેના કોઇ છુપા પાપાચાર-ની સાક્ષી પુરતી હતી. હવે તે પકડાઇ.

ત્રણ કાગળ લખીને ફાડી નાંખ્યા, પણ કશુંજ ચેન પડયું નહીં.

એટલામાંજ કૈંક કારણથી, ચારુલતાના દીઅર તથા દેરાણીનો શયનખંડ ઉઘડ્યો અને મધુરી બહાર ઓસરીમાં આવી. ત્યાં તેણે ચારુલતાના ખંડમાં મોટો દીવો બળતો જોયો એટલે ધીરે પગલે પાસે આવી બારણામાંથી જોયું તો ટેબલ ઉપર ઘડીઆળમાં બે વાગેલા હતા, અને ચારુલતા આંસુભરેલી આંખે કાગળ લખવાનો પ્રયત્ન કરતી હતી. મધુરી બહુ નાના મનની ને સહેજ અદેખી હતી તેથી જલદી પોતાના ખંડમાં જઇ પોતાના પતિ મધુકુમાર, જે પલંગમાં આળોટતા અર્ધનિદ્રામાં પડયા હતા તેમને કહેવા લાગી:—"સાંભળ્યું કે? તમારાં ભાભીસાહેબ તો પોતાની ઓરડીમાં દરરોજ નવાં નાટક ભજવતાં લાગે છે ને શું?" મધુકુમારનું શરીર ઘણું સ્થૂલ હતું તેથી લગાર હોંશીઆરીમાં આવતાં વાર લાગી-"પણ છે શું? જંપવા દેને અત્યારે."

"મારે શું? ફાવે તેમ કરો—ખરું કહેવામાં ખાર શો?"

મધુકુમાર ટટાર થયા અને પછી બંને બહાર આવ્યાં....

મહાબલેશ્વર મહીનાથી આવ્યા પછી મધુકુમારે જોયું હતું કે ચારુલતા કોઇ જોડે ખૂહુ બોલતી નથી કે ભળતી નથી. જીમખાનામાં દરરોજ મધુરીને નિજ ઉરના વિવિધ વિલાસ પ્રમાણે નવરંગી સાડીઓ પહેરી જવાનો, ત્યાં તડાકા મારવાનો, ટેનીસ રમવાનો તથા પાનાં ખેલવાનો અને ફેશનમાં પહેલા નંબરની ગણાઇ, બીજાની ગમે તેવી સખત ટીકા કરવાનો શોખ હતો; પણ ચારુલતા ફક્ત પાસેના 'પોઇંટ' ઉપર માણસ ને નલિની સાથે ફરવા જતી, અને પોતાના વાચનમાં, વિચારમાં, અને એક બે જુની સખીઓને કવચિત્ મળવામાં વખત ગાળતી. આથી મધુકુમાર ને મધુરી બંને ઘણાં ગુસ્સે તો ભરાયાં હતાં, પણ કશું ચાલ્યું નહીં.

આજ સહેજ પોતાના ઉભરા ખાલી કરવાનું બંનેને બહુ મન થયું. ઘણી રાત્રિ ગએલી, ગઇ રાત્રે ભારે મીજબાની ને અમનચમન ઉડાડેલી તેથી કેટલા વખતથી ધુંધવાતું હતું તે હૃદય આજ સળગી ઉઠયું. તેમાં મધુકુમારનો સ્વભાવ ઘણો ક્રોધી તથા સ્વાર્થપરાયણ હતો. વળી બળતું હતું તેમાં મધુરીના હલકા સ્વભાવથી ને ઇર્ષ્યાથી અદર ઘી ઉમેરાયું.

મધુરીને ટકોર કરવા મોકલી મધુકુમાર પોતે પાછા ઘેનમાં પથારીમાં પડયા. મધુરીએ આવી ચારુલતાનું બારણું ઠોકયું. અશ્રુભીની આંખડીથી કાગળ ભીંજી રહ્યો હતો ત્યાં ઓચીંતો અવાજ આવતાં ચારુલતા ચમકી, સફાળી ઉઠી ને કાગળ દબાવી દઇ, ધડકતે હૃદયે, ફીક્કે ચહેરે બારણા કને આવી. ધીરેથી ઉઘાડે છે ત્યાં તો મધુરીનાં દર્શન! બીચારી કૈં પણ શાનું બોલી શકે? મધુરીએ કટાક્ષથી હસીને ટાણો માર્યોઃ "અહો! ભાભી! શરીર તો સારું છે ને? આટલી રાતનાં ઉજાગરા શા માટે કરો છો? હું તો સહેજ ઉઠી ત્યાં તમારો દીવો જોઇ ચમકી, તમારી તબીઅત કદાચ ઠીક ન હોય ધારી સહેજ જોવા આવી."

ચારુલતા સજલ નયને નીચું જોઇ રહી. કશું બોલવું ઠીક નહોતું. મધુરી ફરીથી ટહુકીઃ "ભાભી! આવાં તોફાનો કરશો તો શેઠ ઉલટા આવતા હશે તે નહીં આવે. દરરોજ ઉઠીને ઉદાસ ફરવું, ન કોઇ જોડે બોલવું કે હરવું ફરવું ને બધે દીલગીરી ફેલાવવી. એવું તે શું તમને દુઃખ

## ચારુલતા

[અનુસંધાન પૃષ્ઠ ૫૨૩ થી]

અમે સાથે ઉભાઉભા જે સૌંદર્યો જોયાં-અને એકાંત હોવાથી (બાકીનું મળ્યું ઉપર હતું, જે મીઠું પાન કર્યું—તે હવે કેવા પીડે છે! ત્યારે કુમારે શું કહ્યું હતું? "લતા! કેટલા યુગો વ્યતીત થયા, શિવાજી મહારાજ પણ ભુલાતા જાય, છતાં કુદરત સનાતન સૌંદર્યે વિલસે છે ને?" ત્યારે મેં કહ્યું હતું ને!—"કુમાર! આપણા જેવા કેટલાંએ પ્રેમી આ સ્થળે ઉભા રહી નસમસ બન્યાં હશે, અને કેટલાએ દંપતીના પ્રેમ સુકાતા ગયા હશે, છતાં પ્રેમ તો સનાતન સુંદર રહેવાનો ને?"."

"અનાપગઢ ઉપર એક વાર એમનો હાથ લઇ હું કળેકળે સાથે ચઢતી હતી ત્યારે હું કેટલી થાકતી. ને કોઇ વાર હું કે જાણી નીચેનાં સૌંદર્ય જોતી હતી ત્યારે મારામાં હોંશ કેવી હતી! ત્યારે મેં કહ્યું હતું ને કે, "કુમાર! સંસારમાં પ્રયાણ માટે એકથી બેની જરૂર આવી જ કરી હશે ને?" તે સમયે પોતે તો પાર્મનીસના પુસ્તકો તાજા જ વાંચેલા હોવાથી કેવા વિચારમાં તલ્લીન હતા! ત્યારે મેં એમને ફરી પુછ્યું "શા વિચારસાગરમાં ડુબ્યા છો!" ત્યારે કેવા મૃદુહાસ્યથી તેમણે જવાબ વાળ્યો કે, "લતા! આ સ્થળો તો પ્રત્યેક દેશભક્તને પૂજ્ય બન્યાં છે. શિવાજી મહારાજની ઉજ્જ્વળ અમર કીર્તિ તથા પૂર્વે જાહોજલાલીના આ અવિચલ સ્તંભો છે, અને એવા આસપાસના લગભગ સો ગઢોનો વિચાર કરીએ ત્યારે આપણને શું શું થાય!—કીર્તિ કેરાં કોટડાં પડ્યાં નવ પડત!'......"

"રાત્રિ ઘટતીજ જાય છે—બાર વાગ્યા હશે આ ચંદ્ર જે અમૃત સરખો હતો તે આજ કેવો અકારો લાગે છે. બંગલામાં બધાજ સુઇ ગયા છે નાની નલિની પણ પલંગમાં કેવા આનંદથી ઉંઘે છે! એને કશી હાલ ચિંતા છે? પિતાનું વાત્સલ્ય આછું અધુરું છે છતાં હું પાસે છુ ત્યાં લગી એને એવુંજ કશું ભાન રહેવાનું? પણ એ મોટી થશે અને પિતાની આંખમાં પ્રેમનો પ્રકાશ નહીં જુએ ત્યારે એની માતા વાસે એ શું ધરશે?...પણ હવે વિચારો ક્યાં લગી કરું? સુખોના સ્વપ્નોમાં કેવું કરુણ દર્દ ભર્યું છે! નિગશાજ શું મેં લલાટે લખાવી હશે? હોય પણ કેનો કાંડું? એ મનહર આંખો કાતરતાની અને મર્દન નીરાગી એ કોણે ધારેલું? હું એની તરફ મારી બહેન જેટલું વહાલ નાખતી પણ એ, કુમાર! તેં કોને-મેને આ શા કોલ દીધા છે?......"

આમ વિચારની પરંપરામાં ચારુલતા એવી મુઝાઇ ગઇ કે નીચે ખુરશી પર બેસી ટેબલ ઉપર માથું મુકી હૃદય ઠાલવીને રડી ત્યારે એના વાળ વીખરાવા માંડ્યા હતા, અને ચંદ્રની એ મુખકમલ ને કેશકલાપ ઉપર એવી સુંદર વિલસતી હતી કે કોઇ ચિત્રકારને એ સુંદર ચિત્ર ચીતરવાનું મન થાય. એક કલાક વીતી ગયો હશે પણ એ ન હાલી કે ન ચાલી પછી ખુબ નિશ્વાસ મુકી, ઉઠી નિશ્ચય કરી પોતે કહી—'લાવ, આજ મારું હૃદય મોકળું મુકી એક પત્ર તો કુમારને લખું. એ આમ કેમ એકજ નિષ્ઠુર થઇ ગયા હશે!'

તે ઉઠી ને કાગળ તથા પેન લઇ, દીવા કને લખવા બેઠી, પણ શું લખવું ને શું ન લખવું તે સુઝયું નહીં તેથી ખુબ અકળાઇ, અને એ

પડ્યુ છે! અને અમારે શું! ત્યારે તો કરો. ન ગોઠતું હોય તો જરા ઘઓને કે તરતજ શુક્ર સોમવારે સવારે અગીઆર વાગે આવે."

આવા મર્મપ્રહારોથી ઘટોા કરી મધુરી ચાલી ગઈ આરુલતાના સુકોમળ મનને કેટલું થયું હશે તેની કલ્પના કરવાની વાચકનેજ સોંપું છુ.

આરુલતા બીચારી એકદમ પલંગમાં પડી ધ્રુસકેધ્રુસકે રડી. "આટલી હુ એમનાથી અળગી થઈ ગઈ છું? મને કહી શકે ને? આજથી બે વર્ષ પહેલાં એમનાથી શું કે આ થઈ શકતું હતું! અને હવે મારે પતિના મન નહી તોજ આગ મનથી જગત ખાઉં ને જગતના મનથી હુ પણ અકારી લાગુ છું ને? મધુકુમાર ને મધુરીનો પણ મારે વાક ન કાઢવો જોઈએ વાક મારા પ્રારબ્ધનો. મારા કુમાર હમણાં હમણાના પતિત થતા ગયા છે; જ્યાં તેમનો આત્મા ઘણો ઉંચો છે, એટલે સવારથી સાંજ સુધી ખાનપાન–ઉમખાના–ચીજ–નહા ને વિલાસના વાતાવરણમાં રહેનારા માણસ દીલને પ્રેમ શી ચીજ છે તેનો ખ્યાલ પણ ક્યાંથી આવે? મધુરી પણ સુખી છે. કારણ કે તેને પણ કેવળ ભુલકાવનાર બહારનો આડંબર, મોજશોખ તથા ફેશન ને વિલાસ પસંદ છે તેને પણ સમાનના વિચારોમાંજ ઝઝાપચ્યા રહેવું ગમે છે. અને મધુકુમારને એવાં જનોએ ઘેર્યા. મને તેમની ઈર્ષ્યા થતી નથી, કારણ કે મને એવા સ્થૂલ ભોગો તરફ સહેજ પણ રુચિ નથી. મહાબળેશ્વર તેઓ કેવળ વિલાસ ને એશઆરામ માટે આવે છે, કદી કોઈ સુંદર પોઈંટ ઉપર જાય તો ત્યાં મીજબાની ઉડાવવાના કે આડંબરથી છાપ પાડવાના હેતુથીજ, બાકી કુદરતનાં સૌંદર્યની હુ વાત કરું છું ત્યારે તો તેઓ ઉલ્ટા મશ્કરીમાં હસે છે!

હશે, પણ મારે શું? મારી ઉપરના તેમની કઠાણી તથા મર્મપ્રહારો ફક્ત મને સાલે છે. ફક્ત કુમાર ત્રણ વર્ષ પહેલાંના હોત તો જગત મારે સ્વર્ગસમુ હતું. અત્યારે બધેજ વાદળાં છવાઈ ગયાં છે, શું કુદરતનો એવો નિયમ નથી કે વાદળા ફાટે અને સૂર્ય પાછો કોઈ વાર તો પ્રકાશે!"

આવા વિચારની પરંપરામાં તે દુખી ને કેવળ થાકથી થોડા વખત તેની આંખ મળી ગઈ.

સવારમાં ૭ વાગ્યામાં તેને હમેશ વહેલા ઉઠી બાગમાં ફરવાની ટેવ હતી. ત્યાંથી તે પુષ્પો વીણતી, નાની નલિની માટે વેણી ગુંથતી અને બાકીના ફૂલોનો નાનો હાર કરી કુમારની છબી જે ટેબલ ઉપર હતી તેને ચડાવી, મગ્ન નયને, પ્રાર્થનામાંજ ત્યાં ઉભી રહેતી. નલિની બીચારી ઓછુંજ સમજતી; પણ કોઈ વાર કાલાંકાલાં પણ કડુ–મિષ્ટ પ્રશ્નો પુછતી. "બા, બા, તમે મને તો હરરોજ વેણી કરી આપો છો, પણ તમે તો પહેરતાંજ નથી. કેમ બા?"

વળી પુછતી "બા, કાકા સ્ટેશને કહેતા હતા કે હુ આવીશ, પણ એ તો કેમ ન આવ્યા?"

આવા શબ્દોથી બાળાનું હૃદય ચીરાતું હશે, પણ શો ઉપાય? આજ હરરોજની ટેવ પ્રમાણે એ ઉઠી, પ્રભુનુ સ્મરણ કરી બાગમાં જઈ થોડા મોગરાનાં ને ગુલાબના ફક્ત પુષ્પો લઈ આવી ટેબલ પર મુક્યાં; પણ આજ શનિવારે સવારે ન કર્યો હાર કે ના ગુંથી નલિનીની નાની વેણી. શુનમુન જેવી, ટેબલ પર હાથમાં માથુ મુકી, કેટલીએ વાર તે બેસી રહી. રામો ટેબલ પર પાસે દુધ મુકી ગયો, પણ તેનું એને ક્યાં ભાન હતું? પછીથી સહેજ શાંત થઈ પત્ર લખવાનો નિશ્ચય કરી

પ્રસન્નકુમાર આમ વિચારોમાં તલ્લીન થયા હતા ત્યાં તેમની મોટી બહેન જે પાંત્રીસ વર્ષની વિધવા હતી ને સંસારના કાવાદાવામાં બહુ પ્રવીણ હતી તે આવી. તેણે કહ્યું: "ભાઇ! સાત વાગી ગયા. હવે દાતણપાણી કરી નાહી તો લ્યો. કોઇ પાછું મળવા આવશે."

શેઠ ઉઠયા; કંઇજ બોલ્યા વિના નિત્યકર્મ પરવારી નહાવા ગયા. ત્યાં વેપારી વર્ગમાંથી ને આશ્રિત જનોમાંથી ચાર પાંચ જણ મળવા આવ્યા. તે દીવાનખાનામાં બેઠા.

પ્રાતઃકાલમાં સ્નાન કર્યા પછી શેઠનો નિયમ એવો હતો કે ઓછામાં ઓછી પંદર મીનીટ પણ ભગવદ્‌ગીતા વાંચવી. તે મુજબ શેઠ પોતાના એક એકાંત ખંડમાં રત્નાકરની સન્મુખ ગીતા વાંચવા બેઠા. એટલામાં ટપાલના કાગળો નોકર મુકી ગયો. શૂન્ય ચિત્તે આજ પોતે ગીતા વાંચે છે ત્યાં પહેલા કવર ઉપરના અક્ષરો જોતાંજ શેઠ ચમક્યા. "લતાનો આ પત્ર! મહાબલેશ્વર ગયા પછી આ પહેલોજ પત્ર! પહેલાં આ અક્ષરો જોતાં મને કેવો તનમનાટ થતો, લતાની કેવી તાલાવેલી લાગતી! આજ હું અકાળે વેદાન્તી બન્યા જેવો નથી લાગતો? મારા મનની દશા કેવી કઢંગી મને લાગે છે, છતાં એ અક્ષરો ને તેની પછવાડે વસેલો આત્મા મારા હૃદયને આર્દ્ર કરી દે છે ને? લાવ જોઉં તો ખરો શું લખે છે?"

ગીતાજી ઉપર પત્ર મુકીને તેમણે જેમ વાંચવા માંડયો તેમ મુખના ભાવ કેટલા બધા બદલાયા. અશ્રુધારા હૃદય-શુચિતા દાખવતી વહેવાજ લાગી. એ પત્રમાં એવું શું હતું? આપણે પણ સહેજ નજર કરીશું?

મહાબલેશ્વર,
શનિવાર (પ્રભાત)

"પ્રિય કુમાર!

વિનંતિ કે મારો પત્ર તમને પુરો વાંચવો ગમશે કે નહીં તે હું જાણતી નથી. સમય એવો હતો કે હું તમને 'મારા કુમાર!' કે, 'વહાલા માણેશ!' કહી સંબોધતી, અને આપણો થોડા દિવસનો વિયોગ બંનેને યુગયુગ જેવો લાગતો. પણ હવે તો મારો આ પત્ર જોતાંજ તમને શું-નું શું થશે. છતાંય એકવાર મને સાંભળી લ્યો–મારા બળતા હૃદયની વરાળો મને ઠાલવી દેવા દો તથા મારા ઉંડાણોનું દર્દ કહી દેવા દો. પુરાણી પ્રીતિ ખાતર પણ એટલી દયા નહીં રાખો? મારી કરૂણ કથની માટે દયાજ હવે તે માંગું છું, કારણ કે પ્રેમ માગવાનો મારો અધિકાર અહીં ત્રણ વર્ષથી નષ્ટ થયો છે. આ દયા પણ હું ના માગત, પણ ગઈ કાલે સાંજે, આપણા ડાકટર-મિત્ર ઘણા સમયે 'બોંબે પોઇંટ' ઉપર મળ્યા. તેમણે મને જોઈને મારે માટે સહેજ ચિંતા જણાવી. મને જણાવ્યું કે: "તમારું શરીર સુકાતું ગયું છે; તમે હવાફેર માટે આ વર્ષે આવ્યાં તે બહુ સારું કર્યું, પણ સંભાળ નહીં રાખો તો કદાચ ક્ષય તરત લાગુ પડશે." કેટલીક સૂચનાઓ કરી, તમારી ખબર પુછી તેઓ ચાલ્યા ગયા. પણ મારે હવે સૂચનાઓની બહુ જરૂર નથી. એક વાર આપને મારી ક્ષણક્ષણની કાળજી રહેતી; હવે મારું ગમે તે થાય તેનું તમારે શું? સહેજ ચિંતા નલિનીની–પણ તે કયાં પોતાનું ભાગ્ય નથી લાવી?–"

આટલું વાંચતાંજ પ્રસન્નકુમાર ચમક્યા; ઉંડા વિચારમાં પડયા. આંસુથી મુખ પલળ્યું ને તેમને અનિષ્ટ વિચાર આવ્યો–"હેં! શું કદાચ એવું પણ બને? લતાના જીવનને શું હાનિ આવે? તો પછી હું પતિ શાનો? મારે ત્યાં આવી, આટલી નાની વયમાંજ એ પતિપરાયણ લતા કરમાઇ જાય તો મારે માથે જીવનભરનું કલંક ચોંટે ને? લોકોના શબ્દોની મને દરકાર નથી; પણ મારું હૃદય

સાધારણ રીતે કુમાર તેની મોહિની તથા નવાનવા બુદ્ધિના વિલાસથી પરવશ બની જઇ તેને ચુમી લેતા, અને એના હૃદયસરમાં દબાઇ રહેતા. પણ આજ શેઠ કંઇ બહુજ ઉંડા વિચારમાં હતા. મનહરે સ્પર્શ કર્યો, સહેજ મોંએ નમાવ્યો આવ્યો અને પોતાનું પગલું સરવા દીધું, પણ શેઠ દિગ્મૂઢ થઇ ઉભા હતા અને ન હાસ્યા કે ન ચાલ્યા.

મનહરે જોયું કે આજ શેઠ ઉપર દરરોજના જાદુ ચાલે તેમ નથી, એટલે ધીમે રહીને દૂર ખસી જઇ તે પુછવા લાગીઃ "શેઠ સાહેબ! કંઇ મકાનવેશ્વરથી પત્રો આવ્યા લાગે છે, ત્યારે તો અમારો કોણ ભાવ પુછે?" શેઠે ડોકું ધુણાવ્યું.

"અહો! ત્યારે રાત્રે કોનું પુસ્તક વાંચતા હતા તે કહોને?"

"કંઇ નહીં." શેઠ બબડ્યા. એટલે યુક્તિથી ઉદાસ હોય તેમ લહેકો કરી તે બોલી "ત્યારે અમે પણ ક્યાં એમ સોંઘાં છીએ! આ ચાલ્યા!" એટલે કુમારનું ચીત્ત વળી કંઇક પીગળ્યું.

"ના, ના. આમ તો જો, આ દરીઓ આજ જેમ તોફાને ચઢ્યો છે તેમ મારું હૈયું પણ હેલે ચઢ્યું છે."

"પણ છે-શું તે તો કહો?"

"આજ મને ઠીક નથી. પ્રેમની ફીલસુફીનો હું વિચાર કરું છું."

"આવો ત્યારે મને શિષ્યા બનાવો" કહી પાછી વળગી પડી. પણ કુમારનું મન સ્થાન વિલાસમાં આજ સહેજ પણ નહોતું. અમુક કારણથી પોતાના શરીરને ઝાળ લાગતી હોય તેમ તે ખસી ગયા.

એ તો ગમ્ભીર સનાતન પ્રશ્નોમાં ઉતરતા જાતા હતા "તું મને પછી મળજે." કહી શેઠ ત્યાંથી પોતાના ખંડમાં એકદમ ચાલ્યા ગયા.

મનહરને આજ તદ્દન નવોજ અનુભવ થયો. થોડી વાર આશ્ચર્યથી શેઠના ખંડ સામે ને દરીઆ સામે જોતી તે કોચથી ઉભી રહી; પણ દરીઓ તો મોતીની ઉર્મિ-નિર્ઝરે મસ્ત થઇ ઉછળીજ રહ્યો હતો. તેને કોની પરવા હતી?

કુમારે ગઇ મોડી રાત્રે 'ઓથેલો'નું નાટક વાંચ્યું હતું, અને તેથી એમને થયું કેઃ-"ઉંચા પ્રેમી આત્માઓ આવી ભુલો કરતા હશે? ઇઆગો જેવા નરાધમ મનુષ્યો કેટલાએ સુખી જોડાનું સુખ નષ્ટ કરતા હશે. હું ઓથેલો હોઉં તો આવી ભુલ કરું ખરો! તો મારી ડેસ્ડીમોના કોણ? મારી લતા! હા, પણ એને શું મેં અન્યાય નથી કર્યો? ડેસ્ડીમોનાના ક્યા ગુણો એનામાં નથી? એ પણ મારા રૂપ કરતાં ગુણો ઉપર વારી ગઇ હતી ને! વારેવારે મારા તરફ એ કેવો નિર્દોષ પ્રીતિભાવ દર્શાવે છે? અમારો વિવાહ ને વસ્ત્ર કેવા કેવા સંયોગોમાં થયા? પછીથી નલિની જન્મી ત્યાં લગી અમારા દિવસો પ્રેમના અનુપમ અલખ સ્વપ્ન જેવા કેવા સુંદર લાગતા હતા? ત્યારે લતા મારા જીવનની સર્વસ્વજ્ઞી જેવી લાગતીને! પણ પછીથી અને કોણ જાણે શું એ થયું! મારે ત્યાં ઇઆગો નહીં હોવાથી મારે બહાનાનો અવકાશજ નહોતો પણ ત્યારે-હા, મનહરે કંઇ બુદ્ધિવિલાસથી મારું મન છીની લીધું. એની બુદ્ધિથી હું મહાત થયો એટલે એનું સૌંદર્ય પણ મને મોહક લાગ્યું; અને હું કેવો પરવશ બની ગયો છું! એને હું જોઉં છું ને કોણ જાણે મને શું એ થાય છે, બધો રસ ને પ્રેમ પણ હું એનામાંજ કેમ જોઉં છું!"

ાી લાગતી ગઈ તેથી મારા તરફથી તમારું
ન ઓછું થયું; અને બધી રીતે હું તમને
કારી લાગવા માંડી. હું કોઇનો દોષ નથી
હતી. દોષ વિધાતાનો! એટલુંજ માનીશ કે મને
મ કરનાં ન આવડ્યો, નહીં તો તમારા જેવા
ાર, રસિક, સુશીલ ને ઉન્નત આત્માનો પ્રેમ
કદી ખોઈજ ન શકું. મારા જીવનમાંથીએ
ાર વર્ષનું સ્વપ્નું કૈંક સ્વર્ગીય દર્શન જેવું
ે સરી ગયું છે, પણ જ્યાં લગી તે પવિત્ર
રણમાં બલ તથા શ્રદ્ધા છે ત્યાં લગી ટકીશ—
ાકી તો પ્રભુ જેવો સહુનો બેલી છે!

"હું કશુંજ માગતી નથી, કોઇનું બુરું
ચ્છતી નથી, કશીજ ઈચ્છા પણ રાખતી નથી;
ન સાત વર્ષ પહેલાંની આ મધુર મિલનની
ાબપાંખડી-બહુજ વહાલથી સાચવેલી-મોકલું છું
સ્વ કારશો. તમે એ ફુલ ચુંટેલું, મીઠા સ્પર્શ-
વેણીમાં સ્થાપેલું તેથી હંમેશ માટે એ પવિત્ર
-તેમાંની થોડી ગુલાબપાંખડી બીડું છું-તે ગમે
લેશો. બાકીની પાંખડી મે કેટલી વાર ચુમી
લખતી નથી, પણ છેવટ સુધી મારા હૃદય-
રસી રાખીશ-પ્રથમ પ્રીતિના સ્મારક તરીકે.

"કુમાર! તમેજ એક વિરલ ક્ષણમાં સત્ય સમજાવ્યું
ું ને કે, "કદી પ્રેમ-સ્વર્ગ નજ જોવાય તેના
તાં પ્રેમ-નંદનવનનાં પારિજાતકો ક્ષણભર ચુંટ્યા
છી તેનો ત્યાગ કરવો પડે તો તે પણ ઇષ્ટ
." ત્યારે એટલુંજ મારું આશ્વાસન! મને આ
ટલો લહાવો!

"વિયોગે કે સંભારણુંએ નથીઃ મને તમે
નેક પ્રસંગે વિવિધ પ્રકારની કીમતી ભેટો આપેલી
યા મેં નાનકડી અગણિત પુષ્પભેટો ઉરના
મગફાથી દીધેલી-તેનાં સ્મરણોમાં હું જીવું છું!

"એક છેલ્લી માગણી કરું? કોણ જાણે કેમ
ને કુદરત-માતા એમ પ્રબોધ કરી રહી છે કે,
—'એકવાર તમારા દીલના પા ઉઝાવવા એજ
લોકવીનૂ પોઇંટ' ની ઉતરતી ખીણોના એજ
ાલાતટે બેસી ફરી સૂર્યાસ્ત જુઓ'—આટલીજ
ારી નમ્ર માગણી છે; અને તમારી ઉદારતા ક્યાં નથી જાણતી? કુમાર! આટલો મારો એકજ
કોડ પુરો નહીં કરો? લી. તમારી

લતા."

શેઠ દીર્ઘ નિઃશ્વાસ નાંખી સજલ નયને
વિચારમાં ગમગીન થયા હતા ત્યાં મનહર
કૈંક તત્ત્વજ્ઞાનનો પ્રશ્ન પુછવા નિમિત્ત દાખલ
થઇ; એટલે શેઠે આંગળીની ઇસારત કરી કે,
હમણાં તું ચાલી જા.

મનહરની ચંચળ આંખમાં બુદ્ધિનો જાદુ
એવો હતો કે તરત તે શેઠને મહાત
કરી શકત; પણ શેઠની આંખમાં આજ
કૈંક અજબ-અપૂર્વ ઝનુન વર્તાતું હતું.
અને કરણ છતાં તે રોષયુક્ત લાગતા હતા;
તેથી સમય સમજી જઇ, "બહાર ઘણા
મળવા આવેલા છે અને વાટ જુએ છે" કહી
છેડાઇ હોય તેમ ચાલી ગઇ. શેઠે ઘડીઆળમાં
જોયું તો નવ થએલા હતા એટલે કેટલીક રીતે
તે બહુજ ઉગ્ર નિશ્ચયવાળી પ્રકૃતિના હોવાથી
તરતજ માણસ સાથે તેમણે કહેવડાવ્યું કે,
'આજ શેઠને ઠીક નથી માટે કોઇને નહીં મળે'
એટલે વિવિધ પ્રકારના મુખના ભાવોથી
આવેલા ગૃહસ્થોને વીદાય થવુંજ પડયું.

શેઠે ઉઠવા જતાં જોયું કે ગીતાજી કાગળ
નીચે રહી ગયાં છે. તે બંધ કરતાં એક
પંક્તિ તેમનાથી વંચાઇ ગઇ:—

'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः।'

શેઠ ઓસરીમાં, એક બાજુ કાગળ લઇ
દરીઆ સન્મુખ આરામ ખુરસી ઉપર બેઠા.
પાછા ઉંડા વિચારમાં પડી ગયાઃ—

"ગીતાજી કહે છે તેમ સાચેજ ઇંદ્રિયો મન
મુંઝવી આપણને કેવા પરવશ બનાવે છે? જ્યાં
જેના આત્મામાં પ્રકાશ છે તે શું ના છતી
શકે? કેમ નહીં? ત્યારે મનહરે મને કેમ
મહાત કર્યો? કેવા સંજોગોમાં એ આવી!

..: સ્વતંત્ર વૃત્તિઓને દુનીઆએ ભારે અન્યાય કર્યો છે. એને મેં બીજું એક ગીત ગાવાનું કહ્યું ને એણે ગાયું. પણ આ વખતે એનું ગીત મને વધારે મધુર લાગ્યું. એની વૃત્તિ પણ ઘણા કાળથી વિલસતી હોય તેમ વિકારી બની ગઇ, અને એ પરવશ બની હોય તેમ મારા સરસી ધસી–હું મહાત થયો, અને એ વિકારી સ્પર્શથી ને આલિંગનથી હું દૂષિત થયો. એની બુદ્ધિ ને શક્તિ માટે માનથી તથા સ્થિતિ ઉપર દયાથી હું કેટલો વખત એને શાંત આપવામાં નિમગ્ન રહ્યો; પણ એ બધું ઠીક નથી ધારી હું ધીરેથી છુટો થઇ ચાલ્યો ગયો; પણ એ તો ચંદ્ર સામે જોઇ આંસુ સારતી ઉભીજ રહી.

"તે રાત્રે મને ઉંઘ ના આવી. પછી કદી હું મારી લતા સાથે પૂર્વનો શુદ્ધ આનંદ ભોગવી શક્યો નથી. વળી મારું ને મનહરનું મન એક બીજામાં પરોવાતું ગયું તેમ લતા મને બુદ્ધિવાદમાં, સાહિત્યરસમાં ને લલિત કળાઓમાં ઉતરતી લાગી અને મનહર પણ પહેલાંના નિર્દોષ ભાવો છોડી હવે વધારે પ્રપંચી તથા વિકારયુક્ત બનતી ગઇ. આથી મારું મન દૂષિત થયું, પણ મારું પુરું અધઃપતન તો એ પુનાની રાત્રિમાંજ ગયે વર્ષે થયુ ને! ત્યારે લતા સાથે નહોતી આવી શકી. નાનાભાઇનું શરીર બગડયું હતું અને તેની સારવારે માટે મનહરને સાથે લીધી હતી. અમે એકાંતમાં કલા ને સાહિત્ય ઉપર ઘણીજ રસપૂર્ણ વાતો કરતાં હતાં ત્યાં મનહરે પોતે એવી યુક્તિ ને કલા કરી કે મારુ પહેલીજ વાર પુરું અધઃપતન થયું. અહા! તે રાત્રિ ક્ષણભર મીઠી લાગેલી–પણ પછીથી મને કેટલી પીડે છે! અને આજ તો મારું હૃદય બાળે બાળે છે! આજેજ મને સાચો પશ્ચાત્તાપ થયો, કારણ કે ગઇ કાલે સાંજ સુધી તો મને આવા વિકાર માટે દીલગીરી થતી હતી ખરી; છતાં જ્યારે એને જોતો ત્યારે મારું મન પીગળતું હતું અને મારાથી મીઠો સ્પર્શ થઇ જતો હતો, અને લતા તરફ હું વિશેષ ઉદાસીનજ રહેતો હતો.

"પણ પરમ દિવસની સાંજ! અમારો લગ્નદિવસ! મને અંદરથી ઝણઝણાટી થતી હતી, પણ હું કેવો નઠોર બન્યો હતો! મંગળભાઇ શેઠ, સોલાપુરથી ઘણા સમયે મને મળવા આવ્યા હતા. અમે સાથે મોટરમાં ફરવા ગયા. ત્યાં હીંદુ વિધવાઓના જીવન વીશે વાતો નીકળી ત્યારે મંગળભાઇ બોલી ઉઠયા કેઃ "બુદ્ધિવિલાસનો તથા યૌવનનો ઘણી ઉંચી વિધવાઓ પણ અતિ દુરુપયોગ કરે છે." હું સહેજ ચમકયો પણ મેં લાગણી દબાવી રાખી. ત્યાં મંગળભાઇ અચકાતાં ફરી બોલી ઉઠયાઃ "મારે કહેવું ના જોઇએ–માફ કરજો શેઠ–પણ આપને ત્યાં જે બાઇ મનહર રહે છે તેનાં કારસ્તાનની હમણાં બહુ વાતો મેં સાંભળી છે." મેં આશ્ચર્ય ને અધીરાઇથી પુછ્યું: "શું કહો છો?"–"હા, એ બાઇને આપ કેવી ધારો છો? આપને ત્યાં વારેવારે આવતા અમીચંદ શેઠ વિના તો હવે એ માસથી એને બીલકુલ ચાલતુંજ નથી."

"મારા ઉપર વજ્રાઘાત થયો હોય તેમ હું મુક્ત રહ્યો. પછી આખો વખત હું કંઇ બોલ્યો નહીં. મંગળશેઠને પણ આશ્ચર્ય થયું કે સહેજ વાત કરતાં શેઠને આ શું થયું. પોતે લાગણી દુઃખાવી તે માટે માફી માગી.

"આથી મારું દર્દ સહ્યું જાય તેમ નહોતું. મેં માન્યું નહીં. પછીનો આખો દિવસ કેવો ખરાબ ગયો! પણ કોઇ દિવસ નહીં તેમ, મેં ગઇ કાલે રાત્રેજ અગ્યાર પછી મનહરના

નલિની બહુજ નાની હતી ત્યારે, એ ગરીબ પણ વિદ્વાન્ શાસ્ત્રીના કુટુંબની બાલવિધવા છે એમ જાણી એને નલિનીની સંભાળ માટે રાખી. કેટલાક મહીના સુધી મારી એના પર દૃષ્ટિ પણ ફરી નહોતી, પરંતુ એક વાર હું જમતો હતો ત્યારે, જોડેના ખંડમાં એ કોઈક સાથે બોલતી હતી અને વાતોમાં નવા 'વસંત'માં આવેલા કોઈ લેખ ઉપર પોતાનો અભિપ્રાય આપતી હતી. તે એટલી છટાથી બોલતી હતી કે મને પણ આશ્ચર્ય થયું ને તેથી મેં તપાસ કરી તો જણાયું કે એને નાનપણથીજ વિદ્યાનો વ્યાસંગ છે એ સાહિત્ય ને કવિતા વાંચે છે એટલુંજ નહીં પણ એની શક્તિ પ્રમાણે તત્ત્વજ્ઞાનમાં પણ એના વૈરાગ્યના દુઃખથી રસ લઈ શકે છે આથી એનો રસ તથા શક્તિ કેળવાય એટલા માટે મે એને કેટલાક પુસ્તક મોકલ્યાં. પછીથી એ પુસ્તકો વાંચી તે કંઈ કંઈ પુછવા કોઈ વાર મારી પાસે આવતી ત્યારે લતા કહેતી કે: "સારુ છે કે પ્રભુએ એનું મન આ દિશામાં વાળ્યું છે. બાકી કેટલી બધી આવી બાલવિધવાનું જીવન કરમાઈ ને પછી પાપપુષ્પ બની જાય છે" મારા કહેવાથી એ કોઈવાર લતા સાથે પણ વાંચતી. મારા દેખતાં તેઓ કોઈ વાર વાંચતા ત્યારે મને લાગતું કે, 'લતાની બુદ્ધિનું તેજ આની આગળ કંઈ નથી લતામાં આટલી તીવ્ર ને સૂક્ષ્મબુદ્ધિ હોય તો મને કેવા ઉંચા અભ્યાસ ને મનનની મઝા આવે!'

"પણ નલિની વર્ષની થઈ હશે ત્યારે એક પૂર્ણિમાની રાત્રે અમારો આનંદ પૂર્ણ હતો: રોમું'મિહાત્મનું રહસ્ય હું સમજતો હતો અને એ ઓળખતી હતી, ત્યા એ ગાઢ નિદ્રામાં પડી ગઈ. હું સુતો ત્યાં કોઈ અમૃતકંઠે, બહુજ આકર્ષક ગીત દરિયા સન્મુખ ગાઈ રહ્યું હતું:—

'પ્રેમની પીડા તે કોને કહીએ, એ મધુકર!
પ્રેમની—'

"મને થયું કે અત્યારે આવા મોદક કંઠે કોણ ગાતું હશે! લાવ જોઉં તો ખરો. બહાર ગયો તો દૂરથી મનહર જેવી આકૃતિ ચંદ્ર સામે જોઈ દરીઆ સન્મુખ ગાઈ રહેલી હતી. હું ધીરેથી પાસે ગયો ત્યાં ગાન વધ્યુઃ—

'ખાતાં ન ભાણું પીતાં ન નીર, જતાં પ્રાણ જાયે,
હાસના કીધાં તે વાગ્યા હૈયે રે,—હે મધુકર—'

"હું છેક પાસે ગયો તોએ એ પોતાની ધુનમાં, સુધાકરના સામે ટગરટગર જોતાં ગાવામાં ઘણીજ મશગુલ જણાઈ. મે એ દયારામની આખી ગરબી બહુજ પ્રીતિથી સાંભળી ને એ કવિના ભાવ હશે કે મનહરના પોતાના હૃદયના ભાવ હશે તે હું વિચારવા લાગ્યો. નિઃશ્વાસ નાખી એણે ગાયન બંધ કર્યું કે મે ધીરેથી પૂછ્યું: "મનહર! તમે બહુજ સુન્દર ગાઓ છો તે તો મેં આજેજ જાણ્યું." આ શબ્દો સાંભળતાજ મનહર ચમકી સફાળી ઉઠી અને શરમાઈ સોડીયું વાળી એક બાજુ નીચું જોઈ ઉભી રહી અત્યારે મધરાત હોવાથી એણે એકજ ઝીણું વસ્ત્ર પહેર્યું હતું અને ચાંદની અમૃત ઝરતી હતી તેમાં મનહરનું લાવણ્ય મે પહેલીજ વાર જોયું, અને મારા હૃદયમાં કોઈ વાર નહીં એવો કંઈક આવેશ સ્ફુર્યો છતાં આવા વિચારથી હું દીલગીર થયો એની બુદ્ધિ, ચાતુરી, તથા સાહિત્યપ્રેમ સાથે આવી સંગીતશક્તિ ને આવો કુદરતમાં વિલાસ જાગેલો જોતાં મને એ બહુ મોહક લાગી. હું સહેજ દૂર બાંકડા પર બેઠો અને એ સહેજ દૂર બેઠી પછી સહેજ આનાકાની પછી એણે થોડા શબ્દોમાં પોતાના વૈધવ્યની કહાણી કહી અને મને થયું કે, આ અસાધારણ બાઈની શક્તિઓને

ના?"—એ બીચારી બાળકી શું સમજે કે, દુ:ખીઆંને હસવાં કેવાં?

સહેજ ઉંડો નિ:શ્વાસ નાંખી, ચારુલતાએ ધીરી ટપલી નલિનીના ગાલ પર મારી, 'ઘેલી!' કહી છાતી પાસે લઇ ચુમી લીધી.

ત્યાં તો સાચે જ દૂરથી શબ્દ સંભળાયા: "અહો! પ્રસન્નકુમારભાઇ! તમે અત્યારે! ઓચીંતા! કાગળ, તાર, ટેલીફોન કૈં નહીં. આ શું?"

બધા આશ્ચર્યચકિત થઇ ગયા અને ચારુલતાએ નલિનીના શબ્દો વખને લાગણી રોકી રાખેલી તેથી તેની આંખો સજલ બની ગઇ-એણે બહાર પણ ના જોયું. "કોણ જાણે શા માટે એ આવ્યા હશે-મારા કાગળથી તો નહીં આવ્યા હોય? હશે પણ હવે મારે શું?" કહી એક ગુલાબનું ફુલ મોગરાના હારમાં આજ પહેલીજ વાર ગુંથી, એ હાર છબીને નિત્યનિયમ પ્રમાણે પહેરાવી પોતે કંઈ વાંચવા લાગી. પણ સજલ નયને શું વંચાય? ટેબલ પર હાથમાં માથું મુકી છબી સન્મુખ છુટાં ફુલ વેરાયાં હતાં ત્યાંજ એ સ્થિર રહી. એટલામાં બધાંને મળી લઇ શેઠ પોતાનો એક અલગ અભ્યાસ-ખંડ હતો ત્યાં ન જતા પોતાના જુના શયનગૃહ—હાલની ચારુલતાની ઓરડી-તરફ પોતે વળ્યા; એટલે બટકબોલી નણદીએ મધુરી ભાભીને તાળી આપી: "અહો! ભાભી! આજ તો મોટાં બાબીનાં ભાગ્ય ઉઘડ્યાં ને શું? આજે એમણે કૈં જાદુ કર્યો કે શું?"

"કોણ જાણે કામળોમાં શું એ ભરડતાં હશે તે આપણને ખબર છે? તમારે બધાં નાટક જોવાંજ કરવાં ને આનંદ કરવો."

ઉંડા વિચારમાં મગ્ન હોય તેમ પ્રસન્ન-કુમારે ચારુલતાના ખંડમાં પ્રવેશ કર્યો: પણ ચારુલતા તો પોતાની સ્થિતિમાંજ રહી. બીચારી આવકાર આપવા શું ઉઠે? કોણ જાણે ઉલટા છેડાય તો સાત સાંધતાં તેર તુટે, માટે કુદરત ખેલ બતાવે તે જોવા એ વિચારે એ ન હાલી કે ન ચાલી. પ્રસન્નકુમારે પોતાના હાથમાં એક નાની બેગ હતી તે પાસેના ટેબલ પર મુકી, ધીમેથી બારણું બંધ કર્યું. સહેજ ધ્રુજતે અવાજે, સહેજ સ્તંભી જઇ, કુમાર બોલ્યા: "લતા! આમ તો જુઓ. તમારા દર્શનનો પણ હું શું હવે અધિકારી નથી?"

આવા કોમળ સ્નેહ ઝરતા શબ્દો કેટલાએ સમય પછી ચારુલતાએ સાંભળ્યા; બીચારી માની પણ ન શકી. ધીરે રહીને એણે અશ્રુપૂર્ણ મુખ ઉચું કર્યું. તેમાં ગુલાબના ફુલની કેટલીક પાંખડીઓ ચોંટી ગઇ હતી તેની પણ તેને ખબર રહી નહોતી. મુખ ઉપર કરુણ પ્રેમ ફક્ત છવાઇ રહ્યો હતો.

"લતા! મને માફ કરીશ? મેં તને પ્રેમ-સિંચન વિના સુકાવા દીધી. આપણા રસજીવનનાં પુષ્પો કરમાવા દીધાં, મને બહુજ લાગે છે હો!..."

"આપ મારી ઉપર આજ આટલી કૃપા વર્ષાવો છો તેહૃ માની પણ નથી શકતી. શું આ બધું સાચું હશે?"

"આજ તું સાચું સમજજે. ઉલાં વર્ષો, એ એક દુ:ખદ સ્વપ્ન હતું અને તેમાંથી આપણને ઘણો બોધ હંમેશ લેવાનો રહેશે..."

"પણ હું એવા પ્રેમને લાયક નથી. ગયાં રસજીવન પાછાં સાંપડતાં નથી ને? મને તો આ કશુંજ સમજાતું નથી..."

"લતા! તારી સ્થિતિ હું સમજી શકું તેટલી કલ્પના ને વિચારવૈભવ, પ્રભુએ મને આપ્યાં છે પણ તે વડેસે સમજી

બડમાં તપાસ કરાવી તો કોઈજ નહોતું. દરવાજા ઉપરના સિપાઈને બોલાવ્યો ને ખુબ ધમકાવી સાચી વાત પુછી તો તેણે જણાવ્યું કે, "અમીચંદ શેઠની મોટરમે બાઈ રવાના હુઈ !"

"મને ખાત્રી થઈ, હું ઉચ્ચ પ્રેમ-સિદ્ધાંતોથી મનહરને વિકારવશ છતાં પ્રેમાળ ને પૂર્ણ સંસ્કારી બાઈ ધારતો હતો પણ

या चिन्तयामि सततं मयि सा विरक्ता !

"ન્યાત જાત તથા સ્થલકાલના સંકલનોથી અબાધિત પ્રેમની વાત મને પહેલીજ વાર તદ્દન ખોટી લાગી. હું શુદ્ધ સાત્વિક પ્રેમ-(Platonic Love) નો ભાવ અનુભવતો ત્યારે આ બાઈ આવા નીચ વિષયકુંડમાં ફસાઈ. શિવ ! શિવ ! પછી આખીની રાત્રે શાનું ચેન પડે ! કશુંક કૈંજ ગોઠ્યું નહીં. પછી વિચાર થયો કે લાવ કૈંક વાચું, ત્યાં 'ઑથેલો'નું નાટક નજરે પડ્યું ને રસ પડતાં ત્રણ ફકરા વાંચીને તે ઉપર મનન કરતાં કરતાંજ આખી રાત નીકળી ગઈ.

"અહો ! લતા ! પ્રિય લતા ! મારી લતા ! મેં તને કેટલો બધો અન્યાય કર્યો છે. તારા હૃદયની પવિત્રતા ને નરી સરલતા, ને તારો ભવ્ય-સુંદર કુદરતનો અતુલ પ્રેમ હું ત્રણ વર્ષ પહેલાં પૂજતો ને ? તે પૂર્ણિમાની રાત્રિથી આપણી સ્નેહવીણા તુટી, છતાં આજ મારી ભૂલોની પરંપરા પુરી સમજાય છે, તેમાં તારા પત્રથી મારું હૃદય ચીરાઈ જાય છે. તારી સુષ્મા ને ઉદાત્તતા વિના મને હવે ક્યાં સ્થાન છે ? મારા માનસિક ને શારીરિક પાપોની તારા વિના કોણ શાંતિ કરશે ? મારા ઉરમાં આજ અનન્ત જ્વાળામુખી ભભુકે છે આજ મને પૂર્ણ શો પશ્ચાત્તાપ થાય છે, પણ આનું પ્રાયશ્ચિત ને આત્મશુદ્ધિ તો મારી લતાના નિર્મળ પ્રેમસરોવરમાં પ્રપાત કર્યા વિના થનાર નથી. પ્રભુની કૃપા અગાધ છે તો મને ઇશ્વરના દરબારમાં પણ શાંતિ નહીં મળે ?

"બસ ! હવે એ સ્નેહ-વીણા સંધાતાં, કુદરતમાતાને ખોળે મારે ઝુકાવવુંજ. ત્યાં ગયા શીવાય આત્માની શાંતિ ને પ્રેમનું પ્રાયશ્ચિત તથા ઉજ્જવલ ભાવિ પ્રાપ્તવ્ય હું પામવાનો નથી. હા ! એજ નિશ્ચય—કાલે સોમવારે સવારે અગીઆર વાગે અણધાર્યોજ મહાબળેશ્વર પહોંચવું "

3

બીજે દિવસે, સોમવારે સવારે અગીઆર વાગ્યાના સુમારે મહાબળેશ્વરના 'લક્ષ્મી-વિલાસ' માં મહેમાનો જમવા આવવાના હોવાથી ધમાલ મચી રહી હતી, અને ખાનપાન ને શોભાની ચીજો માટે ગોઠવણ ચાલી રહી હતી. બેબા, માળી, નોકરો, બાઈ માણસો, તથા ભાટની ઉપર મધુરી હુકમોના ગોળા છોડવેજ જતી; અને અટ્ટહાસ્યપૂર્ણ દીવાનખાનામાં નવો રંગ જામ્યો હતો ત્યાં ગાલીચા પર મશરૂના ગાદી-તકીઆ, તે ઉપર પાનની રકાબીઓ, ચીરૂટ, બીડીકના પાના વગેરે પડ્યા હતા; સેંટ-લવંડરથી વાતાવરણ મઘમઘાટ બનતું હતું, અને ઠંડો મીઠો પવન હજી વાતો હતો ત્યાં નાનકડી નલિની બહાર રમતી હતી તે દોડતી-દોડતી, ચારુલતા મોગરાના ફુલનો નાનકડો હાર, કુમારની ટેબલ પરની છબી માટે ગુનગુન જેવી ગુંથી રહી હતી ત્યાં આવી કહેવા લાગી " બા, બા, કાકા આવ્યા-કાકા મુંબાઈથી આવ્યા ! " પણ ચારુલતાને લાગ્યું કે નલિની તોફાને ચડી છે, બાકી એ એમ શાના આવે ? મહાબળેશ્વર એમને હવે ગમે પણ શાનું ? " બા, કેમ હસતાં નથી કે બોલતાં

નચિત્ આભમાં ચપલાનો ચમકાર થતો. નેવામાં આ દંપતી ધીરેધીરે નીચેને રસ્તે, બીચ ઝાડીમાંથી ને જાંબુડીઓ વચ્ચેથી જે રસ્તો 'ધોઆના જળ ધોધ' તરફ જતો હતો, તે રસ્તે ઉતરતાં હતાં. આજ કોઇ પણ વ્યક્તિ ત્યાં દેખાતી નહોતી–માત્ર કૈંક પક્ષીનું સંગીત, સહેજ પવનનો સુસવાટ તથા નરી ભવ્ય કુદરતમાં, સનાતન રાસ રમતાં હરીઆળાં ગિરિશૃંગો ને તેમણે વરેલી પુષ્પવતી ખીણો. જંગલી ગુલાબના છોડની પાસે બંને જણ એજ પુરાણી યાદ આપતી શિલા ઉપર પાસેપાસે બેઠાં.

"લતા! હું તારાથી કશુંજ છુપું નથી રાખી શકવાનો. મારું મન ને શરીર કલંકિત થયાં છે તેનો ઇતિહાસ તને ટુંકામાં કહી દઇશ ત્યારેજ મારું હૃદય શાંતિ પામશે." એમ કહી, મનહર આવી ત્યારથી પોતાનો રસવૃત્તાંત ધ્રુજતે અવાજે, સજલ નયને, કહી દેતાં પ્રસન્નકુમારે છેવટે જણાવ્યું:

"લતા! પ્રિયલતા! તારા સાત્વિક પ્રેમ-બળથીજ હું મારું હૃદય અખંડિત રાખી શકયો છું મેં તને ઘણો અન્યાય કર્યો છે; પણ તારું ગુણપૂજન મેં હમેશ કર્યું છે–તારા હૃદયની સાચી સરલતા, તારા સેવાપરાયણ પ્રેમભાવો, તારી દેશદાઝ ને ઉચ્ચ વિચારો, મૃદુ મીઠું પવિત્ર જીવન ને કુદરતનાં અદ્દભુતોમાં પરમ સત્યને સમજવાનો તારો ઉચ્ચતમ ભાવ–એ મારા હૃદયમાં હમેશ માટે કરી રહ્યાં છે. પણ તું મારા આ અધઃપતનના સ્પષ્ટ વૃત્તાંત પછી મારો સ્વીકાર કરીશ ખરી! હું તારે યોગ્ય હવે રહ્યો નથી. આજેજ સાચું પ્રાયશ્ચિત તારી સન્મુખ કુદરતમાતાને ખોળે કરું છું. શું વિચારું? મારા નયનમાં આંસુઓ ઉભરાય છે ને મારું હૃદય આજ હેલે ચઢ્યું છે. શું તું મને માફ નહીં કરે?"

"કુમાર! પરમાત્મા કરુણાસિંધુ કહેવાય છે, અને એની દયાનાં પાત્ર આપણે સર્વ કોઇ છીએ; તો શું પ્રભુ આપણો બેલી નથી? પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી; આપે ઉદારતા, ભવ્યતા અને સ્નેહના ચમત્કારો મને કેટલીએ વાર દેખાડ્યા છે. ભુલ કોની નથી થતી? પણ કુમાર! તમારો આ નિશ્ચય ટકશે?"

"તને હજી વિશ્વાસ નથી પડતો? પણ શાનો પડે? મન ચંચળ છે અને ફરી જાય, પણ ઓ ઘેલી લતા! આત્માનો પ્રેમ-પ્રકાશ એક વાર પૂર્ણ જ્યોતમાં જાગ્યો તો પછી એ કોઇ કાળે નષ્ટ થતો નથી. એ તો ત્રણે કાલમાં અબાધિત છે; અને અહીં પુરો ના સંતોષાય તો સુરગંગાને તીરે તો પ્રેમીના રાસ અનંતજ રમવાના ને? પ્રેમ ને શ્રદ્ધાને હવે આપણે હમેશ માટે જોડીશું ને?"

"પણ કુમાર! સામેનો સૂર્યાસ્ત પણ પાછો આજ સાત વર્ષે અજબ સૌંદર્ય ધારણ કરે છે. આવો સૂર્યાસ્ત હું બીજીજ જોઉં છું. આવા રંગોની સાડીઓ કરાવવાનું તમે કેટલી વાર કહેતા? પણ મને સાડીઓના શણગારનો મોહ નથી; આપણા હૃદયમાં આવા નિરંતર પ્રેમના અંબાર ફુટે તો બસ છે!"

"ઓ લતા! વહાલી લતા! તું ઉદારતાથી ક્ષમા કરીશ તે હું જાણું છું; પણ આ ત્રણ વર્ષોની પીડા કદી તું ભુલી શકીશ ખરી? પણ હું શું કામ પુછું છું? હું ભુલું તો તું ભુલે ને! આ જો! એજ સાત વર્ષ પરના ગુલાબની પાંખડીઓ હું ચુંમું છું, તું ચુમી લે–હવે મારો સ્વીકાર કર! હવે

મરસો આવુ? મારી લતા! આવા પ્રેમપારાવારમાં, અદ્‌ભુત સૌંદર્યમાં, આપણે પ્રેમસમાધિ સાધનાં આ અનંત કાલોદધિમાં લય થઇએ તો કેવું સારુ?"

"મારા કુમાર! હજી તો જીવનના નવા ચમત્કાર તારે દેખાડવાના છે ને? વાદળાં ઘોર ઘેરાય છે,- ટાગાવાળો અધીરો બનતો હશે, પણ ઓ મારા કુમાર! તુ કહે ને કે જીવનનો અનેરો પ્રેમ-ચમત્કાર તે શુ આ હશે! આજ મને કવિની પંક્તિઓનો કેવો મધુર, ને સનાતન રહસ્યના સુંદર તત્ત્વનો કેવો અજબ સાક્ષાત્કાર થાય છે! અત્યારે પણ મધ્યરાત જેવું ઘોર બન્યુ છે. તારા નયનમાં મોરચકોર નૃત્ય કરે છે-આપણાં લોચન લોચન માંહી હળે છે અને—

"કે પ્રેમાએ પ્રેમપથી પરખ્યો-
અને આત્માએ આત્મનને ઓળખ્યો:—
"રસજ્યોત નીકળી નમું હું નમુ"!

અનંત પ્રેમપથમાં, આ સાત્ત્વિક પુનર્યોગ ઉપર, મન મુંઝવતી કસોટીઓ પછીના શુદ્ધ, ઉદાર ને દ્દઢ પુનર્લગ્ન ઉપર, તથા આ ભવ્ય-સુંદર કુદરતના તેજ-અંધાર વચ્ચે, આ અપૂર્ણ પ્રેમસમાધિ ઉપરજ પડદો પડવા દઇશું?

---

# સાહિત્યસંસદ્

## દ્વિતીય વાર્ષિક સભાનો વૃત્તાંત

સાહિત્યસંસદની દ્વિતીય વાર્ષિક સભા સંવત ૧૯૮૦ના માઘ વદી એકાદશી ને શનિવાર તા. ૧ લી માર્ચ ૧૯૨૪ ને દિને બપોરના ત્રણ વાગે "ગુજરાત" કાર્યાલયમાં, ૨૨, બેકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇવાળા મકાનમાં પ્રમુખ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપદે મળી હતી.

સભાનું કામકાજ શરુ કરતાં મંત્રી રા. મનહરરામ હરિહરરામ મહેતાએ સંસદની ગયા વર્ષની પ્રવૃત્તિનો વૃત્તાંત નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો હતો.

**મહેરબાન પ્રમુખસાહેબ તથા ભાઇઓ,**

આપણી સંસદ સ્થપાયાને ચાલુ માસની શરુઆતમાં બીજું વર્ષ પુરું થયું છે. આપણી પહેલી વાર્ષિક સભા ગયા બીજા જેઠ વદ અમાસને દિવસે મળી હતી અને તે વખતે તે મિતિ સુધીનો અહેવાલ અમે રજુ કરી ગયા છીએ એટલે આ વખતે તો માત્ર સાત માસની પ્રગતિનું દિગ્દર્શન કરવાનું છે.

ગયા વર્ષમાં સ્થાપક સભાસદો ઉપરાંત છ નવા સભાસદો સંસદમાં દાખલ થયાનું આપ જાણો છો. આ વર્ષમાં નીચે પ્રમાણે નવા ત્રણ સભાસદો લેવાની દરખાસ્ત આજે તમારી આગળ રજુ થવાની છેઃ—

સૌ. બહેન લીલાવતી,
રા. અંબાલાલ બુલાખીરામ જાની,
રા. કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ,

એમનાં નામથી આપ એટલા બધા પરિચિત છો કે એમના સંબંધમાં અત્રે કંઇ વિશેષ કહેવાની અમને અગત્ય લાગતી નથી. માત્ર એટલુંજ કહીને અટકીશું કે એમના પ્રેરક બલથી સંસદના કાર્યમાં નવીન ઉત્સાહ આવ્યા વગર નહીં રહે.

આપણું માસિક "ગુજરાત" આપ જોતા હશો કે નિયમિત રીતે પ્રસિદ્ધ થયે જાય છે અને તે પોતાની પ્રથા જાળવી રાખી શકયું છે. ચિત્રવિભાગ માત્ર હજી બની શકે તેટલો સંતોષકારક નથી થયો એ જણાવતાં અમને ખેદ થાય છે. પણ એ ન્યૂનતા દૂર કરવા અને બીજાં નવીન તત્ત્વો દાખલ કરી માસિકને વિશેષ આકર્ષક બનાવવા તમારું અધિકારીમંડળ નિરંતર ચિંતા રાખે છે. અને તમો સર્વની સહાયતાથી એ ચિંતા થોડા વખતમાં દૂર થશે એમ તે આશા રાખે છે.

ચૈત્ર માસથી 'ગુજરાત'નું નવું વર્ષ શરુ થાય છે. આ વર્ષમાં કોઇપણ ઇતર માસમાં વિશેષાંકો ન આપતાં દીવાળીનો અંક વિશેષ આકર્ષક બનાવવાનું તમારા અધિકારીમંડળે ધાર્યું છે. વળી પ્રત્યેક અંકના પાનાની સંખ્યા લગભગ સરખીજ રાખવાની યોજના કરી છે.

અહેવાલ વંચાઇ રહ્યા બાદ તે પસાર થવા માટે રા. શંકરપ્રસાદ રાવળે દરખાસ્ત મુકતાં તે સર્વાનુમતે પસાર થયો હતો. બાદ ગયા વર્ષનો સંસદનો હીસાબ ઉપમન્ત્રીએ રજુ કર્યો હતો અને તે પણ પસાર થયો હતો.

ત્યાર બાદ અધિકારીમંડલની ચુંટણીમાં પ્રમુખ તરીકે રા. કનૈયાલાલ મુનશી રા. મનહરરામ મહેતાની દરખાસ્તથી તથા રા. મણિલાલ નાણાવટીના ટેકાથી ફરીથી ચુંટવામાં આવ્યા હતા. તેમજ મન્ત્રીઓ તરીકે રા. હરિપ્રસાદ ભટ્ટની દરખાસ્તથી અને રા. શંકરપ્રસાદ રાવળના ટેકાથી તેના તેજ એટલે રા. મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી, રા. મનહરરામ હરિહરરામ મહેતા તથા રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટને, તેમજ ઉપમંત્રી તરીકે પણ રા. હરિપ્રસાદની દરખાસ્તથી તેમજ રા. શંકરપ્રસાદ રાવળના ટેકાથી તેના તેજ રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્યને ફરીથી ચુંટવામાં આવ્યા હતા.

ત્યાર પછી મંત્રી રા. લાભશંકરે નવા ત્રણ સભ્યોઃ

સૌ. બહેન લીલાવતી,

રા. અંબાલાલ બુલાખીરામ જાની,

રા. કેશવપસાદ છોટાલાલ દેશાઇ,

ને સભ્યો તરીકે દાખલ કરવાની દરખાસ્ત મુકતાં તે સર્વાનુમતે પસાર થઇ હતી અને તેમને સભ્ય તરીકે સ્વીકારવામાં આવ્યાં હતાં.

ત્યાર બાદ ગુજરાતી સાહિત્યના ઇતિહાસનું એક તંત્રીમંડલ નીમવામાં આવ્યું હતું. બાદ સાહિત્યના ઇતિહાસની યોજનાના સંબંધમાં રા. શંકરપ્રસાદ રાવળે દરખાસ્ત મુકતાં રા. હરિપ્રસાદ ભટ્ટના ટેકાથી તે પસાર કરવામાં આવી હતી. બાદ પ્રમુખનો ઉપકાર માની, ચાપાણી લઇ સભા વીખરાઇ હતી.

ઉપરાંત બીજાં કેટલાંએક આકર્ષક તત્ત્વો દાખલ કરવા ધાર્યું છે. એનું સવિસ્તર નિવેદન ફાગણ માસના અંકમા કરવામા આવશે એટલે તે બાબત વિશેષ કહેવાની અહીંઆં અમને જરૂર જણાતી નથી

સાહિત્યના ઇતિહાસને લગતા થયલા કામનો ઉલ્લેખ અમે ગયા અહેવાલમાં કરી ગયા છીએ, ત્યાર પછીની પ્રગતિ નોંધવાજોગ થઇ છે તેને પરિણામે એક યોજના ઘડવામાં આવી છે, જેની સવિસ્તર રૂપરેખા આજ આપની સમક્ષ રજુ થશે. તે ઉપરથી આપ જોઇ શકશો કે આ ગ્રંથ જેને "ગુજરાતી સાહિત્ય" એવુ નામ આપવામાં આવ્યું છે તેના દશ ખંડ કરવામાં આવ્યા છે. એમાથી પહેલો, પાચમો તથા છઠ્ઠો ખંડ તૈયાર કરવાનું કામ હાલ ચાલુ છે. અને સર્વ ખંડો સામટા પ્રસિદ્ધ કરવા સારુ જોઇતાં નાણાંની સગવડ થશે ત્યાં સુધી પ્રથમ ખંડ પ્રસિદ્ધ કરવાની શરુઆત "ગુજરાત" ના આવતા ચૈત્ર માસના અંકથી કરવામાં આવશે. છેવટમાં પ્રત્યેક ખંડ "ગુજરાત"ના ૧૫૦ થી ૨૦૦ પાનના પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરવા ધાર્યું છે

આ કાર્યના સંબંધમા એક વિશેષ તંત્રીમંડળની યોજના કરી છે.

આ તંત્રીમંડળ ગુજરાતના વિદ્વાનોની સહાયતાથી ઇતિહાસને લગતું કાર્ય પાર પાડવાની ઉમેદ રાખે છે અને એ પ્રમાણે થયલું કાર્ય પ્રતિષ્ઠાપાત્ર નીવડશે એવી આપણે આશા રાખીએ તો તે વધારે પડતું નહીં કહેવાય.

ઇતિહાસના કાર્યમા રોકાઇ જવાથી કોશને લગતુ કામ હાલ બંધ કરવામા આવ્યું છે. પણ સંસદ્–ગ્રંથાવલિમા આ વર્ષે "કોનો વાંક?" તથા "ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ" એમ બે પુસ્તકો બહાર પાડવામા આવ્યા છે તે તમારી જાણબહાર નહીં હોય. આવતે વર્ષે બીજાં બે ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કરવાની તમારું અધિકારીમંડળ ઉમેદ રાખે છે.

ગત વાર્ષિક સભાના ઠરાવ અનુસાર સંસદનો વાર્ષિક ઉત્સવ તથા શ્રીકૃષ્ણ તેમજ ગાંધી જયંતિના ઉત્સવો ઉજવવામા આવ્યા હતા જેના સવિસ્તર અહેવાલ "ગુજરાત"મા પ્રસિદ્ધ થઇ ગયા છે.

તમારું અધિકારીમંડળ ગયા વર્ષની પેઠે નિયમિત રીતે લગભગ દરરોજ મળે જાય છે અને તે વખતે હાજર રહેતા સંસદના અન્ય ઉત્સાહી સભ્યો તેમજ બીજા વિદ્વાનોના અભિપ્રાય તથા સલાહનો લાભ મેળવતા જાય છે

છેવટે જે જે સદ્‌ગૃહસ્થો તથા સભાસદોએ અધિકારીમંડળને કાર્યવહનમાં મદદ કરી છે તેમનો ઉપકાર માની આ અહેવાલ આપની સન્મુખ સાદર કરીએ છીએ.

નં. ૨૨ એલ્ફીન્સ્ટન લેન
મેડોઝ સ્ટ્રીટ.
મિતિ માઘ વદી ૧૧ સં. ૧૯૮૦

મનહરરામ હરિહરરામ મહેતા,
મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી,
લાભશંકર પ્રભુરામ ભટ્ટ.

### મધ્યકાલ:-નાકરયુગ. (સં. ૧૬૦૧ થી ૧૬૯૭)

દર્શન કવિ સં. ૧૬૦૧) થી માંડીને કનકકુશલ (સં. ૧૬૯૭) સુધીના સાહિત્યકોનાં જીવન અને કૃતિઓના નમુના આપવા તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

### ખંડ સાતમો: મધ્યકાલ-પ્રેમાનંદયુગ (સં. ૧૬૯૫ થી ૧૭૯૦)

પ્રેમાનંદ (જન્મ સં. ૧૬૯૫) થી માંડીને તેના મૃત્યુ (આશરે સં. ૧૭૯૦) સુધીના સઘળા સાહિત્યકોનાં જીવન અને કૃતિઓના નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

### મધ્યકાલ:-દયારામયુગ (સં. ૧૭૯૦ થી ૧૯૦૮)

દયારામ (જન્મ ૧૮૩૩) થી માંડીને દસ્તુર હોરાબજી રુસ્તમજી સંજાણા (સં. ૧૯૦૮, દયારામનું મૃત્યુવર્ષ) સુધીના સર્વ સાહિત્યકોનાં જીવન તથા કૃતિઓના નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

### પરિશિષ્ટ

જે પ્રાચીન કવિઓનાં જન્મમરણ કે હયાતીની સાલ મળતી નથી તે સર્વનાં જીવન, કૃતિઓના નમુના તેમજ સામાન્ય માહીતી આ પરિશિષ્ટમાં આપવામાં આવશે.

## અર્વાચીન કાલ

### ખંડ આઠમો: અર્વાચીન કાલ સંબંધી અગ્રલેખો.

### ખંડ નવમો: અર્વાચીન કાલ:-નર્મદયુગ (સં. ૧૯૦૮ થી ૧૯૪૨.)

નર્મદાશંકર (સં. ૧૯૦૮ પ્રવૃત્તિ-વર્ષ) થી માંડીને તેના મૃત્યુ (સં. ૧૯૪૨.) સુધીના સાહિત્યકોનાં જીવન તથા કૃતિઓનાં નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

### અર્વાચીન કાલ:- ગોવર્ધનયુગ (સં. ૧૯૪૩ થી ૧૯૫૭)

આ યુગના સર્વ સાહિત્યકોનાં જીવન યથા કૃતિઓના નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

### ખંડ દશમો: અર્વાચીન કાલ:-નાનાલાલયુગ (સં. ૧૯૫૯ થી ૧૯૭૦) સુધી.

આ યુગના સર્વ સાહિત્યકોનાં જીવન તથા કૃતિઓના નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી.

### અર્વાચીન કાલ:-પ્રવર્તમાન યુગ (સં. ૧૯૭૦ પછી)

સાહિત્યકોનાં જીવન તથા કૃતિઓના નમુના આપવા; તેમજ બીજી જરુરી વિગતવાર માહીતી, અને અગ્રણી સાહિત્યકો વીશે ખાસ લેખો.

૧. અનુક્રમણિકા
૨. સુચિ

## ખંડ છઠ્ઠો: મધ્યકાલ:-ભાલણયુગ (સં. ૧૪૦૧ થી ૧૬૦૦)

ટુંકા ટુંકા લેખો રૂપે, આ યુગના કવિઓ વીશે નીચે પ્રમાણે આ ખંડ તેઆર કરવો:-

જયાનંદસુરિ (સં. ૧૪૧૦) થી માંડીને પાર્શ્વચંદ્ર (સં. ૧૬૦૦) સુધીના સઘળા સાહિત્યકોનાં જીવન ને કૃતિઓના નમુના આપવા તથા અગ્રણી સાહિત્યકો વીશે વિસ્તારી લેખો લખવાના.

ખાસ લેખો:

| | | | |
|---|---|---|---|
| ૧ ભાલણ | (જીવનનોંધ, | કૃતિઓ વીશે, | સાહિત્યમાં સ્થાન) |
| ૨ મીરાંબાઇ | " | " | " |
| ૩ નરસિંહ મહેતો | " | " | " |
| ૪ પદ્મનાભ | " | " | " |
| ૫ લાવણ્યસમય | " | " | " |

આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે લાભશંકર પ્રભુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, બેકહાઉસ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

# હાથમાં લીધેલા ખંડોની વિગત

## ખંડ પહેલો: સાહિત્ય અને તેનો ઇતિહાસ

**૧. સાહિત્યનો ઇતિહાસ:** તે કેવો હોવો જોઇએ, તેનાં ઉપયોગ ને અસર—રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆનો વિદ્વત્તાપૂર્ણ સંક્ષિપ્ત લેખ

**૨ આંતરરાષ્ટ્રીય સાહિત્યનો સમાગમ:** લેખક:, અધ્યાપક ખુશાલ તલકશી શાહ.

**૩ સાહિત્યમાં સ્વરૂપ ને પ્રકાર:** જગતમાં લેખનકલાની ઉત્પત્તિ, તેનો વિકાસ, સંસ્કૃતિ પર મુદ્રણકલાની અસર, તેમજ સાહિત્ય એટલે શું, તેના સર્જનાત્મક અને કલ્પનામય એવા પ્રકાર, તે દરેક કેવા વાતાવરણમાં ઉદ્‌ભવે ને પોષાય તથા પ્રજાજીવન પર અસર કેવી રીતે કરે, તેનાં આંદોલન કેમ ઝીલે ને સાહિત્ય સંસ્કૃતિનું પ્રેરક અને વાહક કી રીતે બને આ વિષયો પર ર. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો અનેક દૃષ્ટિબિંદુઓ રજુ કરતો લેખ.

**૪ સાહિત્ય—પ્રાચીન અને અર્વાચીન:** એશીઆ તથા યુરોપના જુનાનવા સાહિત્ય-પ્રવાહોનાં અવતરણો સહિત સમાલોચના લેખક: રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

## ખંડ પાંચમો: મધ્યકાલ (સં. ૧૪૦૧ થી ૧૯૦૮)

**આ કાલના સાહિત્યના પ્રવાહો વીશે અભ્યાસલેખો.**

૧. યુગયુગની રાજકીય પરિસ્થિતિની કેવી ને કેટલી અસર કવિઓ પર થઇ તે વીશે.

૨. મધ્યકાલ દરમીઆન પ્રચાર પામેલા સંપ્રદાયોને પ્રતાપે કેવું સાહિત્ય સરજાયું તેનું સદૃષ્ટાંત વિવેચન

૩. સંસ્કૃત સાહિત્યનાં આંદોલન આ કાલના ગુજરાતી સાહિત્યમાં કેવે રૂપે અને કેટલા પ્રમાણમાં પ્રવેશ્યાં તેની તપાસ

૪. વૈષ્ણવ સંપ્રદાયે આ કાલના સાહિત્ય પર કરેલી અસરનું વિગતવાર નિરૂપણ

૫. વ્રજભાષાનાં કાવ્યો તથા અલંકારાદિ આ કાલના ગુજરાતી કવિઓને કેવી રીતે ને કેટલે અંશે પ્રેરક બન્યાં તેનો વિસ્તાર વીશે

૬. મુસલમાન જેવા પરસંસ્કારે પ્રાંતમાં આવવાથી સાહિત્ય પર પડેલા પ્રભાવનું વિવેચન

૭. ગુજરાતીઓએ—

અ. ફારસી

આ. સંસ્કૃત

ઇ. વ્રજ

—એ ત્રણે ભાષામાં કરેલા મુખ્ય પ્રયાસોની નોંધ, વિવેચન ને ઉતારા સાથે.

૮. પ્રાચીન સાહિત્યનું પીંગળ: દેશજ તથા પરપ્રાંતોમાંથી અહીં આવેલાં રાગરાગણી આદિનાં સ્વરૂપ, વિશિષ્ટતાઓ તથા વિકાસ વીશે.

૯. સ્વામીનારાયણ પંથનું સાંપ્રદાયિક સાહિત્ય તેના ખાસ અંગો તેમજ અગ્રણી કવિઓનાં પરિચય તથા વિવેચન સહિત.